: અર્પણ પત્રિકા :

જેમના પુણ્યપ્રતાપે મને જીવનમાં
નિરંતર પ્રેરણા અને સફળતા મળી
એવાં
મારાં પરમ પૂજનીય સ્વર્ગવાસી
માતાપિતાને
ભક્તિભાવપૂર્વક સમર્પણ

— નાનજી

# પ્રકાશકનું નિવેદન

ગુજરાતી ભાષામાં આ જાતનું પહેલું પુસ્તક છે. જીવનચરિત્રો ઘણાં છે, આત્મકથાઓ પણ ઠીકઠીક છે, પ્રવાસવર્ણનનાં પુસ્તકો ય લખાયા છેઃ પરંતુ, કિશોર કુમાર, યુવાન, પ્રૌઢ અને વૃદ્ધ, દરેકને એકસરખો આનંદ અને જ્ઞાન આપે તેવું આત્મચરિત્ર આ પ્રથમ જ છે

સૌરાષ્ટ્રના એક સાહસશૂર વ્યાપારીની આ અનુભવકથા છે જેવું એમનું જીવન સાદું, સરળ અને ગામઠી ઢબનું છે, તેવી જ સાદી સરળ, ઘરગથ્થુ ભાષામાં આ પુસ્તક લખાયુ છે, કોઇ પહાડમાથી નદીનો પ્રવાહ નીકળે તેમ વહેતા ઝરણા માફક કથાનો પ્રવાહ વહ્યે જાય છે

આમા ભાષાના અલકાર નથી, ભભકભર્યાં વર્ણનો નથી કે નથી શૈલીની છટા જૂના જમાનામાં કુટુંબના વડીલો, રાત્રે વાળુપાણી કર્યા બાદ, આગણામા ખાટલા ઢાળી બેસતા અને પોતાના અનુભવોની રસિક અને બોધદાયક વાતો કરતા, તેવી સહજ રીતે આ પુસ્તકમા લેખકે પોતાના અનુભવો આલેખ્યા છે આમા અભિમાનની છાંટ સરખી નથી. જ્યા ક્યાય સાહસ કર્યું છે, હિંમત બતાવી છે, સમયસૂચકતા વાપરી છે, તે દરેકમા લેખકે ઇશ્વરની કૃપા માની છે મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા એ કહેવત કેટલી યથાર્થ છે તે આ પુસ્તક વાચતાં જણાય છે માનવજીવન અનેક મુશ્કેલીઓથી ભરેલુ છે જેમને જીવનમા આગળ વધવું છે, તેમને માટે ડગલે ને પગલે અડચણો તો પડેલી જ છે, પણ પોતાના પ્રબળ પુરુષાર્થ વડે એ મુશ્કેલીઓનો સામનો કરવામા જ જીવનની ખરી મજા છે, એ વાત આ પુસ્તકને પાને પાને જોવા મળે છે જીવલેણ જોખમ વચ્ચે પ્રભુ ઉપરના અડગ વિશ્વાસથી માણસ કેવી રીતે ટકી રહે છે, તે પણ જોઇ શકાય છે

સૌરાષ્ટ્રના એક ખૂણાના ગામડામાથી, એક નાના વેપારીનો તેર વર્ષનો કિશોર વહાણમાં બેસીને પરદેશ ખેડવા નીકળે છે રસ્તામા ભારે તોફાનમા વહાણ સપડાય છે , માડાગાસ્કરના અજાણ્યા ટાપુમાં જઇ ચડે છે

એક મહિનાનો માર્ગ પાંચ માસ અને દશ દિવસ લાંબો થઈ પડે છે. એ વખતના અનુભવની વાતો કોઇ પરીકથા જેટલી રોમાંચક અને સાહસપૂર્ણ છે. કોઇ વેપારીએ પોતાના આવા અનુભવોની વાતો લખ્યાનું જાણ્યું નથી. આફ્રિકાના ગાઢ જંગલમાં હિંસક પ્રાણીઓ અને નરમાંસભક્ષી માણસોની વચ્ચે વેપાર ખેડવામાં મોતની સાથે વારંવાર બાથ ભીડવી પડી છે, તેની કથા આમાં ભારે રસિક રીતે લખાયેલી છે

સાગરમાં મોજાંના ઉછાળાની જેમ વેપારમા આવક–જાવકના, લાભ–હાનિના ઉછાળા આવે છે, ત્યારે લાખોની અણધારી ખોટમા દૃઢતાથી ટકી રહેવું એ વેપારી સફળતાનો મુખ્ય ગુણ આ કથા–લેખકમા કેવી રીતે ખીલ્યો તે વસ્તુ વેપારમાં આગળ વધવા ઇચ્છતા યુવાનોને માટે પ્રેરણારૂપ બને છે.

આફ્રિકા, યુરોપ, ચીન, જાપાન, ભારત એમ દરેક દેશના પ્રવાસોનું એક વેપારીની વ્યવહાર કુશળ દૃષ્ટિએ આમાં વર્ણન કરેલું છે. દેશદેશના લોકો. ભાષા, પહેરવેશ, ખોરાક, રીતરિવાજ, ધંધારોજગાર, સંસ્કૃતિ, આમ દરેક વસ્તુનુ ઝીણવટભર્યું અવલોકન લેખકે કરેલું છે. આપણા દેશને સ્વરાજ્ય તો પ્રાપ્ત થયુ, પણ હવે તેને આગળ વધવા માટે બીજા સ્વાધીન, સ્વાવલંબી અને પ્રગતિશીલ દેશોની વિશેષતાઓનું, કયા–કેટલું અનુકરણ કરવાની જરૂર છે, તેનો ખ્યાલ આપવામા આવ્યો છે. ઇતિહાસ ભૂગોળ, વિજ્ઞાન, વ્યાપાર, રાજકારણ દરેક વિષયની હકીકત આવ માહી રીતે આ પુસ્તકમાં સંઘરાયેલી છે. કોઇ એક જ પુસ્તકમાથી આટલા બધા વિષયોનું જ્ઞાન, આટલી રસભરી ભાષામાં, દરેક વર્ગના લોકોને મળે તેવું ભાગ્યે જ બને છે. એ દૃષ્ટિએ આ પુસ્તક અતિશય ઉપયોગી નીવડશે એમાં શંકા નથી.

અરેબિયન નાઇટ્સની વાર્તાઓ પેઠે આ કથા રોમાંચક છે

આ પુસ્તકને પાને પાને ચિત્રો આપેલા છે નકશાઓ ને ચિત્રોથી આ પુસ્તકની ઉપયોગિતા ઘણી વધી જાય છે

પોતાના અનુભવો લખી કાઢવાની વિનંતિ કેટલાક મિત્રોએ શેઠશ્રી નાનજીભાઇને કરી, ત્યારે તેમણે પોતાના સહજ સંકોચશીલ સ્વભાવ પ્રમાણે જવાબ આપ્યો.

"જીવના મોહ જતા રહ્યા છે. એવી દિશામાં જવાનો જરાય મોહ નથી. ઇચ્છા નથી સાથે શું લાવ્યા, શું લઈ જઇશું? કોઈને બતાવવા કહેવાથી આ જમાનામાં હાંસીને પાત્ર થવાય છે. જગતમા પ્રભુ અનેકને જન્મ આપે છે ને અલોપ કરે છે. (એવરેજ પચાસ વર્ષમાં અલોપ થાય છે) અઢી અબજની માનવજાતિ છે. આપણે પણ એમાના એક હઈશું. એમા હર્ષશોક શાનો? જગત આવ્યુ ને જાય છે. જે ધણીને ઘેરથી આવ્યા ત્યાં જવાનુ છે એમાં જ સમાઇ જવાની વૃત્તિ રાખવી. કોઇક દિવસ અંત આવશે, તેમાં સમાઈ જશું. ભાઈ મનમાં સમુદ્રના તોફાનો જેવાં મોજાંઓ આવે છે, પાછા સમાય છે. બહાર એનો વેગ પહોચતો નથી. અભણ માણસ એટલે વાણી દ્વારા અથવા લેખન દ્વારા પણ બહાર કાઢીને ભાર ઓછો થતો નથી.

કથા બાત કરમકી, કીસીકુ કહી ન જાય,
મૂંગેકો સપના ભયા, સમજ, સમજ પસ્તાય.'

આવી મારી હાલત છે. બહુ મૂઝાઉં છું ત્યારે ૐકારનો જપ અને સીતારામનું રટણ કરું છું એનાથી શાંતિ મળે છે"

આવો જવાબ મળવા છતા સ્નેહીમિત્રોએ આગ્રહ ચાલુ રાખ્યો આખરે તેમણે અમારી વિનંતિને માન્ય રાખી અને પહેલેથી છેલ્લે સુધીના અનુભવો લખી કાઢયા તે બદલ તેઓશ્રીનો આભાર માનવો જોઇએ આ અનુભવકથા લખીને મુરબ્બી શેઠશ્રી નાનજીભાઇએ અનેક સાહસિક યુવાનોને પ્રેરણા આપી છે, એટલું જ નહિ, પણ સૌરાષ્ટ્રના સાહસિક પ્રજાજનો પરદેશમા જઈ આપબળે, રાજ્ય કે બીજી કોઇ પણ સત્તાના ટેકા વિના શી રીતે વસાહત જમાવતા, વેપાર ખીલવતા તેનો એક સળંગ ઇતિહાસ આમા આપીને ગુજરાતી ભાષાની કીમતી સેવા કરી છે

અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે ગુજરાતી આલમ પોતાની વ્યાપારપ્રિય વૃત્તિને, સાહસના પાયા પાડીને તેજસ્વી ને સમૃદ્ધ બનાવનારી આ અનુભવકથા હોશેહોશે વાચશે અને તેમાથી ઘણો બોધ લેશે

પોરબંદર — પ્રકાશક

તા. ૨૦-૧૦-૧૯૬૯

# – પ્રસ્તાવના –

## ચોથી આવૃત્તિવેળાએ

પ્રથમ પ્રગટ કરેલ ત્રણે આવૃત્તિ ખલાસ થવાથી તથા વાચકોની પુસ્તક માટેની માગણી વધતી જવાથી થોડા સુધારા વધારા સાથે આ ચોથી આવૃત્તિ બહાર પાડેલ છે. છેવટના પ્રકરણોમાં ઇથોપિયા તથા પૂર્વ આફ્રિકાની મુસાફરી, ઉત્તરપ્રદેશના તીર્થધામો, હરદ્વારના કુંભમેળામા થયેલ ભારત દર્શન, તથા ગંગોત્રી યમુનોત્રીની યાત્રાનું વર્ણન ઉમેરેલ છે

પુસ્તકની પ્રસંશાના સેંકડો પત્રો આવે છે મારા મિત્રો, વડિલો શુભેચ્છકોનો આ તકે હુ હાર્દિક આભાર માનુ છુ.

વિજયાદશમી
૨૦૨૫

નાનજીભાઇ કાલિદાસ મહેતા

## લેખકના બે બોલ

મારા બાળકો કુટુંબના જુવાન છોકરાઓ, સ્નેહી મિત્રો ગો મને વારવાર કહ્યા કરતા કે તમે તમારા અનુભવની વાતો પ્રસંગોપાત અમને કહો છો તે વાતો લખાવીને પુસ્તકરૂપે પ્રગટ કરો તો ઘણા માણસોને જાણવાનુ મળે, પરંતુ મને એ વાત ગળેઊતરતી નહોતી, કારણકે મારા જીવનમા એવુ કશું વિશેષ નથી જે જાણવાથી દુનિયાને ખાસ લાભ થાય મારા કરતા અનેક મોટા વેપારીઓ, પ્રવાસીઓ, અનુભવીઓ થઇ ગયા છે, સાહસિક પુરુષો થઇ ગયા છે, જેમની પાસે મારા અનુભવો તો કઇ નથી વળી, હું સાવ અભણ, ગામડામા ઉછરેલ, તેથી આવુ લખાણ લખવાની કે લખાવવાની મને ફાવટ નહિ આમ છતા કેટલાક સ્નેહીઓના આગ્રહને વશ થઇને મે મારા જીવનના અનુભવોની વાતો લખાવી છે આ પહેલા 'યુરોપનો પ્રવાસ' અને 'તપોભૂમિ બદરી–કેદાર' નામે પ્રગટ થયેલ પુસ્તકોમા મારા પ્રવાસના વર્ણનો આપ્યા હતા એ પુસ્તકો ગુજરાતી વાચનાર સમાજને ઉપયોગી નીવડયા તેથી આ "અનુભવકથા" લખવાની ઉમેદ વધી

આ પુસ્તકમાં મારા જીવનના અનુભવોમાંથી તારવેલા વિચારો પણ રજૂ કર્યા છે. દેશદેશાવરના પ્રવાસમાં અનેક પ્રકારના લોકોનો પરિચય મને થયો હતો. મારા ધંધાને અંગે, જાહેર કામમાં અને સંસ્થાઓ ચલાવવામાં જાતજાતના માણસોના પરિચયમાં આવવું પડ્યું, તે ઉપરથી મને લાગ્યુ કે મનુષ્યની પ્રકૃતિ ભિન્નભિન્ન છે. એ વસ્તુ 'લોહાણા મહાપરિષદ'ના તંત્રી–લેખમાં મારા વાંચવામાં આવી. એમાં મારા વિચારો આબેહુબ રીતે દર્શાવ્યા હોય તેમ મને લાગ્યું. લેખકે માનવજીવનને સાકર અને પથ્થર સાથે સરખાવ્યું છે. એ ઉપમા સર્વ રીતે બંધબેસતી આવે છે. 'સાકરના ગાંગડાને પાણીમા નાખવામા આવે તો તત્કાલ એ પાણીનું પ્રવાહી સ્વરૂપ ધારણ કરે છે, એટલું જ નહિ, પણ પોતામા રહેલી મીઠાશ પાણીને આપે છે. અને એને મધુર બનાવે છે અને પથ્થરને હજારો કે લાખો વર્ષ સુધી પાણીમાં રાખવામાં આવે તો પણ એ પોતાનું નક્કર રૂપ બદલીને પાણીની સાથે એકરૂપ થશે નહિ. સમુદ્રનાં મોજાંનો યા નદીના સતત વહેતા પ્રવાહનો માર ખાઈખાઈને સેંકડો ખાંડી વજનનો ખડક તૂટી જાય તો ભલે, તેના નાના નાના ટુકડા થઇ જાય, એ ટુકડાના વળી નાના પાંચીકા થાય, પાંચીકાનો ભૂક્કો થઇને ઝીણીઝીણી રેતીના કણો બને ત્યાંસુધી પથ્થર પાણીનો સહવાસ છોડશે નહિ, પોતાના નક્કર સ્વરૂપ બદલીને પાણીનું પ્રવાહી સ્વરૂપ ધારણ કરશે નહિ. કારણ બહુ પ્રગટ છે. સાકરનો ગાંગડો અસલ તો પ્રવાહી પાણીમાંથી જ બનેલો છે. શેરડીના રસ પર અનેકવિધ સંસ્કારો પડતાં પડતાં એમાંથી સાકરનો ગાંગડો ઉત્પન્ન થાય છે. પ્રવાહીને અપાયેલું એ નક્કર સ્વરૂપ નૈસર્ગિક નહિ પણ કૃત્રિમ છે, માનવીની કરામતનું પરિણામ છે. પાણીનો સહવાસ થતા જ સાકરના ગાંગડાને પોતાનું આત્મસ્વરૂપ પાછું મળ્યાનો આનંદ થતાં એ તેની સાથે એકરૂપ બની જાય છે. સાકર અને પાણીનો સંયોગ સમાન તત્ત્વોનો સંયોગ છે એ મિલનમાં બેઉ ભિન્નતા ભૂલી જઇ એકરૂપ બની જાય છે. પાણી સાકરને પોતાનુ પ્રવાહી સ્વરૂપ પાછું અપાવે છે તેના બદલામાં, સાકર પાણીને પોતાની મીઠાશ આપી દે છે.

પથ્થર અને પાણીનો સંયોગ એ બે ભિન્ન પ્રકૃતિનાં તત્ત્વોનો સંયોગ છે. અનંત કાળ સુધી બન્ને સાથે વસે તો પણ પાણી પથ્થરના

સહવાસથી નક્કર બનતું નથી અને પથ્થર પાણીના સહવાસથી પીગળતો નથી. માનવીના મેળામાં પણ કંઈક એવું જ દર્શન થાય છે. સ્વજન અને આપ્તજનના સહવાસમાં આવતાં, પોતાના જેવાં જ પ્રકૃતિગુણ અને શક્તિઓવાળા બે માનવીઓનું મિલન થતાં તેઓ બંને એકરૂપ બની જાય છે. એકબીજાને પોતામા રહેલા સદ્‌ગુણોની આપ-લે કરે છે અને એથી બંને વિશેષ સમૃદ્ધ, વિશેષ શક્તિમાન બને છે. નરમ દિલનો માનવી પોતાનાં સ્વજનોનાં દુઃખ જોઈને આપોઆપ પીગળી જાય છે, પણ વિકૃત પ્રકૃતિના માનવીઓ સંજોગવશાત્ ગમે તેટલો વખત એકબીજાની સાથે વસે, સાથે મળીને કામ કરે છતાં એકરૂપ બની શકતા નથી. પાણીની થપાટો ખાઈખાઈને પથ્થરની રેતી બની જશે, છતા એ રેતીનો કણ નક્કર જ રહેવાનો, કઠોર રહેવાનો, કદી પીગળી શકે જ નહિ.' આ કુદરતના કાયદાનો અનુભવ મને અનેક વેળા થયો છે. આમ છતાં સંત તુલસીદાસજીએ કરેલ અવલોકન મુજબ 'આપ ભલા તો જગ ભલા' એ વાત સામાન્ય રીતે સાચી છે.

આજકાલ અક્ષરજ્ઞાનની કીમત વધારે પડતી અંકાય છે, પણ મારા જીવનના અનુભવ ઉપરથી મને લાગ્યુ છે કે જે કામ અનુભવી લોકો, હૈયાઉકલતથી કરી શકે છે, તે પુસ્તકપંડિતથી થઈ શકતાં નથી. વળી માણસ ઇશ્વર ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખે તો પ્રભુ તેને સહાય કરે છે. તેનાં ધાર્યાં કામ પાર પડે છે.

અંતમાં આવી જાતનું પુસ્તક તૈયાર કરવાની મારી કશી વિશેષ યોગ્યતા નથી, એટલે આમાં જે કંઈ ઊણપ રહી હોય તેને માટે વાચકવર્ગ દરગુજર કરશે એવી આશા સાથે વિરમુ છું.

॥ ૐ શાંતિ : ॥

વિજ્યાદશમી, ૨૦૨૫ — નાનજીભાઇ કાલિદાસ મહેતા
સ્વસ્તિક ભવન, પોરબંદર

## : અનુક્રમણિકા :

: પરિશિષ્ટ :



લેખક

શેઠશ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતા



અ મૌ શ્રી મતોકબહેન નાનજીભાઈ મહેતા

१

# અસલ વતન અને વડવાઓ

**અ**મારા ઇષ્ટદેવ શ્રી રામચંદ્રજી ભગવાન અને શ્રી સીતામાતા. અમે રઘુવંશી ક્ષત્રિય કહેવાતા. અમારું અસલ વતન અયોધ્યા. અમારા પૂર્વજો પ્રાચીન સમયમાં ગંગા, યમુના અને સરયૂના કિનારાપર વસતા હતા. ત્યાંથી નાનીમોટી જાગીરો મેળવી છેક સિંધુ નદીના કિનારા સુધી તેમણે વસવાટ કર્યો. શાંતિના સમયમાં ખેતી અને ગોપાલન, તથા લડાઇના સમયમાં રાષ્ટ્રરક્ષા એ અમારા પૂર્વજોનો મુખ્ય ધંધો હતો. જ્યારે હિંદુસ્તાન ઉપર પરદેશીઓના હુમલા થવા લાગ્યા ત્યારે દેશની રક્ષા કરવા રઘુવંશી ક્ષત્રિયો પંજાબમાં આવી વસ્યા. શ્રી ગુરુ નાનકજી અને શીખોમાં ઘણા રઘુવંશીઓ છે, જેની સંખ્યા એક કરોડ ઉપર છે.

ભારતનો દરવાજો ખુશ્કીમાર્ગે ખૈબરઘાટ અને બોલનઘાટ. એ રસ્તેથી પરદેશીઓનાં ધાડા પ્રવેશ કરતાં. મધ્ય એશિયામાંથી હૂણ, શક, ગ્રીક, ઇરાની, આરબ, પઠાણ, તુર્ક અને મોંગોલ જાતિનાં ટોળાં હિંદની ફળદ્રુપ અને સમૃદ્ધ ભૂમિને લૂંટવા ચડી આવવા લાગ્યાં. એ ધાડાને રોકવા મજબૂત માનવ–દીવાલની જરૂર હતી.

હિંદની વાયવ્ય દિશાએ સરહદ પ્રાંતથી પેલે પાર પહાડી પ્રદેશમાં, ખૈબરઘાટને ઓળંગતા જ શાહબાદ જિલ્લો આવે છે. અંગ્રેજી રાજ્ય–અમલમા ત્યાં સુધી બ્રિટિશ હદ આવેલી હતી. ત્યાંથી આગળ અફઘાનિસ્તાન શરૂ થાય છે. અફઘાનિસ્તાન ભારતનો જ એક ભાગ હતો. અત્યારે સંશોધન કરતા ત્યા ઘણા બૌદ્ધ શિલાલેખો મળી આવે છે.

એ શાહબાદ જિલ્લાને જ પહેલાંના વખતમાં લોહરદેશ કહેતા ત્યા લોહરગઢ અથવા લોહગઢ નામનો પ્રખ્યાત કિલ્લો હતો એના ઉપર લોહર ક્ષત્રિયોની સત્તા હતી. લોહર ક્ષત્રિયોને ત્યાની ભાષામા લોહખત્રાં કહેવામા આવે છે એમને રઘુવંશી અથવા રામદા–પોતરા પણ કહેતા. આજે પણ ત્યા વસતી ક્ષત્રિય જાતિ એ જ નામથી ઓળખાય છે.

ભારતના દ્વાર પર અડીખમ પહેરેગીર બનીને ઊભેલી આ ક્ષત્રિય જાતિ અયોધ્યા તરફ વસતી રઘુવંશી પ્રજાની સીધી વંશજ હતી. હૂણ જાતિના હુમલા ખાળવા પંજાબ સુધી આવેલા રઘુવંશીઓ આગળ

વધીને છેક અફઘાનિસ્તાન સુધી ફેલાયા અને એ પહાડી પ્રદેશના નાનામોટા કિલ્લાઓ બાંધી રાષ્ટ્રની રક્ષા કરી, ભારતના દ્વારપાળનું બિરુદ મેળવ્યું.

અગિયારમા સૈકામાં મોંગોલિયન શાહ તેગુજી ઉર્ફે ખાંખાં જંગીસખાન હિંદ પર ચડી આવ્યો, ત્યારે લોહરગઢના સિંહાસન ઉપર વીર દાદા જશરાજ બિરાજતા હતા. તેમણે પોતાની ફોજ સાથે જગત-વિજેતા જંગીસખાનનો સામનો કર્યો અને મુલતાનના કિલ્લામાં ખૂનખાર જંગ મચાવ્યો, તેમાં તે મરાયો. ગિઝનીના સમર્થ ઇતિહાસકાર શિવપ્રસાદ શર્મા એક લોકગાથામાં લખે છે કેઃ "તેગડા મોંગોલિયાદા મોત, મુલતાનદા કિલ્લા બીચ રાના જશરાજ મિરાને કિત્તા." (મોંગોલિયન રાજા તેગુજીનું મોત મુલતાનના કિલ્લામાં રાણા જશરાજને હાથે થયું.)

મુલતાનના કિલ્લામાં શાહ તેગુજી ઉર્ફે ખાનખાનાન જંગીસખાનની કબર છે, જેની ઉપર ચીની ભાષામાં લેખ કોતરેલો છેઃ

"ખાંખાં જંગીસખાંનું મૃત્યુ લોહરગઢના રાણા જશરાજને હાથે આ સ્થળે થયું અને તેનું શબ તેના અનુયાયીઓ ચીન લઈ ગયા.

વીર દાદા જશરાજના મૃત્યુ પછી લોહર ક્ષત્રિયોનો સંપ તૂટ્યો. સત્તા માટે અંદરોઅંદર ફૂટ પડી અને લોહર ક્ષત્રિય રાણાઓ નબળા પડ્યા. પરિણામે લોહગઢની સત્તા તૂટી. પરદેશીઓના હાથમાં લોહગઢ ગયો. કેટલોક કાળ લોહર ક્ષત્રિયોએ ગેરિલા યુદ્ધ કર્યું. આસપાસની પહાડીઓનો આશરો લઈ જાનમાલનું રક્ષણ કર્યું. તેને લીધે એક કહેવત બની: 'લોહરાનેદી લજ્જ રહી વઈ ઉન પહાડીઆંને'

એ પહાડીઓને લીધે લોહર ક્ષત્રિયોની લાજ રહી ગઈ. તેને બદલે ગુજરાતીમાં 'લોહાણાની લાજ રાખી ધન માના ડુંગરી' કહેવત' પ્રચલિત બની. 'ધનમાતા' નહિ પણ 'ધનમતા' એટલે દ્રવ્ય અને માલનું રક્ષણ ડુંગરાઓથી થઈ શક્યું

ધીમેધીમે સરહદમાંથી લોહર ક્ષત્રિયો સિંધમાં આવી વસ્યા. સિંધના નારાયણકોટનો રાજા દાહિર રઘુવંશી હતો. મસકતના અમરુબિન જમાલ અને તેના પંદર સાથીદારો મસકતના સરદાર મીરકાસીમ સામે બહારવટે નીકળી રાજા દાહિરને શરણે આવ્યા. રાણા દાહિરે શરણાગતના

રક્ષણ માટે મીરકાસમ સામે લડાઈ જાહેર કરી. ખૂનખાર જંગ મચ્યો, જેમા શરણે આવનાર અમરુબિન જમાલ પૂર્યો અને રાણા દાહિરના સાત રાજકુમારો રણમેદાનમાં સૂતા. દાહિર પોતે પણ લડતાંલડતાં મરાયો. રાજા દાહિરની રાજધાની જૂના વખતનું નારાયણકોટ તે જ આજનું સિંધ હૈદરાબાદ.

ત્યારપછી કેટલાંક વરસે ઘોઘો અને ચનેસર નામના બે ભાઈઓ વચ્ચે અણબનાવ થવાથી સિંધ પર અલ્લાઉદ્દીન બાદશાહે આક્રમણ કર્યું. ભાઈભાઈના કુસંપથી જ અલ્લાઉદ્દીને આ હિંમત કરી આ લડાઈમાં બન્ને ભાઈઓ મરાયા અને અનેક શૂરા નરો વીરગતીને પામ્યા. એ ખૂની શાહે કત્લેઆમ ચલાવી. એ વખતે કેટલાક લોહાણા ક્ષત્રિયોએ સિંધને રામરામ કર્યા. ત્યારબાદ મીર કલોડાના સમયમાં તેની ભારે ધર્માંધતાથી ત્રાસી, સિંધ છોડી, કેટલાક કચ્છ કાઠિયાવાડ તરફ આવી વસ્યા અને ત્યા ખેતી અને વેપાર હાથ ધર્યા.

પ્રાચીન કાળથી જોઈએ તો ભારત ઘરની ફૂટથી પાયમાલ થયેલ છે કૌરવ અને પાંડવ વચ્ચેનુ મહાભારત યુદ્ધ એ ભાઈભાઈ વચ્ચેના કુસંપનુ ફળ હતું. પૃથ્વીરાજ ચૌહાણ અને જયચંદ રાઠોડના કુસંપે શાહબુદ્દીન ઘોરી જેવા પરદેશીને હિંદમાં નોતર્યો હતો. સત્તા અને લક્ષ્મીના લોભે ભાઈ ભાઈની ઈર્ષા કરે છે, પરિણામે કુસંપના બી વવાય છે. વેરઝેર વધે છે અને દેશ નબળો પડે છે.

પૂ. મહાત્મા ગાંધીજીના પુણ્ય પ્રતાપે દેશ આજે સ્વાધીન બન્યો છે આપણી અજોડ રાષ્ટ્રસંસ્થા કોંગ્રેસ જેને પૂ મહાત્માજીએ જીવન આપી મહાન બનાવી તેનું સુકાન તેમના મહાન વારસદાર પંડિત જવાહરલાલજીના હાથમા છે. જ્યાસુધી કોંગ્રેસ રાષ્ટ્રહિતનાં ઉમદા કાર્યો કરી રહેલ છે ત્યાસુધી દેશમા બીજા પક્ષોની જરૂર નથી. પરદેશી અનુકરણ પ્રમાણે લોકશાહીમા ભૂલો થતી હોય તે બતાવવા માટે વિરોધી પક્ષ હોવો જરૂરી મનાય છે. વિરોધ પક્ષ તરીકે એકાદ ભલે રહે, પણ તે ઉપલી સભામા જ બાકી જનતામા એક જ નાદ ગાજવો જોઈએ. તન, મન, ધનથી સૌએ એકતાલ બનીને, કદમેકદમ મિલાવીને ભારતને ઉન્નતિને શિખરે પહોંચાડવાની તમન્ના રાખવી જોઈએ, અને સૌએ એકરૂપ બની ભારતને જગતના સર્વ દેશોમાં પ્રથમ પંક્તિએ

બનાવવો જોઈએ. દરેક ભારતવાસીનુ એ કર્તવ્ય બની જવુ જોઈએ. પોતાની જાતનો, પોતાના અંગત સુખનો વિચાર પછી, પણ દેશના હિતનો વિચાર પહેલો કરવો જોઈએ દુનિયાનો દરેક દેશ એ રીતે આગળ વધ્યો છે

લોકશાહીને નામે આજે જે કુસુંપના બીજ રોપાય છે તેને લીધે દેશની મહામૂલી સ્વાધીનતા જોખમમાં મુકાય છે સ્વતંત્રતાનો પાયો છે સંપ અને એકતા એ પાયો આપણે ખૂબ મજબૂત બનાવવો જોઈએ

લોહરગઢના ક્ષત્રિઓના ઉદય અને પતન ઉપર, કવિ ભ્રમિત જોશીએ રાષ્ટ્રીય એકતાની ભાવના પ્રેરતુ એક મરમ કાવ્ય રચ્યુ છે તે પ્રસંગોચિત હોવાથી અહીં આપ્યુ છે

સ્વાધીનતાકે શિખર પર, જબ હિંદોસ્તા ખડા થા,
તબ શના લોહરકા, આપસમેં લડ પડા થા
તબ્હા હો ગયા-લોહગઢ, મીટ ચૂકી શાનેકી રોશનાઈ,
ઘરકી ચિરાગને કમબખ્તોને અપને હાથોને જલાઈ
શક્તા ઔર પ્રતાપ આપસમે ન લડતા,
જો માનસિંહ કુલ્હાડીકા હથ્થા ન બનતા
તો રાજપૂતાના કભી જલ ને ઊઠતા,
ન યહા ભી ક્ષાત્રત્વ કા દીવાલા નીકલતા
વહી આગને મહારાષ્ટ્રમે સકલ દિખાયા,
શિવાજીકે સપૂતોને વહી ચિરાગ ઘરમે જલાયા
મન મત્તાવનકી ઉષા, યે દેશમે દિખાઈ,
લક્ષ્મી ઔર નાનાને દિયા દેશકો વધાઈ
તબ શમસિંગને ફિર, અંધેરા કર દિખાયા,
સૂ આશા, હમારી ભસ્મ કર મિટાયા
વીર સાવરકરને અખંડ હિન્દોસ્તાં પુકારા,
તો જિન્હા સાહબને પાકિસ્તાંકો લલકારા
અલસર બન ગયા ભારત, ટુકડોમે ક્યા ક્યા કરોગે,
જો બન રહી ઘરકી ફૂટ તો, ગુલામી જરૂરે ખખડાતે મરોગે
ભ્રમિત જોશી કહતા વિખવાદકી ઘટાયેં ન ગર પન્ને હટેગી,
ઘર-ફૂટને ઓ ભારતીય જાતિ ! તૂ જહાંમે મર મિટેગી

આપણા પૂ. રાષ્ટ્રપિતાને ભારતની એકતા કાજે પોતાના મોંઘામૂલા પ્રાણનું બલિદાન આપવું પડયુ. દેશનાં યુવક-યુવતીઓ બહારના આક્રમણો સામે ભારતની રક્ષા અર્થે ત્યાગભાવના કેળવશે ત્યારે જગતમાં આપણું ગૌરવ જળવાશે.

રઘુવંશી ક્ષત્રિયોએ રાષ્ટ્રની રક્ષા ખાતર પોતાના જીવન મોંઘાં કર્યાં હતા અને મોતને મીઠું ગણ્યુ હતું તેથી તેમનાં નામ આજે ઇતિહાસમાં અમર છે. જે રઘુવંશી (સૂર્યવંશી) લોહરાણાઓએ ભારતને દરવાજે અડીખમ ઊભા રહી સૈકાઓ સુધી પરદેશી આક્રમણને મારી હઠાવ્યાં એને રાષ્ટ્રની રક્ષા કરી, તે બળવાન પ્રજાના વારસદારોને અંદરના કુસંપના કારણે સ્થળાતર કરવાં પડયાં.

એ જમાનામાં વાહન-વ્યવહારની કશી સગવડ ન હતી. રેલવે, વિમાન અને મોટરના આ વૈજ્ઞાનિક યુગમા આપણને કલ્પનામાં પણ ન આવે તેવી મુસીબતો વેઠીને એ પ્રજાએ પોતાની ધર્મરક્ષા અર્થે સ્થળાતર કર્યા ઢોરઢાંખર, માલમિલકત, કુટુંબકબીલો-બધું લઇ છેક પેશાવરને પેલે પારથી સિંધ આવ્યા સિંધથી કચ્છ આવ્યા લોહરાણા મટી લોહાણા બન્યા.

સિંધ તજી કચ્છમા આવનારી એ લોહાણા જાતિએ કચ્છને પોતાનુ વતન બનાવ્યું યુદ્ધ છોડી વ્યાપાર શરૂ કર્યો, છતા મીરોનાં આક્રમણ સામે અવારનવાર લડાઇઓ થતી ત્યારે તેઓ હથિયાર પણ ઉઠાવતા અન્જારની ઉપર મીરોનો અણધાર્યો હુમલો આવ્યો ત્યારે લોહાણાઓએ બહાદુરીથી અન્જારનો બચાવ કર્યો તેવી જ રીતે અલ્લાઉદ્દીન ખિલજીના ક્રૂર સેનાપતિ મલેક કાફૂર સામે લડવામાં ચંદ્રવશી જાડેજાઓને સાથ આપનારાઓમા લોહાણા મુખ્ય હતા એ લડાઇમા અનેક લોહાણા વીરો વતનની રક્ષા કરતા સ્વર્ગે સિધાવ્યા હતા. કચ્છના લોહાણાઓમા આજે પણ વીરતા પડેલી છે.

કચ્છના રાવ જ્યારે મુસલમાન ધર્મ સ્વીકારવા તૈયાર થયા હતા ત્યારે ત્યાના લોહાણા દીવાન શ્રી દેવકરણ શેઠે કચ્છના જાગીરદારોને ભેગા કરીને કચ્છના મહારાવને બંદીવાન કરીને મુસલમાન ધર્મ અંગીકાર કરતા અટકાવ્યા હતા અને કચ્છને મુસ્લિમ રાજ્ય થતું અટકાવ્યુ હતું. બીજા લોહાણા દીવાનોએ પણ કચ્છની દીવાનગીરીઓ દિપાવી છે.

તે પછીના બીજા દીવાન શ્રી મેઘજી શેઠ તેમણે પણ ઘણાં વર્ષ સુધી દીવાનગીરી કરી. રાજ્યમાં જે અંધેર ચાલતું હતું તે દૂર કરવા માટે થઈને કાવાદાવા કરનારને જેર કર્યા. એ કાવાદાવામાં શ્રી મેઘજી શેઠ કિલ્લાની બહાર દગાથી મરાયા, જેની યાદગીરી તરીકે સમાધિ અત્યારે પણ મોજૂદ છે અને તેમના વારસદારો તેની પૂજા કરે છે.

જ્યારે જ્યારે રાજાઓને પૈસાની જરુર પડતી અથવા દગા–તોફાન થતા ત્યારે ત્યારે અંજારનું મોટું મહાજન દરેક વખતે રાજ્યને વફાદાર રહીને મદદ કરતું.

તેવી રીતે અત્યારે પાકિસ્તાન થતા સિંધી લોહાણાઓ જેમના ઇષ્ટદેવ શ્રી રામચંદ્રજી ભગવાન છે તેઓ ભારતમાં ઘણી ખરાબ હાલતમાં પાછા આવ્યા છે. તેમની ત્રણ જાતિ છે. એક લોહાણા, બીજી ખત્રી અને ત્રીજી એક કઠાઇ જાતિ છે.

તે દેશની અંદર બહુમતિ મુસલમાનની હોવાથી આચારવિચારે તેઓ જુદા પડે છે, પણ મૂળ એકજ વંશમાથી તેમની ઉત્પત્તિ થયેલી છે.

કચ્છથી રાવળ જામ કાઠિયાવાડની ધરતી પર ઊતર્યા ત્યારે તેમના સૈન્યમા લોહાણા સૈનિકો હતા. ભૂચર મોરી પર જ્યારે દિલ્હીનો શાહ સલીમ ચડી આવ્યો ત્યારે લોહાણા વીરોએ મોરીને સાથ આપેલો અને દેશરક્ષણ ખાતર પ્રાણ આપ્યા હતા. તેમના વંશજોને હાલારના આરાઠી વિભાગમા જમીનો મળી અને ત્યાં તેમણે વસવાટ કર્યો.

આ રીતે આશરે સાડા નવસો વરસ પહેલા અફઘાન સરહદેથી લોહરાણા સિંધમા આવ્યા ત્યાથી લગભગ ચારસો વરસ ઉપર સિંધમાથી* લોહાણા જાતિ કચ્છ આવી અને આશરે ત્રણસો વર્ષ પૂર્વે કાઠિયાવાડના હાલાર પ્રદેશમાં આવી તેમણે વસવાટ કર્યો.

---

*પૃથ્વીરાજ ચૌહાણને શાહબુદ્દીન ઘોરી સાથેના યુદ્ધમા સૌરાષ્ટ્ર અને કચ્છના લોહાણાઓ સાથ આપવા ગયેલા એ હકીકત 'ચંદરાસા'માં છે.



પૂ. માતુશ્રી જમનાબાઈ કાલિદાસ મહેતા

૨

## જન્મભૂમિ અને માતાપિતા

સૌરાષ્ટ્ર એ શૂરવીરોની ભૂમિ કહેવાય છે. પ્રેમ અને શૌર્ય, સાહસ ને મુત્સદ્દીગીરી એ સૌરાષ્ટ્રના વિશિષ્ટ ગુણો છે; પણ સૌથી વિશેષ તો સૌરાષ્ટ્ર સંતોની ભૂમિ છે તીર્થભૂમિ છે. સૌરાષ્ટ્રના પશ્ચિમ કિનારે ભારતનાં સુપ્રસિદ્ધ તીર્થો આવેલાં છેઃ સોમનાથ, સુદામાપુરી અને દ્વારિકા ભારતવર્ષનાં અડસઠ તીરથ કરવા નીકળેલા યાત્રાળુ સૌરાષ્ટ્રમા સૌ પ્રથમ જૂનાગઢ આવે છે. ગિરનારની યાત્રા કરી, સોમનાથ પાટણ જાય છે. ત્યાં સોમનાથ મહાદેવના દર્શન કરી સમુદ્ર કિનારે ચાલતા માધવપૂર આવે શ્રી માધવરાયના દર્શન કરી સીધા સાગરકાંઠે સુદામાપુરી પહોંચે. સુદામાપુરી એટલે પોરબંદર-મહાત્મા ગાધીજીની જન્મભૂમિ-થી સાત ગાઉ વીસાવાડા ગામ આવેલું છે, જેને મૂળ દ્વારિકા કહે છે દર વરસે હજારો યાત્રાળુઓ ત્યા આવે છે. પ્રાચીન મંદિરો અને સર્વ દેવની મૂર્તિઓના દર્શન ત્યા થાય છે. એ મૂળ દ્વારિકા અથવા વીસાવાડા તે મારા મામાનુ ગામ મારા બાળપણના અનેક યાદગાર દિવસો એ સાગ મોસાળના ગામમા મે પસાર કર્યા છે. મારી દરિયાપારની સફરોનાં મીઠા સ્વપ્નો મે એ જ ભૂમિ ઉપર સેવ્યાં હતા. પરદેશ જઇ વેપાર ખેડવાની મારી અનેક કલ્પનાઓ એ સ્થાનમા પ્રગટ થઇ હતી.

ભારતના યાત્રાળુ મૂળ દ્વારિકાના દર્શન કરી ત્યાથી ત્રણ ગાઉ પર આવેલાં હરસિદ્ધિ દેવી (જે વીર વિક્રમ મહારાજાનાં ઇષ્ટદેવી હતાં, જેમની એક પ્રતિમા ઉજ્જૈનમા છે અને એક મિયાણીમા છે)ના પવિત્ર સ્થાનકે જાય છે. ચાવડા વંશની અહીં રાજધાની હતી. તેના કિલ્લાઓ અને મકાનો તેમજ જૂના દેવળોના ખંડેરો આઠ માઇલમા ઊભા છે

અને ત્યાંથી પાટણના તથા વલ્લભીપુરના ગાધીઆ નામના ચાંદીના સિક્કાઓ પણ નીકળે છે. વલ્લભીપુર એક વખતનું બહુ જ સમૃદ્ધ રાજ્ય હતું અત્યારે ભાવનગર પાસે વળા છે ત્યા આ રાજ્યની સમૃદ્ધિની સાક્ષી પૂરતાં ખંડીએરો હજુ પણ ઊભાં છે આવા રાજ્યોનો ધ્વંસ કુસંપને લીધે જ થયો નહિતર માત્ર ૨૦ હજારની આરબોની સેના ૨ લાખની વસ્તીવાળા શૂરા પ્રદેશપર કબજો જમાવે એ કલ્પના પણ થઈ શકતી નથી. હરિસિદ્ધિથી દ્વારિકા માત્ર વીસ ગાઉ દૂર થાય સોમનાથથી સુદામાપુરી અને સુદામાપુરીથી દ્વારિકા એ આખા સમુદ્રકિનારા ઉપર પ્રાચીન દેવસ્થાનો ઠેરઠેર આવેલા છે. દર વરસે હજારો યાત્રાળુઓ અને પ્રવાસીઓની પદધૂલિથી એ માર્ગ પાવન થયેલો છે.

દરિયાકાંઠે અમે હમેશા ફરવા જતા ત્યારે ત્યા કાંઠે બેસતા, તે વખતે સમુદ્રના મોજાંઓની માફક મનના તરંગો ઉછળતા

સમુદ્રમાં બેટ જેવી બનેલી હરસિદ્ધિ માતાની મનોરમ ટેકરીની સામે જ, ત્રણેક માઈલ દૂર રાવલ ગામ આવેલું છે. નદીનો કિનારો, સુંદર વૃક્ષરાજિ અને પાકથી લચી પડતી વાડીઓ, હરિયાળી જમીન અને ઘટાદાર વૃક્ષોથી રાવલ ગામ બહુ રળિયામણું લાગે છે. રાવલની બાજુમા જ માતાની ગોદમા બાળક રમતું હોય તેવું, પંખીના માળા જેવું, બે હજારની વસતિવાળું ગોરાણા નામનું નાનકડું ગામ આવેલુ છે છેક રજપૂતાનાના મેરવાડા પ્રદેશમાથી આવેલા મહેર ક્ષત્રિયોએ એ ગામ વસાવેલું. બારાડીનું એ છેલ્લુ ગામ. ત્યાંથી બરડો પ્રદેશ શરૂ થાય. એ મારી જન્મભૂમિ એ મારૂં વહાલું વતન

મારા પરદાદા વીરજી શેઠ સલાયામાં રહેતા એ વખતે જામનગરની ગાદીએ જામ રણમલ હતા. રાજ્યના ભાગના ઇજારા અપાતા મારા દાદા વીરજી શેઠ કલ્યાણપર મહાલનો ઇજારો રાખતા એને માટે તેઓ કલ્યાણપર મહાલના મુખ્ય ગામ રાવલ આવ્યા. તેમણે આગળ જતા ગોરાણામાં વસવાટ કર્યો ધીમેધીમે ત્યા જ વેપારરોજગાર ખીલવ્યો અને સ્થિર થયા.

વીરજી દાદાને બે પુત્રો-વિશ્રામ અને રાઘવજી વિશ્રામ દાદાને ચાર દીકરા-જીવરાજ, કાલિદાસ, માધવજી અને લાલજી

મારા માતુશ્રી જમનાબાઈ રાજા કુટુંબનાં હતા મારા નાના વેલજીબાપા વીસાવાડામા રહેતા.

અમે ચાર ભાંડુઓ—ત્રણ ભાઇ અને એક બ્હેન. મોટા ભાઈ ગોરધનદાસ, નાના મથુરાદાસ અને હું વચેટ દેવકીબહેન અમારા ત્રણે ભાઇથી નાનાં સૌથી નાના અને એકનાં એક બહેન છે. (બીજાં એક બહેન હતા તે હયાત નથી.)

ગોરાણામા રાજ્યના વજેભાગના ઇજારા ઉપરાંત ધીરધારનો ધંધો પણ શરૂ કરેલો. રાજ્યનું મોદીખાનુ અમારે ત્યાં હતું. તેલીબિયા, અનાજ વગેરે પરચૂરણ માલની દુકાન પણ ચાલતી. આસપાસના ગામડાઓમાંથી કપાસ ખરીદવો, લોઢાવવો અને પોરબંદર જઇને રૂ વેચવું એમ ધંધો ચાલતો હતો. તે વખતે પોરબંદર વેપારનું મોટુ પીઠું ગણાતું. અમારો વેપારી સંબંધ મોટે ભાગે પોરબંદર સાથે હતો, આજે પણ પોરબંદર સાથે જ છે.

વેપાર ઉપરાંત અમારા બાપદાદાએ થોડી જમીન પણ રાખેલી. ખેતરમાથી ખાવા જેટલું અનાજ આવતું. ઘેર ગાયોભેંસોનાં દુઝાણાં હતા વેપારરોજગારનાં કામ માટે ઘોડા પણ રાખતા. વરસે એકબે હજારની કોરી પેદાશ થતી, એટલાથી ખૂબ આનંદ અને સંતોષથી રહેતા.

એ જમાનામાં વેપારમા પણ ભારે સાહસ ખેડવું પડતું. મારા દાદા રાઘવજીના દીકરા ગોકળદાસ વખતોવખત ઘી ભરીને ખંભાળિયા તથા સલાયા તરફ જતા પચીસપચાસ પોઠિયા સાથે લઇ જતા. એક વાર ગોકળદાસ પોઠો લઈ ઘી વેચવા નીકળ્યા. સાથે બીજા બે માણસો હતા. પોઠો આગળ હતી, માણસો પાછળ હતા. પોશાકમા ચોરણો, ઉપર ભેટ બાંધેલી, કસવાળી આગડી અને માથે મોટી પાઘડી બાંધેલી. હાથમાં કડિયાળી ડાંગ અને ભેટમાં લાંબી મ્યાનવાળી છરી હતી ઊંચું પડછંદ શરીર, મજબૂત બાંધો, સંયમી ખડતલ જીવન હતું એ વખતે શારીરિક સંપત્તિ એ જ ખરી સમૃદ્ધિ ગણાતી. શરીરબળ એ મોટી મિલકત મનાતી. ઘણી વાર ધાડપાડુઓનો સામનો કરી રક્ષણ કરેલું

ભાઇ ગોકળદાસ પોતાના સાથીદારો સાથે વાતો કરતા ચાલ્યા જતા હતા. નદીનો કાઠો આવ્યો. નદીકિનારે ઝાડના ઝુંડ જામ્યાં હતા. જંગલમા તાડીના જૂથ જામેલા, માણુસ હાથતાળી દઈને જતો રહે તો ય ખબર ન પડે એવી ઘાટી ઝાડી હતી બાવળને કાંટાળા થોરથી જંગલ

ભરેલા હતાં. એ જમાનામાં ચોરલૂંટારાનો ભય સામાન્ય ગણાતો. હજુ પણ ત્યા એવા જૂથો રહ્યા છે

ભાઈ ગોકળદાસ જેવા નદીના પેટાળમાં ઊતર્યા તેવા જ ચાર ધાડપાડુઓ પડકારીને આડા ફર્યા એમની પાસે ઉઘાડી તલવારો, મોટી ધારદાર કુહાડીઓ અને કડિયાળી ડાંગો પણ હતી લૂંટારા બેવડા બાંધાનાં અને બહાદુર હતા ધાડપાડુનો પડકાર સાંભળતા જ ગોકળદાસ ચેતી ગયા વિચાર કરવાનો વખત ન હતો. પળવારમાં તેમણે નજર ફેરવી લીધી. પાસે જ નદીકાઠાની વાડ હતી ત્યાં કાપેલા બાવળિયા પડયાં હતાં, મોટીમોટી ડાળો પડી હતી 'હાજર સો હથિયાર' એ કહેવત મુજબ સમયસૂચકતા વાપરી એમણે દોટ મેલીને પાસે પડેલું એક મોટું જબરું બાવળનુ ઝાખરું ઉપાડયુ અને ધાડપાડુઓને સમજણ પડે તે પહેલા તેમને ઝાખરેથી ઝૂડવા જ માડયા. બે જણા સાથે હતા તે કડિયાળી ડાગો લઈ ઊતરી પડયા બાવળના ઝાંખરાના કાટા મોઢા ઉપર, આંખમા, નાકમા, ગાલમા ખૂચી ગયા. જાડી ડાળના મારથી હાથ, પગ, છાતીમા ઢળ ચડી ગઈ અને બે જણ પડી ગયા એક સાથીદારે પાછળ જઈને છરી હુલાવી દીધી એટલે એ પડી ગયો ધાડપાડુઓ આવા મરણિયા સામનાથી જીવ લઈને નાસી ગયા. ગોકળદાસે ઝરકુ ફેંકી દીધુ શ્વાસ ખાઈને સાથીઓ સાથે આગળ ચાલ્યા ગામને પાદર જઈ પટેલ–પસાયતાને ખબર આપ્યા તેમણે આગ્રહ કરી રાત રોકયા સવારે ઊઠીને સલાયા તરફ રવાના થયા

એ જમાનામા આવા તો અનેક કિસ્સા બનતા આવા સાહસોથી શરીર અને મન વધારે મજબૂત બનતા જોખમ વચ્ચે જીવનમા જીવનનો ખરો આનંદ રહેલો છે, એનો એ વખતે અનુભવ થતો આ રીતે મારા બાપદાદાઓનો વેપાર ચાલતો, તેમાથી ઘરખર્ચ પૂરતુ મળી રહેતુ

આમ અમારો વેપાર ચાલતો હતો, તેમા કાકા ગોકળદાસને વિચાર થયો કે આપણે અહીં આ નાનકડો વેપાર કરીએ છીએ તેમા કાંઈ બહુ કસ નથી. સલાયાના અમારા કેટલાક કુટુંબીઓ અરબસ્તાન, આફ્રિકા ગયેલા, તેમની વાતો તેઓ સાભળતા તેમના મનમા થતું કે આપણે પણ પરદેશ ખેડવો જોઈએ તેમને ખબર મળેલા કે કચ્છના ઘણા ભાટિયાઓએ આફ્રિકા જઈ વસવાટ કર્યો છે, અને ત્યા તેમની

મોટી પેઢીઓ ચાલે છે. કચ્છના એ ભાટિયા ગૃહસ્થો પાસે પોતાનાં વહાણો હતાં. ચાંચિયાઓ રસ્તામાં લૂંટી ન લે તે માટે તેઓ વહાણ સાથે રક્ષણના કાફલા રાખતા. નાની તોપો પણ રાખતા તેઓ જંગબારથી સોનું, લવિંગ, તેજાના, સીસમનું લાકડું, મજીઠની છાલ વગેરે લઇ આવતા અને અહીંથી કાપડ, તાંબાપિત્તળના વાસણો, રેશમ, ભાલાઓ, ચિતરામણ કરેલાં માટલાં, લાલ, લીલાં, પીળાં એવાં રંગીન મોતી, ચાંદીનાં દાગીનાં, હથિયારો વગેરે વસ્તુઓ લઇ જતાં ભાટિયા વેપારીઓની પેઢીઓ એ વખતે મુખ્યત્વે જંગબારમાં હતી. પૂર્વ આફ્રિકા પર એ વખતે જંગબારના સુલતાનની સત્તા હતી. સુલતાન સાથે ભાટિયા ગૃહસ્થોને ગાઢ સંબંધ હતો. તેમને ત્યાં રાજ્યની જકાતનો ઇજારો હતો. તેઓ સુલતાનને મોટી રકમની ધીરધાર કરતા લામુ, લિંડી વગેરે સ્થળે સૂબાઓ રહેતા. સુલતાન પોતે જંગબારમાં રહેતો. કચ્છના કેટલાંક ભાટિયા ગૃહસ્થોની પેઢીઓ જાવા, બસરા, એડન અને મસ્કતમાં પણ હતી. તેમને મસ્કતના આરબ સુલતાનો જંગબાર લઇ ગયા અને ત્યાં વસાવ્યા. તેમને મસ્કતથી પોતાના વહાણોમાં ખાસ સાચવીને લઇ ગયેલા.

મારા કાકા ગોકળદાસ આ ભાટિયા ગૃહસ્થોના વેપારની વાતો મલાયામાં સાંભળતા. અમારા કેટલાક ઓળખીતા પણ ત્યાં જઇ વસેલા; તેથી તેમનો વિચાર થયો અને તેઓ જંગબાર જઇ પહોંચ્યા.

પાંચ વરસે થોડાઘણા પૈસા લઇ દેશમાં આવ્યા. તેમને ઘેર પુત્રપુત્રીઓનું બહોળું કુટુંબ થયું. બે વર્ષ દેશમાં રોકાયા. ત્યારબાદ ફરી સંવત ૧૯૪૮ના અરસામાં સફરે ઊપડયા. સીધા જંગબાર ગયા. જંગબાર થોડો સમય રોકાઇ ત્યાંથી માડાગાસ્કર પહોંચ્યા. શરૂઆતમાં એક વોરા ગૃહસ્થને ત્યાં બે વર્ષ સુધી નોકરીમાં રહ્યા. પછી તેમણે પોતાની સ્વતંત્ર દુકાન કરી.

અમારા નજીકના કુટુંબીઓમાં સૌથી પહેલા પરદેશ જનાર તેઓ હતા. તેમને લીધે જ અમને પરદેશ જવાની પ્રેરણા મળી. તે કેવી રીતે અને કેવા સંજોગોમાં તે પછીના પ્રકરણોમાં વાંચવા મળશે. તે પહેલાં બાળપણના કેટલાક મીઠાં સંભારણા અહીં આપીએ.

૩

## બાળપણનાં સંભારણાં

માણસને પોતાનું બાળપણ સૌથી વધુ મીઠું લાગે છે બાળપણ સાંભરે એટલે આખું જગત ભૂલી જવાય, એટલી મીઠાશ એમાં રહેલી છે બાળપણ એટલે માતાની મીઠી ગોદ અને બાળપણ નિર્દોષ હોવાથી વહાલું લાગે છે, કેમકે બાળક પ્રભુની નજીક હોય છે રાય-રંક, ગરીબ-તવંગર સૌ કોઈને પોતાનું બાળપણ એકસરખું વહાલું લાગે છે, જાણે દુનિયામાં દુઃખ જેવી વસ્તુ જ ન હોય એમાંયે જેનું બાળપણ ગામડામાં વીત્યું હોય તેની મજાની તો વાત જ શી કરવી ? વળી, આજથી પચાસ-સાઠ વર્ષ પહેલાંના ગામડાં સ્વર્ગ સમાન હતાં એ ગામડાં ગોકુળિયાં કહેવાતાં એ જમાનામાં ગામડાં સાચી રીતે નંદનવન જેવાં હતાં

મારો જન્મ સંવત ૧૯૪૪ના માગસર માસમાં થયો હતો

હું સમજણો થયો ત્યારથી આજ સુધીની બધી વાતો મને બરાબર યાદ છે નાનપણનાં મીઠાં સંભારણાં આજે નજરે તરે છે માજી સવારમાં વહેલા ઉઠાડે, ઘંટીનો મીઠો રણકાર કાને સંભળાતો હોય, માજીનાં ગીત સાથે ચાલતાં હોય, ઊઠવાનું મન ન થાય માથે ઓઢીને સૂઈ રહીએ આખા ઘરનું દળણું દળી લે, છાશ ફેરવી લે, પછી માજી ફરી ઉઠાડે 'નનકા, બચ્ચા ઊઠોને મા "

માજીનો હેતાળ અવાજ સાંભળતા ઊઠી જઈએ બહાર ઓટલે બેસી દાતણ કરીએ, હાથ મો ધોઈએ, પછી ઘરમાં આવીએ ત્યાં શિરામણ તૈયાર હોય બાજરાનો ટાઢો રોટલો, ઉપર તાજું માખણ, તાસળી ભરીને દહીં અને પડખે અથાણું હોય શિરાવીને શાળાએ જઈએ

એ જમાનાનું નિશાળોનું ભણતર આજના કરતાં ઘણું ઊંચું હતું

ગણિત પાકું, આંક મોઢે કગવતા, લેખન ચોખ્ખું, અક્ષર મોતીના દાણા જેવા, (મારા અક્ષર મને ગમે એવા નથી.) વાચન સ્પષ્ટ ઉચ્ચાર સમજી શકાય તેવા ઈતિહાસ–ભૂગોળનું જ્ઞાન પણ આજના કરતાં ઘણું સારું. ચોપડીઓ અને નોટબુકો ઓછી હતી શિક્ષકો પોતાની અનુભવથી ભણાવતા વિદ્યાર્થીને વારંવાર શીખવવા છતાં ધ્યાન ન આપે અથવા તોફાન–મસ્તી કરે તો તેઓ શારીરિક શિક્ષા કરતા ભૂલ થાય ત્યારે સોટી પણ મારતા. પણ તેઓ ઘણા માયાળુ હતા. પેટના દીકરા જેટલું હેત રાખતા. વિદ્યાર્થીઓ તેમના તરફ પિતા જેટલું માન ધરાવતા. આજે તો તેમાનું કશુ રહ્યુ નથી. નિશાળ એ સરસ્વતીનુ મંદિર મટીને વેપારીની પેઢી જેવી બની ગઈ છે. શિક્ષકો પગાર પૂરતા જ કામ કરે છે. જાણે વેઠ ઉતારતા હોય તેમ મોટા ભાગના શિક્ષકો મન વિના માસ્તરગીરી કરે છે. વેપારી જેમ જોખીને માલ આપે તેમ વખત પ્રમાણે વિદ્યા માપીને ભણાવતા હોય તેમ લાગે છે. અરસપરસ પ્રેમ જેવી વસ્તુ ક્યાય દેખાતી નથી. વિદ્યાર્થીઓમા પણ શિસ્ત, વિનય, માનબુદ્ધિ જેવું કશુ રહ્યું નથી. શિક્ષકોના જીવનની કશી અસર વિદ્યાર્થીઓ ઉપર પડતી હોય એમ જણાતું નથી. એ વખતના મારા શિક્ષકો આજે પણ મને યાદ આવે છે. તેમના જીવનની સાદાઇ, ચોખ્ખાઇ, નિયમિતતા, પ્રમાણિકતા સચ્ચાઈ વગેરે ગુણોની છાપ અમારા સૌના જીવન ઉપર પડેલી છે. એ દિવસો સાભરતાં રોવું આવે છે. એ દિવસો હવે ક્યાથી મળે ?

સવારે સાડા દશ વાગ્યે નિશાળેથી છૂટીએ ત્યારે ઘેર આવીએ. દફતર મૂકી સીધા નદીએ પહોચી જઇએ. એ વખતે નદીઓમા બારે માસ પાણી સુકાતા નહિ વરસાદ નિયમિત અને પૂરતા પ્રમાણમા પડતો ડુંગરો બારેમાસ લીલાછમ રહેતા અને નદીઓ જળભરી રહેતી નદીમા નાહવાની ખૂબ મજા પડતી. આજે ગમેગમ્મર–આગ્રમના બાથરૂમમાં નાહનારને એ આનંદની કલ્પના પણ ન આવે કપડાં કાઢીને પરબારા નદીમા પડતા, સામસામા પાણી ઉછાળતા, ડૂબકીદાવ રમતા, તરતા શીખતા, નાહીને ધરાતા ત્યારે બહાર નીકળતા. કપડા ધોઈ ઘેર જઇએ ત્યા જમવાનુ તૈયાર હોય, નાહવામા મોડું થયું હોય તેથી માજી થોડું વઢે અને પછી પ્રેમથી પીરસે, હેતથી જમાડે. બપોરે ઘરમા રમતગમત અને આરામ કરી બે વાગ્યે પાછા નિશાળે પહોચી જઇએ ચાર વાગ્યે બપોરા કરવાની રજા મળતી. બપોરામા રોટલો, દૂધ, માખણ,

ઘી જે જોઇએ તે ખાઇ પાછા શાળાએ જતા. સાંજે પાંચ વાગ્યે આંકની મોંપાટ લેવરાવતા. ત્યારબાદ કલાક દોઢ કલાક કસરત અને રમતો ચાલતી. દેશી રમતોનાં થોડા સાધન અમારી નિશાળમાં હતાં. રમતમાં છૂટદડી, સાત-કાંકરી, હુતુતુતુ, ખોખો, આંબલી-પીપળી, ઊંચું અને લાંબું કૂદવું, સીધી દોડ, મલકુસ્તી વગેરે રમતો ખૂબ આનંદથી અમે રમતા. જુવાન શિક્ષકો પણ અમારી સાથે રમતા, તેથી રમવાની બહુ મજા આવતી છેક દીવાબત્તી ટાણે ઘેર આવતા.

એક વાર અમે ત્રણ ચાર વિદ્યાર્થીઓ પાટીમાં અક્ષરો લખવા માટે ખડી લેવાને નદીએ ગયેલ નદીને કાંઠે ખડી જેવી ધોળીધૂળની ક્યાંક ક્યાંક ખાણ જેવું હોય છે. અમારે જ્યારે જ્યારે ખડી જોઇએ ત્યારે ત્યારે અમો રમતા રમતા નદીએ જઇને ત્યાં એ ખાણમાંથી ખોદીને ખડી લઇ આવતા. આ વખતે એવું બન્યું કે હું ખડીની ખાણ જેવા એ ધોળીધૂળના ખાડામાં ઊંડે હાથ નાખીને ખડી કાઢવા જાઉં ત્યાં તો અંદરથી એવું કંઇ નાનકડા ઝાડના મૂળ જેવું મારે હાથે વીંટાઈ ગયું. મેં હાથ બહાર કાઢયો ને જોઉં ત્યાં તો એ કાળોતરો નાગ! અમે તો હેબતાઇ ગયા. એવામાં તો એ હાથ ઉપરથી ઉખડીને ખંભા ઉપર આવી ચડયો; પણ ઇશ્વર કૃપા કે તે પાછો ખંભા ઉપરથી કૂદીને નદીમાં પડી પાણીમા ચાલ્યો ગયો. આનું નામ જ રામ રાખે તેને કોણ ચાખે?

એ વખતે અમારા ઘરનો એક નિયમ હતો કે નાના-મોટા સૌએ ઠાકર-મંદિરે દર્શન કરવા જવું. રામનામનો જપ કરવો. ઝાલર વગાડી આવીને પછી જ વાળુ કરવું.

એ જમાનામાં કિટ્સન લાઇટ કે વીજળીના દીવા ન હતા. ગામડામાં ફાનસ પણ ન હતાં, ગ્યાસતેલના ડબા કે તેલનાં કોડિયાં હતા. ઝાંખા દીવાનાં આછા અજવાળામાં આદમી ઓળખી શકાતો નહિ. ઘણે ભાગે માણસને અવાજથી ઓળખતા.

અમારે ઘેર હંમેશા એક-બે મહેમાન હોય જ. સુદામાપુરીથી દ્વારિકાનો મુખ્ય રસ્તો એટલે કોઇ ને કોઇ સાધુમંત યાત્રાળુ નીકળી આવે. મારા બાપા ખૂબ ભાવિક હતા. સાધુસંત ઉપર તેમને બહુ આસ્થા હતી. તેમને પાદરેથી ઘેર તેડી લાવે, પ્રેમપૂર્વક સત્કાર કરે, ભાવથી જમાડે, વાટખર્ચી માટે બે પાંચ કોરી પણ આપે. અમને એ સાધુસંતના સમાગમનો લાભ

મળતો, ભજનકીર્તન, કથાવાર્તા સાંભળવા મળતાં એ સંસ્કારો અમારાં જીવનમાં વણાઇ ગયા હતા.

અમારા ઘરમાં ખાવાપીવાની છૂટ હતી. દૂધ-ઘીની રેલમછેલ હતી. લોભ જેવી વસ્તુ ન હતી. અઠવાડિયામાં એકબે વાર મિષ્ટાન તો થાય જ દુકાનમાં ટોપરાં, ખજૂર, સાકર વગેરે ચીજો રાખતા. તે ગમે ત્યારે ગમે તેટલી ખાવાની છૂટ હતી. કોઈ કોઇ વાર દુકાનમાંથી વધારે ખાઇ જઈએ તો ખસ ને ગુમડાં નીકળતાં ત્યારે ખાવાનું બંધ કરાવતા. કોઈ વાર ખાવાની મનાઈ થતી તો ચોરીને ખાઇ લેતા અને મિત્રોને ખવરાવી દેતા.

એ જમાનામાં સોંઘારત બહુ હતી. દસથી બાર આને મણ ખજૂર, બે રૂપિયે મણ ગોળ, ત્રણ રૂપિયે મણ સાકર; એમાં લોભ કોણ કરે? અનાજ એટલું બધું સસ્તું કે માણસને કાલ શું થશે તેની ફિકર જ ન હતી. ખેડૂતોના ઘરમાં દાણાની કોઠિઓ ભરેલી જ રહેતી વસવાયાના ઘરમા પણ વરસ દહાડાનું અનાજ મિલીકે રહેતું. ખેડૂતો અને વેપારીઓ વરસ પૂરું થયે વધારાનું અનાજ કાઢી નાખતા. આમ ખાવાપીવાનું સૌને પૂરું સુખ હતું.

નવ વર્ષની ઉંમરે ગુજરાતી બે ધોરણ પૂરા કર્યાં. સમજણ વધવા લાગી દુનિયાનો વિચારો આવવા લાગ્યા. રાત્રે વાળુ કર્યા બાદ બહાર આગણામા ખાટલા ઢાળી સૂતા હોઇએ ત્યારે આકાશમાં તારા દેખાય; એ વખતે મનમા કંઇક તરંગો સ્ફૂરે. આ બધું કોણે કર્યું હશે? આનો કર્તા કોણ? આ બધા તારા અધ્ધર શી રીતે લટકી રહ્યા હશે? આમા ભગવાન કયાં બીરાજતા હશે? આવા વિચારો કરતા બહુ મૂંઝાઇએ ત્યારે બાને પૂછીએ. એ પણ અભણ માણસ, એટલે શો જવાબ આપે? જેમતેમ અમારા મનનુ સમાધાન કરે. માજી પાસે ગીત ગવડાવીએ, વાર્તાઓ કરાવીએ. નવ સાડા નવ વાગ્યે સૂઇ જઇએ.

અજવાળી રાતો ખીલે ત્યારે ચાદનીમા અમે સરખેસરખા છોકરાઓ ગામને પાદર નીકળી પડીએ મહાજનના અને મહેરના છોકરાઓ સાથે મોડી રાત સુધી મેદાની રમતો રમીએ. અધરાત થવા આવે ત્યારે માજી બોલાવવા આવે; પણ રમતમાં જીવ એવો પરોવાયેલો હોય કે માજી ધખે, મારે, તો ય ન માનીએ એટલે પછી બીજે દિવસે સવારે ખૂબ પીટે, માનો

સ્વભાવ બહુ ગરમ હતો. મારો પણ સામો એટલો જ ગરમ. અઠવાડિયામાં એક બે વાર માર ન ખાઇએ ત્યાંસુધી સંતોષ ન વળે.

વીસાવાડાંથી મામા વાર વાર ગોરાણે આવતા. તેમને અમારાં આ તોફાનોની વાતો આ કરતા, તેથી મામા અમને ધમકી આપતા; પણ અમે ગાંઠતા નહિ. રોજ નદીએ નાહવા જતા, ત્યાં દૂર સુધી તરવા જતા, મારામારી કરતા; સાંજે એકાદ ફરિયાદ તો ઘેર આવે જ. પિતાજી તો પરમાત્માના ભક્ત હતા; તેઓ એક શબ્દ પણ ન કહેતા. અમે વૈષ્ણવ સંપ્રદાયના એટલે અમારા પિતાજી રોજ રાતે "બસો બાવન વૈષ્ણવ" વાંચતા. રાતના અગિયાર વાગ્યા સુધી બધા ભેગા મળી કથાકીર્તન કરતા. અમે નાના છોકરાઓ સાંભળવા બેસતા.

પારેવાને ચણ નાખવાનો અને ગાયોને કડબ નીરવાનો પિતાશ્રીનો એક અખંડિત નિત્ય નિયમ હતો. દુષ્કાળ કે એવા આપત્તિના પ્રસંગે તો તેઓ ઢોરોને નીરણ નાખતા ને એવા એવા ગોગ્રાસ માટે મારી પાસેથી આફ્રિકામાંથી પણ એવી રકમ મંગાવતા. એમના એ પુણ્યકામ માટે અમે પણ બનતી બધી મદદ કરતા હતા. તેઓ હૈયાત હતા ત્યાંસુધી ઉપર પ્રમાણે મૂંગાપ્રાણીની એમણે ખૂબ જ સેવા કરી છે. પૂર્વજોના આવા પુણ્યો જ આપત્તિમાં આડા આવે છે ને માનવી કોઇ અકળિત રીતે અનેરી આફતોમાંથી બચી જાય છે. આપણને ક્યાં ખબર છે કે આપણે કોના ભાગ્યનું રળીએ ચીએ ને ખાઇએ છીએ. આથી જ અગાઉના વખતમાં આવા આવા ધર્માદા કરવાના નિત્ય નિયમો સમજુ માણસો પોતાના ગજના પ્રમાણમાં પાળતા હતા. કોઇ કહે છે કે ફલાણો બચી ગયો તો કહે છે કે બાપદાદાના પુણ્ય આડા આવ્યા. કોણ કોના નસીબે ખાય છે તેની યે ખબર ન પડે, એ રીતે પિતા, પુત્ર થઇને આપણે ત્યાં રહે તેની યે ખબર ન પડે. એ તો ઋણાનુબંધ.

પણ માણી અમારા તોફાનથી ત્રાસી જતા. મેં નવમે વરસે બે ચોપડી પૂરી કરેલી, તેથી મામા મને વીસાવાડા તેડી ગયા.

## ૪

## સાગરપારનાં સ્વપ્નાં

**મા**માની સ્થિતિ બહુ સારી ન હતી એમનો વેપાર કાપડ અને અનાજનો હતો પરચૂરણ માલ રાખતા પોતાના કુટુંબનો નિર્વાહ તેઓ સારી રીતે ચલાવતા

પંદરેક દહાડા થાય એટલે બાપા ગોરાણાથી અમારા માટે ખજૂર, ટોપરા, સાકર, ગોળ વગેરે ખાવાની વસ્તુઓ ઘોડા પર લઈ આવે મામા ના પાડે તો ય અમારા તરફની મમતાને લીધે લઇ આવે એ દિવસો સંભારુ છુ ત્યારે પિતાના પ્રેમનો વિચાર કરતા હૈયુ ભરાઇ આવે છે

વીઆવાડાને મૂળ દ્વારિકા કહે છે ત્યા સેકડો યાત્રાળુઓ દર્શને આવતા આજે પણ આવે છે અમે રોજ મંદિરે દર્શને જતાં ત્યાં ચોખા મૂકી ભાવથી પગે લાગતા સાજે આરતી ટાણે ઝાલર અને નગારા વગાડતા છેક અધારું થયે ઘેર આવતા ગોરાણાની જેમ વીઆવાડામા પણ અજવાળી રાતે મહાજન અને મેરના સરખેસરખા છોકરા સાથે રમવા જતા મોડી રાત સુધી ધિંગામસ્તી અને રમતગમત ચાલતા મામા તેડવા આવે, ના પાડીએ તો પણ ધમકાવીને લઇ જાય ઓસરીમા પોતાની પાસે ખાટલા ઢાળી સુવડાવે

મારે બે મામા હતા બે વચ્ચે એક જ સતાન હતુ અમને ખૂબ હેતથી રાખતા દરેક ઋતુમા જુદીજુદી નવીન ચીજો ત્યા ખાવા મળતી દિવાળી આવે, બાજરાનો પોક થાય ચોમાસામા ચીભડા મકાઇ-ડોડા મળે એ જમાનામા રસાયણ એટલી બધી હતી કે જમીન રસ-કસથી ભરેલ હતી ત્રણ ત્રણ ફૂટના ચીભડા અમે હાથે કાપેલા એ મને યાદ છે ચીભડા, તરબૂચ, મેવો, રાણ, કરમદા, એટલા બધા આવતા કે ખાવાનો પ્રશ્ન જ ન હતો માણસોના મન એટલા મોટા હતા કે ખાવાની ચીજો લેવાની કોઇ છોકરાઓને ના ન પાડતા બાળકો તરફ ખૂબ પ્યાર હતો ગામના ગમે તે છોકરાને કોઇ વારે તો નહિ,

પણ સામેથી બોલાવી ગજવા ભરનારે, જમીનમા જેવો રસકસ-વધારે હતો તેવા જ હૈયા કુમળા હતા આજે બેમાથી એકેય દેખાતુ નથી માણસોના મન ટૂકા થયા, તો જમીનની રસાળતા સૂકાઇ ગઇ આજે ધગ વસૂકી ગઇ છે

એ વખતની ભાવનાઓ ઊચી હતી એમા માણસાઇ ભરેલી હતી પાડોશીધર્મ સૌમા હતો આખુ ગામ એક કુટુબ જેવુ લાગતુ ગામની અદર કોઈ ભૂખ્યુ ન સૂતુ ગામના આગેવાનો મઢીએ ચોરે તપાસ કરી આવતા કે કોઇ ભૂખ્યુ તો નથી ને? છાશ દૂધનો પૈસો લેવો તેને મહાપાપ સમજતા દહીં, દૂધ કે છાશને સૂરજનુ ફૂલ માનતા

દિવાળી, હોળી અને જન્માષ્ટમી એ ત્રણ તહેવારો મોટા ગણાતા હજી ગણાય છે એ તહેવારોમા ગામમા જાણે નવુ ચેતન આવી જતુ સ્ત્રી-પુરુષ, બાળકો નવા લૂગડા, ઘરેણા પહેરી રમવા નીકળતા જુવાનો ઘોડાદોડ અને એવી શરતો કરતા, દુહા લલકારતા, ભજન મડળીઓ જામતી, મદિરે મેળો ભરાતો, આનદની છોળો ઊડતી

એ તહેવારોમા કોઇ પણ ગરીબ ખેડૂત કે વસવાયા દૂબળા હોય તો ગામના આગેવાનો તેમની નજર રાખતા, ધનાઢ હોય કે ન હોય, ગામમા કોઈ પરબ ઊજવ્યા વિનાનો ન રહેવો જોઇએ તેવા લોકોને ખાડ, ગોળ, કે ઘી જે જોઇએ તે ઉધાર આપતા પરબ કોરુ જવા ન દેતા ભલે પૈસા છ બાર મહિને કે વરસે બે વરસે આપે કોઈના છોકરા પરબ વિનાના ન રહેતા ગામમા આવી સરસ કુટુબભાવના હતી, સપ હતો અને તેને લીધે ખુબ બરકત હતી

મહેર જેવા બહાદુર તેવા જ વરવાળા હતા કેટલીક વાર ખોટો વેર બહુ રાખતા અદરોઅદર વેર ગણે તેને લીધે ખુનખરાબી થાય આજની પેઠે પહેલા પણ તેઓ વાતવાતમા ખૂન કરી નાખતા નાથો, મોઢા, દેવો રાતડીઓ એ બધા જવામર્દોના પ્રસગો અમે સાભળતા એક ભયકર ખૂનનો બનાવ અમે નજર જોયેલો તે અહીં આપુ છુ

ગોરાણાનો રાજો ઓખાઇ નામનો મહેર વીસાવાડામા તેની બહેનને ઘેર રહેતો પટેલની ભેગો સાથી તરીકે કામ કરતો વીસાવાડાના એક મેરને તેની સાથે ઘણુ જૂનુ વેર હતુ એ લોકો લાગ શોધતા હતા એક વાર રાજો ઓખાઈ ખેતરે સાતી હાકતો હતો કુહાડી ને ફાળિયુ

શેઢે મૂકયાં હતાં. તેના હાથમાં બળદ હાંકવાની પરોણી હતી. વંડીની ઓથે પેલા બે જણા સંતાઇને બેઠેલા. તેમના હાથમાં તલવાર અને કુહાડીઓ હતી. અમે પાંચ સાત છોકરા દરિયે ફરવા નીકળેલા. છેટેથી આ બે જણને દૂરથી જોયા. એ શા માટે લપાઇને બેઠા હશે એની અમને કશી ખબર ન હતી અમે તો દૂર ઊભા રહ્યા. મનમાં એમ કે જોઇએ તો ખરા, લોકો આમ શું કરવા બેઠા છે.

રાજો સાંતી હાંકતો આ બાજુ આવતો હતો એ લહેરથી દુહા ગાતો આવતો હતો. સાવ બેફિકર હતો. એ જેવો વાડ નજીક આવ્યો અને બળદ ફેરવીને પાછો ફર્યો તેવા પેલા બંને જુવાનો પડકારીને ઊભા થઇ ગયા. રાજો પાંચ હાથ પૂરો હતો, એકલો પાંચ જણને વીણી લે એટલો જોરાવર અને હિંમતબાજ હતો, પણ એના હાથમાં કશું હથિયાર ન હતું. વળી એ બેફિકર હતો.

પેલા બે જણા એકદમ ઝપટ કરીને દોડી આવ્યા. એક જણે તલવારનો ઝાટકો માર્યો. પહેલે ઘાએ જ માથું લબડી પડયું ! બંને જણ ભાગ્યા. અમે બીકના માર્યા એક કોર લપાઇને જોઇ રહ્યા. એવામાં રાજાનું ધડ મારનારની પાછળ દોડયું. લોહી વહ્યું જાય, ધાર થતી આવે. ધડને આવતું જોઇને પેલા પાછા વળ્યા અને કુહાડીનો ઘા કર્યો ધડ પડી ગયુ. અમે દોડીને ગામમાં પહોંચ્યાં એટલી વારમાં તો ગામમા રાડારાડ થઇને ખબર પહોંચી ગઈ. વેર તો જાણીતું હતું, એટલે મારનાર કોણ એનું અનુમાન તરત થઇ ગયું. પણ એ લોકો ભાગી છૂટયા. ઓખાઇનાં સગા અને તેના પક્ષનાં આશરે પચાસેક ઘર હતાં. સામા પક્ષમાં પણ લગભગ એટલા જ ઘર હતાં, એ વખતે ધિંગાણુ થાય તો કાપાકાપી ચાલે અને કેટલાય જુવાનો ખપી જાય. એટલે કોઇ બહાર ન નીકળ્યા

ફરિયાદ થઈ, ખૂની પકડાયા લાંબી સજા થઈ. એ જમાનામા નાનાં રાજ્યો લાંબી સજાવાળા કેદીઓને પોતાને ખર્ચે સરકારને સોંપતા આ બંનેને સાબરમતી જેલમાં મોકલી આપ્યા.

ખૂનીઓને આકરી સજા થઈ છતાં રાજા ઓખાઇના ભાઇઓ તથા સગાનાં મનમાથી વેર ન ગયું. વેર ન લેવાય ત્યાંસુધી અટકને લીધે માથે પાઘડી બાંધતા નહિ. એ લોકો વેર લેવાનો લાગ શોધવા

લાગ્યા, એ વાતને પાંચ વર્ષ વીત્યા. પાંચ વર્ષ પછી ગોરાણાના બે જુવાન વીઆવાઢા આવ્યા. ત્યાંના બીજા બે સંબંધી જુવાનિયાઓએ મળી કાવતરું રચ્યુ. રાજાને મારનાર બે જણા તો જેલમાં હતા, પણ તેના બીજા ભાઈઓ છુટ્ટા ફરતા અને મૂછે તા’ દેતા તેમની ઉપર વેર લેવાનો નિશ્ચય કર્યો.

એમની વાડીઓ મોઢવાડાને છેક સીમાડે હતી. ત્યાંથી આજે કોસ, વરતા અને સજાઈ ગાડામાં નાખી બંને જણા આગળ બેઠા, થોડે દૂર લોકોએ રસ્તામા આડા બાધ્યા. બે જણ આગળ બેઠા, બે થોડે દૂર બેઠા. વાડની આડા રસ્તાને કાઠે સંતાઈ રહ્યા.

ગાડું નજીક આવ્યુ તેવી જ બંદૂક છોડી, પણ ખાલી ગઈ, ગાડું દોડાવ્યું. પેલા હાકલ કરીને પાછળ પડયા. આગળ બેઠેલા બે જણે ગાડા વાળાને આતર્યા. કુહાડીઓ લઈને ઊતરી પડયા. એટલામાં પાછળના બને પહોચી ગયા. આ લોકો સામા થાય તે પહેલા બંનેને ઘાયલ કર્યા અને જોતજોતામાં પૂરા કર્યા તેમનું લોહી જોડામા ભર્યું અને જ્યા ખેતરમા રાજા ઓખાઈનો પાળિયો હતો ત્યા જઈ એને ચડાવ્યુ, અને કહ્યુ· “અમે તારા મારનારનું વેર લીધું છે, માટે તારા જીવને સદ્ગતિ કરજે.”

ખૂન કરીને બંને ભાઈઓ ગોરાણે ભાગી આવ્યા ફરિયાદ થઈ પોરબંદર અને કલ્યાણપુરના ફોજદારો આવ્યા. બેયને પકડી લીધા કેમ ચાલ્યો સામસામી મારામારી થઈ એમા બચાવ ખાતર માર્યા એમ કહ્યું; છતા લાબી સજા થઈ બંનેને સાબરમતી લઈ ગયા. પેલાઓને હજી દશ વર્ષ બાકી હતા, તેથી તેમની યરવડા બદલી કરી, જેથી જેલમાં તોફાન ન કરે

આ વાત અમે પાછળથી સાભળેલી. ભાઈ–ભાઈના વેર ચાલ્યા જ કરતાં મેર જેવી બહાદુર, ઉદાર અને ખમીરવંતી કોમ કુસંપને લીધે આગળ વધી શકતી નથી. તેમનામા સંપ અને સંગઠન પેદા થાય તો દેશની રક્ષા કરી શકે એટલા શક્તિ અને સાહસ તેમનામાં પડેલા છે. જૂનાગઢમાં કાળવા મેરની બહાદુરીની સાક્ષી પૂરતો કાળવો દરવાજો છે અને મેરોએ દાનમા આપેલી જમીન સાધુબાવાઓ આજે પણ ભોગવે છે. જૂનાગઢની આરઝી હકૂમત વખતે તેમણે આ વસ્તુનો પુરાવો આપ્યો હતો.

વીસાવાડા, લગભગ દરિયા કિનારે આવેલું છે અમે બેચાર ભાઇબંધો વખતોવખત દરિયાકાંઠે ચાલ્યા જતા. ત્યાં કોડીઓ, છીપલાં શંખલા, વીણતા. સમુદ્રનાં મોજાં આવે ને પાછાં જાય; મોજાની સાથે અમારી દોડવાની રમત જામે. મસુદ્ર સાથે જૂની દોસ્તી હોય તેમ કલાકો સુધી કિનારે બેસી રહેતા. દૂરદૂર વહાણો પસાર થતાં હોય, એનાં સફેદ સઢ સૂર્યના પ્રકાશમાં દેખાતા હોય, એની સામે જોઇ રહેતો. મનમાં એમ થાય કે આ વહાણમાં ડૂબી નહિ જવાતું હોય? કાકા આમાં ગયા છે. એ કેવી રીતે, કેટલી હેરાનગતિ વેઠીને પહોંચ્યા હશે? વહાણ પાણી ઉપર કેવી રીતે તરતાં હશે? ઊંધાં નહિ પડી જતા હોય? વરસાદ આવે ત્યારે શું થતું હશે? દરિયાનું ખારું પાણી કેમ પિવાય? એમાં મીઠું પાણી ક્યાંથી લાવતા હશે? રાંધતા કેવી રીતે હશે? સુવા માટે ખાટલા ક્યાં ઢાળતાં હશે? સામો કાંઠો કેટલો દૂર હશે? આવા અનેક તરંગો મનમાં ઊઠતા.

કાકાની મુસાફરી ફરી વાર થઇ ત્યારે તેમના બંને દીકરાને સાથે લઇ ગયેલા. વરસ દિવસ પછી મારા મોટા ભાઇ ગોરધનદાસને પણ તેમણે તેડાવી લીધા. સલાયાથી અમારા એક દૂરના કુટુંબીનાં છોકરાં પણ ગયા કોઇ જંગબાર, કોઇ એડન તો કોઈ માડાગાસ્કર ગયા તે વખતે આફ્રિકા જવું એ મહાન આપત્તિ ગણાતી. છ છ મહિના સુધી ઘરનાં માણસોની આંખમાંથી આંસુ ન સુકાતા માતાઓ વ્રતો કરતી. પહોચ્યાનો પત્ર ન આવે ત્યાં સુધી દૂધઘીની બાધા–આખડી રાખતી.

આમ એક પછી એક સૌને પરદેશ જતા જોઇ મારા મનમાં પણ વિચાર આવ્યો કે મારે અહીં શા માટે પડયા રહેવું? મારું મન દૂર દેશાવર જોવા દોડી જતુ. દરિયાના દુઃખના વિચારો, નવી દુનિયા જોવાની હોંશમા ક્યાંય ઊડી જતા. પણ એમ કોણ જવા દે? મોટા ભાઇ ગયા ત્યારે માજી અને ભાભી ખૂબ રડેલા. કેટલાય દિવસ સુધી પેટભરીને જમેલા પણ નહિ એ બધું યાદ આવતાં મન પાછું પડી જતું; છતા વારંવાર દરિયો ખેડવાના વિચારોથી મન ભરાઇ જતું.

એ વખતે મને અગિયાર વરસ પૂરા થયા હતા. અભ્યાસમા બહુ મન લાગતું ન હતું. ઘર યાદ આવ્યા કરતું, તેથી વીસાવાડા છોડી ગોરાણા ગયો.

ચાર ચોપડી પૂરી કરી એ વખતે વીસાવાડા કે ગોરાણામાં આગળ ભણવાની સગવડ ન હતી તેથી બાપાની સાથે વેપારમાં જોડાયો

## બાપાની સાથે વેપારમાં

**મા**રા મોટા ભાઇ ૧૮૯૯ ની સાલમાં કાકાના દીકરાઓ સાથે આફ્રિકા-માડાગાસ્કર ગયેલા, તેથી હું બારમે વરસે બાપાની સાથે વેપારમાં જોડાયો.

વેપારીના દીકરા માટે પોતાની ઘરની દુકાન એ એક નિશાળ છે. જૂના જમાનામાં મોટે ભાગે દરેક જણ બાપદાદાનો વંશપરંપરાગત વારસામાં મળેલો ધંધો કરતા. સુતારનો દીકરો બાપની કોઢમાં સાથે બેસીને ઘડતો અને એમાંથી સુતારી કામ શીખી લેતો એવી જ રીતે લુહાર, દરજી, કુંભાર વગેરે તમામ કારીગરના છોકરા બાપની સાથે કામ કરતાં કરતાં જ તાલીમ મેળવી લેતા, ખેડૂતના છોકરા નાનપણથી ખેતરમાં કામ કરીને ખેતીકામમાં પાવરધા થતા. નિશાળમાં જે ભણતર ન મળે તે એમને પોતાના પિતા પાસેથી મળી રહેતું. લોહીમાં જે સંસ્કાર ઊતર્યા હોય તે ધંધો તરત હાથ બેસી જતો અને વંશપરંપરા સુધી ચાલતો. આ કુદરતી વસ્તુ હતી. પૂ. મહાત્મા ગાંધીજીએ વર્ધા મુકામે નવી તાલીમની યોજના કરી તે આને મળતી જ હતી. પૂ. બાપુજી જૂના જમાનાને ઓળખતા અને જૂનવાણી સારી ચીજો તેઓ આચરણમાં મૂકતા; તેથી તેમને આ રીત અંદરથી આપમેળે સૂઝી હતી.

અમારી દુકાને કામ કરવામાં મને બહુ મજા પડતી. બાપાની સૂચના પ્રમાણે કાપડ ભરી આપવું, તેલ ગોળ, ખાંડ વગેરે તેઓ કહે તે પ્રમાણે જોખી દેવું, આ કામ હું કરતો. એ જમાનામાં ખેડૂતો રોકડા પૈસા બહુ ન લાવતા; પણ અનાજ, કપાસ, તેલીબિયાં વગેરે વસ્તુઓ લઇ આવતા. તેમની પાસેથી અનાજ કે કપાસ તોળી લઈ તેને હિસાબે વસ્તુ જોખી આપતા વસ્તુ-વિનીમયથી ગામડાંના વહેવાર ચાલતો. નાણાં કરતાં એમાં વધારે સગવડ રહેતી પોતાના ખેતરમાં નીપજેલી ચીજ, કોઇ વેપારી દલાલ મારફત શહેરમાં વેચવી તેના પૈસા કરવા અને વેપારીની દલાલી ચડેલો માલ રોકડેથી ખરીદવો, આમાં ખેડૂતોને બેવડી નુકસાની લાગતી પણ આજે તો નાણાંચલણથી દુનિયા ઘેરાઇ ગઇ છે. તેની અસર છેક નાના ગામડાં સુધી પહોંચી ગઇ છે.

કલ્યાણપર મહાલનો દરબારી વજેભાગ અમારે ત્યાં આવતો. જકાતનો ઇજારો પણ અમારી પાસે હતો. અમારો વેપાર પોરબંદર સાથે હતો. કપાસ, તેલ, અનાજ એમ મોસમ પ્રમાણે દરેક વસ્તુ લઈને પોરબંદર જવું પડતું. એ કામ મારે ભાગે આવ્યું, એમાં મને ઘણી તાલીમ મળી.

દિવાળી પછી પોરબંદરનાં ગાડાં શરૂ થતાં, તે છેક વૈશાખ માસ સુધી ચાલુ રહેતાં. એકસાથે દશ, પંદર, વીશ ગાડાની હેડ જૂતતી કોઇ કોઇ વાર તો પાંત્રીશ–ચાલીસ ગાડા પણ હોય. સાંજના પાંચ-છ વાગ્યે ગાડાં જૂતે. સૌથી છેલ્લા ગાડામાં હું રહેતો. રસ્તામા એ વખતે બહુ ચોરીઓ થતી, એટલે જાગતા રહેવું પડતું. માજીએ ગાડામા સૂવા માટે એક ગાદી બનાવી આપેલી, એક ઓશીકું ભરી આપ્યુ હતું. પોશાકમા ધોતિયુ, કસવાળી આગડી અને માથે પાઘડી. એ વખતે આભડછેટનો સવાલ બહુ મોટો હતો. એટલે માજી દૂધનાં થેપલા બનાવી આપતા. સાથે ગોળ અને અથાણા આપતા. સાંજના પાંચ-છ વાગ્યે ગોરાણાથી અમે નીકળતા.

પોરબંદર જતાં રસ્તામાં રામવાવ નામની સુંદર જગ્યા આવેલી છે. રાતના નવેક વાગ્યે અમે રામવાવ પહોંચી જતા. રામવાવથી પોરબંદર ચૌદ માઈલ થાય. રસ્તાને કાંઠે જ મજાની જગ્યા છે: ઘટાદાર વૃક્ષોનો છાંયડો અને વાવમાં નિર્મળ નીર ભરેલુ હોય ત્યા ગાડા છૂટે. બળદને નીરણ નાખી સૌ ભાતાપોતા ખાવા બેસીએ, થેપલા ગોળ, અથાણા બહુ મીઠાં લાગે. બે કલાક બળદને પોરો આપી, નીરણ ખાઇ લે એટલે પાછા ગાડા જૂતે. ત્યાથી પોરબંદર સુધી સીધી સડક, એટલે કોઇ જાતની બીક નહિ. ગાડામા લાંબા થઇ ધાબળો ઓઢી સૂઈ જઈએ. વચ્ચે બાબડા બે કલાક છૂટે. સવાર પડે ત્યાં પોરબંદરનું જ્યુબિલીનું જકાતનુ નાકું આવી જાય. ત્યાં ગાડા ઊભા રહે એક આનો જકાતનો 'ટોલ' આપવો પડતો. શહેરમાં દાખલ થઇએ. બજારમાં જઇ માલ આડતિયાને આપી દઇએ. એ વેચી નાખે બજારમાંથી બાપાની ચિઠ્ઠી પ્રમાણે ગોળ, કપાસિયા, તેલ, ખાંડ, ખજૂર, નાળિયેર વગેરે વસ્તુઓ પાછી ગાડામા ભરી દઇએ માલ ભરવા એક બે ગાડા રાખી બાકીનાં વહેલાં રવાના કરી દઇએ.

પોરબંદરમા બપોરના વીસીમા જમવા જતા. એ જમાનામાં દોઢ આનામા દાળ, ભાત, શાક, રોટલી જમાડતા બે પૈસાનું દહીં લેતા. બે

આના નાસ્તા માટે રાખતા. રાતને માટે રસ્તામાં ખાવા મીઠાઇ લઇ લેતા.

સાજના ચારેક વાગ્યે ગાડાં જોડી પાછા ફરતા. પોરબંદરથી સાત માઇલ દૂર બાબડેશ્વર મહાદેવની જગ્યા આવે છે ત્યા સાંજ પડી જતી, એટલે ગાડાં છોડી બળદને નીરણ નાખી અમે નાસ્તા પાણી કરતા. બાબડાથી નીકળી રાતના દશ–અગિયાર વાગ્યે રામવાવ પહોચી જતા. ત્યા રાતના બે ત્રણ કલાક ગાડાં છોડી આરામ કરતા. ગાડામા માલ ભરેલો હોય, તેથી વાગફરતી જાગવું પડતું. જાગવામાં ખૂબ મજા પડતી, આકાશમા તારા ખીલ્યા હોય, અથવા ચંદ્રમાનું અજવાળું હોય, ચારેકોર ચાદની ખીલી હોય, સામસામા દુહાની રમઝટ ચાલે. કોઇ વળી ગળતી રાતના મીઠા રાગે ભજન ગાય. બળદ નીરણ ખાઇ લે, પોરો ખાય, પછી પરોઢિયે પાછા ગાડા જોડે સૂરજ ઊગ્યા પહેલાં વરતુ કાઠે પહોંચી જઈએ વરતુ નદીમા એ વખતે બારેમાસ પાણી રહેતું. ત્યા દાતણપાણી કરી નાહી લઇએ. વરતુથી ગારા જૂતે અમે નાહીને ચાલતા પહોચી જતા.

એક રાત ઘેર અને બે રાત ગાડામા એમ કારતકથી વૈશાખ માસ સુધી સાત મહિના મુસાફરીઓ ચાલતી. જે રાતે ઘેર હોઇએ તે રાતે બાપાને "ભગવતવાર્તા" નામની ધર્મકથાઓ વાચી સંભળાવતો બાપાને ઓછું સૂઝતુ તેથી તેઓ માળા લઇ સામા બેસે અને હું વાચું. કથા સાભળવા ગામના બીજાઓ પણ આવતા. ચોરાસી વૈષ્ણવ, બસો બાવન વૈષ્ણવની કથાઓ બાળબોધ લિપિમા વ્રજભાષામા છાપેલી આવતી તેમાં પઠાણ તથા મીરાં ભક્તો થઈ ગયા તેની પણ કથાઓ આવતી એ વખતે માતાપિતા તરફથી મને ઘણા ધાર્મિક સંસ્કારો મળ્યા. કથા વ ચાઇ રહે પછી કીર્તન થાય. કીર્તન બોલાઇ રહ્યા બાદ પ્રસાદ વહેચીને સુવાની રજા મળતી.

એ જમાનામા કોઇ ગામ એવું ન હતુ જ્યા રોજ રાતે ભજન-, કીર્તન, કથાવાર્તા થતા ન હોય એ વખતે આજની જેમ માણસોના મન ધર્મ વિના સૂના ન હતા દિશાઓ શ્રદ્ધા વિનાની સૂની ન હતી લોકોના સામાન્ય જીવનમા પણ આનંદ અને ઉલ્લાસ હતા. રોજ રાતે શેરીએ શેરીએ નાનીનાની વહુ–દીકરીઓ ગરબડા લેતી મોટેરા સ્ત્રીપુરુષોના દિલ એ સાભળીને પ્રફુલ્લિત બનતા મંદિરોમા કે ચોગ ઉપર પવિત્ર ભાવનાથી શુદ્ધ હૃદયથી ભજન–કીર્તન જામે ત્યારે બધા ય દુઃખ વીસરાઇ જતા મનની મોટી વાસનાઓ ચાલી જતી.

એ જમાનામા કોઇ વ્યસન ન હતું. લોકો બીડી ભાગ્યે જ પીતા. મોટેરા હોકો પીતા. ઘી દૂધ, દહીં, છાશની રેલમછેલ હતી ઘાસ પુષ્કળ થતુ ઢોર અલમસ્ત હતા. ગાયો ને ભેંસો હૃષ્ટપુષ્ટ હતી હાડકુ તો દેખાય જ નહિ. એ જમાનામા લોકો પણ સશક્ત, ખૂબસૂરત, દેખાવડા, ભરેલા ગાલ અને મોટી ભલી આંખોવાળા; એમને જોઇને મન પ્રસન્ન થતુ. આજે એ જમાનો વિચાર કરતાં જાણે સ્વપ્નુ થઇ ગયું હોય એમ લાગે છે

મારા પિતાજી કહેતા કે સો વરસ પહેલા ગોરાણાને પાદર એવી ઘાડી ઝાડી હતી કે દીપડાનો ડર લાગતો. માણસ હાથતાળી દઇને ભાગી જાય તો ય પત્તો ન લાગે. દિવસ આથમ્યા પછી કોઇ મુસાફરી ન કરી શકતું. હિંસક પશુઓ અને ચોર લુંટારાનો ભારે ભય લાગતો

દર સોમવારે ઉઘરાણી માટે બાપા મને ગામમા મોકલતા શેરીમા જતા જ મેરાણીઓ એમની મીઠી ભાષામા પ્રેમથી આવકાર આપતી રંગીન માચી નાખીને બેસાડતી વધારે દિવસ થયા હોય તો દુઃખણા લેતી વગર કહ્યે જ ઉઘરાણી કરવા આવ્યો છુ એમ સમજી જતી અને સામેથી ભારપૂર્વક કહેતી "બચ્ચા નનકા, આવતે સોમવારે ઘી ભરી જજે. કાવડિયાનો જોગ નથી અટાણે દીકરા!" એવી મીઠાશથી અને દિલની સચ્ચાઇથી કહેતી કે એમાં તરત વિશ્વાસ પડતો. શંકાને સ્થાન ન રહેતું પછી ઘરની બધી વાતો પૂછે બાપાને જેશ્રીકૃષ્ણ કહેવડાવે માજીને આમત્રણ આપે તલનુ ગૂંજુ ભરાવે એવું હેત દેખાડે કે ઉઘરાણી ન પત્યાનુ જરાય દુઃખ ન લાગે

નાનપણનો બાર વર્ષની ઉમરના આ સભારણા સંભારતા હૈયું ભરાઇ આવે છે આંખમા આંસુ આવી જાય છે આજે એ માહેનું કશું રહ્યુ નથી એ મીઠાશ, પ્રેમ કયા ગોતવા જઈએ? એનો ભાસ પણ આજે નથી એ દિવસો યાદ કરીએ છીએ ત્યારે હૈયુ વલોવાઇ જાય છે

એ વખતમા મોસમ ટાણે ઘઉં, બાજરો, જુવાર, શાકભાજી વગેરે પુષ્કળ થતા. નીરણ પૂળાનો પાર ન હતો. કેટલીક વાર જારબાજરાના ડૂંડા પણ બળદને ખવરાવતા

ગામમાં કોઇ વાર સાધારણ કજિયો થતો તો ચોરે બેસી ચોવટિયા કજિયો પતાવી દેતા સાથે બેસાડી દૂધ પાતા જેમણે સાથે બેસી દૂધ પીધુ તે પછી અંદરોઅંદર વેર ન કરતા એમા પાપ સમજતા

આમ કરતા બાર વર્ષ પૂરા થયા દુકાનનુ કામ નિયમ પ્રમાણે

ચાલતું, પણ એટલાથી સંતોષ ન હતો મન ચકડોળે ચડયું. દુનિયામાં આવ્યા તો કંઇક કરવું. દૂરદૂર નીકળી જવું. જીવનમાં કંઇક સાહસ ખેડવું. ઐતિહાસિક રાજાઓની વાર્તાઓ વાંચવામાં આવતી, કોઇ વિયોગી પ્રેમીની કથાઓ વાંચતા. સદેવંત સાવળિગા, ઢોલા મારુ, ગજરા મારુની વાર્તાઓ વાચી મનમાં-અનેક તરંગો ઊઠતા. હંમેશા નવાનવા વિચારો આવ્યે જતા. મનને કયાંય નિરાંત ન થાય. જીવ મંડયો ઊઠવા. કયાંય ચેન ન પડે. બીજી બાજુ દુકાનમાં કામકાજ વધવા માડયું. વેપાર વધ્યો.

રાજ્યનો વજે, મોદીખાનું, જકાત વગેરે કામ ચાલુ હતાં. એટલે વીસાવાડાથી એક મામાને ગોરાણે બોલાવી લીધા. રાજ્યનાં કામકાજ બાપાએ સંભાળ્યાં. દુકાન મામાએ સભાળી. બાપા ખૂબ પ્રમાણિક સાચાબોલા હતા. કોઈનું બૂરું કરવું, કોઈનું નુકસાન કરવું, જૂઠું બોલવું, એવું તો એમના સ્વપ્નામાં ય ન હતું. માનો અતિ ઉગ્ર સ્વભાવ, છતાં બાપાએ કદી ભારે શબ્દ કહ્યો ન હતો. માના હાથના તો મેં માર પણ ખાધેલા; ન કરવા જોઈએ તેવાં તોફાન કર્યાં, છતાં બાપાએ કદી ઊંચે સાદે, બોલાવ્યા નથી. બાપા ભગવાનના માણસ હતા.

તેરમા વર્ષની શરૂઆત, થઇ કંઇક, સમજણ પાકી થવા લાગી સુદામાપુરીથી દ્વારિકાનો ધોરી રસ્તો અમારા ગામના પાદરેથી જતો એટલે અનેક સાધુસંત ત્યાંથી પસાર થતા. ભૂખ્યા સાધુને બાપા ઘેર બોલાવી લાવતા તેમને ભોજન કરાવતા. જમે નહિ તેમને ખજૂર સાડવીનુ ફરાળ કરાવતા. તેવા સાધુસંતો પાસેથી અનેક ધાર્મિક કથાવાર્તા સાંભળતા એ સંસ્કારો મનમા દૃઢ થતા જતા હતા. નાનાનાનાં ધાર્મિક પુસ્તકો પણ વાંચવા મળતાં તેમા એક ધ્રુવાખ્યાન વાંચ્યું. ધ્રુવ તપ કરે છે, ભગવાન તેને દર્શન આપે છે- એ ચિત્ર જોયું, મનમા વસી ગયું. કુમળા મગજ ઉપર એની છાપ અંકાઇ ગઇ.

ખીમો કરીને મેરનો એક છોકરો હતો તે મારો પરમ બાલમિત્ર અમે સાથે ભણતા, એની પાસે હું દિલ ખોલીને વાતો કરતો, એની પાસે જેટલું હૈયુ ખૂલતું તેટલું બીજા કોઈની પાસે ન ખોલી શકતો એક દિવસ ખીમાને વાત કરી કે મને અહીં ગમતું નથી. ધ્રુવજીએ તપશ્ચર્યા કરી તેમ આપણે તપ કરી ભગવાનને પ્રસન્ન કરવા છે. ભગવાન દર્શન ન દે તો દેહ તજી દેવો છે. એને માટે મારે બેચાર દા'ડામાં ઘર છોડી ભાગી જવું છે. બરડા ડુંગરમાં મહાદેવનુ એક મંદિર છે. ત્યા જઇ તપ કરીશું.' આ સાભળી ખીમો ખુબ ગળગળો થઈગયો અને બોલ્યોઃ

"તમે ભાગી જાઓ તો પછી હું ક્યાં રહું? તો તો હું ય ભેગો આવું."

અમે બંનેએ નિર્ણય કર્યો, છાનામાના રાતોરાત કોઈને ખબર ન પડે તેવી રીતે ભાગી જવું. રાતે સૌ સૂઈ ગયા. સોપો પડી ગયો. પંખીઓ માળામા પોઢી ગયા; એ વખતે અમે તૈયાર થયા. મારા અંગ પર થોડા ઘરેણાં હતાં. ડોકમાં મોહનમાળા, હાથમાં ચાંદીનાં કડાં, પગમા તોડો, કાનમાં ચાપ્પા અને ઠોળિયા, હાથમાં વીંટી. આટલા દાગીના હતા. હંમેશા માજી આટલા દાગીના પહેરાવતાં ગામડામાં એ વખતે આટલે દાગીને શ્રીમંતાઈ ગણાતી, તેવી જ રીતે જોખમ પણ ગણાતું. એટલે મેં બધા દાગીના ઉતાર્યા એક પગમાં બેડી હતી તે ન નીકળી, તેથી એને દોરી બાંધી બેય જણે સામસામા ખેચીને કાઢી. એક પેટીમા બધા ઘરેણાં સાચવીને મૂક્યાં. પેટી દુકાનના પટારામાં મૂકી. પટારામાંથી પરચૂરણ અને રોકડ મળી-પંદરેક રૂપિયા લીધા કેડે ભેટમાં પૈસા બાંધ્યા. મંદિરમાંથી ભગવાનની એક શંખ-ચક્ર-ગદા-પદ્મવાળી પિત્તળની ચતુર્ભુજ મૂર્તિ હતી તે લઈ લીધી. સાથે એક દોરીલોટો, એક જોડી કપડાં ચોરણી, પછેડી, આંગડી, એ બધા કપડાં એક કંતાનના પોટલામા મૂક્યાં ચોરણી, આંગડી અને માથે પાઘડી એ પોશાક પહેર્યો હતો. ઉપર પછેડીની ભેટ વાળી મધરાતના શુમારે ગામ છોડીને બંને ચાલી નીકળ્યા.

કોઈ સામે મળે તો ઓળખી જાય, માટે ખેતરનો રસ્તો લીધો ખીમો ચૌદ વર્ષનો, હું તેર વર્ષનો. બંનેની બાળકબુદ્ધિ હતી. આગળ પાછળનો વિચાર કર્યા વિના ઘર છોડી ચાલી નીકળ્યા.

સવાર થયું ત્યાંસુધી ચાલ્યા જ કર્યું રસ્તામા ક્યાય પોરો ન ખાધો. બને તેટલા દૂર નીકળી જવું એમ મનમા ધારણા હતી સૂરજ ઊગ્યો ત્યા ભોમિયાવદરના પાદરમા પહોચ્યા. ગામમા ન જતા સીધો ડુંગરનો મારગ પકડયો ડુંગરની તળેટીમા ભુવનેશ્વર મહાદેવનું મંદિર આવ્યુ સુંદર નહેરું ચાલ્યુ જાય, વડની ઘટા, શંકરની દેરી, શાંત-એકાંત સ્થળ: જોતા જ મન પ્રસન્ન થયું. વિચાર કર્યો કે તપ કરવા માટે આ જગ્યા બહુ સરસ છે. જઈને મંદિરને ઓટલે બેઠા

થોડી વાર આરામ કર્યો, પછી નદીમા ખૂબ નાહ્યા. નાહવાથી થાક બધો ઊતરી ગયો આંખમા ઉજાગરો હતો તે પણ ચાલ્યો ગયો. નાહીધોઈ મંદિરમાં જઈ પ્રાર્થના કરી. એકબે ભજન ગાયા થોડો દિવસ

ચડયો એટલે ખીમાને ગામમા મોકલ્યો. એ જઇને દૂધ લઇ આવ્યો. એક આનામાં કળશો ભરી આપ્યો અઢી શેર દૂધ બને જણા પી ગયા દૂધ પીને થોડી વાર સૂઇ ગયા. ઊઠીને પાછા ભજનમાં બેઠા. આખો દિવસ ભજનમાં કાઢયો, સાજે પણ દૂધ મગાવ્યું. દૂધ પી ઓટલા ઉપર પથારીઓ કરી એટલામા માલધારી રબારીઓ નીકળ્યા. તેમણે પૂછપરછ કરી. અમે તેમને ખાસ જવાબ ન દીધો થાકયાપાકયા સૂઈ ગયા.

બીજે દિવસે સવારે વહેલા ઊઠી, નાહીધોઈ, પૂજામા બેઠા. પદ્માસન વાળી બંને જણ સામસામા બેઠા ધ્રુવજી તપ કરતા હોય તેમ તપ આદર્યું, મનમાં ખૂબ શાંતિ થઈ.

બપોરે બંને જણ ગામમા જઇને લોટ લઇ આવ્યા ખાખરાના પાનમાં લોટ બાંધ્યો અડાયાં છાણા વીણી લાવી, આડ કરી, એની ઉપર બાટીઓ શેકી બાટી અને દૂધ ખાધું જમીકારવી પાછા ભજનમા બેઠા અમે તો વડના ઝાડ નીચે, મહાદેવની સામે, આ રીતે પ્રભુસ્મરણ કરીએ છીએ ને બેઠા છીએ જાણે આખી દુનિયાને ભૂલી ગયા મનમાં વિષ્ણુ ભગવાનની ચતુર્ભુજ મૂર્તિનુ ધ્યાન ધરીએ છીએ. ધ્રુવજીને દર્શન થયા તેમ આપણને પણ થશે એવો મનમાં ભરોસો છે દિવસ ઉપર દિવસ વીતવા લાગ્યા

સોમવારે ભુવનેશ્વરના રબારીઓ ઘી વેચવા ઝારેરા ગામે ગયા ત્યા તેમણે વેપારીને વાત કરી કે, "બે માજનના છોકરા આવ્યા છે રૂપાળા સરખા છે શંકરની દેરીએ બેઠા છે રાતે મજાના ભજન ગાય છે. અમે સાંભળવા જઇએ છીએ" રબારીઓની વાત સાંભળીને ઝારેરાથી એક બે જણા આવ્યા. એમણે અમને પૂછયુ, "કયાથી આવો છો? કોના દીકરા? શું કામે આવ્યા છો?" અમે ખરી હકીકત જણાવી એટલે સામુ પૂછયું, "અહીં ખાશો શું?"

"અમારી પાસે પૈસા છે, તેમાથી ચલાવશું"

"પૈસા તો કાલ સવારે થઈ રહેશે પછી શું કરશો?"

"સવારે ભગવાનની ભક્તિ કરશુ, બપોરે ચાર કલાક મજૂરી કરવા જશું એટલામા ખાવા જેટલા પૈસા મળી રહેશે. અમારે બીજી ચીજની જરૂર નથી" અમારો આવો સ્પષ્ટ જવાબ સાભળી એ ભાઈઓ ચાલ્યા ગયા અમે રાતે મંદિરના ઘૂમટ નીચે સૂઈ રહેતા ડુંગરમા દીપડાનો વાસ હતો, પણ અમને કશાનો ડર ન હતો ભગવાન અમારું રક્ષણ કરશે એવો વિશ્વાસ હતો

અમે ઘેરથી નીકળ્યા ત્યારે એક ચિઠ્ઠી લખીને મૂકતા આવેલા, તેમા લખ્યુ હતુ-"અમારી ગોત કરશો નહિ. ભગવાનની ભક્તિ કરવા જઈએ છીએ ઘરેણાં કાઢીને પટારામા મૂકયા છે ૫૦૦ રૂપિયા સાથે લઈ જઇએ છીએ"

સવારમા ચિઠ્ઠી વાંચી ઘેર દોડાદોડી થઈ પડી ગામના પટેલો ઘોડા લઇને છૂટયા તપાસ કરતા કરતા આઠ દહાડા પછી ભાણવડને રસ્તે ઝરેરા આવ્યા ત્યાથી પત્તો મળ્યો એટલે ભુવનેશ્વર આવ્યા અમને પકડયા ખૂબ ઠપકો દીધો બાવડે ઝાલી ઘોડા ઉપર નાખ્યા ઘેર લઇ ગયા અમે ખૂબ રોયા મનમા ગભરામણ થઈ કે 'કાર્ય' સિદ્ધ ન થયુ અફસોસનો પાર ન રહ્યો મનની મનમા રહી ગઇ

વડીલોએ વિચાર કર્યો કે આ છોકરો હવે હાથ નહિ રહે તેમનામા જૂના જમાનાનુ અજ્ઞાન હતુ, તેથી તેમણે નક્કી કર્યુ કે, "હવે આને પરણાવી દેવો"

મામા સમજાવીપટાવીને વીસાવાડા તેડી ગયા ખૂબ લાડથી રાખવા લાગ્યા ત્યા મંદિરમા રોજ રાતે ભજનકીર્તન થાય તેમા મામા મારા હાથમા ઝાંઝપખાજ આપે તેથી આનંદ આવે મન કાંઇક સ્થિર થયુ.

એટલામા સમાચાર આવ્યા કે બાપાએ કુટાણામા મારું સગપણ કર્યું છે મારી ઉમર તેર વર્ષની અને કન્યાની બાર વર્ષની મને એ સાભળી આઘાત લાગ્યો જ્યારે પરણવાની વાત નીકળતી ત્યારે હુ કહેતો કે, મારૂ કોઇ નામ ન લેશો મારે તો ભગત થઈ જવુ છે"

વડીલોએ માન્યુ કે હવે આને નહિ પરણાવીએ તો જરૂર આ ભગત થઇ જશે, વૈશાખ માસમા લગન લેવાયા લગ્નમા કઈ સમજીએ નહિ, સસરાને દેખી શરમાઇએ મનમા અફસોસ થાય કે આ શુ થવા બેઠુ છે? લગ્ન શુ કહેવાય, એની કઇ ખબર ન પડે એકાતમા રોવાનુ મન થાય, પણ મારા વિચારો મનમા જ રહ્યા વડીલોએ પોતાનુ ધાર્યું કર્યું મારી ઈચ્છા વિરુદ્ધ લગ્ન થયુ તેને લીધે એક પ્રકારનો અભાવો થઈ ગયો મરજી વિરુદ્ધ લગ્ન થવાથી જીવનમા આનંદ આવવાને બદલે એક જાતનો કંટાળો આવ્યો અને અમારા ઘરમા હોશભરી આવેલી એક અજ્ઞાન ભોળી-કન્યા તરફ અજાણપણે મારા મનમા અણગમાના બીજ રોપાયા

એ વખતે આ વસ્તુ આટલી સ્પષ્ટ સમજતો ન હતો, પરંતુ આજે વિચાર કરતા સમજાય છે પાછળથી મારા અનુભવમા આવેલા દાખલાઓ પરથી અને કેટલાક પુસ્તકો વાચવાથી મને જણાયું કે જેઓને આવી રીતે લગ્નજીવન ઉપર અભાવો આવી ગયો હોય, તેઓ જીવનમા બીજા ક્ષેત્રોમા ભારે સાહસ ખેડનારા પુરુષાર્થી બને છે મોટામોટા સામ્રાજ્ય સ્થાપનારાઓ, મહાન વિજેતાઓ, સેનાધિપતિઓ, સાહસિક વેપારીઓ, ત્યાગી સન્યાસીઓ અને સ્વાત ત્ર્યવીરો કુટુબ-જીવનથી અળગા થઈને રાતદિવસ પોતાના ધ્યેયને પહોચવા ભારે પુરુષાર્થ કરે છે એમને ગૃહસ્થજીવનની સુંવાળી જિંદગી કે કુટુબની મમતા બાધી શકતી નથી, તેથી તેઓ દરિયાઈ સફરોમા, પહાડના ઊંચા શિખરો ઉપર ચડવામા ભારે જોખમો ખેડી શકે છે અને પોતાના મનમાં નિશ્ચય કરેલા આદર્શને પાર પાડી શકે છે મારા જીવનમા પણ જાણેઅજાણે એવુ જ બન્યુ છે

બનવાકાળ તે સ વત ૧૯૫૬ની સાલમાં દુકાળ પડયો એ જ સાલમા મારા લગ્ન થયેલા છપ્પનિયો દુકાળ બહુ ભારે પડયો, તેથી ઉઘરાણી કઇ પતી નહિ ઘેટાબકરાવાળા ભાગી ગયા ભેસોવાળા ડુ ગરમા ચાલ્યા ગયા અનાજ બધુ વેચી નાખેલુ ઘરમા એકાદ બે હજાર કોરીના થોડા દાગીના હતા બહુ ભીડમા આવ્યા

એ અરસામા મોટા ભાઇનો કાગળ આવ્યો કે, "હુ અહીં એકલો છુ રસોઈયો મળતો નથી 'નેટિવો'ના હાથનુ કેમ ખવાય? નાના ભાઇને મોકલો તો કઈક વેપાર થાય હમણા બીજાના ભાગમા વેપાર કરુ છુ પણ જો ભાઈ આવે તો સ્વતંત્ર દુકાન કરીએ"

મોટા ભાઈનો પત્ર વાચીને બાપાનુ મન કઈક પીગળ્યુ બાએ પણ કહ્યુ કે આ વખતે પરદેશ જવાની ના પાડશુ તો ફરીથી ભાગી જશે, એટલે એમણે પણ સમતિ આપી મામાએ પણ રાજી થઈને હા પાડી

મારા કાકાના મોટા દીકરા ભાઇ કાનજીભાઈ આફ્રિકાથી દેશમા આવેલા, તે પાછા જવાના હતા તેમની સાથે જવાનુ પાકુ થયુ. થોડો માલ સાથે લઈ જવા માટુ મારા બાપાએ અમુક રકમ આપી

સ વત ૧૯૫૭ના પોષ માસમા, એટલે સને ૧૯૦૦ના ડિસેમ્બરમા જવાનુ નિરધાર્યું મારા આનદનો પાર ન રહ્યો પરદેશ જવાની તૈયારીઓ થવા લાગી

## પહેલી સફર

મુહૂર્ત નજીક આવવા લાગ્યુ તેમ મનમાં અનેક જાતની કલ્પનાઓ રમવા લાગી. દરિયામાં વહાણુ ચાલશે દૂરના દેશો જોવા મળશે. એવા વિચારોથી મનમા ખૂબ આનંદ થતો હતો. પણ ઘરમાં સૌ ઉદાસ બની ગયાં. માજી અને ભાભીઓ એક અઠવાડિયાથી ખાવાનું ઓછું કરી નાખ્યું. તેઓ રડયાં કરે. એ જમાનામા પરદેશ જવું દોહ્યલું હતું. દરિયાનાં દુઃખ વેઠવા આકરાં હતાં. માબાપનો જીવ કોઈ રીતે ચાલતો ન હતો. આજના જમાનાની જેમ હારતોરા લઇ ને વળાવવા આવે અને રૂમાલ ફરકાવતાં હસતે મોઢે વિદાય આપે તેવું તે વખતે નહોતું. એ વખતે મફરો એવી ભારે હતી કે દીકરાનુ મોં ફરી કયારે જોવા મળશે એનો વિચાર થઇ પડતો. એ વિચારથી કુમળા, ભોળાં હૃદય દ્રવી પડતાં. શરીરથી આત્મા જુદો પડે એવું થતું

આખરે શુભ મુહૂર્તનો દિવસ આવી પહોચ્યો. સારા ચોઘડિયે ગાડાં જોડાવ્યા. અર્ધું ગામ વળાવવા આવ્યું. વડીલોને પગે લાગી, સૌના આશીર્વાદ લઇ ચાલી નીકળ્યા સાથે એવા શુકન ભેગા લીધેલા, એક બાવો, એક વાણુ દ, બે મહેર, પાચ લોહાણા – આમ અમારી પચરંગી મંડળી જામી એમા ભાઈ કાનજી ગોકળદાસ, શ્રી વલ્લભદાસ મૂલા, જેમની પેઢી પહેલા સારી હતી, પણ પાછળથી વેપાર મંદા થવાથી અમારી સાથે આવ્યા હતા.

પોરબંદર પહોચ્યા ત્યાથી સ્ટીમરમા મુંબઈ જવાનુ હતું. બાપા પોરબંદર સુધી વળાવવા આવેલા. તેઓ તો ડગલે ને પગલે "શ્રીકૃષ્ણ શરણું મમ" નો જાપ જપતા હતા. સ્ટીમર ઉપર જતા તેમને પગે પડી વિદાય લેતા આંખ ભીની થઈ તેમણે પ્રેમથી શુભાશિષ આપી.

પોરબંદર છોડીને સ્ટીમર ચાલી ત્યારે ઘડીભર મન ઉદાસ થઈ ગયુ. નવી દુનિયા જોવાનો આનંદ પળ વારમાં વીસરાયો. ગોરાણા, વીસાવાડા બધુ નજરે તરવા માડયું. ફરી બધાને કયારે મળવાનુ થશે એ વિચારે

મન ઊંડું ઉતરી ગયુ. પણ સ્ટીમર જેમજેમ આગળ વધતી ગઈ તેમતેમ એ ઉદાસીનતા ઓછી થતી ગઈ. બીજે દિવસે મુંબઈ પહોંચ્યા.

મુંબઇને કિનારે ઊતરતાં મુરતમાંજ કૌતુક થયું. ભાઈ કાનજીભાઇ અને ભાઈ વલ્લભદાસ રેલવે-રસ્તે મુંબઈ ગયેલા. અમેઙ્રમેૌ અજાણ્યા હતા ભાઈ વલ્લભદાસના સસરા મુંબઈમાં રહેતા. તેમના માણસ અમને લેવા બંદર ઉપર સામે આવ્યા હતા. તેમણે અમને ઉતારી લીધા/ સામાન રેંકડામા ભરાવ્યો. ગાડાવાળા ઘાટી હતા. તેઓ મરાઠી ભાષા બોલતા. અમને એમા કશું સમજાતું ન હતું. સામે આવેલા માણસે ગાડાવાળાને મરાઠીમા ભલામણ કરી. અમને કહ્યુ: તમને વિઠ્ઠલવાડીમાં જાનકી કૂવા પાસે ઉતારશે ત્યાં/સમાચી જમવા વગેરેની સગવડ કરી છે. " આમ કહી તે ચાલ્યો ગયો.

અમારો રેંકડો ઊપડયો. મુંબઇની મહેલાતો જેતા અમે તો ચાલ્યા. મુંબઈની ઘણી વાતો સાંભળેલી. મુંબઇના ઠગ લોકો ગામડાંના લોકો જેવા ભોળા હોતા નથી. તેઓ તો ગામડિયાઓને અંધારી, ગલીમાં લઇ જઇ લૂંટી લે અને મારી નાખે આવી-આવી અનેક વાતો સાભળેલી. તે વખતે મારી ઉંમર તેર વરસની હતી. હજી સમજણ કાચી હતી

'ગાડું વિઠ્ઠલવાડી પહોંચતાં વાર લાગી. મુંબઇના એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતા/બે ચાર ગાઉ તો સહેજે થાય. એટલો ગયો લાંબો પલ્લો થયો કે અમને શંકા પડી. અમારી સાથે કાનજીભાઇના સાળા મણીવાણાના રહીશ ભાઇ છગનલાલ મોરારજી હતા તેમને થયુ કે આ લોકો આડીઅવળી ગલીમા લઇ જઈ આપણને મારી નાખશે અને માલ વેચી નાખશે એટલે એમણે ગાડાવાળાને પૂછવાનું શરૂ કર્યું. પણ કોઈ કોઈની બોલી સમજે નહિ તેથી બોલાચાલી વધતી ગઈ બંને રાતાપીળા થવા લાગ્યા. ગાડાવાળા બળદને ઉતાવળા હાકવા માડયા, - એટલે બંને સેર જુવાનો કૂદીને નીચે ઊતર્યા આડા ફરીને બળદની નાથો પકડી લીધી અને હાક મારીને પૂછયુ, "તું અમને કયા લઈ જા છ?"

ગાડાવાળા બે જણ હતા. એમાથી એક નીચે ઊતર્યો અને સેરાને ધક્કા મારી બાજુએ ખસેડી નાખ્યા 'એટલે સેરાએ લાકડીઓ ઉપાડી મારામારી થઈ પડી ઘાટીએ બળદને મારવાના છડાવાળા ચાબુક લઈ સામા થયા એક ઘાટીનું માથું ફૂટયું. સેર જુવાનોના બરડામા ચાબુકના

મેળ ઊઠયા જોતજોતામાં પાચપચાસ માણસો એકઠા થઈ ગયા. નજીકની ચોકીએથી પોલીસ દોડી આવ્યા. ગાડાવાળાને અને અમને પોલીસ–ચોકી પર લઇ ગયા બીજાને સળિયાવાળા પીંજરામાં પુર્યા. મને નાનો ધારી બહાર બેસાડયો મને મનમા વિચાર થયો કે હવે શું થશે ?

અમને ઉતારે પહોચતા બહુ મોડું થયુ એટલે મારા કાકાના દીકરા વિક્ટોરિયા ગાડીમા બેસી અમને શોધવા નીકળ્યા. એ રસ્તેથી ગાડી નીકળી. મેં દૂરથી જોયા. તરત ઓળખી લીધા.: અમારે ગામ સાધુબાવા આવતા એટલે એમના જેવી ભાગીતૂટી હિંદી બોલીમા પોલીસ'સામે જોઇ મે બૂમ મારી; "વો હમારા ભાઈ જાતા હૈ"

પોલીસે સીટી મારી ગાડી ઊભી રેખાવી મને જોઇને એ તરત નીચે ઊતર્યા તેમણે એમની બોલીમા પોલીસ સાથે સમજૂતી કરી અમને છોડાવ્યા પારકા પ્રદેશમા આમ તકરાર કરવા બદલ ઠપકો આપ્યો. ભાવાની મોકાણથી ગેરસમજ થયેલી.

ગાડાવાળાને સમજાવી ગાડું વીશીમા લઇ આવ્યા. સામાન ઉતાર્યો અમને પૂળ થાક લાગેલો. ભૂખ પણ એવી જ લાગી હતી. અમને સીધા વીશીમા લઇ ગયા. એ વખતે વીશીમા માસિક સાડા ચાર રૂપિયા લેતા. ઘી, દૂધ, દહીં, આપાણુ. અમારે પંદર દિવસ રહેવાનુ હતુ એટલે વીશી બાધી લીધી

જમવા બેઠા સવારના ભૂખ્યા. લગભગ સાંજ પડવા આવી હતી, કકડીને ભૂખ લાગેલી. સ્ટીમરમા ભાતા ખાધેલા અહીં ગરમાગરમ દાળ, શાક અને રોટલીના ફૂલકા આવવા લાગ્યા. ચાર ફૂલકાનું એક બટકું થાય. પચાસ – પચાસ રોટલી ખાધી તો ય પેટ ન ભરાયાં મેર ખેડૂતોના મોટા રોટલા આગળ આ કાગળ જેવા ફૂલકાં શા હિસાબમા? વીશીવાળા ખિજાણા એમણે કઇક કહ્યુ, એટલે ઝગડો થયો પછી રોટલી બધ કરી, ખીચડી કરી આપી માડમાડ પેટ ભર્યાં બપોરના ગાડાવાળા સાથે કજિયો થયેલો, એ અનુભવ તાજો હતો એટલે કશું વધારે ન બોલ્યા, છાનામાના સૂઈ રહ્યા મેરો અદરોઅદર 'ભૂખે મરે ગ્યા' એમ બબડતા રહ્યા વીશીવાળાએ રાતે આવીને અમને કહી દીધુ : "તમે તમારા લબાચા ઉપાડી જજો અમારે આવી કમાણીની જરૂર નથી" અમે મનમા સમસમી રહ્યા ઝાઝા વિચાર કર્યા વિના થાકયાપાકયા ઊંઘી ગયા.

સવારના પહોરમાં ઊઠીને દાતણપાણી કર્યાં ત્યાં ભૂખ લાગી બજારમાંથી લાવીને નાસ્તો કર્યો ભાઈ કાનજીભાઈને પૂછ્યું "હવે ક્યાં જશું ?" અમે જ્યાં ઉતરેલા તે શેઠે એક ઓરડો ભાડે અપાવ્યો જે લુહારચાલમાં અત્યારે આલેશાન મહેલાતો ઊભી છે ત્યાં એ જમાનામાં દેશી નળિયાના છાપરાવાળી જૂની સડેલી ઓરડીઓ હતી એમાં અમે ઉતારો કર્યો લોટ, શાક, લાકડાં લઈ આવ્યા હાથે રસોઈ શરૂ કરી

એ જમાનામાં ખાવાપીવામાં આભડછેટ બહુ હતી ભેગા રાંધતા તો નહિ, પણ રસોઈ કરતા એકબીજાને અડતા યે નહિ બાર ભૈયા ને તેર ચોકાની કહેવત પ્રમાણે થયું એ વસ્તુ કેવળ વહેમરૂપ હતી, અજ્ઞાનરૂપ હતી, એમ આજે સમજાય છે એ આભડછેટની પાછળ કેવળ સ્વચ્છતા અને આરોગ્યનું જ કારણ હતું નાહીધોઈ સ્વચ્છ જગ્યાએ, ચોખ્ખાઈથી રસોઈ થાય તો તેમાં કશી હરકત ન હોવી જોઈએ, અનુભવે એ વાત સાચી લાગે છે પણ પચાસ વરસ પહેલાં જમાનો જુદો હતો રાંધી જમીને નિરાંતે બપોરે આડા પડયા દેશની અનેક વાતો ચાલતી હતી એટલામાં ખબર પડી કે બાજુના મકાનમાં મરકીનો કેસ થયો છે

અમે ગભરાયા એ વખતમાં મરકીના નામથી લોકો ભડકતા મરકીમાં ઉંદર પડે માણસને તાવ ચડે, ગાંઠ નીકળે ને ત્રીજે દિવસે એ ઊડી જાય આમ ફટાફટ માણસ મરતા તેથી મરકી બહુ ભયંકર લાગતી અમને બહુ ગભરામણ થઈ કાનજીભાઈને કહી દીધું કે, "આમાં આપણાથી નહિ રહેવાય અહીંથી જલદી ભાગવું જોઈએ પરદેશ ઊપડી જવું નહિતર પાછા ઘરભેગા થવું આમાંથી જો એકાદાને મરકી ચોંટી તો કોઈ જીવતો નહિ રહે" કાનજીભાઈને પણ મનમાં મૂંઝવણ થતી હતી, પણ કોઈ સ્ટીમર તરતમાં ઊપડતી ન હતી બહુ તપાસ કરી પરંતુ પત્તો ન ખાધો

એ વખતે (ને આજે પણ) માડાગાસ્કર સીધી સ્ટીમરો જતી ન હતી જંગબારથી બદલીને જવાતું અને જંગબારની સ્ટીમરને વાર હતી, એટલે અમે મૂંઝાયા આટલી હોંશથી, આટલી તૈયારી કરીને નીકળેલા તે પાછા કેમ જવાય ?

તપાસ કરતાં એક વહાણ જંગબાર થઈ માડાગાસ્કર સુધી જવાનું હતું તેમાં બંદોબસ્ત કર્યો અમે રાજી થયા સ્ટીમરનું ભાડું પણ આકરું હતું મુંબઈથી જંગબારના જણદીઠ પાત્રીસ રૂપિયા અને જંગબારથી

મજ઼ગાના છ પાઉડ. જ્યારે આ વહાણમા મુંબઇથી ઠેઠ મજ઼ગાના ફક્ત દશ રૂપિયા એટલે અમને વહાણમાં જવાનું બહુ સસ્તું પડયુ.

વહાણુમાં માલ ભરી લીધો. એક હજાર ગૂણી એટલે એક સો ટન ભાર ભર્યો. અમે રસ્તામાં ખાવાપીવાની ચીજો પુરતા પ્રમાણુમાં લઇ લીધી. રસોઇ કરવાનાં વાસણો વગેરે સામાન લઇ લીધો. પંદરેક દિવસ મુંબાઈ માં સુખેદુઃખે ગાળી અમે ભગવાનનું નામ લઈ વહાણુમાં ચડયા માલમે અમારું વહાણુ અરબી સમુદ્રમાં હંકાર્યું.

વહાણુના ફાટક ઉપર સાદડાં બાંધ્યા. ત્યા બિસ્રા પાથરી સુવા–બેસવાનું કર્યું. વહાણુમાં જાજરૂની શી સગવડ હોય છે એ તો જેણે વહાણુની સફર કરી હોય તે જ જાણે. વહાણુની બાજુમાં એક ગોળ ચકરડું રાખે, તેની બે બાંજુ બે પગાં કરે, માણુસ બેસે ત્યારે પકડવા માટે લાકડાના બે હેન્ડલ રાખે. આવા જાજરૂમાં બહુ સાવચેતીથી બેસવું પડે. દશદશ ફૂટ વહાણુ ઊછળે ત્યારે જીવ અદ્ધર ચડી જાય. નાહવા માટે ખારું પાણી મળે. કોઇ વાર વરસાદનાં ઝાપટાં આવે તો મીઠા પાણીથી નાહવાનુ થાય. મીઠા પાણી માટે એક મોટી કોઠી રાખી હતી. તેમાથી માલમ આપે તેટલું પાણી વાપરવાનુ. રાંધવા, ખાવા પૂરતું જોઇ જોઇ ને કરકસરથી વાપરવું પડે રસોઇ માટે નીચે ભંડકમાં લોઢાની ગરેડીવાળા લાબા ચૂલા રાખ્યા હતા. તેમા પુરી, બટાટા અથવા ડુંગળીનું શાક, ખીચડી, તો કોઈ વાર રોટલી, દાળ, ભાત, શાક પણુ થાય સૌ જૂદા રાંધતા. એ વખતે સાથે જમવામાં આભડછેટનું પાપ માનતા. એ કેવળ મનની માન્યતા હતી. એ વખતે બુદ્ધિથી કોઇવસ્તુનો વિચાર ન કરતા. રૂઢિ પ્રમાણે દરેક વસ્તુ નક્કી થતી. રૂઢિના બંધન મજબૂત હતા.

માજે નાસ્તા માટે હલવો, ગાઠિયા, પેંડા વગેરે ચારેક મણુ ભાર સાથે લીધેલો, તેમાથી માપસર ખાવા મળતું, કારણુ કે વહાણુ કેટલા દહાડે મોંબાસા પહોચશે તેની કશી ખબર ન હતી

શરૂઆતમા પવન અનુકુળ હતો, પણુ સમુદ્ર ગરમ થયો એટલે મોટાં મોજા વહાણુ સાથે અથડાવા લાગ્યા જેને ફેર ચડતા તે ઊલટીઓ કરવા લાગ્યા. એમને આખો મીંચીને પથારીમા પડયા રહેવું પડતું મને ફેર ચડતા નહિ કહે છે કે જેણે નાનપણુમા ખૂબ હીચકા ખાધા હોય તેને ફેર ન ચડે ધીમેધીમે દરિયો વધુને વધુ ગરમ થવા માડયો વહાણુ મધદરિયે ચાલ્યુ. ઊ ચે આભ ને નીચે પાણી. જ્યા નજર કરીએ ત્યા ચોમેર પાણી જ પાણી ! મને બુદ્દલ ફેર ન ચડતા તેથી બહુ મજા પડતી

રસોઈના કામ સૌને વહેંચી આપ્યા હતા મારે ભાગે લાકડા લાવવા, ચટણી ખાંડવી, પાણી લઈ આવવુ એવુ પરચૂરણ કામ હતુ વાસણ ખારવા માજી નાખતા

જમીકારવીને બપોરે બે ઘડી આરામ કરતા રામાયણ અને મહાભારત સાથે લીધેલા શ્રી વલ્લભદાસ મૂલા બહુ સુદર ક ઠે રામાયણ મહાભારત વાચતા સવારે બે કલાક અને બપોર પછી બે કલાક વાચન રાખેલુ અમને સાભળવામા ખૂબ મજા[1] આવતી દિવસો આનદથી પસાર થતા હતા

કોઇ વાર પવનને લીધે ભારે મોજા આવે ત્યારે અમને રસોઇ કરવામા બહુ અગવડ પડતી તે દિવસે પુરી ને બાફેલા ચણા જે હોય તે નાસ્તો કરી, પાણી પી, પેટ ભરી લેતા સમુદ્રમા હવા તાજી ને ખુલ્લી હોવાથી ભૂખ ખૂબ લાગતી, પણ પૂરતુ ખાવાનુ મળતુ નહિ માતાએ બે મણ તલસાકળી કરી આપેલી, મણ દોઢ મણ ગોળપાપડી બનાવી આપેલી તે બધી ધીમેધીમે ખલાસ કરી નાસ્તાની પેટી ઉઘડે એટલે અમે પહોચી જઇએ પેડા કે મોટા આડાઅવળા કરી સતાડી મૂકીએ પછી ભૂખ લાગે ત્યારે છાનામાના ખાઈ લઈએ એક બે વાર એવી રીતે ખાતાં પકડાયેલા પણ ખરા તે વખતે ભાઈના હાથની લપડાકે ય ખાધેલી

રોજ રાતે વાળુપાણી કરીને ભજનમ ડળી જામતી ખારવા મસ્ત ભજન બોલતા તબલા મ જીરા, કરતાલ સાથે લીધેલા ખારવાની મીઠી વાણીમા હલકથી ગવાતા ભજન કાનને અને મનને બહુ મધુર લાગતા અમારી સાથે બાબુદ અને બાવાજી હતા, તે પણ ભારે મીઠા ભજન બોલતા રાતના ઠ ડક હોય તેથી બહુ મજા આવતી કોઈ કોઇ વાર તો ભજનના રસમા એવા એકતાર થઇ જતા કે મધરાત સુધી ધૂન મચતી એ વખતે ઘરબાર, માતપિતા, દોસ્તમિત્રો અને દેશ – બધુ વીસરાઈ જતુ

દરિયામા દિવસ કરતા ય રાતના ભારે મજા આવે વહાણ સડસડાટ ચાલ્યુ જતુ હોય, આભમા ચ દ્રમા ખીલ્યો હોય, સામે સાગરના મોજા ઊછળતા હોય, જાણે બાપ દીકરાને મળવા હાથ લાબા કરતો ન હોય! આ ધરિયામા આખુ આભ તારાથી મઢાઈ જાય નાનકડા તારા દરિયાના પાણીમા કૂ ડાળા પાડે, એ જોવાની બહુ મજા પડે

જે દિવસે હવા નીકળે અને તોફાન જેવું લાગે તે દિવસે ભજન બંધ રહે. બધા ખારવા પોતપોતાની જગ્યાએ એકધ્યાન બની કામે લાગી જાય. મોટા માલમ, નાના માલમ, બધા ખારવા એવી ચપળતાથી કામ કરે કે જાણે જીવતાં યંત્રો ન હોય ! એ વખતે ભજનને બદલે દુહાની રમઝટ બોલે દુહા ગાતાં મેર જુવાનો રંગમાં આવી જાય.

રાતે વહાણ તારાની દિશા ઉપર ચાલતું. માલમ હોકાયંત્ર ઉપરથી દિશા પારખતા વહાણમાં મોટા કાચ ગોઠવેલા, તેમાંથી દિવસના બપોરના બાર વાગ્યે માલમ પાણીમાં કિરણો જુએ, પાટીમાં આંકડા મૂકે, પછી કહી દે કે મુંબઈથી અમુક માઈલ વહાણ ચાલ્યું, મોંબાસા અમુક માઈલ દૂર રહ્યું. સ્ટીમર જેટલા ચોક્કસ આંકડા તો ન મળી શકે, પણ આશરે કહી દેતા. મોંબાસા કયા તારા ઉપર આવશે તે પણ કહી આપતા. અમારા વહાણના માલમનું નામ મેઘો માલમ અને વહાણનું નામ ફૂલભાભી ! મેઘો માલમ ત્રણ ચોપડી ભણેલો, સરલ, શાંત સ્વભાવનો, ઠરેલ આદમી હતો. એના હાથ નીચેનો માલમ જરા કડક હતો. એ બંને મૂળ કચ્છના રહીશ હતા, છતાં ગુજરાતી બોલી સમજી શકતા. મેઘા માલમનો દીકરો મારી જેવડો જ હતો. તેની સાથે મારી દોસ્તી બંધાઈ. અમે બંને વહાણને આગલે મોરે જઈ બેસતા. એ પણ એના બાપા સાથે પહેલી જ વાર લાંબી સફરે નીકળ્યો હતો મેઘો માલમ દિવસે નવરો હોય ત્યારે પોતાની સફરોની અનેક રસિક અને રોમાંચક વાતો કરે. વહાણ કેવી રીતે તોફાને ચડે, કેમ ભાગી પડે, એમાંથી શી રીતે કિનારે પહોંચાય, એની અનેક સાહસભરી વાતો અમને બહુ ગમતી, જાણે સાંભળ્યા જ કરીએ માલમ સાથે વહાણની સફરો ખેડયા જ કરીએ એવી ઊલટ થતી એનો છોકરો આ રીતે તાલીમ લેતો હતો નાનું – મોટું કામ પણ એને આવડતું. માલમ પાસે બેસી એને શીખવતો.

કોઈ કોઈ વાર મને ઘર સાંભરી આવતું ત્યારે મન ઉદાસ બની જતું રોવાનું મન થઈ આવે ભાઈ છાનો રાખે, પણ ત્રણચાર કલાક રડીએ ત્યારે જ શાંતિ થાય જ્યાં સુધી હૈયું ખાલી ન થાય ત્યાં સુધી જંપ ન વળે માનો પ્રેમ, ઘરનાં દહીંદૂધ, ખાવાપીવાની ફરવાની છૂટ, બધું યાદ આવે ડૂમો ભરાઈ જાય પછી કોઈ વાતે છાના ન રહેવાય જેમજેમ છાના રાખે તેમતેમ વધારે રડવું આવે. ખાસ તો દરિયાની ભૂખો રડાવે અઠવાડિયામાં બે વાર તો રોવાનું થાય જ. એક વાર મનને ભારે આઘાત લાગ્યો મનમાં એકદમ વિચાર ઉપડી આવ્યો, કે બસ

ઘેર પાછા જવું, માબાપને મળવું. એવી ગભરામણ થવા માંડી કે ગળે ડૂમો ભરાઇ આવ્યો. જીભથી કહી ન શકાય એવું ભારે વિયોગદુઃખ લાગી આવ્યું. સરળ હૃદય હોય તે જ એ વેદના સમજી શકે. બીજાને તો એનો ભાસ પણ ન આવે. પાછા જવાનું અશક્ય હતું એટલે જેમતેમ મન વાળી રડીને બેસી રહ્યા. ઘેરથી નીકળ્યા ત્યારે આવા દુઃખની કલ્પના યે ન હતી. કુમળું હૈયું દરિયાના વસમાં દુઃખથી વારંવાર ભાંગી જતું, પણ જાણે ઘડતર થતું હોય તેમ ધીમેધીમે કઠણ થતું જતું; જાણે દુઃખ કોઠે પડતું જતું હતું.

એમ કરતાં છવ્વીસમે દિવસે કિનારો દેખાયો. દૂરદૂર કાળી ભમ્મર કિનાર દેખાણી. જમીન જોતાં જ અમારા હરખનો પાર ન રહ્યો. સૌના જીવમાં જીવ આવ્યો, જાણે જમીન કદી જોઇ જ ન હોય! માને જોતાં જેમ હરખ ઊભરાય તેમ જમીનનો કિનારો જોતાં આનંદ થયો. દરિયામાં તોફાન થતું ત્યારે ઘણાને થતું કે જીવતા પહોંચશું કે નહિ, પણ મને કદી એવો ભય લાગ્યો જ ન હતો. જીવવા – મરવામાં કશું સમજતો નહિ. મેઘા માલમે જાહેરાત કરી કે મોંબાસા નજીક આવી પહોંચ્યા છીએ. આ સમાચારથી સૌ ઉલ્લાસમાં આવી ગયા.

૭

## મોંબાસા અને જંગબાર

દૂરથી મોંબાસા બંદર દેખાયું આગળ જતાં દુનિયાનાં ઘણાં બંદરો મેં સ્ટીમરમાંથી જોયાં છે, પણ મોંબાસાનો દેખાવ અપૂર્વ છે મોંબાસાનું મૂળ નામ 'કીમી-વાઆ-વીટા' એટલે 'યુદ્ધનો ટાપુ' પૂર્વ આફ્રિકા પર સત્તા જમાવવા આ ટાપુમાં વારંવાર યુદ્ધો થતાં આરબ, પોર્ટુગીઝ, જર્મન અને અંગ્રેજ, આ ચારે પ્રજાઓએ, રાજ્યલોભ અને ધનલોભને કારણે આ ટાપુને અનેક નિર્દોષ સૈનિકોના લોહીથી રંગી નાખ્યો હતો મોંબાસા પૂર્વ આફ્રિકાનું પ્રવેશદ્વાર છે ત્યાંથી જ કેનિયા-યુગાંડા રેલવે શરૂ થાય છે દર પખવાડિયે સેંકડો હિંદીઓ મોંબાસાને બંદરે ઉતરે છે અને આફ્રિકામાં સમાઈ જાય છે એ વખતે હજી એટલી બધી સગવડ ન હતી રેલવે પણ હજી થોડે સુધી જ પહોંચી હતી વસવાટ પણ પૂરતો ન હતો

અમે મોંબાસાને કિનારે પગ મૂક્યો તેને બીજે જ દિવસે (ઘણું કરીને) મહારાણી વિક્ટોરિયા ગુજરી ગયાં એ દિવસે અને ૧૯૦૧ના જાન્યુઆરીની ૧૭મી તારીખ હતી તેથી શહેરમાં હડતાળ હતી ગામમાં સૂનકાર હતો શહેરમાં આંટો મારી વહાણ પર આવ્યા રસોઈ કરી જમીને સૂઈ ગયા

બળતે દિવસે શહેરમાં ગયા ત્યાં થોડા ગુજરાતી જુવાનો મળ્યા તેમાં જોડિયાના શ્રી પોપટ માસ્તર હતા આગળ જતાં તેઓ લક્ષાધિપતિ બન્યા છતાં 'માસ્તરના' ઉપનામથી જ ઓળખાયા

અમારામાં જે વોહાણા હતા તેઓ માસ્તરને ઘેર જમવા ગયા મેર, ખાવા અને વાણંદ વહાણ પર રહ્યા તેઓ હાથે રાંધી ખાતા અમે માસ્તરને સામેથી કહ્યું કે, "દાળ, ભાત, શાક ખાવાની ઈચ્છા છે મહિના દિવસથી અમે પૂરી રસોઈ જમ્યા નથી" તેમણે ખૂબ પ્રેમથી દાળ, ભાત, શાક, રોટલી કરીને જમાડયા સાંજે ખીચડી કઢી બનાવ્યાં, અમે ધરાઈને જમ્યા

એ જમાનામાં મોંબાસામાં હિંદુઓની વસતિ માંડ ત્રણસો ચારસો ભાઈઓની હશે. મુસલમાન ભાઈઓ હજાર-બારસો, તેમાં વોરા, ખોજા, મેમણ બધી જાતના હતા. મોટે ભાગે કચ્છ કાઠિયાવાડ તરફના હતા. કેટલાક કારકુન અને કારીગર હતા. બાકીના સ્વતંત્ર વેપાર કરતા. એ વખતે મોંબાસામાં એકે ય ધર્મશાળા ન હતી. જૂના મોંબાસાનો થોડો ભાગ આજે રહ્યો છે :વાસ્કો-ડી-ગામા સ્ટ્રીટ, નડિયાદ્દ સ્ટ્રીટ, મોંબાસાની ઐતિહાસિક ઇમારત-પોર્ટુગીઝનો જૂનો કિલ્લો, જેમાં અત્યારે જેલ છે. હિંદીઓ સિવાય આરબ, સિરિયન, ગોવાનીઝ, યુરોપિયન વગેરેની વસતિ હતી. બંદર, રેલવે, ઑફિસો બંધાતી હતી. તેને માટે હિંદથી ગિરમીટિયા આવેલા. તે તથા સરકારી માણસો મળી લગભગ દસેક હજાર હિંદીઓ હતા. એ વખતે મોંબાસામાં હિંદ નાકાયદા, હિંદનું ચલણ, હિંદના પોસ્ટલ સ્ટેમ્પસ વપરાતા. હિંદના એક ભાગ જેવું તે લાગતું; અંગ્રેજો ત્યાં આપણા રક્ષણ માટે જ આવેલા. મિલિટરીમાં મુખ્યત્વે હિંદીઓ હતા.

આજનું મોંબાસા તો ઇંગ્લંડનું નાનકડું બચ્ચું હોય તેવું લાગે છે: વિશાળ રસ્તાઓ, આલેશાન બંગલાઓ, મોટી હોટેલો, કલબો, સ્કૂલો, કૉલેજો, મનોહર બગીચાઓ. આખું શહેર સુંદર સુશોભિત વૃક્ષોથી ઢંકાયેલું છે. એ વખતે મોંબાસાનો વેપાર આરબો, હિંદીઓ અને યુરોપિયનોના હાથમા હતો. એ વખતે મોંબાસા કેનિયાના પાટનગર જેવું હતુ નૈરોબી હજી પૂરું વસ્યુ ન હતું. અત્યારે નૈરોબી કેનિયાનુ પાટનગર બન્યું છે. પૂર્વ આફ્રિકાનુ મોટામાં મોટું શહેર નૈરોબી છે. અઢી લાખની વસતિ છે અને ચાલીસ માઈલના ઘેરાવામા વસ્યુ છે. એ વખતે નૈરોબી નામનું જ હતું.

મોંબાસામા અત્યારે બે લાખની વસતિ છે પૂર્વ આફ્રિકાનું એ બારું છે. સૌથી મોટું બંદર છે. એક સાથે બાર સ્ટીમર ડોકમાં આવીને ઊભી રહે એટલી સગવડ મોંબાસાના બારામા છે. કરોડોનો માલ ચડે-ઉતરે છે. પચાસ વર્ષમા મોંબાસા આખ નવું જન્મ ની ગયું છે. મોટી ક્રાંતિ થઈ ગઈ છે. પહેલાં:મોંબાસામા રૂપિયા, આના, પાઈનું ચલણ હતું. આજે પાઉન્ડ, શિલિંગનું છે એ વખતે એક આને વાર જમીન મળતી. આજે એક વારના:પાંચસોથી હજાર રૂપિયા થયા છે. તે ઉપરથી કલ્પના આવી શકશે કે એ દેશ કેટલો સમૃદ્ધ બન્યો છે. એનું વિશેષ વર્ણન આગળ ઉપર કરવામા આવશે

અહીં એક રમૂજી કિસ્સો આપવાનું મન થાય છે. અમે મોંબાસાનું 'કિલિંડિની' બંદર જોવા ગયા હતા! 'કિલિંડિની'નો અર્થ સ્વાહિલી ભાષામાં 'અતાત નીર' એવો થાય છે. એ જમાનામાં કિલિંડિની તરફ રાત્રે ભાગ્યે જ કોઈ માણસ ફરવા જતા. રાત્રે કોઈ અજાણ્યો માણસ આવે તો ત્યાંના લોકો તેને મારી નાખતા. અમે કિલિંડિની જોવા ગયા. અમારા ભાઈ વલ્લભદાસ મૂલા બહુ દેખાવડા હતા. મોટી મૂછો, ભરાવદાર શરીર, ધોતિયુ; અંગરખું અને પાઘડી બાંધેલી. રૂઆબથી આગળ ચાલતા. બંદર ઉપર અમે ગયા ત્યાં કેટલાક દેશી લોકો જેને 'નેટિવ' કહેતા, તેઓ ત્યાં ઊભા હતા. તેમના હાથમાં નાની ચોલકીઓ હતી. અમે તેમની ભાષા સમજતા ન હતા. અમને બતાવવા આવેલ ભાઈ ગોરધનદાસને ભાઈ વલ્લભદાસે પૂછયું, "આ લોકોને રામરામી કરવી હોય તો શું કરવું ?" તેમણે કહ્યુ: "બાના જાંબું ટેમ્બીઆ વાપી ?" (ભાઈ રામરામ! તમે કઈ બાજુ ફરવા નીકળ્યા છો ?) વલ્લભદાસે પેલા 'નેટિવ' ને ઉપર પ્રમાણે પૂછયું બોલતાં પૂરું આવડે નહિ એટલે ઉચ્ચાર ખોટા થયા. નેટિવને થયું કે આ કોઈ નવીન લાગે છે, મારી મશ્કરી કરે છે. તેની છાબડીમા માછલાં ભરેલાં હતાં, તેમાંથી એક લાંબી માછલી કાઢી વલ્લભદાસના માથામા મારી અને બોલ્યો, "સીકચા રફીકી ?" (કેમ દોસ્ત, ખબર પડી તને ?) અમે ભાગ્યા. માથેથી પાઘડીનો ધણાલો નીચે પડી ગયો, એ ઉપાડીને નાસી છૂટયા, 'નેટિવ' ચોલકી લઈને હસતો હસતો ચાલ્યો ગયો. અમે સૌ. દરિયાકાંઠે આવ્યા અને મજ્જારીની જેમ વલ્લભદાસ લૂગડાબોળ નાહ્યા. બીજાં કપડા પહેર્યાં. આમ દેશી લોકોની રમૂજ કરવાનો અમને ગમ્મતભર્યો અનુભવ થયો.

ચૌદ દહાડા અમે મોંબાસામા ગાળ્યા. ત્યાંથી રેશન, લાકડાં, પાણી વગેરે લઈ લીધું. વેપારીનો માલ ઉતાર્યો. પંદરમે દિવસે વહાણ જંગબાર તરફ હંકારી મૂકયું.

મુંબઈથી મોંબાસા ૨,૪૦૦ માઈલ થાય.

મોંબાસાથી જંગબાર ૧૨૦ માઈલ થાય.

જંગબારથી મજંગા ૧,૦૪૦ માઈલ થાય.

અમારું વહાણ અનુકૂળ પવન હોવાથી બીજે જ દિવસે જંગબાર પહોંચી ગયું. વહાણે લંગર નાખ્યું. સૌ કિનારે ઊતર્યા.

જંગબાર ટાપુ ૭૨૦ ચોરસ માઇલમાં પથરાયેલો છે. જંગબાર અને પેમ્બા બે ટાપુ જોડાજોડ આવેલા છે. એ બે ટાપુ મળીને સારી દુનિયાને મોટા ભાગનાં લવિંગ પૂરાં પાડે છે. લવિંગનું પ્રથમ વાવેતર જંગબારમાં સને ૧૭૯૦માં થયું. જંગબાર પંચરત્નની ખાણ છે; લવિંગ, મચુંગા (મોસંબી), કેળાં, નાળિયેર અને કેરી. આ પાંચ મુખ્ય ચીજ સિવાય કાજુ, તજ અને સોપારી પણ થાય છે. એક વખત એવો હતો કે જ્યારે કચ્છી વેપારીઓના વહાણ માંડવી બંદરેથી સીધાં જંગબારને કિનારે નાંગરતા. આફ્રિકાનો હાથીદાંત અને બીજો માલ જંગબાર થઇ માંડવી બંદરે ઊતરતો. એ વખતે જંગબાર ઉપર ચોગમી બદરનો વાવટો ફરકતો હતો. જંગબારનું બજાર કચ્છી ભાટિયાઓના હાથમાં હતું હિંદી વેપારીઓની પ્રામાણિકતા, સચ્ચાઇ અને સાહસિકતા ઉપર સુલતાનને ભારે ઈતબાર હતો. શેઠ ઈબજી શિવજીને ઘેર સુલતાનની જકાતનો ઇજારો હતો. સને ૧૮૮૫મા જ્યારે પૂર્વ આફ્રિકાના ભાગલા પડયા અને જર્મન, બ્રિટિશ, બેલ્જિયમ અને ઇટાલી એમ જુદી જુદી સત્તાઓ વચ્ચે એ ભાગ વહેંચાઇ ગયો ત્યારે શેઠ ઇબજી શિવજીના ઇજારા બંધ થયા અને સુલતાનની સત્તા તૂટી.

ઓડદરના શેઠ જેઠા લધા એ વખતે જંગબારમા વેપાર કરતા જંગબાર આરબ સુલતાનની રાજધાનીનું શહેર હતું. ત્યાં અંગ્રેજ રેસિડેન્ટ રહેતા. જંગબારમા જર્મન તથા ફ્રેંચ વેપારીઓની પણ પેઢીઓ હતી. યુરોપથી ઘણી સ્ટીમરો જંગબાર આવતી

હિંદુસ્તાનની સ્ટીમર દર પખવાડિયે આવતી. જંગબારથી લવિંગ, કોપરા, મરછાડ, શંખલા, છીપ, લાકડા, ફળ ભરીને સ્ટીમરો દેશાવર જતી અમે ગયા ત્યારે જંગબારમા સાતેક હજાર હિંદીઓની વસતિ હતી અત્યારે આશરે પચીસ હજારની છે.

દુનિયાના સુંદરમા સુંદર ટાપુમા જંગબારની ગણતરી થાય છે ૭૨૦ ચોરસ માઇલમા એ આવેલો છે જંગબાર અને બાજુમા બીજો પેમ્બા ટાપુ છે તે બંનેમા મળીને આશરે પાંચ લાખ માણસોની વસતિ છે. ત્યારના ભાવે ચાર કરોડ રૂપિયાના માત્ર લવિંગ (અત્યારના ભાવે ૧૦ થી ૧૨ કરોડ) ત્યાથી પરદેશ ચડે છે. હજી એ ટાપુ બ્રિટિશ અમલ નીચે છે સુલતાનને સાલિયાણા રૂપે રકમ બાંધી આપી છે તેની સત્તા નામની જ છે. બ્રિટિશ અને સુલતાનના બંને વાવટા ચડે છે.

જંગબાર શહેરની બાંધણી જૂની ઢબની છે. ત્યાં ઊંચા મકાનો અને સાંકડી બજારો છે. શહેર ફરતા મોટા બગીચાઓ છે. માઇલો સુધી સુંદર સમુદ્રકિનારો આવેલો છે. એંસી ઇંચ જેટલો વરસાદ પડે છે. કોઇ અલૌકિક ટાપુ છે. આખો ટાપુ બારે માસ લીલોછમ રહે છે. નંદનવન જોઈ લો. કોઇ ઠેકાણે ઘાસનું સૂકું તણખલું જોવા મળતું નથી. હવાપાણી ઉત્તમ છે. દરિયામાંથી રાતને વખતે જંગબાર શહેર રૂપાળું લાગે છે. આખો ટાપુ સુંદરતાના નમૂના જેવો છે. આ ટાપુ હવે સ્વતંત્ર થઇ ગએલ છે.

અત્યારે જંગબાર ભાંગી પડયું છે રાજધાની ચાલી ગઈ. વેપાર ભાંગી પડયા. મોટીમોટી હવેલીઓ તદ્દન ખંડિયેર જેવી ઊભી છે. કચ્છી ભાટિયાઓની અને વેપારીઓની ભારે જાહોજલાલી ચાલી ગઇ છે

અમે ગયા તે પહેલાં સોએક વરસે જંગબારમાં ગુલામોનો મોટો વેપાર ચાલતો. એ ગુલામોના વેપારની વાતો સાંભળતા ગમે તેવા કઠણ કાળજાનો માણસ પણ ધ્રૂજી ઊઠે. આગળ જતાં મેં એ ઘાતકી, અમાનુષી પ્રથા વિષે ઘણું સાંભળ્યું અને વાંચ્યું ત્યારે મને કમકમા આવ્યાં. મનમાં થયું કે માણસ પોતાના માનવબંધુ પ્રત્યે આટલો નિર્દય કેમ થઈ શકતો હશે ?

આરબ અને દેશી પરદેશી લોકોના વહાણો જંગબાર સામેના કિનારા ઉપર નાંગરતા. જંગબારથી આગળ દારેસલામ, લિંડી મોઝામ્બિક, બાગામાયુ, મલિંડિની, લામુ સુધીના કિનારે આરબો બંદૂકો લઈ ઊતરી પડતા. કિનારેથી સારસો સારસો માઇલ અંદરના ભાગમાં ચાલ્યા જતા. ગુલામો પકડનારા પોતાની સાથે ભોમિયા રાખતા. આ ભોમિયા જંગલવાસીઓનાં ઝૂંપડાં બતાવી દેતા.

નિર્દોષ અને ભોળા હબસીઓ પોતાનાં ઝૂંપડામાં નિરાંતે સૂતા હોય એવામા અચાનક આ લોકો તેમને ઘેરી લઇ ઊંઘતા પકડી લેતા સ્ત્રી બાળકોની કારમી ચીસો વચ્ચે યુવાન સ્ત્રી પુરુષોને દોરડાં અને સાંકળોથી બાંધી ઉપાડી જતા એ ભલાભોળા લોકો કુદરતને ખોળે આનંદથી પોતાનું જીવન ગાળતા. તેમને આવા ઘાતકી હુમલાનો સ્વપ્ને ય ખ્યાલ ન હોય. વરસાદ આવે ત્યારે નાચગાન કરે, આગણાનાં અને નજીકના જંગલનાં દૂધ, મકાઈ, ફળ, કંદમૂળ ખાઈને જીવનારા, ભગવાન-ભરોસે જીવન ગાળનારા; તેમને સાવ અચાનક, અણધાર્યા, બંદૂકોની અણીએ પકડી લેતા. પકડાયેલા ગુલામોને મજબૂત દોરડાથી

એકબીજા સાથે બાધવામાં આવતા. એમાં સ્ત્રીપુરુષનો ભેદ રાખતા નહિ. તેમને આ રીતે બાધી કિનારે લઈ આવતા. ત્યાં વિદેશી વહાણુ કિનારે આવે ત્યાંસુધી ઢોરની માફક એક મોટા વાડામા પૂરી રાખતા.

વહાણમાં ચડાવી તેમને જંગબાર લાવવામાં આવતા. ત્યાં તેમનુ બજાર ભરાતું. બજારમાં વેચતી વખતે તેમના વર્ગ પાડવામાં આવતા; વૃદ્ધ પુરુષો, જુવાન પુરુષો ને સ્ત્રીઓ એમ નાની મોટી ઉમરના સશક્ત ને અશક્તના એવા ભેદ પાડવામા આવતા. બધા ગુલામો નગ્નાવસ્થામાં જ હારબંધ ઊભા રહેતા. તેમને ખરીદ કરનારા સ્થાનિક દલાલો અને મોટા વેપારીઓ આવતા. પછી તેમની તપાસ ચાલતી. જેમ બળદ અને ગાયોની પસંદગી વખતે તેમના દાંત અને બીજાં અંગોની તપાસ થાય છે તેમ આ દલાલો સાવ નિર્લજ્જ રીતે ગુલામ સ્ત્રી-પુરુષોની તપાસ કરતા. એવા એક-બે નહિ પણ દશવીશ વેપારીઓ હોય. લાચાર અબળાઓ શરમથી નીચું જોઈ જાય; પણ આ માનવ-રાક્ષસોને કશી શરમ ન થતી. તપાસ થયા બાદ તેમની કિંમત અંકાતી. પછી દલાલો ખરીદ કરી તેમને વાડામાં પૂરી દેતા. એમને એબ ઢાંકવા પૂરતો કપડાનો ટુકડો આપતા. તેમને ખોરાક મળતા, જેમ મોટા વેપારીઓ જથ્થાબંધ માલની વખારો ભરી રાખે તેમ ગુલામોના વાડા ભરી રાખતા. તેમાં લાખો ડૉલરની મૂડી રોકવામાં આવતી.

એ ગુલામો જંગબારમા રહેતા એટલો વખત તેમને લવિંગ અને મોસબીના બગીચાઓમા કામે મોકલતા ત્યા તેમની પાસેથી કામ લેવામા આવતુ. જંગબારના જે સુદર બગીચાઓ આજે લવિંગ, નાળિયેર અને મોસબીથી સમૃદ્ધ બન્યા છે, તમા આવા હજારો નિર્દોષ ગુલામોના લોહી ને પરસેવો રેડાયેલ છે.

અમેરિકાના વહાણો ગુલામોને ખરીદવા જંગબાર આવતાં ત્યારે સોના-ચાંદીના સિક્કાઓની ત્યા ટંકશાળ પડતી. ગુલામો કરતાં ગુલામડીઓની કિંમત વધારે ઊપજતી અમેરિકા પહોચ્યા પછી તે બીજા ગુલામોને પેદા કરતી પશુની સારી ઓલાદ માટે જેમ સારા ખૂંટ રાખવામાં આવે છે તેમ અમેરિકામા બળવાન ગુલામોને ખાસ રાખવામા આવતા. અત્યારે અમેરિકામા લગભગ દોઢ કરોડ હબસીઓ છે તે એમના જ વંશના છે

આ કહેવાતી જંગલી પ્રજા, એ જમાનામાં જ્યારે નગ્નાવસ્થામાં હતી ત્યારે તેમનામાં કુદરતી રીતે જ સંયમ અને શરમાળપણું હતાં. સ્વાભાવિક સંકોચ એ તેમની ઢાલ હતી. કપડાના આવરણ કરતાં એ લજ્જા વધારે રક્ષણ કરતી. આજે પણ કેટલીક જાતિઓમાં આફ્રિકાના ખૂબ ઊંડા ભાગમાં હજી કોઇ કોઇ સાવ નગ્ન દશામાં રહે છે છતાં વિકારનું નામ નિશાન નથી. કેટલાક સમય પહેલાં લખાયેલા એક પુસ્તકમાં તેના લેખકે પોતાના અનુભવનો કિસ્સો વર્ણવ્યો છે. એ અહીં આપવાથી આફ્રિકાના મૂળ વતનીઓની નિર્દોષ અવસ્થાનો સાચો ખ્યાલ વાચકને આવી શકશે.

એ લેખક લખે છે: "હું એક વેપારીની દુકાને બેઠો હતો. ત્યાં એક બુઢ્ઢો માણસ તેના પરિવાર સાથે આવ્યો. એ બધાં નવસ્ત્રાં હતાં. મેં એ વૃદ્ધને પૂછ્યું: 'તમે કપડા કેમ નથી પહેરતા?' તેણે જવાબ આપ્યો, 'પક્ષીને પ્રભુએ પીંછાં આપ્યા છે, પશુઓને શરીરે વાળ આપ્યા છે; અમને એવું કશું આપ્યું નથી. એટલે ભગવાનની એવી ઇચ્છા નથી કે અમારે અંગ ઢાંકવાં' મેં કહ્યું: 'પણ પશુપક્ષીઓ તો સમજતાં નથી. આપણે સમજીએ છીએ એટલે અંગ ઢાંકવાં જોઈએ તમે લોકો આમ સાવ ઉઘાડા રહો છો એ અમને ઠીક લાગતું નથી' આ સાંભળીને પેલો વૃદ્ધ બોલી ઊઠ્યો; તમારી આંખ મેલી છે, એ વિકારી નજર માટે હું દિલગીર છું. તમારી નજર એ અવયવો તરફ શાથી જાય છે? બીજા અંગો કરતાં એમાં જુદાપણું શું છે?' એ જંગલવાસી પવિત્ર પુરૂષના શુદ્ધ જવાબથી મારે શરમાવું પડયુ. એ લોકોની ચોખ્ખી નજર આપણા સુધરેલા ગણાતા લોકો કરતાં ઘણી પવિત્ર હતી એમ મને ખાતરી થઈ"

જંગબારમા જ્યારે ગુલામોનું બજાર ભરાતું ત્યારે આવી વિકારી નજરવાળા દલાલો ત્યાં ખાસ આવતા અને તેઓ દેખાવડી ગુલામ સ્ત્રીઓને વધારે દામ આપી ખરીદી લેતા પિતા પુત્રથી વિખૂટો પડતો, સ્ત્રી પતિથી જુદી પડતી, ભાઇ ભાઈથી નોખો પડતો. એ વખતની એમની કારમી ચિચિયારીઓ અને રુદન કરુણાજનક હતાં વસમા માર મારીને તેમને એકબીજાથી જુદાં પાડવામાં આવતા. કસાઇખાને જતા ઘેટાંના જેવી ત્રાસદાયક ચીસો ત્યા સંભળાતી. અમેરિકા જવા માટે વહાણ ઉપર ચડતી વખતે કોઇ આનાકાની કરતા કે સામા થતા તો તેમને ચામડી ઉતરડાઈ જાય એવા કોરડાના માર મારવામાં આવતા.

કોઇ બહુ તોફાન કરતા તો તેમને ગોળીથી ઠાર કરી દેતા. બીજાઓ પર એની એવી ધાક બેસી જતી કે બાકીના ગરીબ ગાય જેવા બની જતા. એમ કહેવાય છે કે જંગબારમાં જ્યાં આ ગુલામોનું બજાર ભરાતું ત્યાં મકાનોના પાયા ખોદતાં અત્યારે પણ તેમાંથી માણસોનાં હાડકાંના ટુકડા નીકળે છે.

જંગબાર, લામુ, મલિંડિની, બાગામાયુ–એ ચાર જગ્યાએ ગુલામોનાં બજાર ભરાતાં અને અમેરિકા, મોરિશ્યસ ટાપુઓ, ક્યૂબા, જેમેકા વગેરે સ્થળે મજૂરોની અછતને લીધે તેઓ આ ગુલામોને ખરીદી લઇ જતા.

આ ગુલામોના વેપારની પ્રથા માનવતાને કલંક લગાડનારી હતી. 'આફ્રિકામાં ચાલતો ગુલામોનો વેપાર' એ પુસ્તક વાંચવાથી વિશેષ હકીકત જણાશે એની સામે દયાભાવથી પ્રેરાઇને અનેક સહૃદય વેપારીઓએ વિરોધ ઉઠાવ્યો. તેમાં આપણા ભાટિયા ગૃહસ્થો પણ હતા તેમણે આ પ્રથા દૂર કરવા ઝુંબેશ ઉઠાવી લડત શરૂ કરી હતી નાનીમોટી લડાઇઓ થતી અગ્રેજ પાદરીઓએ આ પ્રથા બંધ કરવા માટે ખૂબ મહેનત કરેલી.

એજ અરસામાં આ ગરીબ, અસહાય ગુલામોની મૂંગી હાય અમેરિકાના પ્રગજ્જુ પ્રમુખ અબ્રાહમ લિંકને સાંભળી. એ માનવપ્રેમી મહાત્મા પ્રમુખપદે આવ્યા ત્યારે તેમણે ગુલામગીરી નાબૂદ કરવાનો ખરડો રાજસભા સમક્ષ રજૂ કર્યો. એને અંગે ભારે ઉહાપોહ જાગ્યો. ઉત્તર અને દક્ષિણના સંસ્થાનો વચ્ચે યુદ્ધ સળગ્યુ. ચાર વર્ષ સુધી એ આાતરવિગ્રહ ચાલ્યો. આખરે લિંકનનો વિજય થયો. ગુલામીની પ્રથા હમેશને માટે નાબૂદ થઈ. જે ગુલામો ત્યા લઇ ગએલા તેનો વંશવિસ્તાર વધીને અત્યારે આશરે બે કરોડ જેટલો છે, અને બધા જ અત્યારે સારી રીતે જીવન જીવે છે પણ આ મહાન કાર્ય કરવા માટે એ સાધુ પુરુષને પોતાના પ્રાણનુ બલિદાન આપવું પડયું. દક્ષિણ સંસ્થાનના એક ગોરાએ લિંકનનું ખૂન કર્યું લિંકનનો દેહ નાશ પામ્યો, પરતુ ગુલામી નાબુદ કરવાના મહાન કાર્ય માટે કરોડો મૂગા માનવીઓના આશીર્વાદ મેળવી એ પરોપકારી મહાત્મા અમર બન્યા

જંગબારને કિનારે ઊતર્યા તે દિવસે એક રમૂજી પ્રસગ બનેલો તેનો ઉલ્લેખ કરીને પછી આપણે મજગા તરફ વહાણ હંકારીએ.

જંગબારમા હબસીના છોકરા બહુ તોફાની અને ટીખળી હતા. અમે સ્વાહિલી ભાષા ન જાણીએ કિનારે ફરવા નીકળેલા ધોતિયાં

પહેરેલાં હબસીઓ લુંગી પહેરે. અમે પાછળ છેડા ખોસીને ધોતિયું પહેરીએ તે અમને ભારે નવાઈ લાગે. અમને કાછડી પહેરેલા જોયા એટલે બે ત્રણ છોકરા અમને ખબર ન પડે તેવી રીતે પાછળ આવ્યા અને કાછડીનો છેડો કાઢી ભાગ્યા. નવતર જાણીને તોફાને ચડયા. અમે સૌ વહાણ ઉપર પાછા ફર્યા.

બીજે દિવસે આવાજી, વાણંદ, મેર બધા ચોરણીઓ પહેરી કિનારે ઊતર્યા. હાથમાં મોટી ડાંગો રાખેલી અને માથે માથાબંધણા બાંધેલાં. કદાવર શરીર એમને જોઈને પછી કોઈ પડખે ન ચડયા. શહેર આખું નિરાંતે જોયુ. થાક લાગે એટલે કોઇ ને ઓટલે બેસી જઇએ. થોડો નાસ્તો કરી, પાણી પી, પાછા ફરવા નીકળીએ. આમ ફરીફરીને જોઇ લીધું.

અમારું વહાણુ બાર દિવસ જંગબારના ખાળામા રોકાયું. માલ ઉતાર્યો નાળિયેરના ત્રોફા વગેરે માલ ભરી લીધો ખાવાપીવાની વસ્તુઓ લઇ લીધી. કાનજીભાઇ તથા વલ્લભદાસ કાકા જંગબારથી સ્ટીમર રસ્તે મજગા ગયા, અમે વહાણુમાં જ રહ્યા તેરમે દિવસે અમારું વહાણુ મજંગા તરફ ચાલી નીકળ્યું.

## ૮

# આકરી કસોટી.

જંગબારના ખાળામાંથી વહાણ બહાર નીકળીને માડાગાસ્કર તરફ વળ્યું સાગરનાં નીર કાપવા લાગ્યું. હવા સારી જણાતી હતી. અમે સૌ આનંદમાં હતા. કેટલાક દિવસ જમીન ઉપર ગાળ્યા પછી સમુદ્રમાં પાછા સફરે ઊપડયા તેથી એક જાતની મનમાં ખુશાલી થતી હતી. ખાનપાનથી તાજા થઇ ગયા હતા. વલ્લભદાસ કાકા અને કાનજીભાઈ સાથે નહોતા તેથી અમારી મંડળી અધૂરી લાગતી હતી છતાં મેઘો માલમ, તેનો દીકરો, મેર જુવાનો બાવાજી વગેરે આનંદ કરાવતા હતા. મુંબઈથી નીકળ્યાને લગભગ બે મહિના થવા આવ્યા તેથી ઠેકાણે પહોંચી જવા મન અધીરું થયું હતું. પરંતુ અમારી ખરી કસોટીનો વખત તો હજુ હવે આવવાનો હતો તેની અમને કશી ખબર ન હતી.

જંગબારથી નીકળ્યા તેને પૂરા ચોવીસ કલાક વીત્યા. પાછળ જમીન દેખાતી બંધ થઈ. મધદરિયે વહાણ ચાલ્યુ જતું હતું. એમાં પવન ફર્યો. ધીમેધીમે તોફાન વધવા લાગ્યું. રાતના ઠંડીને લીધે વધારે લાગે. ભારે મોજાં ઊછળવા લાગ્યા સુસવાટ કરતી હવા આવે, પહાડ જેવડાં મોજાં ઊછળે, વહાણને ઊંચું ઉપાડી લે અને પાછું પછાડે, વહાણ નીચે જાય ત્યારે અંદર ગોઠણભર્યું પાણી ભરાઈ જાય. વહાણ ભારે તોફાનમાં સપડાયું. આવું તોફાન અમે મુંબઈથી નીકળ્યા ત્યાર પછી ક્યાંયે જોયુ ન હતું, તેથી અમારા હોશકોશ ઊડી ગયા એ જગ્યાએ આંટલાન્ટિક, પેસિફિક અને હિન્દી મહાસાગર ત્રણેના પ્રવાહો મળતા હતા. વહાણમાં વધારે પાણી ભરાવા માંડયુ એટલે માલમનો હુકમ છૂટયોઃ "પાણી ઉલેચવા માંડો, બચ્ચા ગભરાતા નહિ અણઘડી પવન પડી જશે." મેઘા માલમનો દીકરો ઊલટો રંગમાં આવ્યો હોય તેમ ઝપાટાબંધ કામ કરવા મંડયો. બધા ખારવા કામે લાગી ગયા. મોટા માલમનું તો રુંવાડું ય ફરકતું ન હતું. આવાં તો કંઇક તોફાન એણે જિંદગીમાં જોઇ લીધાં હતાં. એ તો શાંતિથી સુકાન પકડીને બેઠો હતો અને નિરાંતે સૌને સૂચના આપતો હતો. અમે બધા એના કહેવા પ્રમાણે કામે લાગી ગયા.

ડોલો ભરી ભરીને પાણી ઉલેચવા માંડયુ એમ ને એમ રાત પડી, પણ તોફાન મોળું ન પડયું. રાતે ઊંઘ શાની આવે? ડોલ, તપેલા, બકડિયાં જે હાથમાં આવ્યું તે લઈને આખી રાત પાણી ઉલેચ્યા કર્યું. જેની ઉપર મઢ ચડે તે વચલો થાભલો (પોલ) પવન લાગવાથી કડકડવા લાગ્યો. વહાણના સાધા ઢીલા પડવા માંડયા નીચેના ભાગમા પાણી ભરાવા લાગ્યુ. પવનના સુસવાટા વધતા જતા હતા પછી તો પાણી ઉલેચવાના વારા કર્યા. વારાફરતી રાતદિવસ પાણી ઉલેચ્યા કર્યું ખારવાને મન તો આ એક આનદ હતો મેઘા માલમે એના દીકરાને આવી તાલીમ મળે તે માટે જ સાથે લીધેલો દરિયો શાંત હતો ત્યારે મેઘો માલમ એને તારા બતાવતો; વહાણની દિશા કેમ જોવી એ સમજાવતો. કયા બંદરમાં કઈ નિશાની, કયા કેવા ખરાબા આવે તેનું તે જ્ઞાન આપતો આવાં તોફાન થાય ત્યારે કેવી સાવચેતી રાખવી એની તાલીમ આપતો. જેમ કુશળ વેપારી પોતાના દીકરાને માલની જાત, ભાવતાલ, લેવડદેવડ, નામું-ઠામું બધું સમજાવે તેમ દરિયો ખેડવાની તાલીમ મેઘો માલમ તેને આપતો હતો કેવી કસોટી કરનારી આ નિશાળ હતી? ચાર દીવાલો વચ્ચે ચોપડીઓનુ ભણતર ભણતા વિદ્યાર્થીઓને આ ભણતરની કલ્પના પણ શી રીતે આવે? જોખમ વિનાનુ જીવન એ સાચું જીવન નથી જીવતરની મજા જોખમ વચ્ચે જ છે એ વાતનો પહેલો અનુભવ અમને થયો

માલમ પોતાના સ્થાન ઉપર શાતિથી બેઠો હતો રાતે તારા જોઇ ને તે દિશા અને અતર માપતો પણ વાવાઝોડાને લીધે એને કશી ગમ પડતી ન હતી જ્યારે વાવાઝોડું વધવા લાગ્યુ ત્યારે માલમને અંદરખાને થોડી ચિંતા થવા લાગી વહાણ દિશા ન ચાતરે એની એ કાળજી રાખતો હતો. એની ભારે મહેનત છતા વહાણ વધારે ને વધારે ઊછળવા લાગ્યું મોજાંના લોઢ ઉપર લોઢ આવતા હતા. ધીમેધીમે દરિયાએ ભયંકર રૂપ ધારણ કર્યું. કયા અમારુ નાનકડું વહાણ અને કયા મોટો મહાસાગર! અમારા તો હાજાં જ ગગડી ગયાં આખરે માલમના મોમાથી શબ્દો સરી પડ્યા "આમાથી ભગવાન બચાવે તો જ બચશું." માલમના ચહેરા ઉપર શોકની ઘેરી છાયા હતી

એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ એમ દિવસ ઉપર દિવસ વીતવા લાગ્યા, પણ તોફાન બધ ન થયુ પાયખાને જવાની ભારે મુશ્કેલી નાહવા-

ધોવાની તો વાત જ શા માટે કરવી ? રાંધવાનું પણ મુસીબતે જેમતેમ થાય. ચણાની ગૂણો ભરેલી હતી તે રાતે ખારા પાણીમાં પલાળી રાખીએ. સવારે મીઠા પાણીથી ધોઇ બાફીએ. એમાં ચટણી નાખી, પાશેર-પાશેર ચણા ખાઈ પાણી પી લઇએ. પીવાનું પાણી પણ પૂરતું ન મળે બે ઘૂંટડા પીને સંતોષ માનવો પડે.

ચાર પાંચ દિવસ તોફાન ચાલ્યું એટલે અમે સૌ તોફાનથી પણ ટેવાઇ ગયા. માણસના મનની રચના ભગવાને એવી કરી છે કે એ ગમે તેવા દુઃખથી વખત જતાં ટેવાઇ જાય. "દુઃખનું ઓસડ દાડા" એ કહેવત અનુભવ ઉપરથી થયેલી છે. લાંબા સમયનો દરદી પણ દરદને ભૂલી જાય છે. વીસ વર્ષની સજા પામેલો કેદી ખિસકોલાં ને કાગડા સાથે જેલમાં આનંદ કરે છે. આ રીતે ખાવાપીવાની અને બીજી ભારે મુસીબત હતી. વહાણ કઇ ઘડીએ ડૂબી જશે એ કશું નક્કી ન હતું, છતાં પણ અમે એવા તોફાનથી ટેવાઇ ગયા અમારામાંથી કોઈને પૂરી અને બટેટાં કાંદાનું શાક ખાવાનું મન થયું. અમે તો ભંડકમા લોઢાના ચૂલા પર કડાયું સાફ કરી તેમાં તેલ મૂક્યુ, તાપ કર્યો અને પૂરી વણવા મંડયા. એવામાં એક મોટું મોજું આવ્યું તે કડાયું ઊછળીને રસોઇ કરનાર ભાઈ પોપટલાલના પગ અને હાથ ઉપરના ભાગમાં પડયું. ધગધગતું તેલ પગ ને સાથળ ઉપર ઢોળાયું તેથી તેઓ સખત રીતે દાઝી ગયા. એમણે "પાણી, પાણી" ની બૂમો પાડી, એટલે એક મેરભાઇ ખારા પાણીની ડોલ ભરી આવ્યા અને દાઝયા ઉપર રેડી. ખારું પાણી પડતા જ ચામડી ઉતરડાઈ ગઈ. એમનાથી રાડ પડાઈ ગઇ. બળતરાનો પાર ન રહ્યો. બૂમાબૂમ થઈ પડી. અમારી સાથે કશી દવા ન હતી. એક જણે સમયસૂચકતા વાપરી ઘી કાઢયું. ઘીને સો પાણીએ ધોઈ ચોપડયું. કેટલાક દિવસ સુધી આ રીતે સારવાર કરી ત્યારે માંડ તેઓ સાજા થયા.

તોફાન આઠ દિવસ સુધી બંધ ન પડયુ ત્યારે માલમે કહ્યું: "હવે આપણું વહાણ બચે એમ લાગતું નથી. હું એક છેલ્લી કોશિશ કરવાનો છું. એ પહેલા વહાણ હલકું કરવા (અંદર ભરાતા પાણીનું વજન વધવાથી તેને હલકું કરવા) માટે માલ દરિયામાં ફેંકી દેવો પડશે."

અમે સૌ સાભળી રહ્યા કેટલાકના તો મોતિયા મરી ગયા. મને પહેલેથી જ મરવાની બીક લાગતી ન હતી. ભૂખના દુઃખથી કંટાળ્યો

હતો. તોફાન જેવું ને તેવું જ ચાલુ હતું. મોટા પહાડ જેવાં મોજાં આવે. સો દોઢસો ફૂટ ઊંચી ઝર થઈ જાય. એમાં વહાણુ પેસી જાય અને બહાર આવે. એ વખતે સૌના જીવ અદ્ધર ચડી જાય વહાણમાં ઘૂંટણુ સુધી પાણી ભરાઈ જતાં તે ઉલેચવાનું ચાલુ જ હતું વરસાદનાં ઝાપટાં પડતાં હતાં, સાથે જોરદાર પવન. આવું સખત વાવાઝોડું અમે જોયેલું નહિ. લૂગડાં ભીનાં થઇ જતા, તે વહાણુનાં દોરડાં ઉપર સૂકવીએ પણુ પૂરાં સૂકાય નહિ.

આખરે નવમે દિવસે ફાળકા ઉઘાડી અમે માલ બહાર કાઢવા માંડ્યો દરિયામાં ફેંકવા. કયો માલ કીમતી અને કયો માલ સસ્તો તે જોયા વિના એક પછી એક પેટી ને દાગીના દરિયામાં પધરાવવા લાગ્યા. બે ભાગનો માલ દરિયામાં નાખી દીધો. માત્ર ત્રીજા ભાગનો રહ્યો, જેમાં મગ, બાજરો ને થોડો કટલરી સામાન હતો. અમને તે વખતે માલની નહિ જિંદગીની કીમત હતી

માલમે ધારેલું કે ભાર ઓછો થશે તો વહાણુ હલકું થશે ને બરાબર ચાલશે, પણુ વજન ઓછું થવાથી તો વહાણુ વધારે ગોથાં ખાવા લાગ્યું અમને ધાસ્તી લાગી કે નીચેના વજનથી વહાણનાં બે ચીરિયાં થઇ જશે, કડાકો બોલે એટલે સૌ આભ સામે જોઈએ. ઈશ્વર બચાવે તો જ બચાય તેમ હતું.

માલમ ખૂબ મૂંઝવણુમા હતો. એને પોતાના જીવનની પરવા ન હતી; પણુ બત્રીસ જણાનો એ રખેવાળ હતો. અમને બચાવવા એ અનેક યુક્તિઓ કરતો હતો વિચાર કરતાં એને એક નવી તરકીબ સૂઝી. સઢનો ઊંચો (પોલ) ખુવો પવનમાં ડોલતો હતો અને તેને લીધે વહાણુ ઊંધું વળી જવાનો ભય હતો. તેથી એણે વિચાર કર્યો કે એ થાંભલો કાપી નાખવો અથવા વચ્ચે ઊભો પાડવો. એ વખતે ગમે તે ભોગે જીવ બચાવવાની વાત હતી. રાત એમને એમ વીતી. સવાર પડતાં જ થાંભલો કાપવાની શરૂઆત કરી. બબ્બે જણે વારાફરતી કરવત ચલાવવા માંડ્યું. થાંભલાને ચારેબાજુ મજબૂત દોરડાં બાંધ્યાં. થાંભલો લાગ્યો કપાવા. બધાની નજર થાભલા ઉપર ચોટી રહી હતી; જાણે અમારા જીવનનો એ આધાર હતો. એ થાંભલો કઈ રીતે પડે છે તેની ઉપર વહાણુ બચવાનો કે ડૂબવાનો આધાર હતો.

પવનના સુસવાટા, મોજાંની થપાટો અને સાગરનો ઘુઘવાટ ચાલુ જ હતાં. વહાણુ ઊછળી ઊછળીને પડતું હતું. જીવનની નૌકા હાલક-ડોલક થતી હતી. એ તખતની દશા વર્ણવવા માટે મારી પાસે શબ્દો નથી. અનુભવથી જ એ સમજી શકાય. જેને આવાં તોફાનોનો અનુભવ હોય તે જ સાચો ખ્યાલ કરી શકે. એ વખતે જીવન અને મરણ વચ્ચે સૌ ઝોલાં ખાતા હતા, સૌની જીભે ઈશ્વરનું નામ હતું. પરમ કૃપાળુ પરમાત્મા જ આમાંથી બચાવી શકશે એવો ભરોસો હતો.

ધીમેધીમે કરતાં થાંભલો કપાઈ રહેવા આવ્યો. એક બાજુ સહેજ નમ્યો. વહાણુ પણ નમ્યું. સૌના જીવ અદ્ધર ચડી ગયા. મોટા કડાકા સાથે થાંભલો તૂટ્યો અને દરિયામાં જઈ પડયો. મોજાં ઊછળ્યાં, વહાણને એક જબરી થપાટ વાગી અને ભયંકર આંચકો લાગ્યો. જાણે હમણાં વહાણુ દરિયામાં ડૂબી જશે એમ લાગ્યુ બસ ખલાસ એ છેલ્લી ઘડી હતી.

પણ જેને રામ રાખે તેને કોણુ ચાખે ? ઇશ્વરને બચાવવા હશે તે પહાણુના ફાટકનો એક ભાગ ભાંગી ગયો. એટલે વહાણુ પાછું એકદમ ચતું થઇ ગયું. બત્રીસે જણુ બાલદીઓ, તપેલાં વગેરે લેવા દોડયા. દરિયામાં જળસમાધિ લેવાની ઘડી દૂર જતાં જ સૌના જીવમાં જીવ આવ્યો. સૌ વહાણમાંથી પાણી ઉલેચવા મંડ્યા. હવે વહાણુને માત્ર નાનો ખૂવો રહ્યો. તેની ઉપર સઢ ચડાવેલો, પણ મોટો ખુવો જતાં વહાણુ સાવ નોધારૂં થઈ ગયું. તેના વિના વેગ પકડી ન શકે. સુકાન હાથ ન રહે. એટલે વળી તોફાને ચડયું જે બાજુ પવન જાય તે બાજુ વહાણુ ફરે. વહાણુ તો ચગડોળે ચડયું. આ નવો ભય ઊભો થયો. ધારેલી દિશામાં વહાણુને લઈ જવું મુશ્કેલ થઇ પડયુ. એટલામાં જ તે ફેરફૂદરડી ફરતું હોય એમ ફરવા લાગ્યુ. આમાં સૌથી મોટું જોખમ મોજાંનું હતું. કઇ ઘડીએ મોજું આવે ને કયારે વહાણુ ગોથું ખાઈ જાય તે કહી શકાય નહિં. પાણી ભરાય જ જતું હતું. ઉલેચવાનું ચાલુ જ હતું. જીવ બચવાની આશા ન હતી. ત્યા ખાવાપીવાનો વિચાર જ કયાથી આવે ? બે દિવસ અને બે રાત અમે હતા ત્યાને ત્યાં ફર્યા કર્યું. વહાણુની પાછળને છેડે એક વીસેક ફૂટ ઊંચું લાકડું બાંધી એની ઉપર કાળો વાવટો ચડાવેલો. કદાચ કોઇ વહાણુ કે સ્ટીમર દૂરથી પસાર થતા અમને જુએ તો મદદે આવે. અડતાલીસ કલાક એમ ને એમ વીત્યા કોઈ મદદે ન આવ્યુ.

પણ આખરે ઈશ્વરે લાજ રાખી. અમારી કસોટી પૂરી થઇ. તોફાન ધીમેધીમે બે ત્રણ દિવસે શાંત પડ્યું. હૈયે ધારણ આવી. ખાલમના ચહેરા પર સ્હેજ આનંદની રેખાઓ દેખાવા લાગી. અમે દશબાર દિવસથી ચણાની દાળ ભર હતા. રાતદિવસ પાણી ઉલેચીને થાકીને લોથ થઇ ગયા હતા. વાવાઝોડું મોળું પડ્યું સૂર્ય દેખાયો. ધીમેધીમે સમુદ્ર ઠંડો પડયો. પંદરપંદર દિવસનાં ચિંતાનાં ઘનઘોર વાદળ સૂર્યના એક કિરણ સાથે ઊડી ગયાં. જીવવાની આશા પાછી આવી. સૌના ચહેરા પર તેજ દેખાયું. જાણે નવું જીવન આવ્યું.

દરિયામાં માલ હોમી દીધેલો તેમાં આટાની ગૂણો પણ પધરાવી દીધી હતી. થોડા બાજરો, મગ ને ચોખા રહી ગયેલા; સવારના પહોરમાં અમે બાજરો અને ચોખા દળવા બેસી ગયા. વહાણમાં ઘંટીઓ સાથે જ હતી. વારાફરતી દળવા મંડયા. લોટ તૈયાર થયો, પણ મીઠું ન મળે. મીઠાની ગૂણ નાખી દીધેલી. થોડા ખારા પાણીથી લોટ બાંધ્યો. મરચામાં ખારૂં પાણી અને લસણ નાખી ચટણી વાટી. પીવાના પાણીની ભારે તંગી હતી. જણ દીઠ રોજનો એક કળશો પાણી મળતુ. તેમાં બે ભાગનું પીવામાં અને ત્રીજા ભાગનું રોટલા માટે લોટ બાંધવામાં વાપરતા. બપોરે એક ટંક બાજરાના અને ચોખાના રોટલા ઘડી લેતા અને બે ટંક ખાતા. ખાવાની રુચિ જ ઓછી થતી. મરવાની બીકે ભૂખ-તરસ ઊડી ગયેલી બીજું બધું તો ઠીક, પણ એ વખતે આભડછેટ સુદ્ધાં ચાલી ગઇ હતી.

વહાણ ડૂબતું હોય, આગ લાગી હોય, 'પાણીની રેલ ફરી' વળી હોય એવા કુદરતી આફતના સમયે માણસ માત્ર એક થઈ જાય છે. ઇશ્વરે 'સરજેલાં સૌ માનવી એક છે એનો ખરો ખયાલ એવે સંકટને સમયે આવે છે. માણસ-માણસ વચ્ચેના કૃત્રિમ 'ભેદભાવ એ વખતે નાબૂદ થઇ જાય છે. એ વખતે કુદરતી સ્થિતિનો અનુભવ થાય છે. પ્રભુના ઘર આગળ સૌ સરખા છે એનું ભાન આફતના પ્રસંગે થાય છે. મરણ એ બધા ભેદભાવ ટાળનાર છે એ વસ્તુની અમને સૌને ખાતરી થઈ ગઈ. એ અનુભવની છાપ મારા કુમળા હૃદય પર એવી સજ્જડ પડી કે જીવનભર કશા ભેદભાવ મનમાં વસ્યા જ નહિ. જન્મને કારણે કોઇ માણસને ઊંચો કે નીચો માનવો તે પ્રભુના ગુનેગાર થવા જેવું છે એ વાત મને એ વખતે અનુભવથી સમજાઇ.

ભારે તોફાન શમી ગયું. પણ મખત પવન ચાલુ હતો. સઢ વગરનું અમારૂં વહાણુ પવનના સુસવાટા સહન કરતું દોઢેક માસ આમથી તેમ ઘસડાયા કર્યું. અમારે ક્યાં જવું હતું અને ક્યાં જઈ રહ્યા છીએ તેની કશી ગતાગમ ન હતી. માલમને કોઈ વાર સૂર્ય ઉપરથી તો કોઈ વાર તારા ઉપરથી ખ્યાલ આવી જતો. પણ વહાણુને સાચી દિશા ભણી લઈ જવાનું માલમના હાથમાં રહ્યું ન હતું. એટલે લાચાર બનીને તે મરજી મુજબ ચાલવા દેતો હતો. સાવ ઊલટી દિશા ન પકડી લે એટલો ખ્યાલ એ રાખતો હતો.

આખરે દોઢેક મહિના પછી દરિયાનો પ્રવાહ ફર્યો. તોફાન એકાએક બંધ પડયુ. અમને જમીનના દર્શન થયાં દૂરદૂર કાળી કિનાર દેખાઈ જમીન નજરે પડતાં જ અમારા આનંદનો પાર ન રહ્યો. ગમે તે મુલક હોય પણ જમીન તો હસે જ. ગામ તો હશે. ત્યાં માણસ તો મળશે. બસ એટલું અમારે માટે પૂરતું હતુ. માણસ દરિયાનો જીવ નથી. એ જમીન ઉપરનું પ્રાણી છે. એટલે એને જમીનથી વિખૂટા પડતા મૂંઝવણ થાય છે. ગાયથી વિખૂટું પડેલું વાછરડુ ભાંભરડાં દે એમ અમારા જીવ જમીન જોયા વિના તરફડતા હતા જમીનનો કિનારો જોતાં જ અમારાં હૈયાં હરખથી નાચવા લાગ્યાં

જમીન દેખાયા પછી સાતમે દિવસે અમે કિનારે પહોંચ્યા. તપાસ કરતાં ખબર પડી કે એ ગજીજા-મયૂતી નામનો ફ્રેંચ ટાપુ છે અમે પ્રભુનો પાડ માન્યો વહાણે લંગર નાખ્યું મછવો ઉતાર્યો અમે સૌ કિનારે ઊતર્યા જમીનને પગ અડતા જાણે માની ગોદમાં આવ્યા હોઈએ એટલો આનદ થયો

પાસે જ એક નદી હતી. દોડીને એમાં પડયા ખૂબ નાહ્યા. કપડામા જૂ પડી ગયેલી, તે ખૂબ ધોયા મીઠા પાણીની મોજ માણી નદી કિનારે કેળ, નાળિયેર, રતાળુ, ગાજરની સુદર વાડીઓ હતી ત્યા ગયા ધરાઈ-ધરાઈને કેળા ખાધા, નાળિયેર પીધા, કાગા ને કાચા રતાળુ ખાધાં.

અમને જોઇ ને ત્યાના દેશી લોકો દોડી આવ્યા તેઓ અમારી ભાષા ન સમજે, અમે તેમની ભાષા ન જાણીએ મેઘો માલમ તેમની બોલી ભાગીતૂટી જાણતો હતો તેની સાથે તેઓ વાતો કરવા લાગ્યા.

ક્યાંથી આવ્યા, ક્યાં જવાના વગેરે પૂછપરછ થઈ. અમારી વાત સાંભળી તેઓ ખુશખુશ થઈ ગયા. પ્રેમથી આવકાર આપ્યો અને કહ્યું, "તમે મન ફાવે તેટલું ખાઓ. વાડીઓ તમારી જ છે."

દુનિયાને ગમે તે છેડે જઈએ, પણ માનવી જોઇને માનવીને કુદરતી હેત ઊભરાય છે. ક્યાં હિંદુસ્તાન અને ક્યાં ગજીજા ટાપુ! એક બીજાને સ્વપ્નેય દીઠેલ નહિ. એકબીજાની બોલી પણ ન સમજીએ, છતાં માણસને જોતાં જ માણસને હેત ઉભરાય એ બતાવે છે કે ઇશ્વરે માણસ માત્રના હૃદયમાં પ્રેમનું એક અખંડ વહેતું ઝરણું મૂકેલું છે. સત્તાભૂખ્યા રાજદ્વારી પુરુષો અને ધનલોલુપ વ્યાપારીઓ એ પ્રેમને વિકૃત ન કરે તો ભાઇચારો વધે. આ માનવભક્ષી યુદ્ધો બંધ થાય અને પૃથ્વી પર સ્વર્ગ ઊતરે. એ વખતે તો હું એટલું જ સમજ્યો કે દુનિયામા ભગવાન વ્યાપી રહ્યો છે. અજાણ્યાને હેતથી આવકાર આપનાર માણસમા એક જ પ્રભુ વસેલો છે. એ 'નેટિવો'ની આંખમાં અમે કેવળ પ્રેમનાં દર્શન કર્યાં.

કિનારાની નજીકમા જ એમનું નાનકડું ગામ હતું. અમે સૌ ત્યા ગયા. ગામમા આરબોની થોડી દુકાનો હતી. ત્યાં ચોખા, મગ, સોયાબીન, નિમક, રાતી ખાંડ, શેરડી વગેરે વેચાતાં હતાં. આગળ વેપારીઓ ત્યાથી કાચો માલ ખરીદી મજંગા મોકલતા. મજંગાથી પાકો માલ આવતો. એ આરબો અસલ જંગબારથી ત્યા ગયેલા એ ટાપુ જ ગબારથી આશરે ૮૦૦ થી ૯૦૦ માઈલ દૂર હશે. અમે એ વેપારીઓ પાસે પાઉંડ વટાવી તેના રિયાલ કરાવ્યા. એક પાઉંડના પાચ રિયાલ ભાવ હતો

અમે જરૂરી માલ ખરીદ કર્યો. ગામમાં ફર્યા. નવા ચહેરા, નવો પહેરવેશ, નવી ઢબનાં મકાનો, નવો દેશ, નવો વેશ, નવી ભાષા–બધું નવીન જોઇને અમને ખૂબ આનંદ થયો. ગામ જોઇને સાંજે પાછા વહાણ ઉપર આવી ગયાં

ખાઈપીને નિરાતે સૂતા. કેટલી ય રાતો પછી આજે નિરાંતે સૂવાનું મળ્યું. પથારીમાં બેસી પ્રભુની પ્રાર્થના કરી. પછી ઘસઘસાટ ઊંઘી ગયા. એક ઊંઘે સવાર પડ્યું. સવારે પાછા કિનારે ઊતર્યા માલમે કોઇકને પૂછ્યું, "આટલામાં કોઇ ગોરો રહે છે?"

એ લોકોએ કહ્યું કે, "અહીંથી બાર માઇલ ઉપર એક મિશનરી પાદરી રહે છે."

એ વખતે મિશનરી પાદરીનો અર્થ હું સમજતો નહોતો; પણ આગળ જતાં સમજવા લાગ્યો. પાદરીઓનો પરિચય થયો. ત્યારે મને લાગ્યુ કે ભગવાન ઇસુ ખ્રિસ્તના એ પ્રેમના પયગંબરના શિષ્યો ક્યાં ક્યાં જઇને વસ્યા છે! પોતાના દેશથી હજારો માઇલ દૂર વતન ને કુટુંબ છોડી કેવળ પ્રભુને નામે, અજ્ઞાન ને દલિતની સેવા કાજે અનેક પ્રકારના કષ્ટો વેઠી, એમણે વસવાટ કર્યો છે કોઈ જગ્યાએ નિશાળ, તો ક્યાંક દવાખાનું, તો કોઇ સ્થળે દેવળ; મોટો મઠ હોય ત્યા એ ત્રણે વસ્તુ જોવા મળે છે.

મેઘો માલમ બાર માઇલ ચાલીને મિશનરીના મઠમાં ગયો એણે પાદરીને પૂછીને કોઇ સ્ટીમર કે વહાણ વિષે તપાસ કરી. પાદરીએ તેને સમાચાર આપ્યા કે, 'ત્રણ માહને ખાંડ લઇને નાની સ્ટીમર આવે છે. મજંગા અઢીસો માઈલ દૂર થાય વહાણને પહોંચતા અનુકૂળ પવન હોય તો બે દિવસ લાગે"

પાદરી લાકડાનો વેપાર પણ કરતો. અમારા વહાણ માટે ગઢનો ખુવો (થાભલો) પાદરીએ આપ્યો ખૂબ સહાનુભૂતિ બતાવી માગી મદદ કરી, ગામના મુખી ઉપર ચિઠ્ઠી લખી આપી. ખુવાના પૈસા માટે કહ્યું: "તમારી પાસે ન હોય તો કંઇ નહિ, હું સરકાર પાસેથી મેળવી લઇશ પછી તમે સરકારમા ભરી દેજો." આમ એ પાદરીની મદદ અમને બહુ ઉપયોગી નીવડી તેને આપણી ભાષામા અમને મદદ કર્યા બદલનુ પ્રમાણપત્ર લખી આપ્યું.

વહાણના પાટિયા ખખડી ગયેલા તેમા ડામર ભરવાની જરૂર હતી ડામર ક્યાય મળતો ન હતો. માલમે એનો એક રસ્તો શોધી કાઢ્યો કિનારા પર જે ઝાડ હતા તેમા એક પ્રકારનો રસ થતો હતો. એ રસની વાટો 'નેટિવો' પોતાના મછવામા ભરતા તે અમે જોયુ. અમારા વહાણના સાધામા વાટો ભરવાથી ડામર જેવું કામ આપશે એમ લાગ્યુ. એટલે એ રસની વાટો બનાવી અમે સૌ એ કામમા લાગી ગયા. ભરતીમા વહાણ કિનારે લઇ ગયા અને છત ઉપર રેતીમા ચડાવી દીધું. વહાણના

સાંધામાં વાટો ભરી ખુવો તૈયાર કર્યો. એ ટાપુમાં અમે ચોત્રીસ દહાડા કાઢયા. એ દિવસો અમારી જિંદગીના યાદગાર દિવસો હતા. વહાણ સરખું કરવાના કામમાં દિવસો કયા પસાર થઇ ગયા એની અમને ખબરેય ન પડી. ખાવાપીવાની પૂરતી સગવડ હતી. અમે કેળાં, રતાળુ, ગાજરનાં શાક, દાળભાત, રોટલી બનાવતા ગામમા જઇ બજારમાંથી દૂધના ડબ્બા લઇ આવતા. હરવાફરવાની પૂરા મજા હતી. સૌ તાજા થઇ ગયા. જાણે નવો જીવ આવ્યો. પૂરા પાંત્રીસ દિવસે અમે વહાણ હંકાર્યું. સામાન્ય રીતે ત્રીજે દિવસે વહાણ મજગા પહોંચી જતાં. પણ અમને પવન નડયો, તે ચૌદ દિવસે મજગા પહોંચ્યા.

પોર્ટ ઓફિસરે તપાસ કરી. અમારી સિકલો જોઇ માલમને પૂછયું: "વહાણને આટલા બધા દિવસ કેમ લાગ્યા? તમારા વહાણમાં કંઇક બીમારી હોવી જોઇએ." આમ કહી અમારો જવાબ સાંભળ્યા વિનાજ એક મહિનાની કવૉરંટાઇન આપી. કવૉરંટાઇન એટલે સૂતક. આપણે ત્યાં કોઇ ને ઘેર મરણ થયુ હોય અને તેના નજીકના કુટુંબીઓને અમુક દિવસ સૂતક લાગે ને તેને કોઇ અડે નહિ, તેમ જે વહાણ કે સ્ટીમરમા મરણ કે માંદગી થઈ હોય, જે દેશમાંથી વહાણ કે સ્ટીમર આવતી હોય તે દેશમાં મરકી કે એવો ચેપી રોગ હોય તો તેને એ ચાર અઠવાડિયાના કવૉરંટાઇન આપતા. એને માટે અલગ ટાપુ રાખેલો. ત્યાં થોડા મકાનો પણ હતા. અમને એક મહિનાની કવૉરંટાઇન મળી.

દેશમાંથી અમે રવાના થયા તેને પાચપાંચ મહિના થઈ ગયા હતા ઘેર સૌને ફિકર થતી હતી. એમણે તો માન્યુ કે ડૂબી મૂઆ હશે મોટા ભાઈ ને પણ ફિકર થઇ પડેલી કાનજીભાઈ ને પહોચ્યે પણ ત્રણ માસ થવા આવેલા એમણે પણ માન્યું કે વહાણ જરૂર અધવચ રહ્યું.

એવામાં વહાણ કિનારે આવ્યાના ખબર પડયા, એટલે ગામ આખું ઊમટયું જેટલા જાણીતા હતા તે સૌ કિનારે આવી પહોંચ્યા. છેટા ઊભા રહી સલામો લેવા મંડયા. ચાર નજર એક થતા મળ્યા જેટલો આનંદ થયો. એ લોકોએ ગામમા દોડી જઈ તાર કર્યો.

અમારા વહાણને કવૉરંટાઇનમાં લઇ ગયા. ત્યા ખાવાપીવાની અને રહેવાની મજા હતી તાજા ફળ, ટીનફ્રૂટ, દૂધના ડબ્બા, કેરીના કરંડિયા

વગેરે ખાવાનું શહેરમાંથી પૂબ આવતું. રોજ સવારે મછવો ભરીને ફળફળાદિ, મિષ્ટાન્ન વગેરે આવતું. સવાર, બપોર, સાંજ ત્રણ ટંક પેટ ભરીને જમતા ટાપુમા ફરવાની મજા હતી. રાતે દુહા, કથા, ભજન ચાલતાં. દરિયાના દુઃખ વીસરાયાં, સુખના સંભારણાં આવ્યાં. ખાઈપીને સૌ તાજા થયા.

હેલ્થ આફિસરે અમારી તંદુરસ્તી જોઈ એક મહિનાને બદલે છવ્વીસમે દિવસે શહેરમા દાખલ થવાની રજા આપી વહાણમા બેસી શહેરમા આવ્યા. મોટા ભાઈ અને બીજા સંબંધીઓ પ્રેમથી ભેટી પડયા. આનંદ ઓચ્છવ થઈ રહ્યો. પાંચ દશ દહાડા તો દોસ્તમિત્રોને ઘેર મિજબાનીઓ માણી, મિષ્ટાન્નો જમ્યા અને સૌના ઓળખીતા થયા.

મહેમાનગતિઓ પૂરી થઇ. મુસાફરીનો થાક ઊતર્યો મોટા ભાઇ સાથે દુકાનમા જોડાઈ ગયો. એ વખતે મને ચૌદમું વરસ બેસી ગયું હતું.

૯

# માડાગાસ્કર

આફ્રિકામાં માડાગાસ્કર એ મોટામાં મોટો ટાપુ છે. આશરે સાડા ત્રણ લાખ ચોરસ માઇલમાં એ આવેલો છે. લગભગ સાઠ લાખની વસતિ છે. ત્યાં ફ્રેંચ સરકારની હકૂમત હતી. પરંતુ અત્યારે સ્વતંત્ર થએલ છે. હાલમાં ત્યાં દસેક હજાર હિંદીઓ વસે છે. ટાપુનો કેટલોક ભાગ ઉચ્ચ પ્રદેશ છે. અમુક ભાગ અત્યંત સુંદર છે. આખો ટાપુ રસકસથી ભરેલો છે. પુષ્કળ વરસાદ પડે છે. પહાડોમાંથી અનેક નદીઓ વહે છે. અમુક ભાગમાં ગાઢ જંગલ છે. જૂજ ભાગ ડુંગરાળ છે. ફળઝાડ એટલાં બધાં છે કે જમીન પર ખરી જાય છતાં તેને લેનાર કે ખાનાર કોઇ નથી. માડાગાસ્કરમાં અનેક પ્રકારની સંપત્તિ ભરેલી છે. કાજુ, લવિંગ, રફિયો (ઘાસ), ચાવલ, ખાંડ, મગફળી, સોયાબીન, સોનું, સીસમ, ભુડથીનું લાકડું (જેમાંથી પલંગના પાયા ઊતરે છે,) કોડીઓ વગેરે પુષ્કળ થાય છે. પશુધન ખૂબ છે.

ત્યાંના મૂળ વતનીઓ ભલા, દેખાવડા, મિલનસાર, મીઠા અને મશક્ત હોય છે. તેમની ભાષા મલગાસ બહુ મીઠી છે. તેમનો ખોરાક માંસ-મચ્છી ઉપરાંત ફેરિયાકો, મકાઇ, સોયાબીન, ચાવલ, કઠોળ તથા ફળો છે. ખાવાપીવાની કશી ખોટ નથી. આપણા દેશમાં પણ એક સમયે ધનધાન્યના ઢગલા થતા. હિંદની સમૃદ્ધિનાં વખાણ જગતના મુસાફરો કરતા. આજે હિંદ અનાજની ખાધવાળો દેશ બની ગયો છે, જ્યારે બીજા મુલકો ધનધાન્યથી ઊભરાય છે, ખાઈપીને મોજ કરે છે. માડાગાસ્કરમાં સોયાબીન ખૂબ થાય છે. રંગબેરંગી દાણા અને મીઠાશવાળું મકાઈને મળતું એ અનાજ પુષ્ટિકારક હોય છે. ત્યાંના હવાપાણી ઘણાં જ સરસ છે. ખૂબ ભૂખ લાગે, તંદુરસ્તી સુધરે, તાકાત અને લાલી આવી જાય.

ફ્રેંચ ગવર્નમેન્ટ સ્વચ્છતામાં બહુ જ કડક હોય છે. રસ્તા પર

કે ગલીમાં ક્યાંય કાગળનો ટૂકડો, ખીડીનું ઠૂંઠું કે તણખલું પણ ન મળે. જો કોઇને નાખતાં જુએ તો પકડીને પોલીસ સીધા જેલમાં લઈ જાય અને ખૂબ ફટકારે. 'નેટિવ' હોય, હિંદી હોય કે બીજી કોઇ પ્રજા હોય. વહેલા ઊઠી સૌએ પોતપોતાનાં દુકાનો, ફળિયાં વાળીઝૂડી સાફ કરી નાખવાં જોઇએ મકાનમાં પણ જાળું સરખું ન જોઈએ. કપડાં ડાઘડુઘ વિનાનાં પહેરવા જોઈએ. ગંદાં કપડાં પહેરીને કોઈ બહાર નીકળે તો પકડીને જેલમાં પૂરી દે અથવા બાંધીને ફટકારે. ..

માડાગાસ્કરને ફ્રેંચ સરકારની સખ્તાઈ અને સ્વચ્છતા ઉપરની જપાન ગવર્નમેન્ટના જેવી કડક નીતિએ સ્વર્ગ બનાવી દીધું છે, જ્યારે હિંદમાં ગંદકીથી નર્ક બનાવી દીધું હોય એમ લાગે છે એને લીધે અનેક બીમારીઓ દેશમાં વ્યાપક થઇ છે ને હજુ વધતી જાય છે. હજારો ડૉકટરો અને વૈદ્યો દર વરસે કૉલેજોમાંથી બહાર પડે છે. તે દેશને પૂરા પડતા નથી. આ દશા આપણે પોતે ઊભી કરી છે. સરકાર ઘેર ઘેર સ્વચ્છતા માટે ચોકીપહેરો ન રાખી શકે ને સખતાઈ કરે તો મોટા ઝુલૂસ કાઢે અને "અમોને ગંદા રહેવા દો, વચમાં પડશો નહિ, ડેમોક્રસીનો ભંગ થાય છે" એમ કહે. આ આપણી દશા છે ભગવાને સ્વર્ગ આપ્યું હતું એનું નર્ક બનાવ્યુ હોય એમ લાગે છે ગામડાંની અને નાના શહેરોની દશા જુઓ તો ગંદકીનો કોઈ પાર નહિ. પશુ અને માણસ સાથે રહેવામાં આનંદ માને છે. પશુની ખુશઓ માણસે ગ્રહણ કરી લીધી હોય તેમ લાગે છે. માણસ ધારે તો આટલી જ જગ્યા અને જમીનમા સુધારો કરી શકે છે. ફક્ત મહેનતનું કામ છે. આપણે એ કામ કરવુ નથી અને ભગવાન અને સરકારની ઉપર એના ભારનો ટોપલો મૂકીને છૂટી જવું છે. પ્રભુ પણ આવાં પ્રાણીને કયા મદદ કરે? કર્મનાં ફળ ભોગવવાં જોઈએ અને ભોગવે છે. એમાથી છૂટવુ આપણા પોતાના હાથમા છે આમા પંચવર્ષીય યોજનાની જરૂર નથી આખો દેશ વિચાર કરે કે અમારે ગંદકીને કાઢવી છે તો છ માસમા ગામડા ચોખ્ખાં થઇ જાય. પશુથી માણસો જુદા રહેતાં શીખી જાય અને એના ફળ સુદર મળે.

ફ્રેંચ લોકો જ્યાં જઇ ને વસાહત કરે છે ત્યા પ્રજાને મિશ્ર બનાવી દે છે ફ્રેંચના ઘરમા નેટિવ સ્રી હોય. તેમ જ નેટિવના ઘરમાં ગોરી સ્રી હોય. ફ્રેંચ લોકોને અંગ્રેજની જેમ રંગભેદની સૂગ હોતી નથી એમનુ

નૈતિક ધોરણ અંગ્રેજ તથા જર્મન કરતાં ઊતરતું છે. સ્ત્રીપુરુષના મુક્ત વ્યવહારને તેઓ આનંદની વસ્તુ માને છે. યુરોપની બીજી પ્રજા કરતાં એ પ્રજા કંઈક લહેરી ગણાય. ખાણા પછી દારૂ પીએ, નાચગાન કરે અને મોડી રાત સુધી ગુલતાનમાં મસ્ત રહે. વાતોડિયા પણ જબરા. તેમની કોર્ટમાં કેસ ચાલતો હોય તો તેની મુદતો પડયા જ કરે. પાંચ, દશ, વીસ, ત્રીસ અને ચાલીસ વર્ષના જૂના કેસના દાખલા છે. ફ્રેંચ સરકારના પ્રતિનિધિ તરીકે ત્યાં ગવર્નર અને કમિશ્નર રહે છે.

અત્યારે ત્યાં આશરે દશહજાર હિંદીઓની વસતિ છે ત્યાંની નદીઓમા કેટલેક સ્થળે સોનું નીકળે છે, જે હરકોઈ લઈ શકે છે, સરકાર પણ કઢાવે છે. માડાગાસ્કરની રાજધાની તાનાનારે વદરિયાઈ સપાટીથી સાત હજાર ફૂટ ઊંચુ છે. બંદરો ઘણાં છે. તેમાં ડીગોઆ મિલિટરીનુ મથક છે. એનું બારું એટલું મોટુ છે કે ત્યા હજાર સ્ટીમરો પડી હોય તો પણ કોઈ ને ખબર ન પડે. આગળના ભાગમાં જે પ્રવેશદ્વાર છે તે એટલું બધું સાંકડું છે કે એના મુખમાં એક જ તોપ મૂકી હોય તો પણ દુશ્મનની સ્ટીમરોને તે રોકી શકે. સને ૧૯૨૭મા મોરિશ્યસ ટાપુમા શેરડીનું વાવેતર અને ખાંડના કારખાનાં જોવા હુ ગયો ત્યારે ફરી માડાગાસ્કર ટાપુ વધારે બારીકાઈથી જોવાનું મળ્યુ હતુ

મારા મોટા ભાઈની દુકાન મજગામા હતી. મારા જવાથી તેમનો ઘણો બોજો ઓછો થયો. ગોરાણામા બાપા સાથે વેપાર કરતો ત્યા મારે ભાગે ઘણુંખરૂ ચીંધ્યુ કામ કરવાનુ હતું, પણ અહીં તો દુકાન મારે જ ચલાવવાની હતી તમામ વહીવટ મારે કરવાનો આવ્યો. મોટા ભાઈ તદ્દન ઠંડા સ્વભાવના, પૈસાની બહુ પરવા નહિ, ભગવદ્-ભજનમા મન વધારે. દરરોજ નિયમિત રામકથા વાચતા. મારા જવાથી તેમનો ભાર હળવો થઇ ગયો

સવારમા હુ વહેલો ઊઠતો. શૌચદાતણ વગેરે પતાવી ઘર તથા દુકાનની સાફસૂફી કરતો માલ ઠીકઠાક ગોઠવતો. પછી સારી પેઠે દૂધ નાખી કૉફી બનાવતો અમે બન્ને ભાઈ સવારમા કૉફી પીતા દુકાનનુ તથા પરચુરણ કામ અને રસોઇ પણ મારે જ કરવાની ફક્ત બેજ ચીજ બનાવતો રોટલાશાક, ખીચડીશાક અથવા દાળભાત. પડખે દૂધદહીં પુષ્કળ હોય એટલે ત્રીજી ચીજની જરૂર જ ન પડતી. મારા આવ્યા પછી મોટા ભાઈની તબિયત પણ સુધરી.

છ મહિનામાં મને ફ્રેંચ ભાષા સાધારણ સમજતાં ને બોલતાં આવડી ગઇ. રોજનો દોઢસો બસો રિયાલનો વકરો થવા લાગ્યો. દુકાનમાં જાતજાતનો માલ રાખતા. ઘરાક સમજાવવાની ફાવટ આવી ગઈ. ઘણી વાર કાચો માલ ખરીદવા ગામડામાં જવાનું હતું. એ વખતે રેલવે, મોટરબસ કે ભાંરખટારાની કશી સગવડ ન હતી ગાડાં જોડીને ગામડાઓમાં જવું પડતું. નેટિવો પોતાને ઘેર અમને પ્રેમથી ઉતારો આપતા અને ખૂબ ભાવપૂર્વક જમાડતા. પોતાનો માલ વ્યાજબી દામે આપતા. કાચા માલમાં શીંગદાણા, સોયાબીન, રફિયો (ઘાસ), મીણ વગેરે મળતું. તેમનો અતિથિસત્કાર આપણા દેશના જેવો જ હતો. ગામડાનું જીવન સાદું ને કુદરતી હતું.

દુકાનની સફાઈ, ગોઠવણી, લેવડદેવડ, ઘરકામ, રસોઇ, ગામડાંમાંથી માલ લાવવાનો, ઉઘરાણી વગેરે કામોનો બોજો મારા ગજા ઉપરવટનો મેં ઉઠાવી લીધો. તેને લીધે મારી શક્તિ ખૂબ ખીલી. અનુભવે મેં જોયું કે જે કામની ચોરી કરે છે તે હરાંમહાડકાનો થઇ જાય છે. તેનું શરીર બેઠાડું થાય છે, મન આળસુ બને છે. એની કુદરતી શક્તિઓ કટાઇ જાય છે. જે માણસ જવાબદારી સમજીને બોજો ઉઠાવતો જાય છે તેની આવડત દિવસે દિવસે વધતી જાય છે. તેના જીવનમાં હોંશ અને ઉત્સાહ વધે છે, સંપત્તિ વધતી જાય છે. અને જીવતરની ખરી મજા આવે છે. આખો દિવસ સખત કામ કરીને રાત પડતાં થાકીને લોથ થઈ જતો. પથારીમાં પડયા ભેગી ઊંઘ આવી જતી.

પરંતુ આમ વધારે પડતો બોજો ખેંચવાથી વારંવાર તાવ આવી જવા લાગ્યો. અઠવાડિયે પંદર દિવસે તાવ આવી જાય. મોટા ભાઈને રાંધતાં ન આવડતું. કાકા આગ્રહ કરે છતાં તેમને ઘેર જમવા ન જાય, તેથી તાવ શરીરમાં ભર્યો હોય તોપણ હું રસોડામાં જતો. રસોઈ કરીને અમે જમતા.

નાનપણથી મને શેરડી બહુ ભાવતી. જેમ દરિયા સાથે કોઈ પૂર્વજન્મની પ્રીત હતી, તેમ શેરડી સાથે કંઈક વધારે પ્રેમ હતો. મજંગામાં શેરડી ખૂબ થાય. વધારે ખાવાથી તાવ આવે એટલે મોટા ભાઈએ માન્યું કે તાવ આવવાનું એ જ કારણ હોવું જોઈએ. એક બે વાર મને માર પણ પડેલો. મને મજંગા આવ્યે બે વર્ષ થવા આવ્યાં હતાં, મારો જીવ ઊઠી ગયો. મનમાં થયું: "હવે આપણે આ મુલકમાં નથી રહેવું"

ગજા ઉપરવટ કામ કરવા છતાં મોટાભાઈ ઠપકો આપે, કોઈ વાર મારી પણ લે. મારો સ્વભાવ તેજ, તેથી સામે બોલાઈ જાય. વેપારમાં મારા કામને માટે કશું જ કહેવા જેવું ન હતું. આપણી હિંદીઓની દશબાર દુકાનો જોડાજોડ હતી, પણ તેમાં સૌથી વધારે વેપાર અમારી દુકાને થતો. આટલી નાની ઉમરે મારી વ્યાપારીશકિત જોઈને બીજા નવાઈ પામતા; પરંતુ નજીવા કારણસર મોટા ભાઈ વારંવાર ગુસ્સે થતા. મારામાં કામની આવડત સારી હતી, બુદ્ધિ તેજ હતી; પણ જીભ મારી ન હતી, તેથી કોઈ વાર મારા પડતો બોલે જીભ, માર ખાય વાંસો ! એક વાર તેઓ ખૂબ નારાજ થયા, વઢ્યા; તેથી મારા મનને ખૂબ આઘાત લાગ્યો અને ગુસ્સામા ઘર છોડી ચાલ્યો ગયો.

માડાગાસ્કરમા મલઘામ નામની એક જાતિ છે. આ બહુ જ મીઠી અને હેતાળ પ્રજા છે. મલાયા તથા ઇન્ડોચાઇના ટાપુમાથી ફ્રેંચો તેને લઇ આવેલા. તે મિશ્રજાતિ મલઘામ કહેવાય છે તેમા એક જણની સાથે મારે બહુ જ મિત્રાચારી હતી. હું સીધો તેને ઘેર ગયો. તેણે મને આવકાર આપ્યો. મેં તેને બધી વાત કરી એ કહે " ભલે તારા ભાઈએ રજા આપી અહીં આપણી સાથે રહેજે. મારી પાસે થોડી મૂડી છે. એટલામાં આપણે એક દુકાન કરશું. વેપાર જમાવશુ."

એણે મને રહેવા માટે એક ઘાસનો સુંદર, સ્વચ્છ ચોરસ ઝુંબો (કૂબો) કાઢી આપ્યો આપણે તો એ ઝુંબામાં મુકામ કર્યો. રાત આખી અનેક વિચારો આવ્યા કર્યા મોડી રાતે મન મજબૂત કરીને ઊંઘી ગયો.

બીજે દિવસે સવારે મારા મિત્ર સાથે દુકાન કરવાની વાતચીત ચાલતી હતી તે વખતે મોટા ભાઈ અને બીજા ત્રણચાર જણ મને જાવવા આવ્યા. મજંગાના શેરિફ ( નગરશેઠ ) મનજી નથુભાઈ ઘેલાણી પણ આવેલા. એ સૌએ મને ખૂબ સમજાવ્યો. ખાતરી આપી કે "હવે તમને કોઈ ઠપકો નહિ આપે, તેમ મારશે પણ નહિ." મારા મિત્રે કહ્યુ: સૌ કહે છે તો હવે જાઓ મોટાભાઈને માઠું લાગશે" આમ સૌનું માન રાખવા ખાતર મન વાળીને પાછો ગયો. અને દુકાનના કામમાં લાગી ગયો.

મજાગામાં અમે ખૂબ આનંદ કરેલો. વરસમાં હુતાશની. જન્માષ્ટમી, નોરતાં, દિવાળી, જેવા ત્રણ ચાર મોટા તહેવારને દિવસે ભજનમંડળી, નાટ્યપ્રયોગો, ગરબી વગેરેના કાર્યક્રમો ગોઠવતા. એ મોજમજામાં નાનામોટા સૌ ભાગ લેતા.

ધીમેધીમે મારો જીવ જંપવા લાગ્યો. એવામાં થવા કાળ તે માડાગાસ્કરમાં મરકી આવી. એ મરકીમાં એકબે ગોરા ગુજરી ગયા. બેત્રણ હિંદી ઊડી ગયા. આથી સરકાર ચિડાઈ. એણે માન્યું કે આ હિંદીઓ નવું દરદ લઈ આવ્યા. હિંદીઓની રહેણીકરણી ગંદી હોય છે. એમના ઘરમાં મચ્છર, ચાંચડ, હોય છે. તેને લીધે ઉંદર થાય છે અને. ઉંદર મરકી લાવે છે. આમ વિચારી સરકારે હુકમ કર્યો: "હિંદીઓનાં તમામ મકાનો સળગાવી દો. માત્ર પથ્થરનાં પાકાં મકાન હોય એટલાં રહેવા દેવાં, બાકીનાં સળગાવી દેવાં."

૧૯૦૧ માં સાઉથમાં 'બોઅર વૉર' થએલી ત્યારે એ બાજૂ પરમિટથી અને વગરપરમિટે ઘણા હિંદીઓ સાઉથમાં ગયેલા. ૧૯૦૨માં જ્યારે માડાગાસ્કરમાં પ્લેગ આવેલ અને ફ્રેંચ સરકારે સખ્તાઇ કરી ત્યારે કેટલાક હિંદીઓ સાઉથમાં ચાલ્યા ગયેલા, જ્યાં પૂ. મહાત્માજીના ઈમીગ્રેશન સેટલમેન્ટમાં તેઓને હક્કો મળેલા.

અમારું ઘર લાકડા અને પતરાનું હતું. સરકારનો હુકમ કડક હતો. એમાં કશો ફરફાર થાય તેમ ન હતું. અમે તો સામાન્ય વેપારી. પણ ત્યાંના મોટા શેરિફ મનજી નથુભાઇ ઘેલાણીના ઘરમાં મરકીનો કેસ થયો તેથી એમને પણ મકાન ખાલી કરવાનો હુકમ થયો ટેમ્પરરી મકાનો ઊભા કર્યાં. તેમાં બધો ઊચાળો ફેરવ્યો. પદંર દિવસમાંજ ખાલી કરવાનું કટક ફરમાન હતું. વેપાર રોજગાર બંધ પડયા સૌએ બિસ્રા પોટલા બાંધ્યાં. પેટીપટારા લઇ કામચલાઉ છાપરામાં જઇને પડયા. અમારી પાસે માલ હતો. જે શેઠિયાનો એ માલ હતો તે તેમને પાછો સોંપ્યો. બ્રિટિશ કાઉન્સેલરને વચ્ચે રાખ્યા. જે નફો થાય તે અમને આપે એવી શરત કરી અમે ભાડૂતી દુકાનમાં બેસતા. જેમને પોતાની દુકાન હોય તેમને સરકારે ભાડાં ચૂકવ્યા. જેઓ કાચા મકાનમાં રહેતા તેમને તાણડતોબ ખાલી કરવાનો હુકમ કર્યો. શહેરથી બે માઇલ દૂર મોટાં ગોદામ બાંધેલાં ત્યાં સૌએ જવાનું હતું. કેટલાક ગોદામમા રહ્યા. સાદડાં બાંધી ઝૂપડાં

ઊભાં કર્યાં. નસીબજોગે ત્યાં પણ મરકી આવી. રોજ એકબે કેસ થાય. સૌ ગભરાયા. અમે જુવાનિયા આ પ્રસંગે પાડોશીને મદદ કરતાં જ્યારે કેસ થવા માંડયા ત્યારે ભારે ગભરાટ ફેલાયો. કોનો વારો પહેલો આવશે ને કોનો છેલ્લો એની જ વાતો ચાલ્યા કરતી. અમે બે ફિકર બનીને ફરતાં. વહાણનાં ભારે તોફાનોથી અમારા મન કઠોર થયાં હતાં. જીવનમાં આવા તોફાન આવ્યાં જ કરવાનાં એમ માની અમે કડણ બનતા જતા હતા. ત્યારપછી પણ જીવનમાં નાનામોટા અનેક પ્રસંગ આવ્યા; પરંતુ તેથી ખાસ ગભરામણ કે મૂંઝવણ થતી નહિ. બીજા હડબડી જાય ત્યારે હું શાંતિથી એના ઉપાયના વિચાર કરું ને મુશ્કેલી ટાળવા પ્રયત્ન કરું. આવા પ્રસંગોથી જ મારું જીવન ઘડાયું છે.

ધીમે ધીમે હિંદીઓ દેશ જવા લાગ્યા. હિંદ સરકારે તેમાં મદદ કરી કેટલાંક વહાણો સરકાર તરફથી તૈયાર થયાં. તેમાં હિંદીઓ ઉપરાંત ચીનાઓને લઈ જવાની સગવડ કરી હતી. સરકારે હુકમ બહાર પાડયો કે જેમને જંગબાર જવું હશે તેમને જંગબાર અને હિંદ જવુ હશે તેમને હિંદ લઈ જવામાં આવશે.

અમે વિચારમાં પડયા કે આપણે શું કરવું? મેં મોટાભાઈને કહ્યું, "તમે સાડા ત્રણ વર્ષથી અહીં છો. માજી અને ભાભી સૌ તમારી રાહ જોતાં હશે. હું હજી હમણાં બે વર્ષથી જ આવ્યો છું; માટે અહીં રહીશ. તમે જાઓ." પરંતુ મોટા ભાઈએ જવાબ આપ્યો: "આવા વખતમાં તને એકલાને મૂકીને મારાથી ન જવાય. વળી હિસાબો બાકી છે. તું જા; હું પછી આવીશ" મેં ઘણી આનાકાની કરી. મને પણ આવા વિપરીત સંજોગોમાં મોટા ભાઈને એકલા મૂકીને જવું ગમતું ન હતું, છતાં એમના આગ્રહને વશ થવું પડયું. મારા કાકાના દીકરાઓ, કાકા જીવનભાઈ રાઘવજી વગેરે અમારા સંબંધીઓ સરકારની પરવાનગી લઈ મજ ગાથી ચાર માઈલ દૂર મબીબુ રહેવા ચાલ્યા ગયેલા. મેં ત્યાં જઈ રહેવાની રજા માગી, પણ મોટાભાઈ એકના બે ન થયા. એ વખતે મજંગામાં હજારેક હિંદીઓ હતા. તેમાંથી સામાન્ય સ્થિતિના ઘણાખરા હિંદીઓ ગામડામાં ચાલ્યા ગયા. મોટા ભાઈ ત્યાં જ રોકાયા. મને દેશમાં મોકલવાની તૈયારી થવા લાગી.

અમે આઠેક હજારનો માલ શેઠિયાને આપેલો તેની રસીદ લીધી બાકી ત્રણેક હજાર મોટા ભાઈ પાસે હતા મને સાઠ પાઉંડનો સાગ નામનો ડ્રાફ્ટ કઢાવી આપ્યો જવાનો દિવસ નજીક આવ્યો સૌને છોડીને જવુ ગમતુ ન હતુ, પણ મોટા ભાઈને સાગે ચિંતા ન રહે એટલા માટે નીકળવુ પડ્યુ સૌને રામરામ કરી, મળીહળી, ઠરાવેલે દિવસે સારા શુકન જોઈ વહાણમા ચડ્યા અમે ચાલીસ જણ હતા જે સ્થાનમા બે વર્ષ ગાળ્યા તે સ્થાન છોડતા દુ ખ થયુ ફરી પાછા ક્યારે આવવાનુ થશે તે નક્કી ન હતું વહાણમાથી કિનારા ભણી જોઈ રહ્યા વળાવવા આવનાર રૂમાલો ફરકાવતા હતા અમે પણ સામી સલામો આપતા હતા, જિંદગીમા સ બ ધો બાધવા, બાધેલા સ બ ધો છોડી ઈશ્વરની ઈચ્છાને આધીન થઇ ચાલી નીકળવુ, આમ સયોગવિયોગની ઘટમાળ નિરંતર ચાલ્યા જ કરે છે

વહાણ બ દરના ખાળામાથી બહાર નીકળ્યુ અને એકદમ સીધી હવા લાગી એવો સરસ અનુકૂળ પવન નીકળ્યો કે કશી અડચણ વિના છવ્વીસમે દિવસે દ્વારકા પહોચી ગયા રસ્તામા મુશ્કેલી ન નડી ઈશ્વરની ગતિ કેવી ગહન છે તેનો ખયાલ આવ્યો જતી વખતે કેવી વિટ બણાઓ વેઠેલી ! એવુ જ સઢવાળુ વહાણ હતુ, એનો એ દરિયો હતો, એના એ અમે હતા, પણ કુદરત અનુકૂળ બની તો જેમ એક ઘર બદલીને બીજે ઘેર રહેવા જઈએ તેટલી સહેલાઈથી હજારો માઈલનો મહાસાગર એક નાનકડા વહાણમા પાર કરી દ્વારકા પહોચી ગયા કિનારે ઊતરી અમે પ્રભુનો પાડ માન્યો જેના વહાણમા અમે સફર કરી તેના બે વહાણ ભાગી ગયેલા માલ કિનારે નીકળેલો વહેલા નીકળ્યા હોત તો અમે પણ તોફાનમા સપડાત દ્વારકાદાસ શેઠના કુટુબના બે માણસો ડૂબી ગયેલા વહાણના તૂટેલા લાકડા, ગોળની ભેલીઓ વગેરે કિનારે પડેલા અમે વચ્ચે જોયા હતા દ્વારકામા તેમને ઘેર જઈ એનો ખરખરો કર્યો

બીજે દિવસે ગોમતીજીમા સ્નાન કરી રણછોડરાયજીના દર્શન કર્યા નિર્વિઘ્ને સફર કર્યા બદલ ભગવાનનો પાડ માન્યો દ્વારકાથી ગાડા કરી બે દિવસે ગોરાણે પહોચ્યા

અમને સાવ અચાનક આવેલા જોઈ સધા બહુ રાજી થયા સૌની

આંખમાં હરખનાં આંસુ ઊભરાયાં. આનંદમંગલ થઈ રહ્યાં. માજી અને ભાભીના હરખનો પાર ન રહ્યો. બાપા તો તેમના હંમેશના ભાવિક પ્રભુપરાયણ સ્વભાવ પ્રમાણે "શ્રી કૃષ્ણ શરણં મમ" ના જાપથી ઈશ્વરનો આભાર માનતા હતા. ગામમાં જાણે ઉત્સવ હોય એટલો આનંદ થયો. કેટલાય દિવસ સુધી મિજબાનીઓ ચાલ્યા કરી

આ રીતે પહેલી મુસાફરી પૂરી થઇ. પહેલી સફર મને હંમેશની યાદગીરીરૂપ બની છે. તેઓ આનંદ ફરી કોઇ સફરમા આવ્યો નથી. પ્રભુની શક્તિની મહત્તા પણ આવા પ્રસંગોએ જ યાદ આવે છે

દુઃખ એ પ્રભુની નજીક જવાની ચાવી છે. માણસને દુઃખમા જ રામ સાંભરે છે. જો સુખમાં રામ સાંભરતા હોય તો તો જગતમાં દુઃખો જ ન આવે. દુઃખસુખ ઉત્પન્ન કરનારું મન છે. મન પ્રભુમાં પરોવાયુ એટલે દુઃખ ત્યા રહી શકે નહિ. પ્રભુ દૂર એટલું દુઃખ નજીક

## ૧૦

# દેશાટન

દેશમાં આવીને ઘરની દુકાન સંભાળી. જૂની ઉઘરાણી પતી ન હતી કેટલાક ઘરાક મરી ગયેલાં. કેટલાક પાસેથી લેણામાં જાર આવેલી હજારેક મણ જુવાર આવી હશે, તેની વખારો ભરેલી. વરસાદ સારો થયેલો તેથી જુવારનો પાક ખૂબ આવ્યો ઉનાળુ જુવાર પણ આવેલી જુવાર બધી વખારોમાં સડતી હતી કૉલેરાનો રોગ આવેલો. આવી સ્થિતિમાં જુવારનો નિકાલ કરવાની જરૂર પડી. તેથી હું ગામડામાં નીકળી પડયો, આસો મહિને ગામડેગામડે ફરીને જુવાર વેચવા લાગ્યો. સાડાચાર આનાની મણ લેખે જુવાર વેચી. કોઈને નવો પાક આવ્યે શિયાળામાં પછી આપવાની શરતે આપી. જુવાર સડતી હતી તેથી ખાણુ નાખી શકાય તેમ ન હતું, એટલે ન છૂટકે નવ આને મણ લીધેલી તે પચાસ ટકા સુધી ખોટ ખાઈને સાડા ચાર આને મણ વેચવી પડી. લોકોને ખાવાપીવાની ખાસ ફિકર ન હતી. લીલો કંચન જેવો બાજરો બારઆને મણ મળતો. માણસને મણ સવા મણ અનાજમાં મહિનો નીકળી જતો.

આમ જુવારનો નિકાલ કર્યો. એટલામાં મોટા ભાઈ દેશમાં આવી પહોચ્યા. તેઓ ત્યાની કેટલીક ઉઘરાણી પતાવીને થોડી ઘણી રકમ લઈ આવેલા; એટલે નાણાંની છૂટ થઈ, દેશમા તલ, બાજરી કાલાં વગેરેની ખરીદી શરૂ કરી. એક વરસ એમ પૂરું થયુ

પરદેશમા ધમધોકાર વેપાર કરેલા, ઘરાકોની ધમાલ ચાલતી હોય, એટલે દેશના ઠંડા વાતાવરણમાં કશી મજા ન પડતી એક વાર મેં બાપાને કહ્યું. " મને અહીં ગમતું નથી. મારે તો પરદેશ જવું છે. " જવાબમાં તેમણે માથું ધુણાવ્યું. માજીને ખબર પડી તો એમણે ઘસીને ના પાડી · " મારે પૈસા નથી જોઈતા. આખો ન ખાતા અર્ધો ખાશું.

હવે આપણે જુદા નથી પડવું. બે વરસ માડમાડ કાઢયા છે. ભગવાને દીધુ છે એટલુ બસ છે. શાતિથી સૌ સાથે રહીને ખાશું ને મજા કરીશુ."

મને કયાય ચેન ન પડે. પરદેશ જવાના વિચારો મનમાં ઘોળાયા કરે, ઘરના ટૂંકા વેપારમાં મન ખૂંચતુ નહિ તેવી રીતે નાનકડા ઘરસંસારના વાડામા પુરાઈ રહેવું એ પણ ગમતું નહિ. ગૃહસ્થાશ્રમ તરફ પ્રથમથી જ અભાવો હતો એમાથી ભાગી છૂટવાનું મન થયા જ કરે. એ વાત કોઇને કરાય પણ નહિ તેથી મન વધુ મૂઝાય આપણી જૂનીજૂની કહેવત પ્રમાણે મારા મનની સ્થિતિ હતી. "કંથા, બાત કરમકી કિસીકુ કહી ના જાય, ગુ ગેકો સપના ભયા, સમજ સમજ પસ્તાય." પણ પીંજરામા પુરાઈ રહે તેઓ ભોળો મારો જીવ નહોતો. અંદરથી વાર વાર જોરદાર ઇચ્છાઓ ઊઠતી. દેશદેશાવર ફરવું, યાત્રાઓ કરવી, સાધુમહાત્માઓના દર્શન કરવા. માતપિતા રાજી થઈને જવા ન દે તો છાનામાના બાવા થઈને ભાગી જવું

થવા કાળ તે એજ અરસામા મારી ભાભીનુ અવસાન થયુ મોટા ભાઇનું બીજી જગ્યાએ સગપણ કર્યું. લગ્ન થયા પણ એ પત્ની પણ પિયરમાં જ સર્પદંશથી મૃત્યુ પામ્યા આ વસ્તુની મારા મન ઉપર ભારે અસર થઇ આફ્રિકા જવા માટેનો મારો આગ્રહ ચાલુ હતો નહિતર ભાગી જવાની ગણતરી હતી માતપિતા કોઇ વાતે રજા આપતા ન હતા આખરે મેં કામકાજ છોડી દીધુ. હંમેશ ઝઘડો થાય એક વાર તો મેં સાફ કહી દીધુ કે, "હવે મને જવા નહિ દો તો હું ભાગી જઇશ." મારા આવા દૃઢ નિશ્ચયથી બધાએ નક્કી કર્યું કે, "એક છોકરો ભલે જાય"

અમારા એક ઓળખીતા આફ્રિકા જવાના હતા કોઇ કારણસર એમને જવાનુ બ ધ રહ્યું, સને ૧૯૦૪ સુધી બીજાની પરમિટ લઈને કાયદેસર દક્ષિણ આફ્રિકા જઇ શકાતુ એટલે તેમની પરમિટ રૂપિયા આપીને વેચાતી લીધી અને ૧૯૦૪મા આફ્રિકા જવાની તૈયારી કરી. હોશભર્યા પોરબદર ગયા બાપા, મોટા ભાઇ સૌ વળાવવા આવ્યા ટિકિટ પણ લઇ લીધી એકબે દિવસમાં સ્ટીમર ઊપડવાની હતી. એવામા મને એકાએક તાવ ચડયો અણઉતાર તાવમા પટકાયો પથારીવશ

બન્ને આવી સ્થિતિમા કેમ જવાય ? બાપા જવા પણ કેમ દે ? આટલી બધી મહેનતે જવાનુ નક્કી કરેલુ પણ અ જળ નહિ હોય હવે પરમિટ અને ટિકિટનુ શુ કરવુ ? મારી પરમિટ અને ટિકિટ, મારી પેટી અને પથારી લઈને મારે બદલે મોટા ભાઈ સ્ટીમરમા બેસી ગયા ! મારા કાકાના દીકરાઓ અગાઉથી ૧૯૦૧–'૨ મા બોર વૉર વખતે માડાગાસ્કર છોડી સાઉથ આફ્રિકા પહોચી ગયેલા મોટા ભાઈ પણ સીધા સાઉથમા ગયા અને હુ રહી ગયો

બાપાની સાથે પાછા ગોરાણે આવ્યા દુકાન તો સાગર મામા સભાળતા હતા મારો તાવ ઊતર્યો પણ મન ક્યાય લાગે નહિ દક્ષિણ આફ્રિકાથી મોટા ભાઈના સમાચાર આવ્યા તેમણે કાકાના દીકરા સાથે ભાગમા દુકાન કરી મનજીભાઈ ઘેલાણી શેરીફ પણ ત્યા પહોચી ગયા હતા આ સમાચારો સાભળી મારુ મન પરદેશ જવા થનગની રહ્યુ નાના ભાઈ મથુરાદાસ બાપા પાસે હતા પણ હવે બાપા અને માજી કહેતા હતા "આ છોકરો તો ઘેર અમારી આખ સામે જોઈએ જ" ઘરનો વેપાર ઓછો કરી નાખેલો ગામડાના વેપાર કાગળના પ ખા જેવા સ કેલવા હોય ત્યારે સ કેલાય ને મોટા કરવા હોય ત્યારે મોટા કરી શકાય

૧૯૧૦મા મામાને ઘેર વીસાવાડા ગયેલ તે પહેલા પોરબદરમા એક ભક્તરાજ પીપાનુ નાટક જોયેલુ આજના વખતમા ભૌતિકવાદથી ભરેલા કેટલાક નાટકો ભજવાય છે તેવા તે વખતે બહુ જ ઓછા ભજવાતા અગાઉ ભક્તિથી ભરેલા નાટકો ભજવાતા આજના જમાનામા સિનેમાએ નાટકનો ધ ધો ભાગી નાખ્યો છે અગાઉના નાટકોએ દુનિયામા ઘણા પરિવર્તનો ક્ર્યા છે ફ્રાન્સમા નાટકોથી જ ક્રાતિ ઊભી થઈ હતી મહાકવિ કાલિદાસના નાટકો આજે હજી બે હજાર વર્ષ થયા છતા પણ જગતમા ભજવાય છે

ગાગરોડ ગઢના રાજા પીપા ભગત શ્રી દ્વારકાપુરી શ્રીકૃષ્ણ ભગવાનના દર્શન કરવા ગયેલા ત્યા જમાનાથી દ્વારકામા છાપો–શ ખ, ચક્ર, ગદા, પદ્મ વિષ્ણુના જ ચિહ્નો–લોઢાના બીબામા ઉતારેલ હોય છે તે લોઢાને ખૂબ તપાવી લાલચોળ થાય ત્યારે હાથે છાપો મારે છે સાધુજનો

અને ભાવિકો એ છાપો લે છે. કારણમા પંડયા લોકો બતાવે છે કે આ છાપો લેવાથી મૃત્યુ વખતે જમનાં તેડાં આવે અને આ ચિહ્નો જેના શરીર ઉપર હોય તેને યમ અડકી શકતા નથી. ભગવાનનાં વિમાનો લેવા આવે છે આ દૃશ્ય મેં પીપા ભગતના ખેલમાં જોયેલું, તેથી મને પણ થયુ કે પ્રભુ પાસે જવું હોય તો બીજુ કઈ બની શકે તેમ નથી. એટલે મેં મૂળ દ્વારકા-વીસાવાડા, જ્યા હજુ પણ છાપો દેવાય છે. ત્યાંના મંદિરના પૂજારીને સમજાવીને લાલ તપાવેલી છાપો હાથે લીધી. હજુ મારા હાથે ચિહ્નોના છાપોની નિશાનીઓ છે મરી ગયા પછી કર્મનાં ફળ પ્રમાણે ભગવાનનાં વિમાનો આવશે કે નહિ એ તો ખબર નથી : પણ હાલમાં તો આપણી ભારત સરકારનાં 'એર ઈંડિયા' નાં વિમાનોમા જીવતાં મોજ માણીએ છીએ.

મામાને ખબર પડી કે છાપો લીધી છે એટલે એક લાકડી લઈને પૂજારીને ખૂબ ટીપ્યો અને મને પણ ખૂબ ટીપ્યો. સાધુબાવા છાપો લે, આપણે ગૃહસ્થીએ લેવાય નહિ હાથ પાકયા થોડા દિવસ દવા કરાવી, રૂઝ આવી દાઝયા ઉપર લાઠીદંડ દેવો પડયો

એ દિવસના વિચારો અને આજના વિચારોને અહીં હિમાલયની તળેટીમા મસૂરીની ટેકરી ઉપર, સામે જ શ્રી બદ્રીકેદારના બરફથી છવાયેલ પહાડોનાં દર્શન કરતાં સરખાવું છુ. આ હકીકત આજથી પચાસ વર્ષ પહેલાની યાદીઓ કરીને લખી રહ્યો છું આજની દુનિયા કયા લઈ જશે તે સમજાતું નથી. આજે ભૌતિકવાદનો એટલો બધો મોટો પ્રવાહ છે કે મનને વિકૃત કરી નાખેલાં છે અને જાણ્યે અજાણ્યે પણ આપણે એ તરફ ઘસડાઈ રહેલા છીએ અને એ વેગને રોકી પણ શકાતો નથી.

ગઢવી મેરૂભાએ દૂહો ગાયો છે અને અમે સાંભળેલું છે કે જગતમા અનેક જાતના વિયોગો થાય છે. ઈશ્વરની સાથેનો વિયોગ, મનુષ્ય સાથેનો વિયોગ, સ્ત્રી-મિત્રો સાથેનો વિયોગ વગેરે હોય છે. છેવટે થાકીને એ શબ્દોમાં સમાપ્તિ કરે છે ને છેવટ આશ્વાસનના એ શબ્દોમાં કહે છે કે, "આ ભવ એળે ગયો, ઓલે ભવ અવાશે નહિ." વિયોગી બને જન્મોનો આમા સમાવેશ કરે છે

મારું મન કશામા લાગતુ ન હતું. માબાપ કોઇ રીતે રજા આપે તેમ ન હતાં એટલે પ્રથમ મામાને ઘેર વીસાવાડા ગયો. ત્યા મૂળ દ્વારકાના મંદિરમા જઇને સવાર–સાંજ બેસતો. સેંકડો યાત્રાળુઓ આવે, પૂજા–આરતી થાય, સત્સંગનો લાભ મળે એમાં મન પરોવ્યુ મોટે ભાગે મૂર્તિઓની સામે બેસી ધ્યાન લગાવીને બેસી રહેતો. હિંદુસ્તાનના ખૂણેખૂણેથી યાત્રાળુ આવતા, તેમને યાત્રાના ધામની હકીકત પૂછયા કરતો. કયા ધામમા કોની મૂર્તિ છે, કયાં થઇ ને કયાં જવાય, રેલભાડું કેટલું પડે, એ બધું ઝીણવટથી પૂછતો. મનમાં થતું કે પરદેશ ન જવાય તો કાંઇ નહિ, એક વાર દેશાટન તો કરવું. દેશાટનના લાભ વિષે જૂની ચોપડીઓમાં વાંચેલું હતું. કવિતા પણ મોઢે કરેલી દેશાટનથી અનુભવ વધે, ઇતિહાસ–ભૂગોળનું જ્ઞાન મળે, દેશભક્તિ કેળવાય, સાહસ અને હિંમત આવે, શરીર ને મન ખડતલ થાય, દેશદેશના વેપારરોજગાર, ખેતીવાડી વગેરે બાબતની માહિતી મળે આમ વિચારી દેશાટનનો નિર્ણય પાકો કર્યો. થોડા દિવસે ગોરાણે પાછો ફર્યો

ગોરાણે આવી શ્રી રામભગવાનના સુંદર મંદિરે જઇ ભગવાન શ્રી રામચંદ્રજીના દર્શન કર્યાં, પ્રાર્થના કરી. પરદેશ જઈ પૈસા કમાવા અને દેશાટન કરી અનુભવ લેવો એ નિશ્ચય કરી ઘેર આવ્યો.

એ વખતે મારી ઉમર સોળ વર્ષની હતી. રાત પડી સૌ સૂઇ ગયા. મેં તૈયારી કરી. પચાસ રૂપિયા રોકડા લીધા. મોહનમાળા, કબજાના સોનાના બટન, વીંટી, મેડાગાસ્કરથી લીધેલું સોનાનું ઘડિયાળ, સોનાનો અછોડો, બાવડાનું કડું : આટલાં ઘરેણા લીધાં. નવા કપડા કંતાનના પાકીટમા મૂકયા. જૂના ફાટેલા કપડાં પહેર્યાં, જેથી કોઇ રસ્તામા મારીને લઈ ન ટે. ભગવાનને પગે લાગી રાતોરાત એકલો ચાલી નીકળ્યો સીધો પોરબંદર પહોંચ્યો સવારની ટ્રેનમા મુંબઇની ટિકિટ લઇને બેસી ગયો.

રસ્તામા મોટામોટા સ્ટેશન આવે, અનેક ગાડીઓ ભેગી થાય નવા માણસો, જાતજાતની બોલી, નદીના પુલ, મોટા શહેરો, બધું જોતા ચાલ્યા રસ્તામા બાળકબુદ્ધિને લીધે અનેક વિચારો આવવા લાગ્યા મુંબઈ જઇને શું કરવું ? દક્ષિણ આફ્રિકા જવાની તક મળે તો તો કોઈની પરમિટ લઈ

સીધા ઉપડી જવું; નહિતર કોઇ અજાણ્યા. ઠેકાણે ચાલ્યા જવું જેથી પત્તો જ ન લાગે આ વખતે હાથમાં ન જ આવવું એમ નક્કી કર્યું.

મુંબઈ પહોંચ્યો. દક્ષિણ આફ્રિકાની સ્ટીમરને બહુ વાર હતી. પરમિટ મળે તેવો સંભવ ન હતો. બંદર ઉપર તપાસ કરતા એક સ્ટીમર કરાચી તરફ જતી હતી અમારા કેટલાક સલાયાના સંબંધી સિંધમા નગરઠઠ્ઠામા હતા અને કરાચીમા પણ મોટો વેપાર કરતા. એટલે સિંધમાં જવાનો વિચાર કર્યો. ત્યા જાઉં, તો કોઇને કશો વહેમ ન પડે. આમ વિચારી કરાંચીની સ્ટીમરમા ચડી ગયો. કરાંચી પહોંચ્યો. ત્યાંથી નગરઠઠ્ઠા ગયો. ત્યા સલાયાના અમારા સંબધીઓ હતા. તેમણે ખૂબ પ્રેમથી આવકાર આપ્યો. "અગાઉથી ખબર આપ્યા હોત તો અમે કરાંચી મળત," એમ કહ્યું. મેં જવાબ વાળ્યો : "એકાએક નીકળવાનું થયું. દેશમાં વેપાર રોજગાર નથી, તેથી અહીં કંઇ નોકરી મળે તો શોધવા નીકળ્યો,"

એમનો વેપાર સારો ચાલતો હતો. સ્થિતિ પણ સારી હતી. સિંધુ નદીમાંથી વહાણો આવે તે માલ ખરીદી કચ્છ કાઠિયાવાડ મોકલતા. થોડા દહાડા હું તેમની સાથે રહ્યો. બીજા કુટુંબીઓને ઘેર પણ ગયો. પંદરેક દિવસ રોકાઇ પાછો કરાંચી આવ્યો.

એ વખતે કરાચીની જાહોજલાલી ખૂબ હતી. મધ્ય એશિયા, એડન, અરબસ્તાન, ઇરાન પર્શિયન અખાત વગેરે દેશ સાથેનો કરાંચીનો વેપાર બહુ મોટો હતો. કરાચી શહેર સ્વચ્છ અને સુંદર હતું. મોટાં વિશાળ રસ્તાઓ, દરિયા-કિનારો, મનોરા બેટ, સદર બજાર-બધું જોવા લાયક હતું. સદરની એક વીશીમા રહેતા. છ રૂપિયામાં રોટલી, દાળ, ભાત. શાક જમાડતા દહીં દૂધ, ઘીના બે રૂપિયા વધારે આપવા પડતા. એ રૂપિયા બીજું પરચૂરણ ખર્ચ થતું. એમ દશ રૂપિયામાં મહિનો આનંદથી નીકળી જતો સદરમા એક સારસ્વત બ્રાહ્મણને મીઠાઇની દુકાન હતી. એક વાર એની દુકાને જઇ ચડયો ત્યાં અરસપરસ ઓળખાણ નીકળી. " કયાં રહેવાં ? કેવા છો ? શા કામે નીકળ્યા છો ? " વગેરે પ્રશ્નો એમણે પૂછયા. મેં જવાબ આપ્યા એટલે ઓળખાણ નીકળી એ સલાયાના રહીશ, અમારા ગોર હતા. બસ આટલી ઓળખાણ ઉપરથી દોસ્તી બંધાઇ. મારે ખાસ કાંઈ કામ ન હતું ખાવુંપીવું, હરવુંફરવું, નીત નવું જોવું.

સાંજ-સવાર એને ત્યાં બેસઊઠ શરૂ થઈ. સાંજને વખતે એ નવરો હોય ત્યારે અલકમલકની અનેક વાતો કરતો. એ જ્યારે મીઠાઈ કરવા બેસતો ત્યારે ગાંજાની ચલમ ચડાવતો. એ કહેતો કે, 'ગાંજાની ધૂનમાં મીઠાઈ સરસ થાય.' અને સાચે જ એની મીઠાઈ સરસ બનતી. આખા શહેરમાં વખણાતી. જેટલી મીઠાઈ સવારે બનાવતો તેટલી સાંજે ખલાસ થઈ જતી. મને એના સંગનો રંગ લાગ્યો. પ્રથમ ઓળખાણ, પછી બેસઊઠ, એમાંથી મીઠાઈ ખાવાનું શરૂ થયું. અને કોઈક વાર એ ચલમ આપતો એમાંથી ગાંજાનું બંધાણ પણ થયું. ગાંજાનો નશો બહુ ચડતો. કારણ કે હું બેચાર ઘૂંટ જ લેતો. ગાંજો પીવાથી ભૂખ બહુ લાગતી. નાસ્તો પણ ત્યાં જ કરી લેતો. ધીમેધીમે એની પાસે મીઠાઈની વાનીઓ બનાવતાં પણ શીખ્યો. બે મહિનામાં પાંચ-સાત ચીજો આવડી ગઈ મીઠાઈ બનાવવામાં પણ કળા હતી.

સાંજને વખતે કોઈ વાર બાગમાં જઈને બેસતો. ત્યાં મને અનેક વિચારો આવતા. આમ ને આમ ક્યાં સુધી બેસી રહેવું? પરદેશ જઈને પૈસા કમાવાની ઇચ્છા પૂરી ન થઈ તેમ દેશાટન કરીને તીર્થયાત્રા કરવાનું પણ ન બન્યું. માબાપ ગોત કરતાં હશે. ઘેર દોડાદોડી થતી હશે. માજી ભૂખો કાઢતાં હશે. આવા વિચારે મન મૂંઝાઈ જતું. કોઈ વાર ઘેર પાછા જવાનું મન થઈ જતું. વળી વિચારો ઊથલો મારતા. આમ બે માસ કરાંચીમાં ગાળ્યા પછી યાત્રાનો રસ્તો લીધો.

હરદ્વાર, કાશી, મથુરા, વૃંદાવન દિલ્હી, જયપુર, અજમેર, નાથદ્વાર, ઉદયપુર, ચિતોડ, આબુ વગેરે સ્થાનોમાં ફર્યો.

હરદ્વારમાં એ વખતે આજના જેવી રહેવા-કરવાની કે જવાઆવવાનાં વાહનોની કશી સગવડ ન હતી. તેવી જ રીતે આજના જેટલાં ધાંધલ ને અશાંતિ પણ ન હતા. ગંગાજીનો શાંત કિનારો, પહાડોનું અદ્ભુત સૌંદર્ય, ત્યાગી, વૈરાગી મહાત્માઓનો સમાગમ વગેરે આજથી પચાસ વરસ પહેલાં ખૂબ જોવા મળતા. કાશીમા વિશ્વનાથ મહાદેવનાં દર્શન કર્યાં એ પુરાણા શહેરમાં ફર્યો. મણિકર્ણિકાના પવિત્ર ઘાટ પર સ્નાન કર્યું ત્યાથી મથુરા આવ્યો. મથુરાથી ગોકુળ ગયો. શ્રીકૃષ્ણ પરમાત્માનું લીલાસ્થાન જોયું. જમનાજીનો સુંદર કિનારો, જ્યાં નિર્દોષ ગોપીઓ માથે

કૃષ્ણભગવાને લીલા કરેલી, જ્યાં નંદરાજા અને જશોદાજીનાં તે લાડ પામ્યા. જ્યાં હજારો ગાયોનું ધણ ભગવાન ચરાવતા એ પવિત્ર સ્થાન જોતાં જ આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. ત્યાં નિરાંતે બે-ત્રણ દિવસ રહ્યો. મનને કંઈક શાંતિ વળી. ગોકુળ પાસે મધુવનમાં જમનાકિનારે ધ્રુવજીએ તપ કર્યું હતું ત્યાં ત્રણ-ચાર દિવસ રહ્યો. જમના કિનારે મંદિર, વૃક્ષની ઘટા, શાંત સ્થળ હતું.

ભારતની રાજધાની દિલ્હી જોયું કૌરવ-પાંડવના સમયથી આજ સુધી આપણી એજ રાજધાની રહી છે. અનેક નાનાંમોટાં સામ્રાજ્યોની ચડતીપડતી એણે જોઇ છે લાલકિલ્લો, જુમ્મામસ્જિદ, કુતુબ મિનાર, અશોક લોહસ્તંભ, ચાંદનીચોક વગેરે ઐતિહાસિક સ્થળો જોયાં એ વખતે નવી દિલ્હી ન હતી જૂની દિલ્હી જોઈને જયપુર ગયો. એ જમાનામાં જયપુર એ હિંદનું પેરીસ ગણાતું એક સરખાં બજાર, એક સરખાં મકાનોની બાંધણી અને માઇલો સુધીના એકસરખા પહોળા રસ્તા જોતાં ચકિત થઇ જઈએ. રાજા માનસિંહના મહેલો અને સંગ્રહસ્થાન જોયાં. એ વખતે એમાં મને બહુ સમજ ન પડતી, છતાં એ મકાનની વિશાળતા, અંદરની વિવિધ પ્રકારની વસ્તુઓ, પશુ પક્ષી, વનસ્પતિ વગેરે ઘણું નવીન જોવા મળ્યું. જયપુરથી અજમેર થઈ ચિતોડ ગયો. પોષ માસ ચાલતો હોઇ ખૂબ ઠંડી હતી. ચિતોડથી રાતે ઊંઘમાં આગળ નીકળી ગયો જાગ્યો ત્યાં ઊતરી ગયો.

સ્ટેશન માસ્તર ગુજરાતી હતા. તેમણે ગાડીમાં પાછા જવા કહ્યું. દાતણપાણી કરી. ટિકીટ લઇ પાછો ચિતોડ આવ્યો. એ વખતે ચિતોડ નાનું સ્ટેશન હતું બાજુમા થોડી દુકાનો હતી . સ્ટેશનથી શહેર બે માઇલ દૂર છે. હું દુકાન તરફ ગયો દુકાનો ગંદી હતી, માખીઓ બણબણે બેસવાનુ મન ન થાય. ચારે કોર નજર કરી એટલામાં એક મારવાડી ગૃહસ્થ મળ્યા. પૂછપરછ કરતાં ખબર પડી કે તેઓ ઉદયપુર જવાના હતા. મારે નાથદ્વાર જવું હતું ગાડીને ૧૫ કલાકની વાર હતી જાતભાત પૂછતાં જણાયુ કે તેઓ પણ વૈશ્ય હતા. દેશદેશાવર ફરેલા તેથી ખાવામાં તેમને હરકત ન હતી. મેં પૂછયુ : "તમને વાંધો ન હોય તો આપણે રસોઈ બનાવીએ."

"શેમાં બનાવશો ?"

"તમે જુઓ તો ખરા." આમ કહી અમે દુકાનેથી લોટ, ગોળ, ઘી, મગની દાળ, ચોખા, મસાલો લઈ લીધું. પાસે જ નાની નદી હતી. ત્યા જઇ ઝાડ નીચે ઊતારો કર્યો. સાફસૂફી કરી પડાવ નાખ્યો મારવાડીને છાણા વીણી લાવવાનું કહ્યું. મેં ખાખરાંનાં પાનમાંથી દડિયા તથા પાતાળ બનાવ્યાં. છાણાં આવી ગયાં એટલે ભઠ્ઠો મળગાવ્યો. કળશમાં દાળ ઓરી. દાળ ચડી રહી એટલે મસાલો નાખીને દડિયામાં કાઢી લીધી. ઉપર પાતળ ઢાકી બાજુમાં પથરા મૂકયા. લોટો માફ કરી, અંદર ઘીનો હાથ મારી, ચોખાનું આધણ મૂકયુ. આંધણ થયુ એટલે ચોખા ઓરી દીધા. ભાત તૈયાર થયે ઉતારી લીધા. એટલામાં બાટી તૈયાર કરી રાખેલી તે ભઠ્ઠામાં નાખી. અર્ધા કલાકમા પાકી ગઇ એટલે બાટી લુગડામા બાધી ઉપર મૂઠીઓ મારી ભાંગી નાખી. ગરમાગરમ ભાખરી, ભૂકામાં ગોળ ઘી ભેળવી લાડુ બનાવ્યા કળશામાંથી ભાત કાઢી પતરાળામાં રાખ્યા. ઉપર પાતળ ઢાંકી પથરા મૂકી દીધાં. બીજા બે દડિયા કર્યા. લોટો માફ કરી પાણી ભરી આવ્યા. દાળ-ભાત લાડુ-પાકી રસોઇ-જમ્યા ઉપર પાણી પીધું. ત્રણ-ત્રણ લાડુ ખાધા. એક કળશામાં જમણ બનાવ્યું. થોડી વાર આરામ કરી ચિતોડગઢ જોવા ગયા.

અગાઉ ઇતિહાસના પુસ્તકો હું બહુ વાચતો. ચિતોડમા મહારાણા પ્રતાપ અને તેમના વીર પૂર્વજોના સ્મરણો તાજા થયાં. કિલ્લા ઉપર ગયો. ત્યા પગલેપગલે શૌર્યને બલિદાનની ભાવના દેખાઇ. મહારાણા પ્રતાપનું જન્મસ્થાન, પન્નાદાઇનો મહેલ, શિયળના રક્ષણ માટે છસો ક્ષત્રિયાણીઓ સાથે ચિતાપ્રવેશ કરી જૌહર કરનાર પદ્મિની. એ બધા કુરબાનીનાં પ્રેરણાસ્થાન હતા મીરાબાઇનો રાજમહેલ અને તેનુ કૃષ્ણમંદિર ભક્તિભાવ જગાડતાં. ચિતોડની ભૂમિ દેશભક્તોની ભૂમિ છે. મને એ વખતે બહુ સમજણ ન હતી. છતા ઉદારચરિત ભામાશાની દાનવીરતાની વાતો બહુ સાંભળી હતી એનો ઇતિહાસ વાચેલો. મહારાણાજી જ્યારે મેવાડ છોડી જતા હતા ત્યારે એ વયોવૃદ્ધ દેશાભિમાની પ્રધાને પોતાનુ સાત પેઢીથી સંઘરેલું બધુંજ ધન એમને ચરણે ધરી દીધું હતું. એને લીધે મેવાડની લાજ રહી, મહારાણા પ્રતાપની ટેક જળવાઇ. મેવાડની સ્વતંત્રતા મેળવવામા વીર અને દેશભક્ત ભામાશાની ઉદારતા અમર બની ગઇ

એ મહાપુરુષની માગ કુમળા મન ઉપર ઊડી અસર પડી. ગઢ જોઈ અમે ચિતોડની બજારમા આવ્યા. ત્યાથી સ્ટેશને પહોચ્યા. સવાર મારવાડી ગૃહસ્થ ઉદયપુર ગયા અને હું નાથદ્વાર તરફ રવાના થયો.

શ્રીનાથદ્વારા એ અમારા વૈષ્ણવ સંપ્રદાયનું મોટામાં મોટું તીર્થધામ એની પ્રતિષ્ઠા મૌથી વધારે. આલેશાન મંદિરો, એની સુંદર વ્યવસ્થા હૃષ્ટપુષ્ટ ગાયો, ઘી દૂધના તો જાણે હોજ ભરેલા દરેક ચીજમા ગાયના ઘીનો જ ઉપયોગ, તેલ તો વપરાય જ નહિ દર્શનની ભારે ભીડ મચે યાત્રાળુઓને ઊતરવા માટે અનેક ધર્મશાળાઓ, જમવા માટે મંદિરમા તૈયાર રસોઈ મળે ભજન કીર્તનની ધૂન ચાલુ જ હોય નાથદ્વારથી કાકરોલી ગયો કાકરોલી પાસે રાજસમંદ નામનુ વિશાળ સરોવર આવેલું છે. ચોમેર હરિયાળી પહાડીઓ, માઈલોનો ઘેરાવો ચોવીસ ગામના લોકો પાણી પી શકે એવી સગવડ છે રાણા રાજસિંહે એકવાર દુકાળ પડેલો ત્યારે મેવાડી મજૂરોને કામ આપવા માટે એ બધાવેલુ એક કરોડ રૂપિયાનું ખર્ચ એ જમાનામા કરેલુ સરોવર કિનારે નૌચોકીનો ઘાટ બાંધેલો છે નવ નવ પગથિયાના ચોક પાડી ઘાટ બાધ્યો છે તેથી નૌચોકી કહેવાય છે પગથાર ઉપર તડકામા બેસવા માટે આરસના મંડપ કરેલા છે એના થાભલાને છત ઉપર મનુષ્યજીવનની દરેક સામાજિક બાબત કોતરેલી છે એ કોતરકામ બહુ જ ઝીણું ને અદ્ભૂત છે કલાકો સુધી બેસી રહીએ તો પણ ઊઠવાનુ મન ન થાય એવું શાત ને એકાત સ્થાન છે. કાકરોલીથી નાથદ્વાર થઈ હું ઉદયપુર ગયો

મહારાણા ઉદયસિંહે વસાવેલુ ઉદયપુર ચોમેર પહાડીઓથી વીંટળાયેલુ છે ત્યા નિર્મળ નીરે ભરેલા નાનામોટા અનેક સરોવર છે અરવલ્લી પર્વતની પહાડીઓ, સરોવરો અને પાકથી લચી પડતા ખેતરોથી મેવાડ ભારે રમણીય પ્રદેશ લાગે છે મેવાડમા અનેક ઐતિહાસિક તેમજ કુદરતી સ્થળો આવેલા છે

ઉદયપુરથી હુ આબુ ગયો ગુજરાતની ઉત્તરે આવેલો આપણો નજીકનો પાડોશી આબુ પર્વત છે આબુ ઉપરના સ્થળ ઘણા પવિત્ર અને સુદર છે આબુમાં દેલવાડાના દહેરાની કારીગરી જોઈ મુસાફરો તાજૂબ

થઇ જાય છે. નખી સરોવર, આબુ કંપ, અદ્ધરદેવી વગેરે સ્થળો જોઇ હું વસિષ્ઠાશ્રમ ગયો.

ઉપર ચડતાં ચડતાં મને તરસ લાગી. આજુબાજુ જોતાં જણાયું કે પડખે જ એક ઊંડી ઝર છે ને તેમાં પાણી ભર્યું હતું. એ વખતે મને એક વિચાર સૂઝયો કે ઉપરથી તે ઝરમાં મારી પાઘડી નાખી તેને ઝરમાં ઝબોળીને પાણી લાવને મેળવું. પાઘડી તો ઝરમાં નાખી પણ એ તો વચ્ચેજ ઝાડપાનમાં અટવાઇ ગઈ. પછી પાઘડી પાછી ખેંચી લઈ ને તેને છેડે એક પાણો બાંધીને ફરી ઝરમાં નાખી; છતાંયે કાંઇ ન વળ્યુ, કેમકે તે તો વચ્ચે જ અટકી ગઇ છેવટે તો એમ વિચાર કર્યો કે પાસેના ઝાડની એક ડાળે તે પાઘડી બાંધીને તેને આધારે હું પોતે નીચે છેક ઝરમાં પહોચી પાણી પી આવું. આ સાહસ કરીને ઝાડે બાંધેલ પાઘડીના આધારે હું ઊ ડે ઊ ડે ઝરમાં ઊતર્યો. ત્યા પાણી પીધું ને પાછો ઉપર એ જ પાઘડીના આધારે હેમખેમ પહોચી ગયો. એ બધું દર્શાવે છે કે મુશ્કેલીમા માનવીને પ્રભુ માર્ગ બતાવે છે હિંમત હોય તો મનુષ્યને સહાય કરવા માટે પ્રભુ તો સદાસર્વદા તત્પર જ હોય છે.

ગુરુ વસિષ્ઠનો આશ્રમ પ્રાચીનકાળમા આ જગ્યાએ હતો. એમ કહેવાય છે. સાતસો જેટલા પગથિયા ઊતરીને આશ્રમે જવાય છે. અદ્ભુત જગ્યા છે. કેતકીનાં વન છે ચંપાના મોટાં વૃક્ષો છે ફણુસના ઝાડ છે. રામ–લક્ષ્મણ અને વસિષ્ઠ ગુરુની મૂર્તિઓ છે. વસિષ્ઠાશ્રમમાં થઇ ને આબુથી ખરેડીનો જૂનો રસ્તો જાય છે ત્યાથી દેલવાડાની ઉત્તરે જતા અચળગઢનું રમણીય સ્થાન આવે છે. ત્યાથી બે ગાઉ દૂર આબુનુ સૌથી ઊંચું શિખર ' ગુરુ દત્તાત્રેય ' જોવા ગયો. એ જમાનામા ત્યા ગાઢ જ ગલ હતુ. વાઘ–દીપડાનો ભય હતો એક બાવાનો સ ગાથ મને મળી ગયો ઉપર હવા એટલી સખત ચાલતી કે જાણે ઊડી પડીશું એમ થાય, એ શિખર ૫,૬૦૦ ફૂટ ઊ ચુ છે. ચાર વરસ પહેલા ત્યાની નાની ધર્મશાળા અને ગુરુ દત્તાત્રેયના મ દિરનો જીર્ણોદ્ધાર અમારા તરફથી કરવામા આવ્યો છે. ત્યાથી દૂર દૂર સુધી અરવલ્લીની પહાડીઓ સાગરના મોજાંની પેઠે ઊંચી–નીચી દેખાય છે આબુમા ખૂબ ફર્યો પહાડ ને જ ગલ જોયા, પણ ક્યાય મહાત્માના દર્શન ન થયા મનમાં હતુ કે

કોઇ સાગ મહાત્મા મળી જાય તો તેમના શિષ્ય બની બેસી જવુ, ભગવાનનુ ભજન કરવુ, પણ એવા કોઈ ન મળ્યા મનમા અનેક તરગ આવે, ક્યાય ચેન ન પડે રડવાનુ મન થાય આબુ ઉપરના મદિરોમા સાધુબાવા ઘણા જોયા, તેમની ગુફાઓ જોઇ, પણ ચિત્તને શાતિ આપનાર કોઇ સદ્ગુરુ ન મળ્યા જૈન મદિરોમા વસ્તુપાળ અને તેજપાળ જેવા ધનાઢ્ય પ્રધાનોએ કરોડો રૂપિયા ખરચી અદ્ભુત કારીગરી કોતરાવી છે તે જોઇ ખૂબ ધન કમાવાના અને આવી રીતે ધનનો સદુપયોગ કરવાના મનસૂબા થતા ૫ઙ઼ દિવસ સુધી પહાડમા ભટક્યો મનમા મરવાનો ભય ન હતો હથિયારમાં એક લાકડી ને છરી રાખેલા શણની એક હાથપાકીટ, તેમા બીજી જોડ કપડા ધાબળી ને ચોફાળ હતા પાકીટનુ ઓશીકુ કરતો તેમા તમામ વસ્તુઓ રહેતી જે મળે તે ખાઇ લેતો એક લોટો ને દોરી અને એક નાની થાળી સાથે હતા તેમા લોટ બાંધી બાટી બનાવતો. ગોળ ને બાટી અથવા શાક ને બાટી ખાઈ મસ્ત બનીને ફર્યા કરતો એમા ભારે આનદ આવતો, પણ મનની મુરાદ બર ન આવી સાધુ મળ્યા તે એવા કે હું માગી લાવુ ને એ ખાય કોઇની સાથે મારો મેળ ન મળ્યો ફરીફરીને પાછો અમદાવાદ આવ્યો અમદાવાદમા બે-ચાર દહાડા માડ કાઢ્યા ત્યા ચેન ન પડ્યુ ગદુ શહેર, મિલોના ધુમાડા, મજૂરોની ગધાતી ચાલીઓ, ગદકી અને ધમાલ આબુની શાતિમાથી એકદમ અમદાવાદની અશાતિમા આવ્યો તેથી વધારે વસમુ લાગ્યુ અમદાવાદથી મુબઇ ગયો

મુબઇમા અચાનક સોલો ચડયો કે દક્ષિણ હૈદરાબાદ જોવુ, એટલે ત્યા ઊપડ્યો એ વખતે મુબઇમા મરકી ચાલતી હતી મરકીની કશી ખબર નહિ મુબઇ ઇલાકો અને નિઝામનુ રાજ્ય જુદા હતા મુબઇથી નિઝામની હદમા જે આવતા તેમને મરકીને લીધે કવૉરટાઇન મળતી અમને પણ રસ્તામા ગુલબર્ગા લઇ ગયા દશ દિવસની કવૉરટાઇન મળી હુ એનાથી ટેવાયેલો હતો, એટલે કશુ નવુ ન લાગ્યુ બીજા ઘણાને આમ અણધાર્યા રસ્તામા અટકાયત થતી તે મુશ્કેલ લાગતુ, મૂઝવણ થતી તેવાઓને હુ આશ્વાસન આપતો ત્યા એક મોઢ બ્રાહ્મણ મળ્યા અમે એક જ રૂમમા રહેતા પૂછપરછ થતા પિછાન થઈ કવૉરટાઈનમા ખાવાપીવાનુ ભારે સુખ હોય છે સરકાર તરફથી ઠામવાસણ મળતા

અમે સાથે રહેતા ને સાથે જમતા. ભોજન એક વખત પકવતા ને બે વખત જમતા. રાત્રે ભજનની ધૂન મચતી. દશ દિવસ તો આખ મીંચીને ઉઘાડીએ તેમ નીકળી ગયા. એ ભાઈ મને હૈદરાબાદ લઇ ગયા.

હૈદરાબાદમાં શેઠ ચંદુલાલ હરિલાલ દીવાન હતા. તેઓ મોઢ વણિક હતા. તેમની ભારે પ્રતિષ્ઠા હતી. મોટી પેઢી હતી. તેઓ નિઝામને પૈસા પણ ધીરતા ગુજરાતમાં દક્ષિણ હૈદરાબાદને 'ચંદુલાલનું હૈદરાબાદ' કહેતા. કૉરંટાઇનવાળા મારા મિત્ર ચંદુલાલ શેઠને ઘેર યજમાનવૃત્તિ માટે જતા હતા. મને પણ તેઓ શેઠને ઘેર લઇ ગયા. શેઠનો પરિવાર બહુ મોટો હતો. એક સાથે પચાસ પાટલા પડતા. સો માણસનું કુટુંબ હતું. તેમની જાહોજલાલી ઘણી હતી. ઘેર ઘોડાગાડી હતી એ જમનામાં બે ઘોડાની ગાડીનું બહુ મહાત્મ્ય હતું. મહાજનનું ત્યાં એ વખતે બહુ જોર હતું. એને વિષે દંતકથા ચાલતી કે નિઝામ સરકારના શાહજાદાની દર શુક્રવારે (જુમાને દિવસે) સવારી નીકળતી. સરકારી કારવાણમાં ચંદુલાલ દીવાન રહેતા. તેમની હવેલી પાસેથી પસાર થતાં શાહજાદાએ ઊંચે જોયું અને એક કન્યા ઉપર નજર કરી. એમાંથી મોટો ઝઘડો થયો. નિઝામ સરકાર વચ્ચે પડયા, દીવાન ચંદુલાલને મનાવ્યા સરકારી કારવાણમાંથી સવારી કાઢવાની મનાઇ ફરમાવી ત્યારે સમાધાન થયું. એટલું બધું મહાજનનું સંગઠન હતું. હૈદરાબાદમા બહુ આનંદ કર્યો. આસપાસનાં જોવાલાયક સ્થળો જોયાં છ માઇલ દૂર સિકંદરાબાદમાં સુંદર તળાવ છે. એ હવા ખાવાનું સ્થળ છે લશ્કરી છાવણી છે. આજે પણ ભારત સરકારની છાવણી ત્યાં જ છે. છાવણીનો દેખાવ મોટા શહેર જેવો લાગતો.

શ્રી ચંદુલાલ શેઠ મોઢ વૈષ્ણવ હતા રોજ રાતે ભાગવત–પારાયણની કથા તેમને ઘેર ચાલતી હવેલીના મોટા ચોકમાં રાતે આખો પરિવાર એકઠો થતો અને કીર્તન ચાલતાં ત્યા મને ખૂબ ગમી ગયુ હતું, તેથી પંદરેક દિવસ શાંતિથી ગાળ્યા.

ભજન–કીર્તન કરીને રાતે સુતી વખતે મનમાં અનેક વિચારો આવતા આ જીવનનો હેતુ શો ? યાત્રાએ નીકળ્યો ત્યારે મનમા હતું કે કોઈ ને કોઇ સાધુ મહાત્મા મળી જશે તો એમની સાથે હિમાલય ચાલ્યા જશું. પણ જેટલા સાધુ મળ્યા તે બધા માયામા ફસેલા તેમને

માટે સામેથી માગી લાવવું પડે એવી સ્થિતિ હતી. સાચા સાધુ બહાર ભાગ્યે જ દેખાય એ વખતે મને કોઈ ન મળ્યા, તેથી મનમાં વિચારો આવ્યા કરે, જિંદગી ઉપર કંટાળો આવે, ચેન ન પડે. પરદેશ જઈને કમાવાની ઈચ્છા પણ પૂરી ન થઈ, તેમજ ભક્તિ કરવાનો માર્ગ પણ ન જડયો.

હૈદરાબાદથી ફરી પાછો મુંબઈ આવ્યો. રૂપિયા ખલાસ થવા આવ્યા હતા. મોહનમાળા વેચી, તેથી વળી આફ્રિકા જવાનો વિચાર આવ્યો. ઘેરથી પરદેશ જવાનું નક્કી કરી નીકળેલો દાગીના ચોરેલા તેથી પાછા જવાનું મન થતુ ન હતું. રહીરહીને આફ્રિકાના વિચાર જોર કરવા લાગ્યા.

મુંબઈમાં અમારા ગામના જીવરાજ શામજી નામના એક લોહાણા ભાઈ બીડી વાળવાનો ધંધો કરતા હતા. મારાથી પાંચેક વર્ષ તેઓ મોટા હતા. તેમણે ખબર આપ્યા કે, " તમારા મામા તમને ગોતવા આવ્યા છે. ભીમડીમાં તેમના મામાની દુકાન છે તમારી ખૂબ શોધ કરી ગોતીગોતીને થાકયા એટલે ભીમડી ગયા છે. "

હું પણ ભટકીભટકીને થાકયો હતો મને પણ શુ કરવું તે સૂઝતું ન હતુ. મનમાં અનેક તરંગો ઊઠતા, છતા મામાના સમાચાર મળતાં જ લાગણી થઇ આવી. મારી પાછળ સૌ હેરાન થયા તેનું દુઃખ પણ થયું. હું તરત ભીમડી ગયો. ઓચિંતો જઇને મામાને મળ્યો. મને અચાનક આવેલો જોઇ ને મામા હરખભેર ભેટી પડયા. તેમની આખમાં આસુ આવી ગયા. હુ રડયો; હૈયું ખાલી કર્યું.

મામાને જોઇ મને અનેક વિચારો આવ્યા. મામાનુ પહાડ જેવું કદાવર શરીર, ગામડી પોષાક, કદી બહાર નીકળેલા નહિ. તેમને મારે લીધે કેવાં કેવા દુઃખ વેઠવા પડયાં હશે, એનો વિચાર આવતા હૈયુ ભરાઇ આવ્યુ. ઘણી વારે મામા–ભાણેજ સ્વસ્થ થયા. દેશના સમાચાર પૂછયા. મારી ફિકરમાં માજી રોઈરોઇને અર્ધાં થઇ ગયાં છે. રાત દિ' રડયા કરે છે એમ કહ્યું. કયાં કયાં તપાસ કરી તેની બધી વાત કરી. સાંભળીને મને બહુ આઘાત લાગ્યો. મામાએ ધીરજથી મને સમજાવતાં કહ્યુ : " હવે આપણે પાછા ઘેર જશું ને ? " મેં હસીને ના પાડી " ઘેર તો

હું આવવાનો જ નથી. મને પરાણે લઈ જશો તો પરિણામ સારૂં નહિ આવે. ”

"તો પછી શું કરવું છે ?"

"આફ્રિકા જવું છે."

" એકલો નહિ જવા દઉં "

" પણ મને કોઇ જાતની બીક નથી. પહેલી સફરમાં ઠેઠ માડાગાસ્કર સુધી ફરી આવ્યો છું. આ વખતે સાઉથ જવું છે. મોટા ભાઇ ત્યાં છે. હું દેશદેશાવર ફર્યો છું. મારે સથવારાની જરૂર નથી. ભગવાન મારો સંગાથી છે. એ મારૂં ધ્યાન રાખશે તમે ચિંતા ન કરો."

મામાએ મને ખૂબ સમજાવ્યો પણ હું એકનો બે ન થયો. મામા આટલી હાડમારી વેઠીને આવ્યા, તેમને કાઠિયાવાડથી ભીમડી સુધી આવતાં કેવી મુસીબત પડી હશે તેનો ખયાલ આવ્યો કયાં ગાંડી બદલવી, કયાં જંકશન આવે. કોઇ સ્ટેશનનું પુરું નામ ન આવડે. તેમના દુઃખના વિચારે મને ઘણું દુઃખ થયુ; પણ આફ્રિકા જવાનો મારો દઢ નિશ્ચય હતો. મેં ભાર દઇને કહ્યું. "મામા, તમે ઘેર જાઓ. સૌને સારા સમાચાર આપજો. હું તો આફ્રિકા જવાનો."

ઘણી સમજાવટ પછી મામા પીગળ્યાં. આફ્રિકા જવાની રજા આપી. મને ઘણો જ આનંદ થયો. બીજે જ દિવસે અમે ભીમડીથી મુંબઈ આવ્યા. મુંબઈ આવી વહાણની તપાસ કરી.

મામા કહે "વહાણમાં નથી જવું. સ્ટીમરમા જા. પૈસા ન હોય તો પચાસ રૂપિયા લાવી આપું."

મે કહ્યું: "પૈસાની જરૂર નથી. હું ઘેરથી ઘણા લઈ આવ્યો છું અને અમે વહાણમાં જ જવાના છીએ" મામાને સ્ટીમરમા દેશમાં વળાવ્યા. કશી ફિકર ન કરવાનું કહ્યુ મામા આશીર્વાદ આપી દેશમાં સિધાવ્યા.

અમે સફરની તૈયારી કરી. ભાઈ જીવરાજ શામજી મારી સાથે આવવા તૈયાર થયા બીજા ચાર ભાટિયા ગૃહસ્થો અમારી સાથે આવવાના હતા. તેઓ લામુ જવાના હતા. અમે એક વહાણમાં જવાનું ઠરાવ્યું.

આખરે સારૂં મુહુર્ત જોઈ અમારુ વહાણુ આફ્રિકાને રસ્તે મહાસાગરમા ચાલી નીકળ્યુ.

११

## બીજી સફર

અમારી બીજી સફર શરૂ થઈ વહાણને પવન અનુકૂળ હતો હવા સારી ચાલતી હતી વહાણ ઝપાટાબંધ જતું હતું વહાણને અનુકૂળ પવન વાય છે ત્યારે તે સાધારણ સ્ટીમર જેટલો વેગ પકડે છે હવે મને દરિયાઈ સફરની અસર લાગતી ન હતી પહેલી સફરમાં પણ ફેર ન ચડતા આ વખતે તો દરિયા સાથે દોસ્તી હોય, તેમ વહાણની ઉપરના ભાગમાં હું ફર્યા કરતો

અમે નિર્વિઘ્ને લામુ પહોચ્યા ત્યાં ભાટિયા ગૃહસ્થો ઊતર્યા તેમનો માલ ઉતારવાનો હતો એક અઠવાડિયું વહાણ રોકાવાનું હતું અમે પણ નીચે ઊતર્યા

ગામમાં ભાટિયાઓની એક ધર્મશાળા સારી હતી તેમાં અમે ઉતારો કર્યો ગામમાંથી સીધુ—સામાન લઈ આવીએ, રસોઈ કરી જમીએ અને સવાર—સાંજ ફરવા જઈએ નાળિયેરી અને આબાના ઝૂંડમાં ફરવાની બહુ મઝા પડી

એક વાર દરિયે નાહવા ગયા તરતા તરતા ઘણા આગળ નીકળી ગયા ધ્યાન ન રહ્યું, અચાનક ઓટ થઈ ગઈ પછી તો જેમ જેમ કિનારે આવવા મથીએ, તેમતેમ અંદર એ ચાલ્યા જઈએ મનમાં થયું, "આજે સોએ વરસ પૂરાં થવાનાં"

અમે મોજાંની સાથે તણાતા જતા હતા શરીરમાં પૂરતી તાકાત હતી તરવાથી થાકી જવાનો ભય ન હતો પરંતુ દૂર એ ચાઈ જતા, ઊંડા પાણીમાં મગર કે કોઈ દરિયાઈ જનાવર તાણી જાય, તો શા

હાલ થાય એની ફિકર હતી. ભગવાનની પ્રાર્થના શરૂ કરી. એટલામાં કિનારા નજીક કેટલાંક દેશી વહાણ પડેલાં, તેમાંથી કોઇની નજર ગઈ. એમને થયું, કે કોઇ બે માણસો તણાય છે. તરત હોડી લઈ ખારવા છૂટયા, જોતજોતામાં પહોંચી ગયા. અમને હોડીમાં લઇ લીધા. અમે રડવા જેવા થઈ ગયા પ્રભુનો પાડ માન્યો.

લામુના ભાટિયા ગૃહસ્થોએ અમારી સારી મહેમાનગતિ કરી. અગાઉના વખતમાં એ દેશમાં હિંદીઓની વસતિ બહુ ઓછી હતી. દેશમાંથી કોઇપણ આવે તેમના પ્રત્યે ત્યાંના હિંદીઓ ખૂબ પ્રેમ રાખતા. બપોરના વખતે અમે તેમની દુકાને બેસતા. લામુ સુંદર હતું. આઠ દિવસ રોકાઇ અમારું વહાણુ આગળ ચાલ્યું. એકંદર હવા સારી હતી. બે દિવસમાં જ મોંબાસા પહોંચી ગયા.

મોંબાસામાં મિ. જાની કરીને જામનગરના એક ભાઇ રહેતા હતા તેમની વીશીમાં અમે ઊતર્યા મારી પાસે ફક્ત પંદર રૂપિયા વધેલા. જીવરાજ શામજીના ભાઇ મોંબાસામાં નોકરી કરતા હતા. ભાઇ જીવરાજે મારી પાસેથી ચાલીસ રૂપિયા ઉછીના લીધા હતા. એમણે કહેલુ કે, 'મોંબાસા જઇને મારા ભાંઇ પાસેથી અપાવીશ' પણ એમના ભાઇ ખાવુંપીવું ને પંદર રૂપિયાના પગારથી નોકરી કરતા હતા તેમની પાસે કશી બચત ન હતી, છતાં એમણે પગાર પેટે ઉપાડ કરી, પંદર રૂપિયા મને અને પંદર ભાઈ જીવરાજને આપ્યા

મોંબાસા પહોંચીને મેં બે પત્રો લખ્યા. એક મારા કાકા જિંજામાં હતા તેમને અને બીજો મારા મોટા ભાઈને સાઉથમા મોટા ભાઇને લખ્યું કે, "મને આવવાની પરમિટ કઢાવી આપો, ગમે તેમ કરીને મારે ત્યા આવવું છે."

પણ ભાગ્ય એવી વસ્તુ છે કે માણસને ન જવું હોય ત્યાં મોકલી આપે છે અને જવું હોય ત્યાથી રોકે છે. એમાં માણસની બુદ્ધિ કામ કરી શકતી નથી. એનું નામ ભાગ્યયોગ,

મોંબાસામાં કચ્છના રહીશ શેઠ કેશવજી આણંદજીની પેઢી હતી, આજે પણ છે. ભાઈ જીવરાજ અને અમે એમને ઓટલે બેઠેલા. શેઠ

કેશવજી આણંદજીના ભાગીદાર સુંદરજીભાઈ હુક્કો ભરી પાટલી પર બેઠા. તેમણે અમારી સામે જોયું. હુક્કાની એક બે ઘૂંટ લીધી. પછી પૂછયુ. " છોકરા કેવા છો ?"

"લોહાણા"

" કયાં જવું ?"

"દક્ષિણ આફ્રિકા જવું છે. ત્યાં અમારું કુટુંબ છે. મારા મોટા ભાઈ છે. ભાઈના સસરા છે. પરમિટ મળે તો જવા વિચાર છે."

" પરમિટ મળતા કેટલો વખત લાગશે ?"

"કહી ન શકાય. વખતે મળે કે ન મળે. મોટા ભાઈની ત્યાં દુકાન છે. મને બોલાવ્યો છે."

" પણ અહીં બેસીને શું કરશો ?"

" પરમિટ આવે ત્યાં સુધી નોકરી મળે તો નોકરી કરીશું."

" કયાં ઊતર્યા છો ?"

" વીશીમાં."

થોડો વિચાર કરી, તેમણે ઑફર કરી: "વરસના બસો રૂપિયા પગાર, ખાવુંપીવું કપડાંલત્તા બીજાની સાથે જંગબારની પેઢીમાં કામ કરવાનું. મરજી હોયતો મોકલી આપું." મેં જવાબ આપ્યો: "મારા મોટા બાપાના દીકરા લોરેન્જો માર્કિવસમાં છે. મારા મોટા ભાઈ સાઉથમાં છે. પરમિટ મળે તો ત્યા જવાનો મારો વિચાર છે. પરમિટ આવી જાય તો નોકરી મુકીને જાઉ એ શરતે આપને મોકલવો હોય તો હું જંગબાર જવા તૈયાર છું." પરમિટ મળતા એટલો વખત સહેજે જશે, એમ ધારી તેમણે એ શરત કબૂલ રાખી. જંગબાર જવા હું તૈયાર થયો. વીશીના પૈસા ચૂકવી આપ્યા, ભાઇ જીવરાજને રામરામ કર્યા બીજે દિવસે સ્ટીમરમાં જંગબાર પહોચ્યો. શેઠ કેશવજી આણંદજીની પેઢીમાં નોકરી શરૂ કરી.

જંગબારમાં વેપારી પેઢીમાં નોકરી કરવી એ એક કસોટી હતી. મને ગમે તેવુ અઘરું કામ સહેલું લાગતું. મે કામકાજ સંભાળ્યુ. લિસ્ટ પ્રમાણે માલ લઇ આવવો. કસ્ટમમા ભરાવવો, રસીદ લઇ આવવી. જંગલમાંથી ખરીદેલા લવિંગ આવે ત્યારે કામની ખૂબ ભીડ રહેતી બપોરે બાર વાગ્યે જમવા તથા આરામના બે કલાક મળતા. આખો દિવસ કામ

રહેતુ સાજે છ વાગ્યે શેઠ ફરવા જાય અમારે બત્તી કરી બેમી રહેવાનુ શેઠ આઠ વાગ્યે આવીને જમે જમીને દુકાને આવે, એટલે અમારે ઉઘરાણીની યાદી અને પૈસા માટે લાબી કોથળી લઇ ઉઘરાણીએ જવાનુ રાતના દશ સુધી ઉઘરાણી ચાલે કયાયથી નોટો મળે, કયાયથી રોકડ મળે કોઇ ઠેકાણે મળે, તો કોઈ ના પાડે જ ગબારના શેઠિયાઓનો આ એક વખુલખ્યો કાયદો હતો "પછી આવજો, મહેતાજી!" આમ કહે એટલે ત્રીજે દિવસે જવાનુ, એવો રિવાજ પડયો હતો જ ગબારની ઉઘરાણી પતાવવી બહુ અઘરી મહિનામા એક જોડ પગરખા ઘસાઈ જાય ગુમાસ્તાઓને ધક્કા ખવરાવવામા જ ગબારના શેઠિયાને કાઇ ન લાગે રાતના દશ વાગ્યે ઠડે કલેજે જવાબ આપે "મહેતાજી, પછી આવજો" ગગવડ હોય તોપણ આવો જવાબ આપે. કર્મીની જીભ ને અકર્મીના ટાટિયા' એ કહેવત જ ગબારના મારા અનુભવથી ખરી લાગતી

રાતના દશેક વાગ્યે ઉઘરાણીએથી પાછા આવી દુકાને બેસવાનુ શેઠ બેઠા હોય ત્યાસુધી સુવાય નહિ, તેમ દુકાન બધ ન થાય શેઠ અગિયાર સુધી બેને તેમની સામે ઝોકા ન ખવાય, તેથી દુકાનની અદર કોથળાને આધારે બેઠાબેઠા ઝોકા ખાતા એમા શેઠ અચાનક બૂમ મારે "છોકરા, પાણી લાવ" એટલે ઝબકી જઇને ઊભા થઇ, પાણીનો કળશો ભરી આપવો બીજા પરચૂરણ કામકાજ કરવા શેઠ ગયા પછી દુકાનમાજ નીચે સૂઇ રહેવાનુ હવાઉજાસ ન મળે, છતા થાકયાપાકયા ઘસઘસાટ ઊઘ આવી જતી

સવારમા વહેલા પાચ વાગ્યે ઊંઘ ઊડી જતી અદર ભોખાળના ન ડાન હતા ગામડામા રહેલા તેથી જગલમા ખુલ્લામા જવાની ટેવ એટલે એ ગદકી અસહ્ય લાગતી માથુ ભમી જાય છતા સહન કર્યે જ છૂટકો શૌચ દાતણ વગેરે પતાવી, ગાદીતકિયા ખખેરી, દુકાન વાડીઝૂડી દિવસ ઊગ્યા પહેલા તૈયાર થઇ જતો ઉપરથી શેઠ (મુનીમ) આવે કેશોદના શેઠ પ્રાગજી નામજી નથવાણી જ ગબારની પેઢીના મુનીમ હતા. ડૉકટર નથવાણી અને દિલ્હીની પાર્લામેન્ટના સભ્ય ભાઇ નરેન્દ્ર નથવાણીના તેઓ પિતા થાય, મને ખૂબ પ્રેમથી સાચવતા તેમનો વાત્સલ્યભાવ હજી મને યાદ આવે છે

દક્ષિણ આફ્રિકાની પરમિટ માટે ફોટા પડાવી ફોર્મ મોકલ્યુ હતુ ત્યાથી પરમિટની મનાઈ આવી લોરેન્જોથી પત્ર આવ્યો કે, "સીધી

સાઉથની પરમિટ નહિ મળે. પ્રથમ તમે અહીં આવો. અહીંથી ધીમેધીમે સાઉથમાં ઘૂસી જવાશે." મેં તેમને ના લખી, "મારે ત્યાં નથી આવવું. સીધી પરમિટ મળે, તો સાઉથમાં જવું છે "

મોટા ભાઈએ લખ્યું : "ડેલાગોઆ સુધી આવો ત્યાંથી રસ્તો નીકળશે. અમે ત્યા તમને મળી શકીશું."

પણ પ્રારબ્ધયોગ જુદા હતા મેં તેમને ના લખી. બનવાકાળ તે પેઢીના ભાગીદાર શેઠ મૂલજી ભાઈનાં પત્ની દેશથી આવતા હતાં

સ્ટીમરમા કોઇ ને શીતળા નીકળ્યાં, તેથી તેમને કવૉરંટાઇન મળી. તેમનો રસોઇયો કોઇ કારણસર ભાગી ગયેલો, એટલે તેમણે મને રસોઈ કરવા કહ્યુ. મેં સરસ રસોઇ બનાવી તેમના મનમાં થયું, 'આને રસોઈયા તરીકે રાખી લઇએ.' મને પૂછયું. મેં જવાબ વાળ્યો, "રસોઇયા તરીકે નથી રહેવુ. તમને મુશ્કેલી છે તેથી નાનેરા ભાઇ તરીકે થોડો વખત રસોઇ કરીને જમાડીશ."

એક માસ મેં રસોઇ કરી. એવામા એક દિવસ પૂડલા બનાવવામાં કંઇક ભૂલ થઈ શેઠે ઠપકો આપ્યો એ જ વખતે પગાર પણ લીધા વિના સીધો વીશીમાં ચાલ્યો ગયો. શ્રી પ્રાગજી ભાઇ એ બે દિવસ સમજાવ્યો. મેં સાફ ના પાડી.

એ લોકોએ પ્રથમ તો પગાર નહિ મળે એવી ધમકી આપી મેં ધમકી ન ગણકારી એકાદ માસ પછી તેમણે પગાર મોકલી આપ્યો

નસીબની બલિહારી છે એ શેઠ કેશવજી આણુંદજીના ચિરંજીવી મથુરાદાસ ભાઇ ને ટાંગાનિકામાં અમારી સુગર ફેકટરીઓની અને કાપડની એજન્સીઓ અમે આપી છે. તેઓ મને શેઠ કહે છે. હું તેમને શેઠ કહુ છું પચાસ વરસથી કુટુંબ જેવો સંબંધ અખંડ રહ્યો છે એ ઈશ્વરકૃપાનું ફળ છે. અને શેઠ મથુરાદાસના ચિરંજીવી શ્રી કિશોરભાઇ કે જેઓ યુરોપમાં અભ્યાસ કરતા હતા અને અમારાં પૌત્રી ચિ શોભના બહેન યુરોપમા અભ્યાસ કરતાં હતાં તેઓ બંને તાજેતરમા જ લગ્નગ્રંથીથી જોડાયાં છે.

મારા કાકાને મેં યુગાન્ડા પત્ર લખેલો તેમણે મને વાપરવા સારુ પચીસ રૂપિયા શેઠ કેશવજી આણંદજીની પેઢી પર મોકલી આપ્યા; પરંતુ મારે પૈસાની જરૂર ન હતી. હું ખૂબ કરકસરથી ચલાવતો. બીડી, સિગારેટ, પાન કશું વ્યસન ન હતું. મારી પાસે થોડી બચત થઈ હતી. કાકાના પૈસા મનીઓર્ડરથી પાછા મોકલી આપ્યા.

નાનપણથી મને કરકસર કરવાની ટેવ હતી. એ વારસામાં મળેલો સદ્‌ગુણ હતો. ત્રેવડ ત્રીજો ભાઈ છે. આવક કરતાં ખર્ચ હંમેશાં થોડું રાખવું. આ બધાં સોનેરી સૂત્રો હું નાનપણમાં શીખેલો. આબરૂ અને આંટ જાળવવા સારૂ દરેક વેપારીએ આ નિયમો પાળવા જોઈએ સાદાઇને કરકસર ઘરમાં તથા વેપારમાં બહુ બરકત પૂરે છે. કરકસરથી જીવન ગાળનાર કોઇ દિવસ પાછો પડતો નથી. આજના જુવાનોમાં આ ગુણો ઓછા દેખાય છે. બોલવા ચાલવામાં જ્યાં એક શબ્દથી ચાલે, ત્યાં બે શબ્દ ન વાપરવા. લખવામાં એક વાકયથી પતે ત્યાં બે ન લખવાં. આગળ જતાં મારી પાસે પ્રભુએ આપેલો પૈસો થયો, છતાં મને કોઇ વ્યસન વળગ્યુ નહિ. જરૂર પડી ત્યાં લાખો ખરચ્યા પાઇનો પણ દુરુપયોગ થવા ન દીધો.

આ રીતે દક્ષિણ આફ્રિકામાં જવાની ઇચ્છા હતી. અને હું પૂર્વમાં ચાલ્યો આપણું ધાર્યું કશું થતું નથી. " મનુષ્ય જાણે હું કરું, હરિ કરે સો હોય "

એ અનુભવની વાણી પ્રમાણે દેશમાંથી દક્ષિણ આફ્રિકા જવા નીકળ્યો હતો; પરંતુ ભાગ્ય મને પૂર્વ આફ્રિકા ભણી દોરી જતું હતું. જંગબારથી સ્ટીમરમાં મોંબાસા ગયો

અને મોંબાસાથી ટ્રેનમા બેસી સીધો યુગાન્ડા જવા રવાના થયો.

૧૨

## કેનિયા–યુગાન્ડા રેલવે

એ વખતે યુગાન્ડા રેલવે તાજી જ બંધાયેલી હતી એ બાંધવામાં હિંદીઓનો મોટો ફાળો હતો કેનિયા–યુગાન્ડા રેલવે, ત્યાંનો વેપાર, એ પ્રદેશના શહેરો ને ગામડાં–દરેક વસ્તુના વિકાસમાં હિંદી વેપારીઓ ઇજનેરો, કારીગરો, મજૂરો સૌએ સાહસ ખેડીને ભાગ ભજવ્યો છે એનો ઇતિહાસ આ સ્થળે આપવાથી વાચકોને સાચી હકીકત સમજાશે અને રસ પડશે

બ્રિટીશ ઇસ્ટ આફ્રિકા કંપની પાસેથી સને ૧૮૯૩માં ઇમ્પીરિયલ સરકારે યુગાન્ડાનો કબજો સંભાળ્યો ત્યાર બાદ કેનિયા–યુગાન્ડા રેલવે બાંધવાની શરૂઆત મોંબાસાથી થઈ આ રેલવે બાંધવામાં ભારે જોખમો ખેડવાના હતા આખો રસ્તો પહાડી અને જંગલોનો હતો તેમાં વસતા જંગલી લોકો વહેમ અને ઝનૂનથી ભરેલા હતા

તેમની સહાય રેલવે બાંધવામાં લઈ શકાય તેમ ન હતું, તેથી ઇસ્ટ ઈંડિયા કંપનીની મદદથી એ કામ શરૂ થયું દક્ષિણ આફ્રિકામાં ડરબનથી જોહાનીસબર્ગ રેલવે શરૂ થઈ, ત્યારે ત્યાંના નેટિવોએ પણ કશી મદદ કરી ન હતી ત્યાં પણ હિંદીઓએ મુખ્ય સહાય કરી હતી કેનિયા–યુગાન્ડા રેલવેનું પણ એમ જ બન્યું કેનિયા–યુગાન્ડાની દેશી પ્રજા એ વખતે આધુનિક સુધારાથી સાવ અજાણ હતી

આપણા દેશમાં પણ પહેલાં રેલગાડીની બાબતમાં એવા જ વહેમ અને અજ્ઞાન ગામડિયાઓમાં હતા

સુરતના ઇતિહાસમાં લખ્યુ છે, કે જ્યારે મુંબઇથી પહેલવહેલી રેલગાડી ગુજરાતમાં આવી. ત્યારે ગુજરાતના ભોળા લોકો નાળિયેર લઇ આવતા. આગગાડીના એંજિન આગળ શ્રીફળ વધેરી એ મહાદેવી શક્તિની પૂજા કરતા. એ જમાનાના આપણા ભોળા ગુજરાતીઓએ માન્યુ, કે હવે કળિકાળ આવી ચૂકયો છે. તેની આ નિશાની છે; નહિતર બળદ કે ઘોડા જોડયા વગર એની મેળે ગાડી આમ દોડે શી રીતે ?

પરંતુ કેનિયાના જંગલવાસીઓ તો એંજિનની સીટી સાંભળતાં જ દૂરના જંગલમા નાસી જતા, અને 'નાંદિ' જાતિના લોકો રાતોરાત આવીને પાટા ઉખેડી નાખતા

યુગાન્ડા રેલ્વેનુ કામ હિંદી મજૂરોએ શરૂ કર્યા બાદ જેમજેમ રેલ્વે આગળ વધતી ગઇ તેમતેમ આફ્રિકાની જંગલી પ્રજા, ત્યાંના સિંહ, હાથી, ગેંડા, ભેંસ વગેરે પશુએ આ અકુદરતી અને પરદેશી વાહન સામે યુદ્ધ કરવા ઊતરી પડયા એ લોકોને કંઇક અંદરથી જ પ્રેરણા થઇ. કે આ લોકો આપણો સંહાર કરવા આવે છે, તે પહેલા આપણે એનો સંહાર કરી નાખીએ.

રેલ્વે લાઇન ઉપર કામ કરતા ઇજનેરો તથા મજૂરો જંગલભરમા તંબૂ, રાવટીઓ નાખી પડયા હોય, દિવસના લાઇન પર કામ ચાલતુ હોય, અગર રાતે તંબૂમા સૂતા હોય, ગમે ત્યારે ઓચિંતા જંગલમાથી સિંહો કે ચિત્તા આવી પહોંચે અને એકાદ મજુરને ઉપાડી જાય. રાવટી બહાર સત્રી ભરી બંદૂકે પહેરો દેતો હોય તોપણ પાછળથી તંબૂ ચીરીને ઘૂસી જાય ઊંઘતા મજુરને ઉઠાવી નાસી જાય એ ઘોર જંગલમા હિંસક પશુઓથી રક્ષણ કરવાનુ મુશ્કેલ હતુ રાતે સૂતી વખતે મજુરોના દિલમા ફડકો રહેતો કે સવારમા ઊઠશુ ત્યારે આપણામાના કોઇ એકને સિંહ ઉપાડી ગયો હશે. આવી બીકમા રાત પસાર થતી સવારે મજુરોની ગણતરી વખતે એકાદ ઓછો થયો હોય !

આપણી જુની લોકવાર્તાઓમાં આવે છે કે અમુક ગામમા મધરાતે રાક્ષસ આવતો ને અમુકને ઉપાડી જતો. એવી જ રીતે કેનિયા-યુગાન્ડા

રેલવે લાઇન ઉપર મજૂરોના તંબૂઓમા એક પ્રકારનાં ત્રાસની લાગણી ફેલાયેલી રહેતી રાત–દિવસ ગમે ત્યા, જેવો કોઈ મજૂર એકલો પડયો કે તરત એ સિંહનો ભોગ થઇ પડતો જંગલમાથી કોઇવાર ત્રણ ચાર સિંહનુ ટોળું એકદમ નીકળી આવતું, મજૂરોના રહેઠાણ ઉપર હુમલો કરતું; તંબૂઓ ફાડી, ઊંઘતા મજૂરોને ખેંચી નજીકના જંગલમા નાસી જતુ અને ત્યા એ ટોળામાના સિંહ નિરાતે મજૂરોને ફાડી ખાતા

આવી રીતે જ્યારે ઊંઘતો મજૂર સિંહના પંજામા અચાનક સપડાતો ત્યારે એની કારમી ચીસોથી ભયંકર જંગલ રાતની ગંભીર શાતિમા ગાજી ઊઠતુ એ સિંહોને સંત્રીની ગોળીનો પણ ડર ન હતો

આવા બનાવો રોજિંદા બન્યા એટલે મજુરોએ કામ બંધ કર્યું દેશમા પાછા જવાની માગણી કરી સરકાર તરફથી એ માગણી જલદી મંજુર થાય તે માટે હડતાલ પાડી તેઓએ સરકારને ખાસ જણાવ્યુ કે, 'અમે કામ કરવાની શરતે આવ્યા છીએ, સિંહનો શિકાર બનવા નથી આવ્યા' કામ બંધ કરી તમામ મજૂરોએ સિંહથી ભરેલા જંગલ છોડી, કિનારા તરફ ચાલી નીકળ્યા

સરકારે તેમના રક્ષણની બાહેધરી આપી, સમજાવીને પાછા કામે વળગાડયા

સિંહ કેટલી નિર્ભયતાથી હિંદી મજૂરોનો શિકાર કરતા તેના એકાદ–બે કિસ્સા અહીં આપીએ

એકવાર રેલ્વે લાઇન ઉપર કેટલાક મજૂરો કામ કરતા હતા સાજ થવા આવી હતી એવામા એક મોટો વિકરાળ સિંહ ઝાડીમાથી નીકળી આવ્યો કામ કરતા મજૂરોમા બાપ અને દીકરો બને સાથે હતા બેઉ જણ ચાર–છ હાથને અંતરે હતા સિંહે બાપ ઉપર તરાપ મારી સિંહનો પંજો પડતા એ બૂઢ્ઢા મજૂરની કરુણ ચીસ સંભળાઇ, 'બેટા, મે જાતા હૂઁ' બાપની બૂમ સાભળતા જ એનો જૂવાન દીકરો કુહાડો લઇ દોડયો અને જોરથી સિંહના માથામા કુહાડો ઝીંક્યો કહેવાય છે કે એક બે ઘાએ બુઢ્ઢા સિંહના પણ રામ રમી ગયા એ ઘરડા સિંહે અનેક હિંદિ મજૂરોના શિકાર કરેલા '

એક દિવસ એવું બન્યું કે એક ઠેકાણે લાઈન પર મજૂરો કામ કરતા હતા. તેમાં એક જણ જરા દૂર બેસીને હુક્કો પીતો હતો. એવામાં પાસેની ઝાડીમાંથી એકાએક સિંહ નીકળી આવ્યો. તરાપ મારી એ માણસને ઊઠાવ્યો. મરતાં મરતાં તેણે બૂમ પાડી: મૈં જાતા હૂં, મેરા હુક્કા પહોંચાઇયો.

આવી રીતે કેનિયા-યુગાન્ડા રેલ્વે લાઇને સેંકડો હિંદીઓના ભોગ લીધા છે. જૂના વખતમાં ત્યાં વસતા ભાઈઓ વાત કરે છે કે વૉઇથી સિમ્બા સ્ટેશન સુધીના રેલના પાટા હિંદી મજૂરોનાં હાડકાં ઉપર પથરાયેલા છે એ સો માઇલની લાઈનમાં વધારેમાં વધારે હિંદીઓ ખપી ગયા છે. એ સ્થાન સિંહનું ઘર ગણાય છે. તેથી એ સ્ટેશનનું નામ પણ 'સિમ્બા' રાખેલું છે. સ્વાહિલી ભાષામાં સિંહને સિમ્બા કહે છે હજી ત્યાં સિંહોનો વાસ છે.

આ રીતે હિંદીઓની મહેનત અને આપભોગથી તૈયાર થયેલી રેલ્વે લાઇન સને ૧૮૯૫ના ઑકટોબર માસમાં મોંબાસાથી શરૂ થઈ તે સને ૧૮૯૯માં નૈરોબી પહોંચી અને સને ૧૯૦૧માં કિસુમુ સુધી પહોંચતાં ૬૦૦ માઇલ લાંબી થઈ. કિસુમુ સુધી રેલ્વે લાઇન આવ્યા બાદ વેપાર વધ્યો. વિક્ટોરિયા સરોવરમાં વહાણો અને સ્ટીમરો ફરવા લાગ્યા. આખા સરોવરનો વહેવાર કિસુમુ બંદર મારફત થવા લાગ્યો, જે આજે પણ ચાલુ છે.

સને ૧૮૯૮માં કર્નલ જે. એચ. પીટર્સન યુગાન્ડા રેલ્વેની કામગીરી માટે ખાસ આવ્યા હતા તેમણે પોતાના અનુભવનું એક પુસ્તક લખ્યું છે. તેમાંથી કેટલાક પ્રસંગો અહીં આપવાથી કેનિયા-યુગાન્ડા રેલ્વે માટે હિંદીઓએ આપેલા ભોગનો વિશેષ અને ખરો ખ્યાલ આવી શકશે. આ કિસ્મા ઘણાં કરુણ અને કેટલાક રમૂજી પણ છે.

"મને આવ્યાને હજી પૂરાં ત્રણ અઠવાડિયાં થયાં ન હતા એક જંગલમાં થઇને રેલ્વે લાઇન લઇ જવામાં આવતી હતી ત્યાં અમારો પડાવ હતો અમે તંબૂઓમાં સૂતા હતા. તે રાતે અમે મોડે સુધી

જાગેલા, તેથી ઘસઘસાટ ઊંઘતા હતા એવામાં મળસકાને સુમારે મને એકાએક જગાડવામાં આવ્યો મારા સિપાઈએ મને કહ્યું, 'જમાદાર ઉગમસિંહને સિંહે ફાડી ખાધો છે ' પછી એ બધું નજરે જોનાર એક મજૂરે કહ્યું સાહેબ હકીકત એમ બની કે જમાદાર ઉગમસિંહ છ સાત મજૂર સાથે તંબૂમાં સૂતો હતો મધરાતે એક સિંહે તંબૂમાં મોઢું નાખ્યું તંબૂના બારણા પાસે જમાદાર સૂતો હતો તેને ગરદનમાંથી પકડયો ઉગમસિંહ બહુ જોરાવર હતો એણે છોડ એવી બુમ પાડી, સિંહની ગરદન ફરતા હાથ ભરાવ્યા, પણ સિંહ એને ખેંચી ગયો અમે સૌ ભયથી ધ્રૂજતા ધ્રૂજતા ઉગમસિંહની ચીસો સાભળતા રહ્યા એના છૂટવા માટેના તરફડિયા હજી નજરે તરે છે

બીજા એક સમયે ચૌદ મજૂરો મોટા તંબૂમા સૂતા હતા એકાએક મધરાતે ભયાનક સિંહે તંબૂ ઉપર છાપો માર્યો સૌ ભયભીત બની જાગી ઊઠયા સિંહે એક મજુરને ખભામા પંજો મારી, એનો ખભો ચીરી નાખ્યો, પણ સિંહ એ મજૂરને બદલે ઉતાવળમા ચોખાની એક ગુણ ઉપાડીને નાઠો થોડે દૂર જતા પોતાની ભૂલ સમજાઈ, એટલે ત્રાડ મારી જંગલમા ચાલ્યો ગયો

એક વાર મારી ઇસ્પિતાલમા કરુણ બનાવ બની ગયો ઇસ્પિતાલમા તંબૂમા આઠ દરદીઓ સૂતા હતા, રાતે એક સિંહ ઘૂસી આવ્યો ને બે જણને તેણે ઘાયલ કર્યા, ત્રીજા એક દરદીને ઉપાડી જઈ ફાડી ખાધો બીજે દિવસે અમે ઈસ્પિતાલ ફેરવી નાખી એની ફરતી વાડ કરી ત્યાંથી પણ ઈસ્પિતાલના એક ભિસ્તીને સિંહ ઉઠાવી ગયો

એક હિંદી વેપારીની રમૂજી હકીકત બની એ સાહસિક વેપારી મોડી રાતે ગધેડા ઉપર બેસી જતો હતો અચાનક એક સિંહ તેના ઉપર કૂદ્યો ગધેડો સખત ઘાયલ થયો સિંહ એને પૂરો કરવા જતો હતો એવામા એનો પંજો ગધેડાની પીઠ પર બને બાજુ તેલના ડબ્બા બાંધેલા તે દોરડામા અટવાઈ ગયો ડબ્બા ખાલી હતા તેથી ખૂબ ખખડયા એ અવાજથી સિંહ એવો તો ભડકયો કે હુંકાર કરતો જંગલમા નાસી ગયો

સિંહના હુંકારથી ગધેડાઓ આંખો મીંચી જાય છે હવે અમને

કોઇ દેખતું નથી એવી એની માન્યતા હોય છે.

આ હિંસક પ્રાણીનો ત્રાસ એટલો વધી ગયો કે ત્રણ અઠવાડિયાં સુધી રેલવેનું કામ સદંતર બંધ રાખવાની ફરજ પડી શરૂઆતમાં તો માણસને ઉપાડી જવાના સિંહના પ્રયત્ન નિષ્ફળ જતા. પણ પછી તો એ નિયમિતપણે આવતા અને કોઇ પણ જાતની બીક વગર કોઈ પણ ભોગે મજૂરને ઉઠાવી જતા. એ સિંહો એવી ચૂપકીથી, યુક્તિપૂર્વક તંબૂમા ] ઘૂસી જતા ને મજૂરોને ઉપાડી જતા કે કેટલીક વાર સંત્રીઓને પણ ખબર ન પડતી.

આથી મજૂરો માનવા લાગ્યા કે, " આ સિંહ કોઇ હિંસક પશુ નથી, પણ માણસના લોહીના તરસ્યા રાક્ષસો છે." એમને વહેમ હતો કે ત્યાના બે નેટિવ પટેલ ગુજરી ગયેલા, તે ભૂત થઇને આવે છે અને તેમના પ્રદેશમા નખાતી આ રેલવે લાઇન જોઈ વેર લેવા સિંહનુ રૂપ ધારણ કરે છે."

કેનિયા–યુગાન્ડા રેલવેનો આ ટૂંકો છતાં રોમાંચક ઇતિહાસ એટલા માટે આપ્યો છે કે એના ઉપરથી વાંચક સમજી શકે કે કેનિયા–યુગાન્ડાનો વેપાર ખીલવવામા જે રેલવેએ મોટો ફાળો આપ્યો છે તે રેલવે બાંધવામા અનેક હિંદીઓના કીંમતી બલિદાન અપાયેલા છે કેનિયા અને યુગાન્ડા બંને મસ્થાનો જમાવવામાં આ ઈતિહાસ નોંધપાત્ર છે.

× × × × ×

મોંબાસા ટાપુને આફ્રિકા ખંડ સાથે જોડનાર મકૂપા બ્રિજ વટાવી અમારી ગાડી ઉપર ચડવા લાગી આગળ ડબલ એંજિન હતું. (પહાડ ચડવા માટે ખાસ ડબલ કોઠીના એંજિનો આવતાં )પાછળ એકવડિયુ એંજિન યુગાન્ડા મેઈલ પૂર ઝડપથી દોડયો જતો હતો નાળિયેરીના વન વટાવ્યા નીચે ખીણમા નજર કરીએ, તો જંગલનો દેખાવ ફરી ફરીને સામે ખડો થતો હતો રેલવે સર્પાકારે આગળ વધતી હતી. નીચે મોંબાસાના શામ્બા (બગીચા) સાગરમાં તરતા લાગતા. દૂર દૂર

કિલિન્ડિની બંદર દેખાતું હતું. આગળ જતાં કેવો રળિયામણો મુલક જોવા મળશે તેનો ખયાલ આવતો હતો.

પરંતુ પહેલું સ્ટેશન આવ્યું ચંગામે (૧૯૨ ફૂટ) પ્રવાસીઓની જાણ ખાતર પાટિયા પર સ્ટેશનના નામની નીચે દરિયાની સપાટીથી કેટલી ઊંચાઇ તે પણ લખેલું હોય છે. બીજું આવ્યું મઝરસ (૫૩૪ ફૂટ). એમ ચડતા મોંગુ (૧૭૦૩ ફૂટ) આવ્યું, ને રાત પડી. બહાર અંધારું થયું. ડબામાં દીવાબત્તી થયા. શેતરંજી પાથરીને મેં લંબાવ્યું.



ગોનીડો

સવાર પડી, અજવાળું થયું. સ્ટેશન આવ્યું ને સીધી નજર પાટિયા ઉપર ગઇ. ઈમાલી (૩.૭૧૮ ફૂટ). ટાઢની ચમકારી લાગવા માડી ઉચ્ચ પ્રદેશની ઠંડી જણાવા લાગી. મેં કોટ ચડાવ્યો. દરિયાની સપાટીથી ચારેક હજાર ફૂટની ઊંચાઇએ ગાડી દોડી જતી હતી આસપાસ નાની-મોટી ટેકરીઓ દેખાતી હતી. જંગલી પશુઓ નજરે પડવા લાગ્યાં. તેમાં હરણ, જિબ્રા, જંગલી ભેંસ વગેરે ઓળખાયા. મવાગ્ના સાડા દશ વાગતા નૈરોબી આવ્યું તેની ઊંચાઈ ૫,૬૫૨ ફૂટ છે. લગભગ આબુના ગુરુશિખર જેટલું ગણાય.

નૈરોબી કેનિયાનું પાટનગર છે. એ જમાનામા નૈરોબી હજી વસતુ હતું; છતા સરકારી ઑફિસો, રેલવે કચેરીઓ વગેરે બધુ નૈરોબીમા હતું; આજે તો મકાનોની વિલાયતી બાંધણી, પહોળા રસ્તા, ફેશનેબલ દુકાનો· મુંબઈના બચ્ચા જેવું લાગે યુરોપિયનોને ગુલાબી ઠંડીવાળો

ઉચ્ચ પ્રદેશ બહુ અનુકૂળ પડે છે નૈરોબીની આસપાસ માઇલો સુધી કૉફીના શાબા (બગીચા) આવેલા છે રસ્તાને કાંઠે ગુલમોર, સરુ વગેરે સુંદર વૃક્ષોની કતાર ઊભેલી છે નૈરોબી શહેર રળિયામણુ છે આજે તો તે ખૂબ વધી ગયુ છે

નૈરોબીથી અમારી ગાડી આગળ ચાલી દૂર ટેકરીઓની ગોદમાં સૂતેલુ નૈવાસાનુ તળાવ ગાડીમાથી સુંદર લાગતુ હતુ આખો પ્રદેશ લીલોછમ, પહાડીઓથી ઘેરાયેલો હતો

ગાડી જેમ જેમ આગળ વધતી ગઈ, તેમતેમ ડબ્બામા ભીડ થતી ગઈ શરીરે ચરબી ચોપડેલા, ચામડા વીંટાળેલા, અર્ધનગ્ન નેટિવોથી ડબ્બો આખો ભરાઇ ગયો નવા ચહેરા, નવી બોલી, નવો દેશ નવો વેશ ત્યારપછી ત્રીજા વર્ગની મુસાફરી કરવાની તક મને મળી જ નહિ. ત્રીજા વર્ગનો એ અનુભવ હમેશને માટે યાદ રહ્યો છે

હાલમા નકુરૂ જકશનથી એક ફાટો કિસુમુ જાય છે અને બીજો જિંજા થઇ કપાલા જાય છે એ સમયે કિસુમુથી સ્ટીમર રસ્તે જિંજા જવુ પડતુ જિંજા સુધી રેલવે નહોતી આજે નકુરૂથી જિંજા જતા રસ્તામા ટિમ્બોરોઆ નામનુ સ્ટેશન આવે છે તે આખી દુનિયામા સૌથી ઊચુ (દરિયાની સપાટીથી નવ હજાર ફૂટ) છે ત્યાથી છેક જિંજા સુધી ગાડી નીચે ઊતરે છે એ રસ્તેથી આગળ ઉપર કપાલા સુધી રેલવે લાઇન થઇ ત્યારબાદ મારે ઘણીવાર જવાનુ થયુ છે ત્યારે આ વસ્તુ મારા ધ્યાનમા ખાસ આવી હતી

નકરૂ જકશનથી હુ કિસુમુ ગયો ત્યાથી સ્ટીમરમા એન્ટેબે થઇ જિંજા પહોચ્યો

કિસુમુ, એન્ટેબે, કપાલા અને જિંજા ચારે વિક્ટોરિયા ન્યાઝા (સરોવર) ને કિનારે આવેલા બદર છે

ટાગાનીકામા પણ બુકોબા, મઝા વગેરે બદર છે

વિક્ટોરિયા ન્યાઝા ૨૭,૮૨૮ ચોરસ માઇલના ઘેરાવામા આવેલું છે એટલે લગભગ સૌરાષ્ટ્ર જેટલુ ક્ષેત્રફળ થયુ વિક્ટોરિયા ન્યાઝાને તળાવ કે સરોવર કહેવુ એ કરતા એનો મીઠો મેં'રામણ કહેવો

જોઇએ. એ સરોવરને કાંઠે અનેક નાના મોટાં શહેરો આવેલા છે. એ મહાન સરોવરમાંથી જ સુપ્રસિદ્ધ નાઇલ નદી નીકળી છે. જિંજાના પાદરમાં નાઇલનું મૂળ છે. આપણા દેશની મોટી નદીઓ સિંધુ બ્રહ્મપુત્રા. ગંગા, યમુના હિમાલયમાંથી નીકળે છે ત્યારે એમનો પ્રવાહ નાનાં ઝરણા જેવડો હોય છે જ્યારે વિક્ટોરિયા સરોવરમાંથી નીકળતી નાઇલ એક સામટા મોટા ત્રણ ધોધરૂપે બહાર પડે છે. તેને "રિપન ફૉલ્સ' કહે છે. એ ધોધ જોઇને જગતભરના પ્રવાસીઓ મુગ્ધ બને છે. સેંકડો વરસોથી આ ધોધ વહ્યા કરે છે છતાં સરોવરનું પાણી એક ઇંચ જેટલુંય ઘટયુ નથી. નાઇલ જિંજાથી નીકળી, આગળ સુદાન તથા ઇજિપ્તના વિશાળ પ્રદેશને રસાળ બનાવતી, હજારો માઇલમાં બંને કિનારાને ફળદ્રુપ કરતી, છેક આફ્રિકાની ઉત્તરે અલેક્ઝાંડ્રિયા પાસે ભૂમધ્ય સમુદ્રને મળે છે. ઇજિપ્ત અને સુદાનના સૂકા પ્રદેશમા ઉત્તમ જાતનો કપાસ નાઇલની મોટી નહેરોને લીધે જ પાકે છે. નાઇલ એ પ્રદેશની જીવનદાત્રી જનની છે. દુનિયામાં મોટી મોટી નદી મિસિસિપી ૪,૨૦૦ માઇલ લાંબી છે, જ્યારે નાઇલ ૪,૦૦૦ માઇલ છે.

જિંજા એ જમાનામાં નાનકડા ગામડા જેવુ હતું. મારા કાકા ઘાસના ઝૂપડામા રહેતા. કોઇ દુકાન એ વખતે પતરાની ન હતી. સરકારી ઑફિસો, દવાખાનું પોલીસચોકી-બધા મકાનો ઘાસથી છાયેલાં ઝૂંપડાં જેવા હતા. જિંજામા ડિસ્ટ્રીકટ કમિશનર રહેતા, જેમાં થોડા હિંદી બાકીના નેટિવ હતા.

જિંજામાં શેઠ અલીદીના વિશ્રામની મોટી પેઢી હતી એ જમાનામાં તેઓ વેપારના રાજા મનાતા. તેઓ સાહસિક વેપારી હતા કેનિયા-યુગાન્ડા, ટાંગાનિકા, કૉંગો અને છેક એબેસિનિયાની સરહદ સુધી તેમની દુકાનો ચાલતી. તેઓ કચ્છના વતની ઇસ્માઇલી ખોજા હતા નાતજાતના કશા ભેદભાવ વિના હિંદુ-મુસલમાન દરેકને નોકરી આપતા તેમની પેઢીઓમાં એક વખત પાંચસો જેટલા હિંદી નોકરો હતા ગરકારમાં તથા નેટિવ પ્રજામાં તેમનું ઘણું માન હતું.

અણધારી લાખોની ખોટ આવી. તેમના ભાગ્યનું ચક્ર ફર્યું, ત્યારે એ ફટકો તેઓ ધીરજથી સહી રહ્યા નોકરોને દુકાનો સોંપી દીધી

સેંકડો નોકરોને પગાર ચૂકવી આપી હિંદમાં મોકલી આપ્યા. ઊતરતી દશા જોવા તેઓ જીવ્યા નહિ. તેમની સ્મશાનયાત્રામાં તેમને આખરી માન આપવા યુગાન્ડાના ના. ગવર્નર પણ હાજર રહેલા. સરકારે તેમને સારી મદદ કરી, તેમના ઉજ્જવળ નામને કલંક લાગવા ન દીધું. સરકારે તેમની મોટી રકમના લેણદેણના ફેંસલા પતાવી આપ્યા તેમના પૌત્રોને સરકારને ખરચે ભણવાની સગવડ કરાવી આપી

સેંકડો વેપારીઓ મોટા વેપાર કરી ગયા છે કરે છે અને કરશે. તેવા વેપારીઓની ચડતી-પડતી પણ થઇ છે; પરંતુ શેઠ અબ્દુલ રશીદ અલીદીના જેવા દાનવીર, ઉદાર અને નીતિમાન વેપારી ઓછા છે. આજે એ નેકદિલ પુરુષને પૂર્વ આફ્રિકા માનપૂર્વક યાદ કરે છે. યુગાન્ડાના વેપારની ખિલવણીમાં તેમનો મોટો ફાળો છે. યુગાન્ડામાં હિંદીઓના વેપારના શ્રીગણેશ તેમણે જ માંડયા આજે ખેતીને વેપારમાં યુગાન્ડા ઘણો આગળ વધ્યો છે પણ એનો પાયો નાખનાર તેઓ હતા આજે મોંબાસામાં શેઠ અલીદીના વિશ્રામની મોટી હાઇસ્કૂલ ચાલે છે. તેમાં પંદરસો વિદ્યાર્થીઓ ભણે છે.

જિંજામાં પગ મૂકતાં જ મેં એમને વિષે ઘણી વાતો સાંભળી. યુગાન્ડાના વેપારના રાજા તરીકે તેઓ મારે માટે આદર્શરૂપ બન્યા. મારા કિશોર મન ઉપર જાણ્યે-અજાણ્યે તેમના નામની અસર પડી, જે તદ્દન વાસ્તવિક હતુ. એ જમાનામાં ઊગતા નવજુવાન વેપારીઓના તેઓ આદર્શ હતા.

## ૧૩

## કમલીમાં દુકાન

જિંજથી પિસ્તાળીસ માઈલ દૂર કમલી નામનું ગામ આવેલું છે. એ જમાનામાં જિંજાથી કમલી પગપાળા જવું પડતું વાહનની કશી સગવડ ન હતી. આસપાસ ઝાડી અને જંગલ હતાં. ગામ સાવ નાનું, ઝૂંપડાંથી વસેલું હતું. ત્યાં બહેરામખાન નામના બલોચની એક દુકાન હતી. મારા કાકાએ એમને ત્યાં મારી નોકરી નક્કી કરેલી હતી બેચાર દિવસ જિંજા રોકાઈ હું કમલી ગયો.

કમલીમાં દુકાનનું કામ સંભાળી લીધું. શેઠ બહેરામખાન બહુ ભલા માણસ હતા. અમે તેમને શેઠ કહેતા. તેઓ અમને મહેતાજી કહીને બોલાવતા આપણે કહીએ તે વાત શેઠ કબૂલ રાખતા. શેઠ હુકમ કરતા નહિ. પણ હુકમ ઉઠાવતા. એમ કહીએ તો ચાલે. કદી ઊંચે સાદે બોલાવતા નહિં. તેઓ મોટા શિકારી હતા. હાથીનો શિકાર કરી, હાથીદાંત લઈ આવતા રાતે તેમની ભાષામાં તંબૂરા ઉપર સુંદર ભજનો બોલતાં મકરાણી ભાષા અમને બહુ સમજાય નહિં, પણ મજા આવતી તેઓ પાંચ વખત નમાજ પઢતા બહુ ધર્મચુસ્ત હતા.

શેઠનો વેપાર ચામડું, હાથીદાંત, તલ, ઝીણી મરચી વગેરેનો હતો. આસપાસના પ્રદેશોમાંથી આ ચીજો ખરીદી જિંજા મોકલતા. માસિક હજાર-બે હજારનો વેપાર હતો. મેં થોડા દિવસમાં જ વેપાર હાથ કર્યો ધીમેધીમે વેપાર વધવા લાગ્યો. દુકાન જામવા માંડી શેઠને સંતોષ થયો.

તેમણે મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકયો. હું સવારથી સાંજ સુધી દુકાનના કામમા રચ્યોપચ્યો રહેતો ઘરની દુકાન હોય તેમ રાતે-દિવસ કામ કરતો.

બે-ત્રણ મહિને એકાદ વાર મારે જિંજા જવાનુ થતું એ વખતે રસ્તો બહુ વિકટ હતો પહાડી રસ્તો, ખાડા ટેકરા, નદીનાળાં વચ્ચે આવે. પિસ્તાળીસ માઇલ પગે ચાલીને જવાનું એટલે વહેલી સવારે પાંચ વાગ્યે તૈયાર થઇ જતો ખાખી પોશાક, હોલ-બુટ અને કપડાંની પેટી ઉપાડવા બે મજૂર સાથે રાખતો. તેઓ આગળ ચાલે. તેમનાં હાથમાં ભાલાં હોય રસ્તામા મુકામ થાય ત્યા નાસ્તાપાણી કરી બે ઘડી વિસામો લેતો ઘણે ભાગે સાંજના સાત વાગ્યે જિંજા પહોચી જતો. ચડતું લોહી, એટલે થાક ન જણાતો ખોરાક પૂરતો લેવાતો, કામ પણ તેવું થતું. વેપારના કામમાં મારું ધ્યાન સારું પડતું. જિંજા રોકાવાનું બહુ ગમતું નહિ કામકાજ પતાવી, પાછો કમલી પહોંચી જતો. કાચા માલની ખરીદી માટે મારે વારંવાર જંગલમાં જવું પડતું. એકવાર તૈયાર થઈને હું નીકળતો હતો, તે વખતે શેઠે મને કહ્યું: “મહેતાજી, તમે સાચવજો. એ જંગલમાં ચોરીનો બહુ ભય છે. એ લોકો જાદુગર હોય છે, માટે સાવચેત રહેજો ”

શેઠની ચેતવણી મેં ગણકારી નહિ મારા સ્વભાવમા એક પ્રકારનું સાહસ હતું જોખમ હોય ત્યા જવામાં મજા પડતી.

કમલીથી દૂર ભર જંગલમા રાતના એક ગામડે અમે પહોંચ્યા. ત્યા નેટિવ ચીફ (પટેલ)ને ઘેર મુકામ કર્યો મારી સાથે મારો મુકાદમ સૂતો સાથે પાચ પગાજી (મજૂર) હતા, તે બાજુના ઝૂંપડામાં સૂતા. મારી સાથે પેટીમા કપડા હતા, ફોલ્ડિંગ ખાટલો હતો ખાટલા ઉપર મચ્છરદાની લગાવી બિસ્ત્રો પાથરી હું સૂતો.

મધરાતના સુમારે ચોર આવ્યા. અમે થાકયાપાકયા ઘસઘસાટ ઊંઘતા હતા એ લોકોએ જડીબુટ્ટીનો પ્રયોગ કર્યો કોઇક જાતના ઝાડના છાલનો ભૂકો છાંટયો. પહેલા મજૂરો ઉપર છાંટી તેમને ઘેનમા મૂકી દીધા. પછી અમારા ઝૂપડામાં આવ્યા. અમારી ઉપર પણ એ પ્રમાણે જાદૂ કર્યું. અમે ઘેનમા સપડાયા અમને ખાટલા ઉપરથી ઉપાડી નીચે

નાખ્યા. બિસ્ત્રો, પ્લાંટિક, પેટીઓ, કોડીઓનો કોથળો-બધું લઇ ગયા.

અમને એવું ઘેન ચડી ગયું, કે સવારના દશ વાગ્યા તો ય આંખ ન ખૂલે. શીશી સૂંઘાડયા જેવું થયુ. અમે આંખો ચોળીને ક્યાં સૂતા છીએ તે જોયુ. સાવ ભોંય પર પડેલા પેટીમાંથી કપડાં ઉપાડી ગયા. ટોપી સુદ્ધાં લઈ ગયેલા. રાતનો પોશાક-પાયજામો ને પહેરણ-બે કપડાં બચ્યાં. આ જાતનો દવાનો પ્રયોગ કરીને તેઓ ચોરી કરતા હશે, એ વસ્તુ મારે માટે નવી હતી. મને બહુ નવાઈ લાગી મુકાદમને જગાડયો એણે મજૂરોને ઉઠાડયા

મુકાદમે મને કહ્યું, "શેવો એ વેડયે મજેકો ટવાડા કીઠુ કયોંના." (મુરબ્બી શેઠ, ચોર આપણું બધું ઉપાડી ગયા છે.) વળી એ બોલ્યો, "આ પ્રદેશમાં ચોર બહુ હોય છે. તેથી મેં સાવચેતી રાખેલી, પણ મને આવી ખબર નહિં."

મેં મુકાદમને મોકલી ત્યાંના મામી (સરદાર) ને બોલાવ્યો મામી આવ્યો, મને જોઇ જરા ગભરાયો મરૂંગાના (હિંદીઓ)થી એ દબાતા મઝુંગુ (ગોરા)થી ડરીને જંગલમાં નાસી જતા.

આનો પ્રસંગ મારે માટે પહેલો જ હતો. મામીને જોતાં જ મેં એને ધમકાવ્યો, આ બાબતની ફરિયાદ તારા મુખ્ય મામીને અને કમિશ્નરને હું કરવાનો છું"

મારી ધમકીથી તે ડરી ગયો. કંઇ પણ બોલ્યા વિના તેણે સાથે આણેલાં વલ્કલ ઝાડની છાલનાં (કપડાં) મને ભેટ ધર્યાં. કેળાની લૂમો શેકીને તૈયાર કરાવી. (ત્યાં કેળાં પાકે નહિ, બાકીને અગર શેકીને ખાઈ શકાય ) વેંકળામાંથી તુંબડામાં ચોખ્ખુ પાણી ભરી લાવ્યા. સૌએ નાસ્તો કર્યો. મામીને મેં તાકીદ આપી, આજથી ચાર દિવસમાં મારો માલ મોકલી આપજે, નહિતર તારા મોટા મામી પાસે ફરિયાદ કરીશ અને તારો દંડ કરાવીશ."

મામીએ ચોર પકડી આપવાની કબુલાત. આપી અગિયાર વાગ્યે અમે અમારો પડાવ ઉઠાવ્યો. લાકડાની લાંબી વળીઓ સાથે કેળના રેસાથી વલ્કલ બાંધી, ઝોળી બનાવી ઘોડિયા જેવું કર્યું . આઠ મજૂર સાથે લીધા.

તેઓ વારાફરતી ડોળી ઉપાડતા. ડોળીમા બેસી હું પાછો ફર્યો. વરસાદ પડતો હતો. રાતના એક વાગ્યે ૪૦ ગાઇત ચાલીને કમલી પહોંચ્યા. બૉય (કામવાળો) પાસે ગરમ પાણી કરાવ્યુ, નાહ્યો, કપડાં બદલ્યાં. કેળાં અને નિમક ખાઈ પ્રભુનું નામ લઈ સૂઈ ગયો.

સવારમાં શેઠને જાણ થઈ. તેમણે હસતાં હસતાં પૂછ્યુ·

"મહેતાજી કયા હો ગયા?"

"મેં કહ્યુ: જૈસા આપ બોલા થા વૈસા હો ગયા"

આખા પ્રાતનો મુખ્ય મામી (રાજા) જે લાખની વસ્તિનો સરદાર ગણાતો, તેને અમે ફરિયાદ કરી. એણે તરત પોલીસ મોકલ્યા. તાકીદ કરી કે, 'શેઠનો બધો માલ મળી જવો જોઇએ. નહિંતર દશ ગાયો ને બસો માણસો લઇ તમે અહીં હાજર થાઓ. આમાં કસૂર કરશો, તો જેલમાં પૂરશું'

આ હુકમ મળતાં જ નાનો મામી બસો મજૂર, અમારો બધો સામાન તથા ચોરને બાંધીને હાજર થયો. જેમણે ચોરી કરેલી, તેમને મુખ્ય મામીએ ફટકા મારવાનો હુકમ કર્યો. એ લોકોને ઊંધા સુવાડી, ઉઘાડા કરી, પચાસ ફટકા માર્યા; પછી જેલમાં પૂર્યા. મુખ્ય મામીને નાના મામીએ પાંચ ગાયો ભેટ આપી.

એ જમાનામા ચોરોને જેલમાં સખત કામ કરાવતા રાતે લાકડામાં પગ ભરાવીને ઊભા રાખતા. પગ એવી રીતે રખાવે કે અર્ધા ઉભડક રહી, માથુ ટેકવી સૂઈ શકે, આપણે ત્યાં જૂના જમાનામાં હેડની સન્ત કરતા તેના જેવું હતુ. આડા ખીલા નાખ્યા હોય, તે સવારે ખોલે ત્યારે બહાર નીકળી શકે

અમારો તમામ માલ અમને પાછો મળ્યો. મારે માટે આ નવો કીમતી અનુભવ થયો એ જમાનામા આવી ચોરીઓ વારંવાર થતી. ચોરને પકડી સખત શિક્ષા કરતા એ વાત જંગલમા ચોમેર ફેલાઇ જતી, તેથી બીકના માર્યા ઘણા દિવસ સુધી કોઇ જંગલમાથી બહાર ન નીકળતા.

એક આરબ પાસે અમારા શેઠ ચારસો રૂપિયા માગતા હતા. એ આગળ ઇંગાગા રહેતો. તે ભાગી જવાનો હતો, એવા ખબર મળ્યા.

શેઠે મને કહ્યું: "મહેતાજી, તમે જાતે ઇગાંગા જાઓ. ચાર-પાંચ વેપારી અને ત્યાંના નેટિવ ચીફને કહી, લેણદેણના સંબંધમાં તેને દેશ જતો રોકો. આ રીતે ચીફને રોકવાનો અધિકાર હોય છે.'

મેં છ મજૂર સાથે લીધા પ્રથમ જિંજા ગયો જિંજા પહોંચ્યો. તેટલામાં સાંજ પડવા આવી. જિંજાથી ઇગાંગા ત્રીસ માઇલ દૂર થાય. આરબ એકાએક ચાલ્યો જશે, એવી બીક હતી; તેથી જિંજામાં વાળુ-પાણી કરી, રાતોરાત ઇગાંગાનો રસ્તો લીધો રસ્તો જંગલનો હતો. મારી પાસે શેઠની દેશી બનાવટની દારૂ ભરીને ફોડવાની બંદૂક હતી. મજૂરો પાસે ભાલા હતાં એક મજૂર હાથમા લાલટેન લઇને આગળ ચાલતો હતો. વચ્ચે ડોળી અને પાછળ ભાલાવાળા મજૂરો ચાલતાં હતા છેક કમલીથી હુ ડોળીમાં નીકળ્યો હતો

જિંજાથી વીસેક માઇલ ચાલ્યા. મધરાત વીતી ગઇ હતી. આસપાસ ઘોર જગલ. તમરાં ને બીજાં જંતુના અવાજ સંભળાતા. કોઈ વાર જંગલી પશુઓની ત્રાડ સંભળાતી એ જંગલમાં સિંહનો ભય હતો. એ જમાનામાં રસ્તા કાચા હતા વાહનમાં ફક્ત ગાડાં ચાલતા આજે ડામરના રસ્તા છે અને મોટરબસ, ખટારા વગેરેનો વહેવાર ઘણો વધી ગયો છે, જેથી જગલો કપાઈ ગયાં છે. એ દિવસોમાં એકલદોકલ મુસાફરને દિવસે પણ જાનવરો ફાડી ખાતા

અમે ઇગાગાથી ત્રણેક માઇલ દૂર હશું, અમારો મુકાદમ હાથમાં બે નબરનું લાલટેન લઇને આગળ ચાલતો હતો એવામાં એણે રસ્તા પર સિંહ અને સિંહણને ઊભેલા જોયાં. બત્તી જોઇને સિંહણે ત્રાડ નાખી અચાનક હુંકાર સાંભળતા મુકાદમ ચમક્યો. લાલટેન રસ્તા પર મૂકીને ભાગ્યો ડોળીવાળા ડોળી મૂકીને નાસી ગયા એ લોકોએ મને ઊંચેથી પડતો જ મૂક્યો મારા કપાળમાં ડોળીનું લાકડું લાગ્યું. ઊંઘમાંથી હું ઝબકીને જાગ્યો. સામે જોયું તો સિંહ અને સિંહણ હુંકારા કરે. લાલટેન બરાબર રસ્તાની વચ્ચે મૂકેલું, તેથી પાસે આવતાં ડરે અને ત્રાડો પાડે. મને વિચાર કરવાનો વખત ન હતો. સામે એક ઝાડ હતું. દોડીને તેની ઉપર ચડવા ગયો. પણ એ કાંટાળું હતું તેથી ન ચડાયું સિંહ અને સિંહણ રસ્તાની બંને બાજુ સામસામે તેમ આંટા મારતાં ગર્જના

કરતાં હતાં. રાત્રિની ગંભીર શાંતિમાં જંગલ આખું પડઘા પાડતું હતું. મજૂરો જંગલમાં લપાઇ ગયા "પ્રભુની જેવી મરજી" એમ મનમાં ઇશ્વર-સ્મરણ કરતો હું ઊભો રહ્યો આજે એ પ્રસંગનો વીચાર કરતાં લાગે છે કે એ વખતે એટલી ધીરજને શાંતિ પ્રભુકૃપાથી જ મારામાં રહી શકી. મજૂરો બાજુના જંગલમાં જઇ રાડો પાડવા લાગ્યા. તેઓ જુદા જુદા અવાજ કરવા લાગ્યા. સિંહ ને સિંહણ ધીમે ધીમે ઘાસમાં દૂર દૂર સામા અવાજો કરતાં ચાલ્યાં ગયાં. એટલે મજૂરો પાછા આવ્યા મુકાદમ દોડી આવ્યો ને ફાનસ હાથમાં લઇ લીધું. મારી સામે જોવાની એ લોકોની હિંમત ન હતી. મે પણ એ વખતે તેમને કશું ન કહ્યું. કદાચ મને મુકીને નાસી જાય હુ ચૂપચાપ ડોળીમાં બેઠો મજૂરોએ ડોળી ઉઠાવીને ઉતાવળા ચાલવા લાગ્યા. રાતના ત્રણેક વાગ્યે અમે ઇગાગા પહોંચ્યા.

રાણાવાવવાળા શેઠ વિઠ્ઠલદાસ હરિદાસ ઇગાંગામાં રહેતા હતા. તેમને એ વખતે ઉઠાડયા બધી વાત કરી સાહસ કરવા બદલ તેમણે ઠપકો આપ્યો. "આ જંગલમાં રાતના કોઇ નીકળતું નથી. તમે જોખમ ખેડયું." એ વખતે તેમણે ચા બનાવી ચાપાણી પીઇને પરોઢિયુ થવા આવ્યું ત્યારે સૂતા

સવારે આઠ વાગ્યે ઊઠયા. આરબની તપાસ કરી. એને ખબર મળી ગએલા તે કયાંક છટકી ગયો હતો. મળ્યો નહિં એ વખતે ઇગાગામાં બે લોહાણા, એક ભાટિયા, ત્રણ ખોજા અને એક આરબ એમ સાત-આઠ જણની દુકાનો હતી આજે ઇગાગા નાનકડું શહેર બની ગયુ છે. એકસો જેટલી દુકાનો છે વેપાર-રોજગાર સારા ચાલે છે.

અમે પૂરી, શાક, ને દહીં ખાઇને નવેક વાગ્યે રવાના થયા. બીજે રસ્તે સીધા કમલી જવાતુ હતુ. એ રસ્તે ઇગાગાથી કમલી પચાસેક માઇલ થાય. આ વખતે અમે સીધા ગયા રાતના દશેક વાગ્યે કમલી સુખરૂપ પહોચી ગયા

બહેરામ શેઠ અમારી સફરની વાત સાભળીને તાજુબ બન્યા અને શાબાશી આપી.

તેમની દુકાને મેં એક વર્ષ નોકરી કરી. સને ૧૯૦૪માં જોડાયો. ૧૯૦૫ની સાલમાં છૂટો થયો. શેઠે ઘણો આગ્રહ કર્યો, પણ મેં ના પાડી. મારી ઇચ્છા સ્વતંત્ર દુકાન કરવાની હતી, તેથી શેઠે રાજીખુશીથી રજા આપી, અને ૨૦૦ રૂપિયા બક્ષિસ આપ્યા

× × × ×

સને ૧૯૦૫માં કમલીમાં સ્વતંત્ર દુકાન કરી, તે દિવસે આફ્રિકાના વેપારના શ્રીગણેશ મંડાયા ત્યાંની ભાષા આવડી ગઇ હતી. લોકોને ઓળખતો થઈ ગયો હતો નાના–મોટા વેપારીઓનો પરિચય થયો હતો. ત્યાંના વેપારમાં ધ્યાન પડવા માંડયું હતું વગર મૂડીએ સ્વતંત્ર દુકાન ચલાવવી એ એક સાહસ હતું: છતાં મેં ઝુકાવ્યું. મનમાં નક્કી કર્યું કે "હિંમતે મરદા તો મદદે ખુદા."

દુકાનમાં બધું એકડે એકથી શરૂ કરવાનું હતું. મકાન જાતે બનાવવાનું હતું લાકડાં ઊભા કરી તેની સાથે જારની કડબ જેવાં રાડાં આડાં બાંધ્યાં. ઉપર માટીની થાપ કરી લીંપણ કર્યું માથે પતરાનું છાપરું નાખ્યું. પતરાના દરવાજા પણ હાથે બનાવ્યા. એ વખતે ત્યા સુતાર ન મળતો. બે–ચાર ઓજાર લાવી જાડું–મોટું મકાન હાથે બનાવી લીધું. કાટખૂણાનો હિસાબ ન હતો. એકાદ ફૂટ લાંબુ–ટૂંકુ ચાલતું. આ રીતે કામ ચલાઉ મકાન બનાવી લીધું દુકાન ચાલુ કરી ૨૪૦ રૂપિયાની મૂડીથી અને આબરૂ પર વેપાર શરૂ કર્યો.

પહેલા દિવસથી જ મેં જોયું, કે દેશમાં શું કે પરદેશમાં શું, આબરૂ–આંટ એ ખરી મૂડી છે. પૈસો એ ખરી મૂડી નથી, પણ પ્રતિષ્ઠા એ મૂડી છે. વિશ્વાસે વહાણ ચાલે, તેમ વેપાર પણ વિશ્વાસે જ ચાલે છે. જીવનના દરેક ક્ષેત્રમાં આપેલો વિશ્વાસ પાળી બતાવવાથી આંટ વધે છે, આબરૂ બંધાય છે ને આગળ વધી શકાય છે. આ વસ્તુને લીધે મારો આત્મવિશ્વાસ વધ્યો.

કમલીમાં એ વખતે મુસલમાન ભાઇઓની દુકાનો વધારે હતી. માં શેઠ કેશવજી આણંદજીની પેઢી હતી. તેઓ જંગબારથી ચીજો

માલ મંગાવતા. કાપડ, ખોટાં મોતી, નેટિવોનાં ઘરેણામાં વપરાતો છ નંબરનો પિત્તળનો તાર વગેરે વસ્તુ બહારથી મંગાવતા. નિકાશ કરવાની વસ્તુઓમાં હાથીદાંત, તલ, ઝીણી મરચી, ઘી વગેરે મુખ્ય હતાં. માખણ ગરમ કરી ઘીના ડબ્બા ભરતા. એ વખતે રૂપિયાનું અઢી મણ દૂધ મળતું. કશી કિંમત ન હતી, નેટિવો પાસે લાખો ગાયો હતી. આપણા દેશમાં પ્રાચીન સમયમાં નંદરાજા પાસે લાખોનું ગોધન હતું અને ગોકુળમાં ગોવર્ધન પર્વત નીચે તેની મોટી વસાહત હતી. આ વાત આપણા પુરાણોમાં આવે છે. મને તે અહીં નજરે જોવા મળી. ગાયોનો હિસાબ મૂકવા માટે રાડાં મૂકતાં. એક ગાય વિયાય ત્યારે એક રાડું મૂકે, મરી જાય ત્યારે એક રાંડુ ભાંગી નાખે નેટિવો સ્વભાવના ઘણા ગરીબ અને અજ્ઞાન હતા. કોઇ હિંદી નીકળે તો ગોઠણભર બેસી સલામો કરવા માંડે, કોઇ યુરોપિયન નીકળે તો તેને જોઇ જંગલમાં નાસી જાય.

કેનિયામાં વસતી મસાઈ જાતિ બહુ બહાદુર છે. તે જાતિના જે સરદાર હોય છે. તેને પરણતા પહેલાં ભાલાથી સિંહનો શિકાર કરવો પડે છે. ત્યાં એક એવો રિવાજ છે કે, જો પરણવા ઇચ્છનાર પોતાના ભાલાથી સિંહને મારીને તેનુ ચામડું ઓઢીને કન્યા પાસે આવે તો જ બીજા સરદારની કન્યા તેને પરણે છે કન્યાને પરણતી વખતે તેના બાપ તરફથી ગાયોને બકરાં દાયજામા આપવામાં આવે છે. કન્યા એમ માને છે કે જો તેનો વર બહાદુર ન હોય તો પછી પોતાને દાયજામા મળેલ એ ગાયોનુ સિંહથી રક્ષણ બીજુ કોણ કરી શકે ?

સરકારે નેટિવોના નાના નાના રાજા નીમી આપ્યા હતા. તેમને મામી કહેતા. ગામના પટેલને ચીફ કહેતા. ચીફોને પગાર મળતો હજી પણ મળે છે દરેક મામીને અમુક વસતિ ને પ્રદેશ વહેંચી આપ્યા હતા. દશ–વીસ કે પચીસ હજારની વસતિ ઉપર એક નાનો મામી રહેતો મોટા મામીને લાખ સુધીની વસતિનો અધિકાર સોપવામા આવતો મામીને સરકાર તરફથી ખુરશી મળતી, ઝભ્ભો મળતો. મહેસૂલ વસૂલ કરવાનો પરવાનો મળતો. એ જમાનામાં ખેતી કે બીજું કશુ ઉત્પાદનનું સાધન ન હતુ, તેથી બકરા કે ઢોર વેચી લોકો મહેસૂલ ભરતા. એ વખતે દરેકને જણદીઠ આઠઆના ભરવા પડતા, છતાં એટલી રકમ ભરવા માટે



કેનિયામાં વસતિ મસાઈ જાતિનો પુરુષ



યુગાન્ડા-કૉંગોની સરહદના હિંગુજી આદિવાસીઓ

એમને ગાય કે બકરું વેચવું પડતું. આજે જણદીઠ પચાસ શિલિંગ છે, છતા રોકડા ભરી શકે છે.

નેટિવોનો ખોરાક બાફેલા કેળાં, પાકેલાં કેળાં, મકાઇ, ટેકિયાકો શકરિયાં અને શિકારમા જે મળે તે–એટલો હતો. એ વખતે કેળાંની લૂમ બે પૈસામા મળતી

નેટિવોની રહેણીકરણીમાં સુધારો કરવાનો જશ ખ્રિસ્તી પાદરીઓને છે. તેઓ ભગવાન ઇસુ ખ્રિસ્તને નામે પોતાના દેશ અને કુટુંબ છોડી આવા જંગલોમાં આવી વસ્યા. તેમણે નિશાળો ને દવાખાનાં ખોલ્યા, દેવળ અને મઠ સ્થાપ્યા, સાવ નગ્ન ફરતા તેમને કપડાં પહેરતા કર્યા. લિપિ નહોતી તેમને લિપિ આપી, અભણને ભણતા કર્યા, માણસથી ડરતા તેમને માણસ વચ્ચે રહેતાં શીખવ્યું. આ રીતે તેમણે નેટિવોની ભારે સેવા કરી, પણ સાથેસાથ ધર્મપ્રચાર કર્યો. રાજકીય વિચારો કાયમ કરવામાં તેઓએ જાણ્યે–અજાણ્યે ભાગ ભજવ્યો. મોટા ભાગના નેટિવો ખ્રિસ્તી ધર્મ પાળે છે. બે કરોડની વસતિ છે, તેમા દશેક લાખ જેટલા ઇસ્લામ ધર્મ પાળતા હશે, બાકી બધા ખ્રિસ્તી છે. આજે ભણતરનુ પ્રમાણ પચાસ ટકાથી વધારે છે, તેમા પાદરીઓનો મારો ફાળો છે.

દુકાનનુ કામકાજ ધીમેધીમે જામવા લાગ્યુ અમારો વેપાર ઝીણી મરચી, તલ અને ઘીનો હતો. બહારથી માલ લાવી અમે નિકાસ કરતા આખો દિવસ દુકાનનું કામકાજ ચાલતું. રસોઇ હાથે જ બનાવતો એક બે નેટિવ બૉય રાખેલા, તે છૂટક કામકાજ કરતા પાણી ભરવું, વાસણ માંજવાં વગેરે પરચૂરણ કામ બૉય કરતા ખોરાકમા મુંબઇનો ચાર નંબરનો લીલી ટિકિટનો આટો બે–ચાર મહિને આવતો તે, માંઝા, બર્માના ચાવલ તથા કેનિયાની તુવેરદાળ. શાકભાજીનું વાવેતર પહેલા ન હતું. આપણે શરૂ કરાવ્યું. બટાટા યુરોપિયનોએ વવરાવ્યા.

રસોઇ અને ખાવાપીવામા મારો સમય બહુ ઓછો જતો રાતે મોડે સુધી દુકાનનુ કામ ચાલતું. ગમે તેટલા મોડા સૂવા છતા વહેલી સવારે આંખ ઊઘડી જતી. હમેશા ઊઠીને નાહી ધોહી પ્રાર્થના ને માળા કર્યા સિવાય ચા કે દૂધ નહિ લેવાનો મારો નિયમ હતો આજે એ

શરૂઆતના દિવસો યાદ કરું છું ત્યારે મનમાં થાય છે, કે વેપાર રોજગારમાં પણ સાદું અને સંયમી જીવન જરૂરી છે. તેમાં પણ સખત મહેનત કરવી પડે છે. મને એક જ ધૂન લાગી હતી, મારી દુકાન બીજી જામેલી દુકાનોની હારમાં શી રીતે આવે?

ઘેરથી નીકળ્યો ત્યારે મનમાં જે ઘાટ ઘડયા હતા તે યાદ આવ્યા. પૂરો પુરુષાર્થ કરીને એ મનોરથ પાર પાડવાનો મેં નિશ્ચય કર્યો દેશમાં હતો ત્યારે મનમાં અનેક વિચારો આવતાઃ "પરદેશ જશું દુકાન કરશું, વેપાર જમાવશું." પણ દુકાન કરી વેપાર જામવા લાગ્યો, એટલે પછી વિચાર કરવાનો વખત ન રહ્યો. જે માણસ બેઠાબેઠા વિચારો જ કર્યા કરે છે, તે આગળ વધી શકતો નથી. જે વિચાર પ્રમાણે કામ કરવા માંડે છે. તે આગળ વધી શકે છે. આ વસ્તુનો પ્રત્યક્ષ અનુભવ થવા લાગ્યો. વેપારમાં હું એવો તલ્લીન બની ગયો કે ક્યારે દિવસ ઊગ્યો ને આથમ્યો, ક્યારે દિવાળી આવી કે હુતાશની તેની કશી ખબર ન પડતી મારું શરીર ખડતલ અને મસ્તાન હતું. બૂટ, મોજાં, કોટ. પેન્ટ અને માથે હૅટ પહેરતો, ત્યારે ભાઇબંધો કહેતા કે, "તું યુરોપિયન જેવો લાગે છે."

એ વખતે વેપારમાં કામ સિવાય ઘરબારની કે બીજી કશી ફિકર ન હતી. વેપારનું કામ મારે મન રમત જેવું હતું ગમે તેટલી મોટી રકમના સોદા કરવા, ગમે તેવા ભયંકર જંગલમાં જવું અજાણ્યા મુલકમા જાણીતા થવું, એમાં મને અનેરો આનંદ આવતો. માતપિતા, ભાઈભાંડુ, પત્ની, સગાંસંબંધી કશું યાદ આવતું ન હતું ચડતું લોહી, ભરજુવાની, છતાં સંયમ સ્વાભાવિક હતો; તેથી જ આટલું કામ ખેંચી શકતો. દિવસના ચાલીસ-પચાસ માઇલ ચાલી શકતો. જીવનમાં જેને કોઇ પણ દિશામાં અમુક ચોક્કસ ધ્યેયસિદ્ધિ કરવી હોય, તેને માટે સંયમ જરૂરી છે. એમ મારા અનુભવ ઉપરથી કહી શકું છું.

## ૧૪

# જંગલમાં વેપાર

કુમલીની દુકાનને એક વર્ષ પૂરું થયું વર્ષ આખરે સરવૈયું કાઢયું સારો નફો દેખાયો, તેથી હિંમત વધી અને ૧૯૦૭માં દેશમાં પત્ર લખ્યો એકસો રૂપિયા મોકલ્યા એ જમાનામાં દેશમાં સો રૂપિયા હજાર જેવા ગણાતા પૈસા સાથેના પત્રમાં મેં લખ્યું "હું સુખી છું ઘરની દુકાન કરી છે વેપાર સારો ચાલે છે દિવસેદિવસે વધતો જાય છે મારી કશી ફિકર ન કરશો"

શ્રી જીવનકકાને જિંજા કાગળ લખ્યો કે, તમે અહીં આવી જાઓ આપણે સાથે વેપાર કરીએ હજાર બે હજાર પેદા કરશું તમારે કશી ઉપાધિ નહિ રહે" પરંતુ તેમનો જવાબ આવ્યો કે, "મારે દેશમાં જવું છે ફરી આફ્રિકા આવવું નથી" તેઓ તેમના પત્ર મુજબ દેશમાં ચાલ્યા ગયા, પાછા ન આવ્યા તેમણે મને લાઇને ચડાવ્યો અને જાણીતો કર્યો તેમનો મારી ઉપર ઘણો ઉપકાર હતો

અમારી દુકાન જામવા લાગી આટ વધવા માંડી સૌ બોલાવી બોલાવીને માલ આપવા માંડયા પાંચ દશ હજાર ઉધાર રાખવા લાગ્યા જંગલમાંથી કાચો માલ ખરીદી લાવવો અને જિંજા મોકલવો એ બંને કામને પહોંચી વળવું મુશ્કેલ બન્યું બીજા માણસની જરૂર પડી અમારા

ગામના લોહાણા ભાઇ જીવન શામજી મોંબાસા આવેલા. તેમને ખાવું-પીવું'ને વરસના બસો રૂપિયા ઠરાવી સાથે રાખ્યા. તેમને થોડું દુકાનનું તથા રસોઇનું કામ સોપ્યું. કાચા માલની ખરીદી માટે હું છૂટો થયો.

યુગાન્ડાની સરકાર જેમ જેમ મુલક સર કરતી ગઇ તેમતેમ તેની પાછળ અમે વેપાર અર્થે ત્યાં ગયા જિંજામાં જે શેઠને અમે કાચો માલ આપતા તેમને જઇને મેં વાત કરી કે, બીજા ડિસ્ટ્રિક્ટમાં જઈ અમારે વેપાર વધારવો છે. ત્યા તલ, મરચી, હાથીદાત વગેરે પુષ્કળ મળે છે. એ મુલકમાં મોતી, કાપડ, પિત્તળના તાર વગેરે વસ્તુઓની ખપત છે. મારી વાત સાભળી શેઠ રાજી થયા. તેમણે પંદર હજાર રૂપિયાનો માલ ધીર્યો પચોતેર જેટલા મજૂર અને એક બે મુકાદમ લઇ હું કમલી આવ્યો

કમલી આવી જંગલમાં જવાની તૈયાર કરી. જંગલમા દોઢસો બસો માઇલ જેટલે દૂર જવાનું હતું.

યુગાન્ડા એ કોઇ નાનો પ્રાત નથી. સૌરાષ્ટ્રથી લગભગ ચાર ગણો મોટો, એક લાખ ચોરસ માઇલના વિસ્તારનો વિશાળ પ્રદેશ છે. આશરે ગાઠ લાખની વસતિ છે. તેમાં નાના-મોટા અનેક જિલ્લાઓ આવેલા છે. જિંજા અને કમલી બંને બુસોગા ડિસ્ટ્રિક્ટમા આવેલા છે. બુસોગા વિક્ટોરિયા સરોવરથી કયોગા સરોવર સુધી ફેલાયેલો છે. કયોગા સરોવરને સામે પાર ટેસો અને લાગો ડિસ્ટ્રિક્ટ આવેલાં છે. કમલીથી ટેસો લગભગ સો માઈલ અને લાંગો દોઢસો માઇલ દૂર થાય. સુડાઉન કોંગોની હદ ત્યા લાગેલી છે મારે એ જિલ્લાઓમાં જવાનુ હતું.

એ જમાનામા વાહનની કશી સગવડ ન હતી પોણોસો મજૂરોની વણઝાર લઇને હું ઉપડયો મજૂરોને માથે બે મણના મજીકા (સામાનના કોથળા) મૂકેલા તેમા મોતી, કાપડ, પિત્તળના તાર વગેરે વસ્તુઓ હતી મારા અંગત વપરાશના સામાનમા ફોલ્ડિંગ ખાટલો, ગાદી, બ્લાકીટ બિસ્ત્રો, કપડાની પેટી; ઓવરકોટ, રસોઈના વાસણો, સીધું'સામાન વગેરે હતું. માલ ખરીદવા સારુ પૈસા તથા કોડીઓના થેલા ભરી લીધા હતા. એ વખતે કોડીનુ ચલણ હતું એક રૂપિયાની હજાર કોડી મળતી.

૧૦૦ કોડીની દશ હારની કિંમત એક રૂપિયો થતી કેળના રેસાની ચીકણી સીંદરી બનાવતા તેને ખીરોચી કહેતા કોડીઓના કોથળા ભર્યા હતા

માઇલો સુધી ચાલવાનુ ન બની શકે માટે એક ઝોળી કરી હતી વળી જેવા મજબૂત લાકડામા જીનના જાડા કાપડની ઝોળી બનાવી હતી અગાઉ લખ્યા મુજબ ઘોડિયા જેવુ બની જતુ ચાર નેટિવ મજૂરો જીવતાને વારાફરતી ઉપાડતા

એ વખતે મારો પોશાક સફરમા ખાખી કપડાનો હતો ખાખી પાટલૂન, શર્ટ, કોટ, બ્રાડીસ ને માથે હેટ, પગમા હોલ-બૂટ ત્યા ડુડુ નામનુ એક જતુ થાય છે આજે થોડા પ્રમાણમા છે એ જમાનામા એનો બહુ ત્રાસ હતો ભાગ્યે જ કોઈ એનાથી બચતુ ચાચડ જેવા નાનકડા ડુડુ પગના અગૂઠામા પેસી જાય એમાથી અગૂઠો પાકે સડે અને કોઇના આગળા ખવાઈ પણ જાય આજે જ ગલ કપાઈ ગયા, હવા-પ્રકાશ ખૂબ વધ્યા, સ્વચ્છતા વધી, રસ્તા સુદર બન્યા, તેથી એ જતુનો ઘણેભાગે નાશ થયો છે



પૂર્વ આફ્રિકાના લાગો ને ટેસોની આદિવાસી કન્યાઓના અલકારો

મારે જવાનુ હતુ તે ટેસો અને લાગો ડિસ્ટ્રિક્ટ એ જમાનામા તદ્દન અજ્ઞાન અને પછાત હતા સ્ત્રી, પુરુષ, બાળકો કોઈ કપડા પહેરતા નહિ સ્ત્રીઓ કેળના પાનનો કદોરો કરી એક કટકો લટકાવતી કોઇ કોઇ વલ્કલનો ઉપયોગ કરતા ઘણાખરા નગ્ન ફરતા એ બાબતમા તેમને એબ જેવી લાગણી ના થતી કુદરતી જીવન

હોવાથી તેમને માટે એ સ્વભાવિક હતુ આપણા અને યુરોપિયનના સહવાસથી ધીમેધીમે તેઓ કપડા પહેરતા થયા

ગાઢ જગલો હિંસક પશુઓથી ભરેલા હતા રસ્તા ઊચાનીચા હતા એવા જગલોમા છૂટા છૂટા ઝૂપડા બાધીને એ લોકો રહેતા તેઓ પોતાના ઝૂપડા જાતે બાધી લેતા ફૂણા ઘાટના સુદર ઝૂપડા બનાવેલા હતા લાકડાના ગડાના દરવાજા હતા કેળની છાલના ગૂથીને બનાવેલા દોરડા દરેક વસ્તુ બાધવામા તેઓ વાપરતા ભીંતોને ફરતી થાપ કરેલી આગણુ ઊડીને આખે વળગે એવા ચોખ્ખા રાખતા ઝૂપડા ફરતા કેળના વન ઊભેલા ઉપર ઘાસનુ છાજ નાખેલુ ૨૦×૨૦ અથવા ૩૦ × ૩૦ના ઝૂપડા હતા લીંપીગૂપી આભલા જેવા રૂપાળા બનાવેલા હવા પ્રકાશ માટે અદર ગોખલા મૂકેલા વરસાદમા ભેજ ન લાગે, શિયાળે ઠડી ન લાગે, ઉનાળે ગરમી નહિ



પૂર્વ આફ્રિકાના નાગો ને ટસોની સ્ત્રીના નૈસર્ગિક સૌંદર્ય દ્વારા જાતિની એક સ્ત્રી

એ પ્રદેશના લોકો મોટેભાગે માંસાહારી હતા ફળો વગેરે પણ ખાતા પશુધન પુષ્કળ પ્રમાણમા હતુ બકરા તથા ગાયો હજારોની સખ્યામા હતા દરેકની પાસે થોડીઘણી ગાયો તો હોય જ એ મુલકમા ચામડાનો મોટો વેપાર ચાલતો એ વેપાર મોટેભાગે મુસલમાન ભાઇઓના હાથમા હતો તેમા લોકોએ સો ટકા કમાણી હતી યુરોપની મોટી કપનીઓ એ માલ ખરીદતી હિંદુઓ મોટેભાગે તલ, ઝીણી મરચી, ઘી, મધ, મીણ અને હાથીદાતની ખરીદી કરતા

પ્રભુનુ નામ લઇ અમે પ્રવાસ શરૂ કર્યો સૌથી આગળ મુકાદમ તથા ભાલાવાળા બે સિપાઇઓ, પછી મજૂરોનો કાફલો, તેની પાછળ મારી ડોળી અને સૌની પછવાડે ભાલાવાળા ચાર મજૂરો આમ અમારી વણઝાર ઊપડી રોજના વીસ માઇલ ચાલવાનો નિયમ રાખ્યો હતો કોઇવાર મુકામ દૂર હોય તો બે માઇલ વધારે ઓછા થાય ત્યાંના ચીફોએ રસ્તામા આરામ લેવા માટે રેસ્ટ-હાઉસ બનાવેલા ઘાસના સુન્દર ઝૂપડા એ જ ગલના રેસ્ટ-હાઉસ! શહેર કરતા વધારે શાંત અને આરામગાહ જેવા પહેલી રાત્રે અમે આવા એક વિશ્રાંતિગૃહમા પડાવ નાખ્યો



લેઇક કયોગાના સરોવરમા હિપોપોટેમસ

ટેકરી ઉપર સહેજ ઊંચાણમા રેસ્ટ હાઉસ આવેલુ હતુ આસપાસ ઘોર જગલ મે સફરનો પોશાક ઉતાર્યો હાથપગ ધોઇ રાતનો પોશાક પહેર્યો પાચ શેર દૂધ મગાવ્યુ મારો બૉય પાણી ભરી લાવ્યો, લાકડા લઇ આવ્યો મે રસોઇ શરૂ કરી ખીચડી-શાક બનાવ્યા ખીચડીમા ઉપર ચડતી વખતે જ અર્ધો શેર ઘી નાખી દીધુ પાચ શેર દૂધ કઢીને બશેર રહ્યુ ત્યારે ઉતાર્યું ખીચડી, શાક, દૂધ નિરાંતે જમ્યો ભૂખ પણ

ખૂબ લાગેલી. રાતે જનાવર પાસે ન આવે. માટે મોટાં લાકડાં સળગાવી ભઠ્ઠો તૈયાર કર્યો. એ ભઠ્ઠા ઉપર મજૂરોએ પોતાને માટે કેળાં બાફ્યાં. શેકેલાં અગર બાફેલાં કેળાં અને નિમકનું પાણી એ એમનો ખોરાક હતો.

રાતે જમ્યા પછી બધા મજૂરોએ એકઠા મળી નાચગાન શરૂ કર્યાં. એ લોકો તદ્દન ભોળા અને નિર્દોષ હતા. ખાવુંપીવું અને આનંદ કરવો. કાલની કશી ચિંતા નહિ, પહેરવા ઓઢવાની બહુ જરૂર નહિ. વલ્કલ ઓઢે. તેમનું જીવન પાણીના પ્રવાહની પેઠે સરળ રીતે વહ્યું જતું



પાણીનું પ્રાણી : હિપોપોટેમસ

હતું. કુદરતી ઝરણાં જેવું જ નિર્મળ અને મસ્ત જીવન હતું. એમની સાથે સફર કરવામાં એક પ્રકારનો આનંદ થતો હતો. તેઓ ઘણા માયાળુ હતા. તેમને પહેરવા અમોએ ચડ્ડી અને ખમીસો આપ્યાં હતાં.

બે પડાવ ચાલ્યા બાદ અમે એક ઠેકાણે બપોર ગાળવા રોકાયા. મેં શકરિયાં દૂધમાં બાફીને ખાધાં એ લોકોએ કેળાં અને મચ્છી વેચાતી લઇને ખાધી. (સરોવર નજીક હોવાથી તેમણે મચ્છી મેળવેલી.) ખાઇ-પી થોડો આરામ લઇ અમે પડાવ ઉઠાવ્યો. સરોવર-કિનારે જઈ

અમે ચાર હોડીઓ કરી. તેમાં બેસી ત્રણ કલાકે સામે પાર પહોંચ્યા. હોડીઓમાંથી ઊતરી અમારો કાફલો આગળ ચાલ્યો.

ચારેક માઇલ ચાલ્યા હઈશું, એટલામાં બે મજૂરોને તાવ ચડયો. તેમને બદલે અમે ત્યાંના બે મજૂર બોલાવી લીધા. તેઓ સામાન ઉપાડવા બિલકુલ ટેવાયેલા નહિ, તેથી ચાર-પાંચ માઇલ ચાલ્યા બાદ બોજો ફેંકી દઈને ભાગ્યા. અમારા મુકાદમ તેમની પાછળ દોડયા અને તેમને પકડી લીધા. પકડીને બંનેને ખૂબ માર્યા. તેઓ ઉશ્કેરાયા. તેમણે સિગ્નલ (ભયની નિશાની) આપી. મોઢા આડો હાથ રાખી એક પ્રકારનો ખાસ અવાજ કર્યો જોતજોતામા આસપાસના જંગલમાંથી પાંચસો જેટલા નેટિવ દોડી આવ્યા તેમના હાથમા ભાલા અને તીરકામઠાં હતા તેઓ અમારી ફરતા ફરી વળ્યા.

પરંતુ, મે જરા પણ ગભરાયા વિના મારા મુકાદમને કહ્યુ, "આ લોકોના મામી (ચીફ) ને બોલાવો"

મુકાદમે મામીને બોલાવ્યો. મામી ઊંચો ને પડછંદ હતો હાથમા ભાલો, ખભે ચામડાની ઢાલ, મોટી ભયંકર આંખો, કેડકે બનો કંદોરો ને ચામડુ વીંટાળેલું. ઉશ્કેરાટથી તેનો ચહેરો ગરમ થઈ ગયો હતો. આસપાસ ઊભેલા જંગલીઓ કિકિયારીઓ કરતા હતા તેમની ભાષામા "મારો, મારો," એવા અવાજો કરતા હતા. આ જંગલમા પોલીસની કે બીજી કશી મદદ અમને મળે તેવું ન હતું. મેં સબૂરી પકડી. મારા મુકાદમને કહ્યું: "એ ચીફને સમજાવો, કે તમારા મજૂરો ગુનેગાર છે તમે અમને મારશો તો અમે સાખી નહિ લઈએ આ હિંદી કપડાં અને દાગીના લાવ્યો છે. તે તમને અને તમારી સ્ત્રીઓને આપશે. તમો સામા થશો તો એ ગોરા યુરોપિયનોને બોલાવશે અને તે તમારી ગાયો અને બકરાં લૂટી લેશે તમે બધા માર્યા જશો.'

અમારા બધા મજૂરો પોતાનો સામાન નીચે મૂકી તેની ઉપર બેસી ગયા હતા. એ લોકોની ભાષા જુદી હતી. મારો મુકાદમ બંને ભાષા જાણતો હતો એણે ચીફને બધી વાત સમજાવી. ચીફ કંઈક મોળો પડયો. પણ સાથેનું ટોળું ઉશ્કેરાઈને બોલી ઉઠયુ "અમારે



ગોગો · પૂર્વ આફ્રિકાના આદિવાસીઓનું નૃત્ય

પડાં ને ઘરેણાં જોઇતાં નથી. જેણે અમારા માણસોને માર્યા છે. તેને મે મારશું એ મારનારને અમને સોંપી દો" આમ કહી તેઓ લબલાટ કરવા લાગ્યા. ચીફે આગળ આવીને સૌને શાંત કર્યા. પછી પે વૃદ્ધ ચીફ મારી પાસે આવ્યો.

હું સહેજ દૂર ઊભો હતો. માથે ધોમ તડકો ધખતો હતો. લેઇક ચોગા ઉપર પહોંચવાની ઉતાવળ હતી એટલે મેં દુભાષિયા મારફત ચીફને પૂછયું, "હવે આનું શું કરવું?"

ચીફ અને બીજા બે-ચાર આગેવાન જેવા સાથે મારા મુકાદમે મસલત કરી. વાદાઘાટને અંતે નક્કી થયું કે, જેમણે મજુરોને માર્યા છે તેમનો બે ગાયો દંડ કરવામાં આવે છે, અને ગાયો તરત લાવી આપવી."

પણ અમારે એ જંગલમાં ગાયો કયાથી લાવી આપવી? એટલે એમને પૈસા લેવા કહ્યું. એકસામટા અવાજે તેઓ બોલી ઊઠયા, "પૈસાને અમે શું કરીએ? પૈસાનું અમારે કામ નથી અમને ગાયો આપો. નહિતર લડાઈ કરો"

એ જમાનામાં એ જંગલનાં માણસો પૈસામાં કંઇ સમજતાં ન હતાં. આજના યુગમાં ત્યાં પૈસો એ પરમેશ્વર બન્યો છે. આજથી પચાસ વરસ પહેલાં પૈસો કશી ચીજ ન હતી. આપણા દેશમાં પણ વસ્તુ-વિનિમયથી વહેવાર ચાલતો. જ્યાંસુધી માણસ પૈસાનો ગુલામ બન્યો ન હતો ત્યાંસુધી એ સુખી હતો. વસ્તુના બદલામાં જરૂરી વસ્તુ મેળવવી એ સુખનો માર્ગ હતો એમાં માણસને સંતોષ રહેતો. સંતોષ સુખનું મૂળ છે પચાસ વર્ષ પહેલાં આફ્રિકાના લોકો પૈસાને ઓળખતા નહિ, તેથી સુખી હતા.

અમારી પાસે ગાયો ન હતી પણ તેઓ રાજી થાય એવી બીજી વસ્તુઓ હતી. એ લોકોને રંગબેરંગી મોતી બહુ ગમતાં. અમારી પાસે જાતજાતના સુંદર મોતી અને પિત્તળના તાર હતા. અમે એકસો મોતીની એક એવી સો સેરો તથા પિત્તળનો વાળો કાઢયા. એની મૂળ કિંમત ગણીએ તો દશ રૂપિયા થાય. મોતી જોતાં જ આગેવાનો ખુશખુશ થઇ

ગયા આ મોતીથી તેમની સ્ત્રીઓ બહુ રાજી થશે, એ વિચારે આગેવાનોના મનનું સમાધાન થયું. એના ચીફને ૨ંગીન કાપડના બે કકડા આપ્યા. પિત્તળનો વાળો આપ્યો આગેવાનની સ્ત્રી સાથે હતી, તેને બશેર ખાંડ આપી. જે મજૂરોને માર પડેલો. તેમને મોતીનો સેરો તથા વાળો આપ્યા. આમ સૌને શાંત કર્યા પચીસ રૂપિયાનો માલ આપી છુટકારાનો દમ ખેંચ્યો. મોતના પંજામાંથી છૂટયા. સૌ આનંદના પોકારો કરતા જંગલમાં ગાલ્યા ગયા. જેટલા જોરથી વાદળ ગડી આવેલું તેટલું જલદી વીખરાઈ ગયું. મજૂરોને માથે સામાન ચડાવી અમે આગળ ચાલ્યા.

થોડે દૂર ગયા, ત્યાં એક મોટો વોકળો આવ્યો. તેમાં કેડસમું પાણી હતું. વોકળામાં પડીને એક માઈલ કાપી અમે સામે પાર ઊતર્યા. પાચ છ માઇલ ચાલ્યા એટલામાં સાંજ પડી ગઇ. બીજા એક ચીફનું ગામ આવ્યું એ ચીફને બોલાવ્યો. એણે આવી સલામ કરી. મેં એને મોતીની સેરો ભેટ આપી. અમારે માટે તેણે પાંચ ઝૂંપડાં ખાલી કરાવ્યાં. અમે પડાવ નાખ્યો. ઝૂંપડાના ચોગાનમાં મારો મુકાદમ અને ચીફ આવી. બેઠા મે તેમને કહ્યું, "આજે આપણા બધા મજૂરોને દૂધ પીવરાવવું છે.

ચીફે ગાયો દોવરાવીને દશ મણ દૂધ મંગાવ્યુ. પાંચ શેર અને દશ શેરનાં માપનાં તુંબડાં મગાવ્યાં એનાથી ભરીને દશ મણ દૂધ આપ્યું. અમારા દરેક મજૂરને દૂધ પાયું કેળા બાફીને ખવરાવ્યા મારે માટે પૂરી શાક બનાવ્યાં. કઢેલું દૂધ તૈયાર કરી જમ્યો અમે ઝૂંપડામાં ખાટલા નાખ્યા. ત્યાં મચ્છરોનો ત્રાસ હોવાથી મચ્છરદાનીઓ લગાવી દીધી મજૂરો ખુલ્લા ચોગાનમા ભઠ્ઠા સળગાવી સૂતા. ત્યાંનો ચીફ ભલો હતો. અમે ત્યા શાંતિપૂર્વક રાત પસાર કરી

સાગ મજૂરો લહેરમાં રહેતા એ વખતે ભાર ઉપાડનાર એક મજૂરનો માસિક બે રૂપિયા પગાર હતો માસિક ખોરાકના આઠઆના ખર્ચ થતો. એટલી સોઘારત હતી કપડામા તેમને ત્રણ મહિને એક સુરવાલ, એક ખમીસ અને ઓઢવામા એક બ્લાકીટ આપતા આટલા પગારથી તેઓ રાજી રહેતા આજે ખોરાક સાથે ૧૦૦) શિલિંગ પગાર

આપીએ છીએ, તોપણ કામ કરતા નથી. પચાસ વર્ષમાં દુનિયા કેટલી પલટાઇ ગઇ તે આ ઉપરથી સમજાય તેવું છે.

અમે સવારના પહોરમાં પડાવ ઉઠાવ્યો. લેઇક કયોગાના બુગોન્ડો પોર્ટને કિનારે આવ્યા. ત્યાંથી સામે પાર જવા માટે નાના મછવા મળતા. સામે કાંઠે લાંગો પ્રાંત આવેલો હતો. અમે સૌ મછવાઓમાં ચડયા. અર્ધા કલાકમાં સામે કિનારે પહોંચી ગયા. સામે પાર ઊતરીને મજૂરોએ સામાન ઉપાડયો. કિનારાથી બાર માઇલ દૂર કલાકી નામના ગામે સાંજ સુધીમાં પહોંચી ગયા. રોજના સામાનના ભાર સાથે ૨૫ થી ૩૦ માઇલ ચાલવાનું થતું.

કલાકીમા સરકારી રેસ્ટ-હાઉસ હતું. ઘાસ-માટીનાં ચોરસ ઝૂંપડાં વચ્ચે મોટો ચોક હતો. અમે ત્યાં જઇને પડાવ નાખ્યો. આસપાસના ચીફને ખબર આપ્યા કે, "અમે કાપડ, મોતી અને ઘરેણાંનો વાળો લઇ આવ્યા છીએ. તલના બદલામાં બધું આપશું. જેમને જોઇએ તે તલ, હાથીદાંત લઇને આવે" અમારી પાસે આગલા દિવસનું તૈયાર ભોજન હતુ. તે બપોરે ખાધું અને રાતે બધાએ પકાવીને ખાધું.

આ સમાચાર જંગલે જંગલમાં વાયુવેગે પહોંચી ગયા. જેમ ખબર પડતા ગયા, તેમ તેઓ આવવા લાગ્યા. સાથે તલી લેતા આવે. અમે જાડા નેનકલાકની બે મણની એક કોથળી બનાવી. એ કોથળી ભરીને તલી આપે, તેના બદલામાં એક રૂપિયાનો તાર, મોતી અથવા કાપડ, જે જોઇએ તે આપતા. તલ ઓછા થાય તો ફરીથી જઇને લઇ આવે.

કાપડ અને ઘરેણાં જોઇને ખુશખુશ થઇ જાય. મારી સામે ધારીધારીને નીરખી રહે એમણે કોઇ દિવસ હિંદી કે યુરોપિયન જોયેલા નહિ તેથી નવાઇ લાગે. ઝૂંપડેઝૂંપડે સમાચાર પહોંચી ગયા કે, "મરૂગાના (હિંદી) આવ્યો છે. કાપડ, મોતી અને ઘરેણાંના તાર લાવ્યો છે. તલના બદલામાં આપે છે."

રોજ સવાર પડે, ને ટોળેટોળાં આવવા લાગે. તલ ભરી આપે ને બદલામાં મોતી, તાર, કાપડ જે જોઇએ તે લઇ જાય.

કેટલાક ચીફ ભેટ લઇ આવતા ફૂકડાં, મરઘાં, બકરીઓ વગેરે મારી સામે ધરીને કહે, "અમારા દેશ ઉપર તમે ઉપકાર કર્યો છે. આવી ચીજો અમે કદી જોઇ ન હતી." એ લોકોએ પોતાના મુલકમાં હુકમ ફેરવ્યો કે, "આ મરૂંગાના ઘણી સારી ચીજો લાવેલ છે તેમની સાથે પગાજી ( મજૂર ) છે, તેમને કોઇએ હરકત ન કરવી, જોઇતી સગવડ આપવી."

એ ચીફોને મેં ખાંડ બિસ્કિટ વગેરે આપ્યાં તેમણે આણેલાં ફૂકડાં, બકરાં પાછાં આપતાં મે કહ્યુ: "એ વસ્તુ હું ખાતો નથી." તેથી એ વસ્તુઓ ચાય તથા મજૂરોને મફત આપી દીધી.

એ લોકો ઇશ્વર આકાશમાં રહે છે એમ માને છે. સૂર્ય-ચંદ્રને પૂજે, તેમને જ ઇશ્વર માને. જે કહેવું હોય તે સૂર્ય-ચંદ્રને કહે. ત્યાં એ સમયે કોઈ ધર્મ ન હતો. હવે બધા ખ્રિસ્તી થઇ ગયા છે એ પ્રદેશમા મગાંડા કરતા જુદી જાતિ વસે છે યુગાન્ડામાં બધી મળીને છ જાતો વસે છે: મગાંડા, બુગોગા, મગીસુ ટેસો, બુનોરો અને લાંગો. દરેકની ભાષા જુદી હોય છે. આશરે ૭૦ લાખની વસતિ થઇ છે. આખો પ્રદેશ ફળદ્રુપ છે બારેમાસ વરસાદ પડે છે, આશરે ૪૦ થી ૫૦ ઇચ જેટલો થાય છે

અમે ટેસો ને લાંગો પ્રાંતમાં દૂર દૂરનાં જંગલોમા ફર્યા. જંગલમાં કોઈ પણ ચીફને ત્યાં અમે મુકામ કરતા. ચીફને કાપડ તથા તેની સ્ત્રીને ખાંડ, નિમક, મોતી અને ઘરેણાંની ભેટ આપતા. તેઓ અમારું પ્રેમથી સ્વાગત કરતા તેઓ આસપાસનાં ઝૂંપડાંમાં ખબર પહોચાડી દેતા ઠેરઠેર લોકોની ભીડ જામતી.

જંગલના સ્ત્રી-પુરુષો તદ્દન નગ્ન દશામા હતા, છતાં તેમનામા વિકાર ન હતો. જેમ પશુ-પક્ષી નિર્દોષ હોય છે તેમ તેઓનાં કુદરતી જીવન પવિત્ર હતા. કુદરતી મર્યાદાઓ એ તેમની સ્વાભાવિક સ્થિતિ હતી. તેમનો ખોરાક પણ કુદરતી હતો શિકાર ઉપરાંત શકરિયાં, કેળા, ટાફિયાકો વગેરે દરેક વસ્તુ તેઓ વાપરતા

જંગલનાં કોઇ ચીફના સુંદર ફૂબાના ચોગાનમા અમે બેઠા હોઇએ અને સામે અમારાથી વીસ-પચીસ ફૂટ દૂર સેંકડો નેટિવો બેઠા હોય



મોટા ઢોલ સાથે આદિવાસીઓના નૃત્ય સમયના વાદ્ય

રાતે ભઠ્ઠા ફરતાં તાપણું કરીને કલાકો સુધી વાતો કરતા. ભાંગીતૂટી ભાષા સમજીએ, છતાં આંખમાં પ્રેમ દેખાય. કોઈ વાર એ લોકો ગોમો (નાચ) કરે. નાચ વખતનો તેમનો શણગાર ભારે સુંદર અને કુદરતી હોય છે. પંખીઓનાં રંગબેરંગી પીછાંઓના મુગટ બનાવે, મોઢાં દીપડા જેવાં રંગે, શીંગડા ચડાવે. દીપડાનું ચામડું ઓઢે; પછી સ્ત્રી–પુરુષો ભેગાં મળીને ગોમો (નાચ) કરે શીંગડાંના પોલાં વાદિંત્ર (ઢોલક)ના સૂર સાથે તાલનો મેળ મળે, ગીત કાનને મધુર લાગે તેવા હોય. એટલા બધા આનંદમાં આવી નાચ કરે કે આખી દુનિયાને વીસરી જાય; છ છ ને દશ દશ કલાક સુધી નાચ્યા કરે

એ દિવસો યાદ કરું છું ત્યારે સ્વપ્ન જેવું લાગે છે. આજે એવાં ગાઢ જંગલ રહ્યા નથી. જંગલો કપાઇ ને ચકચકિત રસ્તા બની ગયા છે. નેટિવ ચીફના ઝૂંપડા એવાં રહ્યા નથી, નાનાં ટાઉન બની ગયાં છે. એવા ભોળા નિર્દોષ લોકો રહ્યા નથી, આથમણી દુનિયાના પવનથી "અપ ટુ ડેઇટ" બની ગયા છે, કોટ, પાટલૂન, હૅટ, મોટર-સાઈકલ, સાઈકલ, મોટરકાર વગેરે વહાન થઇ ગયા છે કેટલાક તો ખેતરે પણ સાઇકલ પર જાય છે આજે પગપાળા પ્રવાસ કરીને પગાજીને માથે મજીકા ચડાવીને કોઇ મરૂગાના કપડા, મોતી કે પિત્તળના તાર વેચવા નીકળતા નથી આજે તો સાઇકલ, મોટર–નાઇકલ, મોટર–બસ, રેલવે, સ્ટીમર વગેરે વાહનોમા બેસી, નેટિવ સ્ત્રી–પુરુષો નજીકના ટાઉનમા બજાર કરવા જાય છે. મનમાની ચીજો ખરીદી લાવે છે આજે વેપારી અને ઘરાક વચ્ચે પ્રેમ જેવી વસ્તુ રહી નથી એક પ્રકારનુ મતલબી જીવન થઇ ગયું છે તેમા સ્વાભાવિક જીવનની સુવાસ રહી નથી.

અમારી સફર ચારેક મહિના ચાલી હાથીદાતના થોડા ટુકડા અમને મળ્યા તેમાથી હજારેક રૂપિયા પેદા કર્યા કાપડ, મોતી, તાર વગેરે બધો માલ ખલાસ કર્યો દશ હજારના માલમાંથી પંદર હજારના તલ ખરીદ કર્યા. એ જમાનામા વાહનની કશી સગવડ ન હતી, તેથી બધો માલ નાની સો ટનની સ્ટીમર આવે ત્યારે તેમા લાવવાનું ઠરાવ્યું.

સફરમા અમે થોડી દવાઓ સાથે રાખતા. ભીખા કલ્યાણનો મલમ, એપ્સમ સૉલ્ટ, બાટલીવાળાની લાલ મિક્ચરની દવા, પેઇનકીલર,

કિવનાઇનની ગોળીઓ એવી થોડી દવાઓ સાથે રહેતી. મજૂરો અથવા અમારામાં કોઇને જરૂર પડે ત્યારે એનો ઉપયોગ કરતા. એ લોકો જંગલી દવાઓ જાણતા. ભૂવા જેવો એમનો દાક્તર વેશ કાઢીને દરદી પાસે આવતો. શીંગડા વગાડી, નાચ કરી મંત્રતંત્ર કરતો. એવા દાક્તરને એ લોકો દેવ જેવો માનતા. ધીમેધીમે મિશનરી પાદરીઓએ એ વહેમ દૂર કર્યો.

અમારી પાસે અનાજ ખૂટી ગયુ હતું. જિંજા પગરસ્તે દોઢસો માઇલ દૂર થાય. અમે મજૂરોને જિંજા અનાજ લેવા મોકલ્યા, પણ તેઓ પાછા ન આવ્યા, રસ્તામાંથી નાસી ગયા. એટલે બીજા મજૂરોને મોકલ્યા. અમારી પાસે આટો કે ચાવલ કશું ન મળે. બાફેલા મગ ખાઇને દહાડા કાઢયા; કેળા, શકરિયાં ને દૂધ પુષ્કળ મળતા તેથી હરકત ન આવી. દૂધ દેશ જેવું નહિ, એટલે બહુ ન ભાવે બશેર દૂધ ગરમ મૂકતો, તેમાંથી એક શેર રહે એટલું લેતો. દુધ જમાવીને દહીં કરતો. રોજનું બશેર દહીં જમવામાં લેતો. ભૂખ ખૂબ લાગતી. ચડતું લોહી હતું. મહેનત ખૂબ કરતો. કલાકીથી બંદર બાર માઇલ દૂર થાય. બંદર ઉપર હું અઠવાડિયે એક વખત ચાલીને જતો. ત્રણ કલાકમાં બાર માઇલ કાપતો. કલાકીથી વહેલી સવારે નીકળતો, તે આઠ વાગ્યે બંદરે પહોંચી જતો. કામકાજ પતાવી સરોવર-કિનારે એક બાજુ શાંત, સ્વચ્છ જગ્યા જોઇ પડાવ નાખતો. સાથે પૂરી-શાક, કેળા, ઠરેલા દૂધના ડબ્બા, ચા, ખાંડ વગેરે લઇ જતો ઝાડની શીળી છાયામાં બપોરે ત્યા જમવાની બહુ મજા આવતી. સામે સાગર જેવું સરોવર ડેકા દેતું હોય, ઝાડમાં પંખી કિલ્લોલ કરતા હોય, એ ભોજનમા જે મજા આવતી, તે આજે મોટા જંકશનોનાં રેસ્ટોરાંમાં કે શહેરની "અપ-ટુ-ડેઇટ" હોટલમાં કયાંથી આવે!

સાંજે આઠ વાગ્યે કલાકીથી પગે ચાલીને પાછો આવતો. એ સંભારવામા પણ એક પ્રકારની મજા આવે છે. રાજકવિ કલાપીએ એક કવિતામાં કહ્યું છે તેમ—

"માણ્યું તેનું સ્મરણ કરવું, એય છે એક લ્હાણું"

આ સફરમાં આનંદ કર્યો, તેમ દુઃખો ય વેઠવા પડયાં. કલાકીમાં

મને તાવ ચડયો. આઠ–દશ દિવસ તાવ રહ્યો. પગે સોજા ચડી ગયા. મારો મુકાદમ અને બીજા સારવાર કરતા પણ એમને બીજી ખબર ન પડે.

એ વખતે કલાકીમાં ડિસ્ટ્રિક્ટ કમિશ્નરનો મુકામ થયો. એમને ખબર પડતાં એ મળવા આવ્યા. હું તો તાવના ઘેનમાં પડેલો. એમણે પૂછપરછ કરી પગે સોજા ચડી ગયેલા. તાવ ખૂબ ચડેલો કમિશ્નરે ઉપચાર શરૂ કર્યા. પેટમાં મળ બંધાઇ ગયેલા. જુલાબ આપ્યો, કશી અસર ન થઇ. પછી ગરમ પાણીના ટબમાં બેસાડવા લાગ્યા. ધીમેધીમે મળ નીકળવા માંડયા. એસ્પિરિન 'જેવી ગોળીઓ આપતા. તાવ હઠયો. ચા સાથે બ્રેડ–બટર આપવાનું શરૂ કર્યું. કિવનાઇન–મિક્ષ્ચર આપ્યું. બીજા આઠ દિવસમાં હરતોફરતો થયો. કમિશ્નરે પોતાની પાસેથી થોડા ચાવલ આપ્યા. તેની ખીચડી બનાવી ખાવા લાગ્યો વળતાં પાણી થયાં અનાજ તથા દવા લેવા બીજા મજૂરો જિંજા મોકલેલા. તેઓ ૧૬ દિવસે અનાજ વગેરે લઇને પાછા આવ્યા .

કમિશ્નર આઠ દિવસ રોકાઇને ચાલ્યા ગયા. જતી વખતે પ્રેમથી મળતા ગયા. આરામ લેવાની ભલામણ કરી, દવા પણ આપતા ગયા અને ત્યાંના ચીફને ભલામણ કરતા ગયા અમારે ૨૫ વર્ષ સુધી એવો ને એવો સંબંધ રહ્યો તેઓ જિંજામાં ડિસ્ટ્રિક્ટ કમિશ્નર હતા. ત્યાર-બાદ મશિંડી પ્રાંતમાં પ્રોવિન્શ્યલ કમિશ્નર બન્યા ત્યા જ તેમનો દેહાન્ત થયો. આગળ જતાં મશિંડી પોર્ટમાં મેં દશ હજાર એકરમા સાઇસલ (કેતકી) પ્લાંટેશન કર્યું. તેને અંગે ખૂબ સબંધ વધ્યો. મશિંડીમાં તેમની કબર ઉપર યાદગીરીની તખતી ચોડેલી છે. હજી પણ મારે મશિંડી જવાનું થાય છે. ત્યારે એ ભલા ને માયાળુ સજ્જન યાદ આવે છે

ચાર મહિના વીત્યા બાદ રસાલા સાથે અમે કલાકીથી પડાવ ઉઠાવ્યો. દોઢસો માઇલની મજલ નિર્વિઘ્ને કાપી કમલી સુખરૂપ પાછા આવી પહોંચ્યા.

આ રીતે સને ૧૯૦૮ની સાલ પૂરી થઈ.

## ૧૫

## કપાસનો વેપાર

**સને** ૧૯૦૮મા કમલીથી બાર માઈલ દૂર જગલમા બીજી દુકાન કરી. ભાઈ જીવન શામજીને એ દુકાન પર મૂકયા

એક વાર દુકાન ઉપર હુ બેઠો હતો તે વખતે મનમા એકાએક વિચાર આવ્યો કે સરકાર આ દેશમા કપાસનુ વાવેતર કરવાના પ્રયોગ કરે છે તો આપણે શા માટે ન કરવા? આવો વિચાર આવતા દેશમાથી દશ શેર કપાસિયા મગાવ્યા આફ્રિકામા શાકભાજી મળતા ન હતા તેથી તેના બિયા પણ દેશમાથી મગાવ્યા

દેશમા પત્ર લખ્યો, સાથે બાપાને ચારસો રૂપિયા મોકલ્યા કાગળમા જણાવ્યુ કે, "ઘરમાથી હુ લઇ ગયેલો તે વ્યાજ સાથે પાછા મોકલુ છુ હવેથી કશુ નહિ મોકલુ જે નફો થશે તે અહીંનો વેપાર ખીલવવામા રોકીશ હાથ-ખરચી માટે તમને દર વરસે સો બસો રૂપિયા મોકલતો રહીશ'

દેશમાથી કપાસિયા અને શાકભાજીના બિયા આવ્યા તે કમલીના મકાનમા પાછળના ભાગમા વાવ્યા મહિના મહિનાને અતર ચાર વખત કપાસિયા વાવ્યા પાડોશના મિત્રોને પણ આપ્યા કપાસ સારો થયો નેટિવો પાસે કપાસમાથી હાથે કપાસિયા કઢાવ્યા એ રૂમાથી ગાદલુ અને ઓશીકા ભરાવ્યા આસપાસના ખેતરોમા ફરી કપાસિયા વવરાવ્યા કપાસના વાવેતરમા કઇક સફળતા મળી

સરકારનો પ્રયોગ ચાલુ હતો. ડિસ્ટ્રિક્ટ કમિશ્નર અમારે ત્યાં આવ્યા. દર ત્રણ મહિને તેઓ ફરવા નીકળતા. તેઓ સ્વાહિલી ભાષા જાણતા હતા. આપણા દેશમાં જેમ આઇ. સી. એસ. થઈ આવનારને હિંદી ભાષા શીખવી પડે છે તેમ ત્યાં સ્વાહિલી ભાષા શીખીને જ આવવું પડે છે. તેમને મારો કપાસનો અખતરો બતાવ્યો તેમાંથી બનેલું રૂ, રૂમાંથી બનાવેલાં ગાદલાં, ઓશીકાં બતાવ્યાં. એ બધું જોઇને કમિશ્નર બહુ રાજી થયા. તેમણે કહ્યું, "સરકાર હાલમાં કંપાલા તથા એન્ટેબીમાં અખતરા કરે છે અમે ઈજિપ્શ્યન કોટનનો પ્રયોગ કરીએ છીએ."

મે કહ્યુ: મને ઇજિપ્શ્યન કપાસિયા મોકલજો; હું પણ પ્રયોગ કરું સરકારી પ્રયોગનાં પરિણામો મોડાં આવશે, જ્યારે ખાનગી અખતરા વહેલા સફળ થશે.'

તેમણે નિખાલસથી જવાબ આપ્યોઃ "એ વાત તમારી સાચી છે, છતાં સરકાર પોતે પ્રયોગ કરે છે ત્યાંસુધી તમને બી નહિ આપે."

આમ છતાં હિંદી કપાસનો મારો પ્રયોગ ચાલુ રાખ્યો. સને ૧૯૦૮ સુધી યુગાન્ડામા એક પણ જીનેરી ન હતી. જે થોડોઘણો કપાસ થતો, તે હાથચરખા ઉપર લોઢવામાં આવતો. સને ૧૯૦૯માં 'યુગાન્ડા કું. લિ.' નામની પેઢીની જીનેરી થઇ તેમા યુરોપિયન, હિંદી અને નેટિવ સૌએ શેર ભર્યા કંપનીના મૅનેજિંગ ડાયરેક્ટર તરીકે યુરોપિયન હતા એ કંપનીએ કપાસનું વાવેતર શરૂ કરાવ્યું કપાસની ખરીદી શરૂ કરી. કપાસ પીલીને રૂ ઇંગ્લંડ મોકલવામાં આવતું એ કંપની હજી ચાલુ છે.

બુસોગા ડિસ્ટ્રિક્ટમાં કપાસનું વાવેતર મોટા પ્રમાણમાં કરવામા આવ્યુ. એ પ્રદેશ નાઇલ નદીના કિનારાનો હોવાથી ઘણો ફળદ્રુપ હતો કપાસના વાવેતરને અનુકૂળ પડે તેવી કાપવાળી જમીન હતી. કપાસનું વાવેતર થવાથી એ પ્રાંત સારી પેઠે વિકસ્યો, વસતિ પણ વધી આજે યુગાન્ડામા લગભગ ચારથી પાચ લાખ ગાસડી રૂની થાય છે અમે પણ કપાસ ખરીવાની શરૂઆત કરી કપાસ જિંજા થઈ કંપાલા જતો એ વખતે કંપાલા તદ્દન નાનું શહેર હતુ જોકે એ વખતે પણ કંપાલા નેટિવ રાજાની રાજધાની હતી યુગાન્ડાનો રાજા કંપાલામા રહેતો તેણે

અંગ્રેજો સાથે લડાઈ કરેલી. અંગ્રેજોએ તેને હરાવી કેદ પકડયો અને કાળાંપાણીએ મોકલી આપ્યો. સને ૧૯૦૪માં પહેલી વાર હું કંપાલા ગયો ત્યારે ત્યાં કોઈ વેપારી ન હતો થોડા મિશનરીઓ હતા અને નાનો પથ્થરનો કિલ્લો હતો.

આજે કંપાલા બે લાખની વસતિવાળું યુગાન્ડાનું પાટનગર બન્યું છે છેલ્લામાં છેલ્લી ઢબનાં મોટાં મકાનો, બંગલાઓ, સરકારી કચેરીઓ ઇસ્પિતાલો, શાળા, કૉલેજો, જુદી ટેકરીઓ પર સુંદર મકાનો બંધાયા છે. ફરતા સુંદર મનોહર બગીચાઓ છે. પહોળા રોનકદાર રસ્તાઓથી કંપાલા શોભીતું શહેર બન્યું છે. યુગાન્ડાના વેપારનું એ મુખ્ય મથક છે

કપાસનું વાવેતર વધવાની સાથે જ કેટલીક યુરોપિયન પેઢીઓ અને હિંદી વેપારીઓ કંપાલામા આવી વસ્યા

કપાસનો વેપાર શરૂ કર્યો એટલે મારે કપાસની ખરીદી માટે વારંવાર ડિસ્ટ્રિક્ટમાં જવું પડતું. કામની ખેંચ પડવા લાગી, તેથી દેશમા કાગળ લખ્યો કે, જો અત્યારે બે–ત્રણ જણ અહીં આવી જાઓ તો બહુ સારુ, દેશ ખીલતો છે, વેપાર વધતો જાય છે, માટે જરૂર આવો." મારો કાગળ વાચીને દેશમાથી મારા નાના ભાઈ મથુરાદાસ આવ્યા સાથે રસોઈ માટે એક માણસ લેતા આવ્યા. મારા કાકાના દીકરા પ્રભુદાસ આવ્યા.

તેમના આવ્યા બાદ કમલીમાં બીજી એક દુકાન શરૂ કરી એક આ છેડે, બીજી પેલે છેડે એ વખતે ત્યા ચાર ચીજની મુખ્ય પેદાશ હતી માખણ, તલ, મરચી અને કપાસ માખણમાથી ઘી બનાવી લેતા, ડબ્બા ભરતા અને દર અઠવાડિયે જિંજા રવાના કરી દેતા જિંજાથી જોઇએ તે માલ મંગાવતા

રસ્તા હજી જોઇએ તેવા સુધર્યા ન હતા. ધીમે ધીમે સુધરતા જતા હતા. સને ૧૮૮૫ના ઍગ્રીમેન્ટ પ્રમાણે નેટિવ ચીફ્રોએ રસ્તા સુધારવાના હતા. ડિસ્ટ્રિક્ટ કમિશ્નરની સૂચનાનુસાર રસ્તા સુધારવાનું કામ નેટિવ ચીફ્રો કરતા. જરૂર પડે ત્યાં પુલો બાંધવા પડતા. તેમાં ચીફ ગફલત કરે તો સરકાર પ્રજાને ખર્ચે રસ્તા સરખા કરાવી લેતી. આને પરિણામે આજે યુગાન્ડાના હજારો માઈલના રસ્તા, અમેરિકાને બાદ કરતાં દુનિયાના કોઈપણ દેશ કરતાં સુંદર બન્યા છે.


શ્રીમતી સંતોકબહેન નાનજીભાઈ મહેતા આર્ય કન્યાશાળા—કંપાલા
ઉદ્ઘાટન લેડી હેલન કોહેનને હસ્તે તા ૪-૬-'૫૪ના રોજ

ધીમેધીમે કામ વધતું જતું હતું. મુંબઈથી અમે માલ મંગાવતા. જેમ કમાતા ગયા તેમ કમાણી દુકાનમાં નાખતા ગયા. એ વખતે જિંજામાં એક કમલીમા બે અને જંગલમાં બે એમ પાંચ દુકાનો હતી કામકાજ વધવા લાગ્યું.

મારા કાકાના દીકરા ભાઈ પ્રભુદાસને કામ સોંપીને હું દેશમા જવા તૈયાર થયો.

૧૬

# મિલનો વિચાર અને યાદગાર પ્રસંગો

એ વખતે જિંજાના સ્ટેશન માસ્તર સોમાભાઈ પટેલ કરીને હતા (જેઓ અત્યારે હયાત નથી) તેઓ મારાથી ત્રણેક વર્ષે મોટા હતા અમારે એકબીજાને જોયા વિના ચેન ન પડે એવો સબધ બધાયો તેઓ ખૂબ માયાળુ હતા મારી દેશમા જવાની વાત સાભળીને તેમણે મને કહ્યુ "જો તમે થોડુ મોડુ જવાનુ રાખો તો આપણે દેશમા સાથે જઈએ કારણ, મારી રજા હજી પૂરી થઈ નથી"

ભાઇ સોમાભાઇના સથવારા માટે મે બે મહિના મોડુ કર્યું, એમા કઈક ઈશ્વરી સકેત હશે તે હુ જાણતો ન હતો

અને ૧૯૧૦ ની સાલમા ભાઇ સોમાભાઇ સાથે જિંજાથી હુ દેશમા જવા ઉપડયો મોબાસા આવી અમે સ્ટીમરમા ચડયા મુબઇ હીરાબાગમા ઊતર્યા એ વખતે મુબઇ ના શેઠ ભગવાનદાસ માવજી સાથે મે વેપારી સબધ બાધ્યો (આજે તેમની ઉમર ૯૦ વર્ષ ઉપરની છે)

મુબઇથી અમે અમદાવાદ ગયા સોમાભાઇના ભાઇ શેઠ મનસુખભાઇ ભગુભાઇની તેલિયા મિલમા નોકર હતા તેમને સારો પગાર મળતો અમે તેમને ઘેર સાથે જ રહેતા ગરમીના દિવસો હતા, એટલે ફળિયામા ખાટલા ઢાળીને સૂતા રાતે આકાશ સામે જોઈને અનેક વાતો કરતા, અનેક મનસૂબા મનમા ઘડતા

બીજે દિવસે અમે મિલ જોવા ગયા કોઇ દિવસ મિલ જોયેલી નહિ. ખૂબ રસથી બધુ જોયુ મશીનરી ચાલે, સચા ચાલે મજૂરો

દોડાદોડ કામ કરે, એ જોઇ મનમા ઉમગકા આવે નમજણુ ન પડે, પણ હૃદયમા કોઇક ઊડા ભાવે દબાણુ કરી રહ્યા હોય એમ લાગે બે–ત્રણ કલાક ફરીફરીને મિલ જોઇ એ વખતની નાની મિલો બહુ મોટી લાગતી મિલમા ખૂબ ફર્યા અકળાયા, એટલે બહાર નીકળ્યા

મિલના ચોગાનમા પીપળાનુ એક સુદર વૃક્ષ હતુ ફરતો મજાનો ઓટલો બાધેલો એ ઓટલા ઉપર હુ બેઠો શ્રી સોમાભાઈ એમના ભાઇ સાથે રોકાયેલા હતા

બારની વિસલ થઇ હુ ઓટલે બેઠેલો મજૂરો ત્યાથી પસાર થવા લાગ્યા ચીમની સામે જોઈને એ વખતે હૃદયમાથી ઉદ્ગાર નીકળી પડયા "જો ભગવાન પૈસા આપે તો આવી એક મિલ ઊભી કરુ !" દશ–પદર હજારની મૂડી પાસે ન હતી, છતા મનમા ભારે મોટા મન–સૂબા ઘડયા એ વખતે તો તે મનમા જ સમાવી લીધા સોમાભાઇ એ બોલાવ્યો ત્યારે વિચારમાથી જાગ્યો

અમદાવાદમા ત્રણ દિવસ રોકાઈ પોરબદર ગયો ત્યાથી ગોરાણા પહોચ્યો કુટુબને મળ્યો સૌને ખૂબ આનદ થયો મોટા ભાઈ દેશમા હતા માજી તથા બાપાને હવે એકલા ન રાખવા એમ અમે નક્કી કર્યુ મારા પત્ની પણ ઘેર હતા આસપાસના સગાસબધી મળવા આવ્યા બધા રાજી થયા

થોડા દિવસ ગોરાણા રોકાઈ મામાને મળવા હુ વીસાવાડા ગયો વીસાવાડાથી આવતા એક યાદગાર પ્રસગ બન્યો

હુ ઘોડા ઉપર આવતો હતો ઊજળા કપડા અને દાગીના પહેરેલા ઘોડાનો મને નાનપણથી શોખ અને ટેવ પણ ખરી રસ્તામા એક વોકળો આવ્યો વોકળામા ઘોડો ઊતર્યો તેવા ગોફણમાથી પથ્થરના ઘા આવવા લાગ્યા બે ચોરોએ મને આતર્યો ગલોલીની માફક સનસનાટી કરતા પથ્થર આવતા હતા ઘોડા ઉપર હું આડો થઇ ગયો એક પથ્થર ઘોડાને વાગ્યો ઘોડો ગરમ થઈને ભાગ્યો પાછળ ચોરો ગોફણના ઘા કરતા દોડયા આવે

માઇલેક દુર ગયો એટલામા અમારા ગામની બે મહેર બાઇઓ સામેથી આવી એમણે મને ઓળખ્યો ઊભો રાખીને પૂછયુ "આમ ઉતામરો કીં ભાગ્યો જા છ દીકરા ?"

મેં પાછળ આવતા ચોરોની વાત કરી. એ બહાદુર બાઈઓ બોલી ઊઠી : "હાલ્ય અમારી ભેગો. એના શા ભાર છે, તે તારો વાળ વાંકો કરે !" આમ કહેતી એ આગળ ચાલી. અમે વોકળામા આવ્યા. બાઈઓએ ચોરોને ધમકાવ્યા. ચોરો વોંકળાની ઝાડીમા લપાઈ ગયા હતા.

અમે ઘેર આવ્યા. માજીને મારી સોંપણ કરી. ઈશ્વરને બચાવવા હોય તો કોઈને કોઈ મદદ આવી મળે છે.

એ ત્રણ મહેર બહેનોમાંથી એક બાઈના દીકરા ગુજરી જતાં તેઓ ગરીબ સ્થિતિમા આવી ગયાં. તે જીવ્યાં ત્યાં સુધી એમને મેં અનાજ અને કપડા મોકલ્યાં

બીજી બાઈએ ઓખામાં એક વાઘેર સાથે લગ્ન કરેલાં. મહેર કોમમાં યુરોપની માફક ન ફાવે તો છૂટાછેડા કરવાનો રિવાજ છે. સને ૧૯૧૪માં (આ પ્રસંગ બન્યા પછી ચાર વરસે) હું દ્વારકા ગયેલો. ત્યારે વાઘેરોનાં બહારવટા ચાલતા. દ્વારકાથી વળતાં હું ઘોડા ઉપર એક મહેર સથવારા સાથે આવતો હતો. અને ક્રેવાડ ગામને પાદરથી નીકળ્યા ત્યા એ બાઈએ વાવ કાંઠેથી અમને દીઠા. જોતાવેંત ઓળખી લીધા. સાદ કર્યો: "દીકરા નાનકા, કયાં ગયા'તા,?"

મેં કહ્યુ "કૂઈ, દ્વારકા નાહવા ગયા હતા."

અમે ઘોડાં ઊભા રાખ્યાં. બાઈએ આવી અમારાં દુખણાં લીધા અગિયાર વાગ્યાનો વખત હતો એમણે અમને જમવાનો ખૂબ આગ્રહ કર્યો અમે જમીને નીકળેલા તેથી તેમનો આભાર માન્યો. બે ઘડી ઝાડને છાયડે બેઠા. પાણી પીધા. અમારી સાથે મીઠાઈ હતી તે એમના બાળકો માટે આપી એટલામા એમના ધણી અજો માણેક આવ્યો બાઈએ તેમને અમારી ઓળખાણ કરાવી. અજા માણેકે કહ્યુ: "આ બાજુ બહારવટિયાનો ભો છે. હમણા જ હું તેમને મળીને આવું છું. આ છોકરાઓ એકલા જાય તે સારું નહિ હું તેમને ત્રણ ગાઉ સુધી મૂકી આવું"

અજા માણેક અમારી સાથે આવ્યા. બહારવટિયા સંતાયા હતા ત્યાથી ત્રણચાર માઈલ દૂર સુધી મૂકી ગયા. અમને કહ્યું : "માડો હાકવા."

અમે રામરામ કરીને ઘોડા મારી મૂકયાં

આટલી માયા, મમતા એ જમાનામા હતી. આજે તો પાચદશ રૂપિયા માટે ખૂનો થાય છે કેટલુ પતન! ભારત કયા જઈને ઊભુ રહેશે?

કચ્છના સંતકવિ દેવાયત પંડિતે ભાખેલી આગમવાણી યાદ આવે છે

"સુણો દેવલદે નાર, આપણા ગુરુએ સત ભાખિયા,
જૂઠડા નહિ રે લગાર, લખ્યા ને ભાખ્યા ઓઇ દિન આવશે.
ધરતી ઉપર હેમર હાલશે, સૂના નગર મોઝાર,
લક્ષ્મી લૂટાશે લોકો તણી, તેની નહિ રાવ કે ફરિયાદ
પોરો રે આવ્યો સતો પાપનો, ધરતી માગે છે ભોગ,
કંઇક ખડ્ગે સહારશે, કઇક તો મરશે રોગ
પાના ને પુસ્તક ખોટા હશે, ખોટા હશે કાજીના કુરાન
અસદ શાહજાદી ચૂડા પહેરશે, એ તો આગમના એંધાણ
દેવાયત પંડિત દા'ડા દાખવે,
સુણ દેવલદે નાર, આપણા ગુરુએ સત ભાખિયા"

આ આગમ આજે સાચા પડતા દેખાય છે

થોડા દિવસો ગોરાણામા શાતિથી ગાળ્યા બાદ હુ યાત્રાએ નીકળ્યો પહેલા આબુ ગયો અગાઉ જોયેલા સુદર સ્થળો ફરીથી જોયા આબુથી સિંધની જમીનો જોવાની ઇચ્છા થઇ ત્યાથી પગરસ્તે સૂઈગામ ગયો સૂઈગામથી થરપારકર પહોચ્યો રેતીના રણપ્રદેશમા ઊંટની સવારીનો લહાવો મળ્યો થરપારકરથી મીઠી થઇને હુ હૈદરાબાદ ગયો

રણનો પ્રદેશ પૂરો થતા જમીનમા ફેરફાર જણાયો ફળદ્રુપ હરિયાળી જમીન આવી સિંધુ નદીમાથી કાઢેલી મોટી નહેરો જોઈ નહેરોમા નાની નદી જેટલો પ્રવાહ વહી જતો હતો નહેરમાથી નાનામોટા ધોરિયા કરી જમીનમા પાક ઉગાડેલો નહેરની બાજુમા સુદર રસ્તો, બને કાઠે રૂપાળા વૃક્ષો, વચ્ચેવચ્ચે નાના ગામો આવે બને બાજુ દુકાનો, દુકાનોને થાભલે મછવા બાધી નાવિકો બેઠેલા હોય નહેરમા મછવા ચાલે એ વખતે પાકની મોસમ હતી ખેતરોમા માઇલો સુધી મોલ ઊભેલા કયા થરપારકરનુ રણ અને કયા આ લીલી નાઘેર! માણસ ધારે તો શુ નથી કરી શકતો? મરુભૂમિને નંદનવન બનાવવાની શક્તિ

માણસને ઇશ્વરે આપી છે. એ બુદ્ધિ–શક્તિનો સદુપયોગ થાય તો માણસજાત કેટલી સુખી થાય !

સિંધ–હૈદરાબાદ થઇને હું કરાચી ગયો. છ વર્ષમાં કરાંચીની સિકલ બદલાઇ ગઈ હતી પહોળાને સ્વચ્છ રસ્તા, સુંદર બગીચા, રોનકદાર બજાર, એ બધુ જોઇ આનંદ થયો. છ વર્ષ પહેલાં હું કરાંચી ગયો ત્યારે મારો વિચાર ત્યાં વેપાર કરવાનો હતો પ્રારબ્ધ મને પૂર્વ આફ્રિકા લઈ ગયું. ઇશ્વરની લીલા અકળ છે.

આજે બીજો વિચાર પણ આવે છે. સિંધુનો એ રમ્ય કિનારો, એ ફળદ્રુપ પ્રદેશ, પંજાબની પાચ નદીઓનો ધનધાન્યથી ઊભરાતો મુલક, જે ભારતમાતાનું મસ્તક ગણાતું તે આજે ધડથી જુદુ થયું છે: ભારત માતાના બે પુત્રો હિંદુ અને મુસલમાને માતાના બે ટુકડા કર્યા છે. એક ભારત અને બીજો પાકીસ્તાન જે ભારતવાસીઓ અખંડ ભારતની પૂજા કરતા. તેઓ આજે ખંડિત ભારતમાતાને પૂજે છે સિંધ અને પંજાબની એ ફળદ્રુપ ભૂમિ જેમણે જોઈ હોય તેમને એ વસ્તુનો ખરો ખ્યાલ આવે. ફરી ભારત અખંડ બનશે ત્યારે ભારતમાતના આશીર્વાદ આપણી ઉપર વરસશે.

સિંધથી મુલતાન થઇને હું લાહોર ગયો. ત્યાથી રાવળપીંડી ગયો ત્યારે સને ૧૯૨૬મા ત્યા હિંદુ મુસલમાનનુ હુલ્લડ થયું હતું. ત્યા હિંદુ કરતા મુસલમાનની વસતી વધારે છે તેમની કાપડ માર્કીટમા આશરે ચારેક કરોડનો માલ હતો તેને તે વખતે આગ લગાડવામા આવી હતી હિંદુઓની સાથોસાથ મુસલમાનોને પણ આથી નુકસાન થયુ હતુ; કેમકે એકબીજાની દુકાનો સાથે હતી. આથી અમને ગામમા જવાની રજા આપવામા ન આવી નૈરોબીવાળા શેઠ અલીભાઇ મુસા જીવણજીના સગા લુકમાનજી શેઠ રાવલપીંડીમા જે. પી હતા તેઓ એક વખત નૈરોબીમા આવેલ તે વખતે તેઓની સાથે અમોને મુલાકાત થયેલ હતી. તેથી તેઓને ઘેર ફોન કરીને ખબર આપ્યા કે અમે અહીં આવ્યા છીએ આ ખબર મળતાવેત જ શેઠના દીકરા અમારી પાસે મોટર લઈને આવ્યા અને અમને આખુ ગામ ફેરવીને બતાવ્યું; કેમકે તેઓ જે. પી હોઇને બંધી હોવા છતા બધેય જવાની તેઓને છૂટ હતી.

રાવળપીંડીથી અમે તક્ષશીલા ગયા ત્યા પુરાણમા કાળની સુપ્રસિ–

વિદ્યાપીઠના ખંડેરો જોઇને અમોને ભારે દુઃખ થયું અગાઉ ત્યાં દશ હજાર વિદ્યાર્થીઓ દૂર દૂરથી વિદ્યાભ્યાસ કરવા આવતા હતા. માનવીની માફક ભૂમિને પણ સારા માઠા દશકાઓ આવે છે! કાળચક્રની ગતિથી કોઇપણ મુક્ત નથી એ અહીં અનુભવતાં મલબારી કવિનું કથન યાદ આવ્યું કેઃ

કાળચક્રની બલિહારી એ. ઊંચેથી નીચે પડતું!
ચડે તે થકી બમણા વેગે. પૃથ્વી પર પટકાઇ પડતું!

તક્ષશિલાથી પોરબંદરના શ્રીખેંગજભાઇ લાદીવાળા, શ્રીમોહનભાઇ મિસ્ત્રી તથા બીજા બે ત્રણ ભાઇઓ સાથે પંદર દિવસ માટે કાશ્મીર ફરવા ગયા. કાશ્મીરનું વર્ણન કલમથી થઇ શકે એમ નથી. નંદનવન જેવો આ પ્રદેશ ભારતનું સ્વર્ગ કહેવાય છે. તેમાં જરાયે અતિશયોક્તિ નથી. આંખ અને મનને ભરી દેતી સુંદરતા ત્યાંના અણુએ અણુમાં છે સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયા પછી અત્યારે તો ત્યાં લાખો માણસો જાય છે. દિલ્હીથી પ્લેનમાં પણ બે કલાકમા જઇ શકાય છે.

પંજાબને ફળદ્રુપ બનાવતી નદીઓ કાશ્મીરમાંથી જ આવે છે.

એકાદ માસ હું એ બાજુ ફર્યો. ત્યાંના વેપાર–રોજગાર જોયા. ત્યાંથી મુંબઈ આવ્યો.

મુંબઇથી રેશમી કાપડની ખરીદી માટે મારે મદ્રાસ જવાનુ થયુ સ્ટેશને ઊતરી બહાર નીકળ્યો. એ વખતે ત્યાં હિંદી ભાષા કોઈ જાણતું નહિ તામિલ અને અંગ્રેજી સમજે એક તુર્કી ટોપી પહેરેલા મુસલમાન ટાંગાવાળા પાસે હું ગયો. અને તેને કહ્યું "હિંદુ હોટલમે લે ચલો." એ થોડુ ઘણું હિંદી સમજતો હતો. મારી પાસે સામાનમાં એક પેટી, બિસ્ત્રો ને પાકીટ હતાં. ખરીદી માટે ત્રણ ચાર હજાર રૂપિયા સાથે લીધેલા એ વખતે અમારી પાસે મોટી મૂડી ન હતી.

મદ્રાસની મુખ્ય બજારમાં થઇને ટાંગો જતો હતો. એવામાં મેં બાળબોધ લિપિમાં "ઉપાહાર ગૃહ" એવું એક પાટિયું વાંચ્યું. મને થયુ આ કોઇ વીશી લાગે છે. ટાંગો ઊભો રખાવ્યો. ભાડું ચૂકવી, સામાન લઈ હું ઉપાહારમાં ગયો. ત્યાં કોઈ હિંદી સમજનાર ન હતું. મેં ઇશારતથી સમજાવ્યું કે મારે નાહવું છે અને જમવું છે.

મને તેઓએ નાહવાની સગવડ કરી આપી. નાહીને જમવા આવ્યો. તેમણે મને એક પાટલો નાખી આપ્યો બાજુમાં પાણીનો લોટો મૂક્યો હું જમવા બેઠો. પ્રથમ ભાત પીરસ્યા, પછી દાળ અગર શાકની હુ રાહ જોતો હતો એટલામાં એક જાડો, ઊંચો, કાળો રસોઇયો ઉતાવળો આવ્યો અને તપેલીમાંથી મચ્છીઓ પીરસી હું ચોક્યો અને આડો હાથ ધરી બોલી ઊઠયો, "મે મચ્છી નહીં ખાતા". આમ કરતા મારો હાથ એની થાળીને અડી ગયો તેથી એ ચિડાયો અને એની ભાષામાં કંઈક "ગુડગુડ" બોલવા મંડયો મને થયુ કે એ મને ગાળો દે છે, એટલે હુ ઊભો થયો અને ચૂપ રહેવાનુ કહ્યુ. એણે મને અભડાવ્યો હતો અને છતા પોતે અભડાઇ ગયો હોય તેમ "છૂ ગયા" કરીને જેમતેમ બબડતો હતો મને ગુસ્સો ચડયો અને પાટલો ઉપાડીને ઊઠયો. એણે મને કડછી મારી, કડછી મેં પાટલા ઉપર ઝીલી લીધી અમારી બોલાચાલી સાભળી બીજા બે–ચાર જણ દોડી આવ્યા. એકના હાથમા ધોકો હતો એ લોકો મજબૂત તગડા હતા મારું શરીર પણ એવું જ હતું ઉશ્કેરાટ વધતા મારામારી ઉપર વાત આવી ગઇ. પેલા પીરસનારના માથામા પાટલો વાગતાં લોહીની ધાર થઇ. બીજા બે–ત્રણ જણને પાટલાના ઘા વાગ્યા. મારા માથામા ને વાંસામા કડછી ને ધોકાના ઘા પડયા

અમારૂ રમખાણ ચાલતું હતું તે દરમિયાને એક જણ પોલીસને બોલાવી લાવ્યો એક કૉન્સ્ટેબલ દોડી આવ્યો એણે સૌને શાંત પાડયા. મને પૂછ્યું, "ક્યા હૈ ?"

મે બધી વાત કરી 'હુ માંસાહારી નથી મને મચ્છી પીરસવા આવ્યો તેથી મેં હાથ આડો ધર્યો એકબીજાની ભાષા ન સમજવાથી આ તોફાન થઈ પડયુ છે હુ વેપારી ગૃહસ્થ છુ મુંબઇથી માલ લેવા આવ્યો છું આપ કહો તેવા પ્રતિષ્ઠિત વેપારીની પિછાન આપી શકુ છું"

પેલા લોકોએ કહ્યુ, "અમને એ અડી ગયા. અમારી મચ્છી અભડાઇ ગઇ બે રૂપિયાની મચ્છી અમારે નાખી દેવી પડશે"

બંનેની વાત સાભળી કૉન્સ્ટેબલ હસી પડયો એણે જાણ્યું કે આ બધી ભાષાની મોકાણ થઇ પડી છે મને કહ્યુ, "શેઠ એને બે રૂપિયા આપી દો"

મેં બે રૂપિયા આપી દીધા કૉન્સ્ટેબલ સાથે ગાડીમાં બેસી હું શાહુકાર પેઠ તરફ ગયો ત્યાં કાઠિયાવાડી બ્રાહ્મણની વીશીમાં ઊતર્યો અને ત્યાં દવા કરાવી.

આપણા દેશમાં એક જ રાષ્ટ્રભાષા સર્વત્ર ચાલવી જોઈએ. નહિતર આંતર-પ્રાંતીય વહેવારમાં કેવી અગવડ પડે તેનો આ દાખલો છે.

મદ્રાસથી કાપડની ખરીદી કરી હું પાછો મુંબઇ આવ્યો એ વખતે મુંબઈમા બીજો યાદગાર પ્રસંગ બન્યો. અમારા આડતિયા ભાઇ ભગવાનદાસ સાથે અમારો માલ ચડાવવા હુ ગોદીમા ગયો માલની ચડઊતર અને મજૂરોની દોડધામ ચાલી રહેલી. એમા એક સ્ટીમર ચોખા ઉતારતી હતી મને અંદર જઈને જોવાનું મન થયું. કુતૂહલપ્રિય સ્વભાવ, એટલે હું અદર ઊતર્યો. ગુણોની થપ્પીએ મારેલી હુ થપ્પી ઉપર ચડયો. એમા એકાએક ઉપરથી ગૂણો સરકી ૪૫ ગૂણીની થપ્પી પડી. હુ ગૂણો નીચે આવી ગયો. મારા મિત્ર ભગવાનદાસે બૂમાબૂમ કરી મૂકી. મુકાદમો દોડી આવ્યા સામટા માણસોએ મળી ઝપાટાબંધ ગુણો ઉપાડી લીધી. હું નીચે આગમથી બેઠો હતો કોઇ જાતની ઈજા ન થઈ. નીંભાડામાંથી પ્રભુએ પગ વિનાના માંજરીનાં બચ્ચા ઉગારેલાં એના જેવું થયુ. પ્રભુ કેમ બચાવે છે તેનો પ્રત્યક્ષ અનુભવ મળ્યો.

મુંબઈથી નાસિક-ત્ર્યબક જઈ દેવદર્શન કર્યા. પંચવટીતીરે ગોદાવરીમા સ્નાન કર્યું. અમારી જ્ઞાતિનો એક વણલખ્યો કાયદો હતો કે આફ્રિકા જઇ આવે તેણે ગોમતીજીમા સ્નાન કરી દેહશુદ્ધિ કરાવવી. ત્યાર બાદ તે જ્ઞાતિભોજનમાં સાથે બેસી જમી શકે. એ વિધિ મેં નાસિકમા કરાવી. આજે એવું કશું રહ્યું નથી જમાના સાથે એ રૂઢિ ચાલી ગઇ છે.

નાસિકથી દેશમાં આવ્યો આફ્રિકા જવાની તૈયારી કરી, આ વખતની સફરમા ત્રણ-ચાર ભાઇઓને તૈયાર કર્યા. તેઓ સૌ મારા કુટુંબીઓ હતા.

અમે મુંબઇથી સ્ટીમરમા રવાના થઈ મોંબાસા ગયા. હવે દેશમાથી આફ્રિકા જવું એ પોરબંદરથી મુંબઇ જવા જેટલું સહેલું બન્યું છે.

મોંબાસાથી અમે સુખરૂપ જિંજા પહોંચ્યા

## ૧૭

# હિંદી વેપારીઓના હકની લડત
## (સને ૧૯૧૨-૧૪)

જિંજા વેપારનુ મથક હતુ સારી સારી માતબર પેઢીઓ ત્યા હતી, તેથી અમે પણ એક દુકાન જિંજામા નાખેલી ઉપરના ભાગમા પણ બીજી પાચ દુકાનો શરૂ કરી એ વખતે જંગલમા રસ્તાઓ અને વાહન-વ્યવહાર વધતા જતા હતા વાહનમા બાઇસિકલો ને માણુસ ખેચી શકે તેવી રિક્ષા આવી રિક્ષામા એક ગામથી બીજે ગામ જવાતુ. ત્યાના મજબૂત નેટિવો એક દિવસના પચીસથી ત્રીસ માઇલ રિક્ષા ખેચી જતા રસ્તા ખરાબ આવે, ત્યા નીચે ઊતરવુ પડતુ, બેલગાડીઓ પણ ચાલતી

જિંજા, કમલી અને ઉપરના ભરમા આવેલી દુકાનો ધીમેધીમે જામવા લાગી વેપાર વધવા માડ્યો દેશમાથી આવેલા ભાઇઓએ પોતાની જવાબદારી ઉઠાવી લીધી મારે બધી દુકાનો ઉપર દેખરેખ, માલની સપ્લાઇ, નાણુાની આટ અને નવા કામકાજ સભાળવાના હતા

યુરોપિયન પેઢીઓ આવી તેમણે જાથૂકનો વસવાટ કર્યો કપાસનુ ઉત્પાદન વધ્યુ લગભગ વીસ હજાર ગાસડી રૂ તૈયાર થતુ આઠ-દશ જીનેરીઓ પણ શરૂ થઈ, જેમા શેઠ અલીદીના વિશ્રામની એક, જર્મન અને ફ્રેન્ચ પેઢીની એકએક તથા બાકીની બ્રિટિશ કૉટન ગ્રોઇગ એસોસીએશનની હતી હિંદીઓના હાથમા મોટે ભાગે નેટિવો પાસેથી કપાસ ખરીદ કરી જીનરોને પહોચાડવા પૂરતો હિસાબ હતો જીનર્સની એજન્સીઓ નાના વેપારીઓએ લીધી હતી

તે વખતે અમે દશથી પંદર લાખ રતલ કપાસ નેટિવો પાસેથી ખરીદ કરી, તેની ગુણો ભરી મજૂરોને માથે ઉપડાવી અગર ગાડાં ભરી જીનેરીમાં મોકલતા. અસલના વખતમાં આપણા દેશમા જેમ પોઠો ચાલતી તેમ નેટિવો સેંકડોની સંખ્યામાં માથે કપાસના કોથળા ઉઠાવી લઈ જતા. એક મજૂર પાસે સરકારી ધોરણ મુજબ બે મણ ભાર ઉપડાવી શકાતો. એ જમાનામાં મજૂરી ઘણી સસ્તી હતી. વસ્તુઓ પણ સોંઘી મળતી. એટલે બંનેને પોસાતું.

પહેલાં નેટિવો મજુરી કરવા તૈયાર ન થતા તેમને ખાવાપીવાની કશી ચિંતા ન હતી. પહેરવા–ઓઢવા માટે ઝાડની છાલો અને ચામડાં મળી રહેતાં. પણ હિંદીઓએ આવી તેમને કપડા પહેરતા કર્યા અને સરકારે તેમની ઉપર મહેસૂલધારો લાગુ કર્યો. એટલે કપડાં ખરીદવા તથા મહેસૂલ ભરવા તેમને મજૂરી કરવી પડતી. સરકારી મહેસૂલ પહેલા ફક્ત આઠ આના હતું. તે વધારીને ૭ રૂપિયા કર્યું. હાલ માથાદીઠ ૪૦ રૂપિયા છે.

એ સમયમાં એટલી સોંઘારત હતી કે ત્રણ રૂપિયાનો માસિક પગાર પૂરતો થઇ રહેતો. એ વખતે કોડીનું ચલણ હતું. રૂપિયાની હજાર કોડી મળતી.

દશ કોડીમા કેળાંની આખી લૂમ મળતી. કેળાં નીચે પડી જતાં કોઇ કાપતું નહિ. સરકારે મકાનો અને રસ્તાઓનાં કામ શરૂ કર્યા હતાં. જે નેટિવો રોકડ રકમની મહેસૂલ ભરી ન શકે, તેમને આવાં સરકારી કામમા જોડાવું પડતુ સરકાર એ કામના બદલામા દરેક મજૂરને એક લેંઘો, એક ખમીસ, ઓઢવાનું એક બ્લાંકિટ, પેટપૂર ખાવાનુ અને માસિક ત્રણ રૂપિયા પગાર આપતી. સરકારે સને ૧૯૧૨માં કોડીનુ ચલણ બંધ કરીને સેન્ટ શરૂ કર્યા

એમ કરતા સને ૧૯૧૩ની સાલ આવી

કપાસનુ વાવેતર ઝપાટાબંધ વધવા માડ્યું. દૂરદૂરના પ્રદેશમાં વાવેતર થવા લાગ્યાં. કપાસની ખરીદી માટે ઇંગ્લંડમાં પણ એક કંપની ઊભી થઇ. સરકારે તેને ઉત્તેજન આપ્યું. સરકારની જ પેઢી હતી એમ કહીએ તો ચાલે. એ પેઢી મારફત યુગાન્ડાના જુદાજુદા ભાગમાં જીનેરીઓ ઊભી કરવામાં આવી.

અને ૧૯૧૨–'૧૩–'૧૪ સુધીમા જિંજા, કંપાલા, એન્ટેબી સુધીના રસ્તા પાકા કરી લેવામા આવ્યા નદીનાળા ઉપર પુલો બાંધ્યા. રિક્ષા, બાઈસિકલ ઉપરાંત થોડી મોટરસાઇકલો પણ હરતીફરતી થઇ

હિંદુસ્તાનથી એ વખતે અનેક માણસો આવતા હતા અ અંગ્રેજોને એ પ્રદેશનો વિકાસ કરવો હતો, તેથી આપણી તરફ માનની નજરે જોતા. આપણને ઉત્તેજન આપતા.



અ સૌ મતાકબહેને બંધાવી આપેલો વિમેન્સ એસોસીએશન હૉલ, જિન્જા

હૅન્સિગ એન્ડ કુ નામની જર્મન પેઢીએ એક વાર મને જર્મન ઈસ્ટ આફ્રિકામા વેપાર કરવા આગ્રહ કરેલો. વિક્ટોરિયા સરોવરને કિનારે જર્મન ઈસ્ટ આફ્રિકાનું માંઝા બંદર આવેલુ છે ત્યાં જઇ વેપાર કરવા મને વિચાર થયેલો; પરંતુ જર્મનોની કડક રાજ્યપદ્ધતિને કારણે ત્યાના વેપારીઓને ગુલામની પેઠે રહેવુ પડતુ, તેથી એ વિચાર મે માંડી વાળ્યો

યુગાન્ડાનો અમારો વેપાર વધતો જતો હતો. દર વર્ષે દશથી વીસ હજાર રૂપિયા પેદા થવા લાગ્યા વેપારમા લાભ દેખાતો ગયો તેમ ઉમંગ વધતો ગયો દેશમાથી બીજા ચાર-પાચ ભાઇઓને બોલાવ્યા તેમા મારા ભત્રીજાના માળા ભાઇશ્રી ચુનીલાલ હીરજી હતા તેઓ બાહોશ ઉત્સાહી યુવાન હતા. તેમને બે દુકાનોનુ કામ સોંપ્યુ. અને ૧૯૧૪મા મારા મામા શ્રી દામોદર ઝીણાભાઈ આવ્યા અમે બુગોન્ડો ને સરોટી પ્રાંતમા પણ દુકાનો નાખી દુકાનોની વિઝિટ કરવા માટે હું સાઇકલ ઉપર વારંવાર જતો

બાઇસિકલનો એક પ્રસંગ અત્યારે મને યાદ આવે છે. મારે ઈગાંગા થોડું કામ હતું ત્યાંથી મબાલે જવાનું હતું. એ રસ્તા ચઢાણવાળા છે લાખો વરસ પહેલાં ધરતીકંપને લીધે જમીન ઊંચીનીચી-અસમાન બની ગઇ હશે. એક ફર્લાંગ ચાલીએ ત્યાં ચડઊતર આવે. બુકોડી, બુગોમા, મબાલે વગેરે દરેક પ્રાંત ડુંગરાળ માર્ગોવાળો છે. આપણા દેશ જેવી સપાટ જમીન ક્યાંય નથી, જ્યાં ગામ વસ્યાં છે તે પણ એવી ધરતી ઉપર. આગળ બે ફુટનું ચઢ઼ઉતર હોય, તો પાછળ છ ફૂટ લેવું પડે.

આવા રસ્તા ઉપર હું ઝપાટાબંધ સાયકલ ચલાવતો બાર માઇલની ઝડપે સાઇકલ દોડી જતી હતી. એવામાં જંગલમાંથી એક વાછરડું આવ્યું અને જોરથી સાઇકલ સાથે ભટકાઈ પડયું. સાઇકલ પડી ગઇ, હું નીચે ગબડી પડયો. હાથ, પગ, કોણી સખત રીતે છોલાયાં, લોહી-લોહાણ થયો. સાઇકલના પાછળના ભાગમાં કપડાં બાંધ્યાં હતાં, તેમાથી પંચિયું કાઢયુ. ફાડીને પાટા બાંધ્યા એટલામાં કયાંય દવાખાનું ન હતું. ઈગાંગા ગયો. એક દુકાન પર બેઠો. ત્યાં પાટા છોડી, ગ્યાસતેલથી ઘા સાફ કર્યા જ્યાં ઘા ઊંડા હતા ત્યાં ગ્યાસતેલનાં પોતાં મૂકયાં એક હાથે સોજો ચડી ગયો. શરીર ઘણું મજબૂત હતું. એક હાથે સાઇકલ પકડીને ચલાવતો ૪૦ માઈલ કમલી આવ્યો. કમલીમાં મિશનના પાદરી પાસે ગયો. હાથના ઘણા ભાગમાં ચામડી તૂટી ગયેલી. એણે પોટેશ્યમથી ધોયું, દવા મુકી, પાટાપિંડી કર્યાં, લગભગ એક મહિને હાથ મટયો.

તે વખતે મેલેરિયાનું ત્યાં ખૂબ જોર હતુ. મુસાફરીમાં પણ મચ્છરદાની સાથે રાખવી પડતી; છતાં દર ત્રણ મહિને એકાદ વાર મેલેરિયામાં સપડાતો. તાવ ન હોય ત્યારે કામ કરવા માંડતો અને તાવ આવે એટલે પથારીમાં પડતો. આટલી ઉમરમાં મેં મેલેરિયાના આશરે પાચસો જેટલા ઇન્જેકશન ખાધાં હશે.

મેલેરિયામાંથી ઘણી વાર 'બ્લૅક વૉટર' નામનો ઝેરી તાવ ઘણાને લાગુ પડતો. એ કાળો તાવ કહેવાતો. યુગાન્ડામાં એ દરદ ખાસ થાય છે. જ્યા ખૂબ વરસાદ અને તડકા પડે ત્યાં આ તાવ આવતો. બ્લૅક વૉટરમા લોહી પાતળું પડી જાય અને પેશાબ વાટે કાળું થઇ ને બહાર નીકળે. બાર કલાકમા માણસ ખલાસ થઇ જાય. આ તાવથી હિંદીએ

બહુ ડરતા. ઘણા હિંદીઓ એનો ભોગ બનતા. મારા શરીરમાં નાન-પણમાં ઘી-દૂધ ખાધેલાં તેની તાકાત હતી. મેલેરિયા તાવની વેદના ખૂબ ભોગવી પણ એ જીવલેણ તાવમાંથી બચી ગયો.

એ જમાનામાં દવાખાનાં ન હતાં નજીકનું કોઇ સગું ન હતું. તેવે સમયે સાથીદારોએ ખૂબ પ્રેમથી સેવા કરેલી. તેવી જ રીતે ઘણા ભાઇઓની સેવા કરવાનું ભાગ્ય પણ મને મળ્યું હતું. માંદગીમાં અંગત સારવાર કરનારનો ઉપકાર માણસ જિંદગીભર ભૂલી શકતો નથી.

આમ કરતાં સને ૧૯૧૩ની સાલ પૂરી થવા આવી.

દુકાનો વધતી ગઇ, વેપાર વધતા ગયા તેમતેમ દેશમાંથી માણસો મંગાવતા ગયા.

એ જમાનામાં કુટુંબ સહિત રહેવું મુશ્કેલ હતું. મકાનોની પૂરી સગવડ ન હતી. અવરજવરના રસ્તા સારા ન હતા. હવાપાણી ખરાબ હતાં. દવાખાનાની સગવડ ન હતી. સ્ત્રીઓને પ્રસૂતિ વખતે નર્સ મળે નહિ. સ્ત્રીઓની સાથે વાતચીત કરનાર બહેનો ન હતી. મોટે ભાગે સૌ એકલિયા હતા. તેથી મેં મારા પત્નીને આજ સુધી તેડાવ્યાં ન હતાં.

પરંતુ રસ્તા સુધર્યા મિશનની ઇસ્પિતાલ થઇ. કોઇ કોઇ વેપારીઓએ પોતાની પત્નીઓને બોલાવી. આમ વાતાવરણ સુધર્યું તેથી સને ૧૯૧૩માં મેં મારાં પત્નીને દેશમાંથી તેડાવ્યાં ખાવાપીવાની સગવડ થઇ ઘર બાબતની કશી ઉપાધિ ન રહી.

હું તો રાત-દિવસ વધતા જતા વેપારમાં ગૂંથાયેલો રહેતો મોટે ભાગે બહારગામ ફરવાનું રહેતું. કમલીમાં ઘર આગળ અઠવાડિયામાં ભાગ્યે એકાદ બે દિવસ રહી શકતો. આજ સુધી મારું કુટુંબજીવન આમ જ ચાલ્યું છે. કુટુંબ સાથે જાથુકના બાર મહિના ગાળ્યા હોય એવું મને યાદ નથી.

યુગાન્ડામાં કપાસનું ઉત્પાદન વધતું ગયું તેમતેમ એ વેપાર પણ હિંદીઓ પોતાને હાથ કરતા ગયા. સરકારને બીક લાગી કે બીજા વેપારની જેમ કપાસનો વેપાર પણ હિંદીઓના હાથમાં ચાલ્યો જશે; તેથી સરકારે કાયદો કર્યો કે, "જીનરો સિવાય કોઇ કપાસ ખરીદી ન શકે."

આ કાયદો હિંદી વેપારીઓ માટે ભયંકર હતો. એ કાયદાની સામે ગમે તે ભોગે લડત આપવી જરૂરી હતી, નહિતર યુગાન્ડામાંથી હિંદીઓનો પગ ઊખડી જાય તેમ હતુ.

અમે કપાસના કેટલાક હિંદી વેપારીઓ એકઠા મળ્યા વાટાઘાટ ચલાવી. આ કાયદાની ગભીરતા સૌ સમજતા હતા. અમે કપાસના હિંદી વેપારીઓનું મંડળ સ્થાપ્યુ. એ મંડળ મારફત છેક વિલાયત સુધી અવાજ પહોંચાડયો. સાસ્થાનિક પ્રધાન (કૉલોનિયલ સેક્રેટરી) સુધી વાત લઇ ગયા હિંદી વેપારીઓએ પોકાર ઉઠાવ્યો કે, 'માત્ર જીનરો જ કપાસ ખરીદી શકે એવું બધન યોગ્ય નથી. આ મુલક હજી ખીલતો છે. આ દેશની ખિલવણીમાં હિંદીઓએ ભારે ભોગ આપેલા છે. એટલે આ રીતે તેમના હાથમાંથી વેપાર ઝૂંટવી લેવો એ ચોખ્ખો અન્યાય છે. હિંદી વેપારીઓએ આ આખો કેસ લડવા માટે એસોસીએશન તરફથી એક વકીલ રોકયો. એ વકીલને વિલાયત મોકલ્યો. ત્યા જઈને તેણે હિંદી વેપારીઓનો કેસ કુશળતાપૂર્વક રજૂ કર્યો. ભારે લડત ઉપાડી. યુરોપિયન વેપારીઓ સમજી ગયા. સરકાર પણ મનમાં સમજીને વિમાસણમા પડી આખરે એ કેસમાં હિંદી વેપારીઓનો વિજય થયો.

સરકારે એ કાયદો રદ કર્યો, પરંતુ એટલું બધન રાખ્યું કે કપાસ ખરીદનારે લાયસન્સ કઢાવવું પડશે લાયસન્સ ફી રૂપિયા ૧૦૦ રાખી હતી.

આમાં ત્રીજી કલમ આકરી હતી. નાના વેપારીઓ પાસે બહાર દુકાન ચલાવવાના પૈસા ન હોય. વળી કપાસ ખરીદવો, ગુણો ભરાવવી દૂરદૂરના જંગલોમાંથી ગોદામ સુધી પહોંચાડવા જેટલા નાણાંની છૂટ ન હોય, કપાસ ખરીદતાં, ભરતાં. લાવતાં દિવસો નીકળી જાય. આથી ઘણા નાના વેપારીઓએ મોટા વેપારીઓની એજન્સીઓ લીધી કોઇએ બ્રિટિશ કૉટન ઓઇગ એસોસીએશનની તો કોઈએ જર્મન અને ફ્રેન્ચ કંપનીની એજન્સીઓ લીધી અમે હેન્નિસ એન્ડ કું. ના એજન્ટ તરીકે કામ કરતા, તેમ જ નેટિવો પાસેથી સીધી ખરીદી પણ કરતા. એજન્ટ તરીકે અમને પાંચ ટકા કમિશન મળતું. કપાસ ખરીદવો, ગુણો ભરાવવી અને મોકલી આપવી, એટલું કામ અમે કરતા. સૌથી મોટી

ખરીદી બુસોગા ડિસ્ટ્રિક્ટની થતી એ વખતે અમારી પાસે બે લાખની મૂડી થયેલી કપાસમા લગભગ લાખ દોઢ લાખનુ રોકાણુ અમારે કરવુ પડતુ

યુગાન્ડામા કપાસની પેદાશ અને વેપાર કેવી રીતે ખીલતા ગયા તેની છૂટક હકીકત આ પ્રકરણમા આપી હવે એનુ મળગ વિવરણ કરી આ પ્રકરણ પુરૂ કરીશુ

શ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતા લાયબ્રેરી, જીંજા

આપણા દેશ કરતા ત્યાની રીત જરા જુદી છે, આપણે ત્યા કપાસના ખેતરોમા એકી સાથે જીંડવા ફાટીને તૈયાર થાય ત્યાર પછી મજૂરો દ્વારા કપાસ વિણાવે છે યુગાન્ડામા જીંડવા ફાટીને સુકાતા જાય તેમ તેઓ પોતે વીણી લઇ ઘરમા રાખી મૂકે છે વરસાદ વારવાર પડતો હોવાથી ખેતરમા રાખે તો કપાસ બગડી જાય આપણે ત્યા જેમ મી એ ૯ કપાસ વાવવામા આવે છે તવી જ રીતે ત્યા કપાસનુ વાવેતર કરવામા આવે છે

નેટિવો ખેતરમાથી કપાસ વીણે છે ત્યારે તેઓ નબરવાર જુદો પાડીને વેપારીઓને ત્યા લઈ આવે છે કપાસ ખરીદનારા માલ તપાસવા માટે ખાસ માણસો રાખે છે તોલ થયા બાદ દરેક ગૂણી તપાસાઇને ઢગલામા પડે છે કપાસની જાતમા બગાડો ન થાય, માલ ચોખ્ખો આવે તે માટે સરકારે ખાસ કાયદા કરેલા છે એ કાયદાને લીધે માલ કીટી વગરનો અને ચોખ્ખો આવે છે

બે જાતનો માલ આવે છે. પહેલા નંબરનો કપાસ બિલકુલ સફેદ અને બીજા નંબરનો સહેજ પીળાશ-પડતો હોય છે. શરૂઆતમાં પહેલા નંબરનો માલ ખરીદાય છે. તે ખલાસ થયા બાદ બીજા નંબરના માલની ખરીદી શરૂ થાય છે. કપાસ ખરીદનારનાં લાયસન્સ તપાસવામા આવે, ત્યારબાદ કાંટાની નોંધ થાય, તોલમાં દગો ન થાય, મુકરર કરેલા ભાવ મુજબ નેટિવોને પૈસા મળે તેની તપાસ રાખવામાં આવે છે. ખરીદ કરનારાઓએ પોતાની ખરીદીનો માસિક રિપોર્ટ સરકારને આપવો પડે છે.

કપાસના વેપાર અંગે જુદેજુદે સમયે જુદાજુદા કાયદાઓ થયા, જીનેરીઓ વધતી ગઇ, વેપારીઓ વધતા ગયા, વેપારમાં હરીફાઇ થવા લાગી, નવા કાયદા ને નવાં બંધારણ ઘડાયાં, સિન્ડિકેટ થઇ વગેરે બાબતોનો ઇતિહાસ જે તે સમય અનુસાર આગળનાં પ્રકરણોમાં આપવામા આવશે, અહીં એટલું જણાવવું પૂરતું થશે, કે યુગાન્ડાના કપાસના વેપારમાંથી વેપાર એકહથ્થુ હસ્તગત કરવાની યુરોપિયન વેપારીઓની મુરાદ બર ન આવી હિંદી વેપારીઓના સંગઠનને લીધે આપણા પગ ત્યાં સ્થિર થયા.

૧૯

# માંદગી અને વતનમાં આરામ

ફૂકાનો અને કપાસના વેપારનુ કામકાજ વધવા લાગ્યુ તેને પહોચી વળવા માટે ખૂબ દોડાદોડી કરવી પડતી પરિણામે મારૂ શરીર લથડયુ માદગીને બિછાને પટકાયો મારા પત્નીને પણ ત્યાના હવાપાણી માફક આવતા ન હતા તેઓ બીમાર પડ્યા તેમને સોજા ચડી જતા આ સ્થિતિમા થોડો વખત આરામ માટે દેશમા જવાનો વિચાર કર્યો ભાઇ ચુનીલાલ હીરજી, મારા નાના ભાઇ તથા ભાઇ દામોદર ઝીણાભાઇ અને બીજા સાથીદારોને કામકાજ સોપી હું દેશમા જવા રવાના થયો સફરમા કશી અડચણ ન આવી માદગીને કારણે રસ્તામા ક્યાય ન રોકાતા સીધો ગોરાણા પહોચ્યો

આ વખતે દેશમા ચાર–છ મહિના નિરાતે રહેવાનો વિચાર હતો, તેથી કુટુબમા સૌ રાજી થયા ગામમા જોઇએ તેટલી શાતિ ન મળે તેથી ગોરાણાથી બે માઇલ દૂર અમોએ બધાવેલી ધારવાળી વાવે રહેવાનુ નક્કી કર્યું ત્યા કડબના રાડાની ઝૂપડીઓ બનાવી મારા કાકાના દીકરા ભાઇ નારણદાસને (તેઓ ડેલ–ગોઆ–બેમા હતા ત્યાથી) ક્ષય લાગુ પડેલો (જે પાછળથી ક્ષયથી સને ૧૯૧૫મા ગુજરી ગયા) તેઓ પણ ત્યા રહેતા સૂવા–બેસવા અને આનદ કરવા બીજા મિત્રો પણ આવતા શરૂઆતમા બપોરે અને રાતે ઘેરથી તૈયાર રસોઇ આવતી પછીથી ઝૂપડી ઉપર મહારાજ રસોઈ કરતા ધારવાળી વાવે પાચ ગામના ઢોર પાણી પીવા આવતા ડાગરવડ, ખીરસરા, અડવાણા, ભેટકડી અને ગોરાણા આ પાચેય ગામને લાગુ પડે તે રીતે એક તળાવ ઊડુ

ગળાવ્યું હતું. વાવ નવી શરૂ કરાવી હતી. એ કામને અંગે ત્યાં મુકામ રાખ્યો. મજૂરો આવેલા તેથી મોટી વસાહત થઈ.

રાતે વાળુપાણી કરીને ઝૂંપડીના આંગણામાં બૂંગણુ પાથરી અમે સૌ બેસતા. કોઈ વાર અજવાળી રાતે ભજનમંડળી જામતી. એકતારો, મંજીરાં, તબલાં અને ઝાંઝ વગેરે સાજ સાથે ભજન ચાલતાં. ગળતી રાતે મીઠી હલકથી ગવાતાં ભજનો હૈયાસોંસરાં ઊતરી જતાં. કોઈ વાર સારંગીવાળા પણ ત્યાં આવતા.

એક પછી એક ભજનો બોલાતા. મધરાત વીત્યા બાદ ખરો રંગ જામતો. પરોઢિયા સુધી ભજનની ધૂન મચતી.

દેશની સુકી હવા, જનમભોમનું અમૃત જેવું પાણી, માજીના હાથના રોટલા ઘરની વાડીનું અનાજ, તાજાં ઘી, દુધ, દહીં વગેરે વસ્તુથી મારી તબિયત સુધરી. નવું લોહી આવ્યું. રોગ તો જાણે નાડીમાંય ન રહ્યો. તાજગી આવી. ઘણાં વરસ પછી આમ નિરાંતે દેશમાં રહેવાનું મળ્યુ, તેથી બધો થાક ઉતરી ગયો.

× × × ×

સને ૧૯૧૪ ની સાલ ચાલતી હતી એ વખતે યુરોપમાં (૧૯૧૪ના ઑગસ્ટમાં) મહાયુદ્ધ ફાટી નીકળ્યું. બ્રિટિશ ઇસ્ટ આફ્રિકા અને જર્મન ઈસ્ટ આફ્રિકા વચ્ચે લડાઈ મળગી અને દેશમાં આવ્યે પૂરા ચૌદ માસ ન થયા એટલામાં આ યુદ્ધના સમાચાર મળ્યા.

આ વસ્તુનો સ્વપ્ને પણ ખયાલ ન હતો, એક લાખ રૂપિયા દેશમાં લાવેલો, તેમાંથી માલ ખરીદ કરી આફ્રિકા મોકલવાનો વિચાર હતો; પણ લડાઈને કારણે માલ ચડતો ન હતો.

હિંદમાંથી લશ્કર જતું હતું. જર્મન ઇસ્ટ આફ્રિકાની સરહદ પર ધમસાણ મચેલું. આવા સમયમાં ઘર ઝાલીને બેસી રહેવામાં મને કાયરતા લાગી. વેપાર એ પણ એક સાહસ છે. આવે સમયે સાહસિક વેપારીઓની કસોટી હતી.

સને ૧૯૧૪ના નવેંબર માસથી પાસપૉર્ટની પ્રથા શરૂ થઇ હું મુંબઇ ગયો. પાસપૉર્ટ માટે તજવીજ કરી. યુગાન્ડાથી તાર ઉપર તાર આવતા હતા, "માલ મોકલો અમે સૌ સલામત છીએ. ફિકર ન કરશો" માલના ભાવ ખૂબ ચડી ગયેલા, છતાં બે લાખનો માલ ખરીદ્યો. સ્ટીમર ન મળે. સ્ટીમરની રાહ જોઇને બેસી રહેવું પોસાય તેમ ન હતું. વહાણોમા માલ ચડાવ્યો. વહાણના વીમા ઉતરાવ્યા. દોઢ મહિને માલ આફ્રિકા પહોંચ્યો

આટલુ સાહસ ખેડીને માલ મોકલ્યો તો તેનો બદલો પૂરતો મળ્યો. સો ટકા નફો રહ્યો. એના ચાર લાખ થયા તારથી ચાર લાખ રૂપિયા પાછા આવ્યા, એટલે અમે છ લાખનો માલ ખરીદ કર્યો. થોડો સ્ટીમરમાં રવાના કર્યો અને બાકીનાં વહાણો ભર્યાં. માલના વીમા ઉતરાવેલા હતા.

દરમિયાન મને પાસપૉર્ટ મળી ગયો. લડાઈ પૂરજોસમાં ચાલુ હતી. ઘરનાં માણસો આવા સમયમાં પરદેશ જવાની ના પાડવા લાગ્યા, પરંતુ એમની વાત સાંભળવાનો વખત ન હતો. યુદ્ધની નોબત વાગતાં સાહસિક વેપારીઓ રંગમાં આવી ગયા હતા. લડાઈ વધતી ગઇ તેમ વેપાર વધતા ગયા.

સને ૧૯૧૪ના ડિસેમ્બર માસમાં હું મોંબાસા પહોંચ્યો. રસ્તામાં મને સીસલ્સના ટાપુઓ ગડર દ્વારા જોવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયુ હતું. મોંબાસાથી ૯૦૦ માઇલ દૂર સમુદ્રમાં સીસલ્સ નામના ટાપુઓ આવેલા છે. તે ઘણા ફળદ્રુપ છે. ઘણા યુરોપિયનો અહીં આવે છે તે ૫૦ થી ૬૦ નાના ટાપુઓનો સમૂહ છે તેમાં એક ટાપુ બધાથી મોટો છે. વસ્તી ૩૦,૦૦૦ માણસોની છે તેમાં ૫૦૦ હિંદીઓ વસે છે. બાકીની મિશ્રિત પ્રજા છે. તે પ્રજા ફ્રેંચ અને નેટિવોની મિશ્રિત પ્રજા છે. રંગે તેઓ સફેદ છે.

ત્યાની પેદાશમા મનીલાની સીંગ છે તે ૩૦ થી ૪૦ રૂપિયે રતલ વેચાય છે. તેનો અર્ક કાઢવામા આવે છે. તે બહુ જ સુગંધી અને ગરમ હોય છે તે ચામા નખાય છે સેરી નાળિયેર પણ અહીં ખૂબ થાય છે. તેમાંથી આપણા સાધુ મહારાજો રાખે છે તેવા કમંડળો બને છે

જાયફળ અને જાવંત્રીની પેદાશ પણ ખૂબ થાય છે તે ઉપરાંત નાળિયેર અને ગોવાનું (ખાતર) પણ પુષ્કળ થાય છે. ત્યાં સફેદ લાખો પક્ષીઓ થાય છે. સમુદ્રમાં માછલીઓ પણ ખરી. આ માછલીઓને પકડીને ડબામા ભરીને પરદેશ મોકલાય છે. પાણી પણ નિર્મળ છે. ૨૦ ફૂટ ઊંડાણમાં રહેલી માછલીઓ પણ સ્પષ્ટ દેખાય છે. ત્યાંના સફેદ પક્ષીઓ આ માછલીઓ ખાય છે.

માછલીઓમાં ફોસ્ફરસ વધારે હોય છે. માછલાં ખાઈને પક્ષીઓ આ ટાપુઓ ઉપર બેસે છે અને ત્યા ચરકે છે. વરસોથી આ ચરકના ત્યાં ઢગલે ઢગલા પડયા છે. ટાપુ કરતાં પણ બમણા ઊંચા ચરકના ઢગલા થઇ ગયા હતા. કેટલાક શોધકોએ આ ચરક વિશે સંશોધન કર્યું. તેમાં માલૂમ પડયુ કે આ ચરક ઘણુ જ ઉપયોગી ખાતર છે. ત્યારબાદ સરકારે તેના ઇજારા આપ્યા. અને પછી રોયલ્ટી આપી. અત્યારે ૧૫ થી ૨૦ લાખ રૂપિયાની આવક આ ખાતરમાંથી થાય છે. મૂળ આ ટાપુ ફ્રેંચ લોકોનો હતો. મને ૧૮૭૦માં ત્યાં નૌકા કાફલો ન નખાય એટલા માટે અંગ્રેજ લોકોએ તે લઇ લીધો.

સ્ટીમરના કપ્તાને મને એ ટાપુ દૂર હતા ત્યારથી જ કેબીનમાં રાખવામાં આવેલ રાડર યંત્ર દ્વારા બતાવ્યા હતા. જેમ જેમ અમે ટાપુઓની નજીક જતા ગયા તેમ તેમ ચરકના ઢગલા. નાળિયેરી વગેરે બધું સ્પષ્ટ થતું જતું હતું અને કપ્તાન મને બધી વિગત આપ્યે જતો હતો. આમ ઘણે દૂર હોવા છતાં પણ રાડર દ્વારા હું તે ટાપુઓ જોઇ શકયો હતો.

## ૧૯

# જર્મન ઇસ્ટ આફ્રિકામાં મહાયુદ્ધ

અમારો માલ જાન્યુઆરીમા આવ્યો છ લાખ રૂપિયાનો માલ સાધો આઠ લાખમા આપી દીધો ભાવ ખૂબ વધી ગયા હતા મુંબઈ પૈસા મોકલ્યા અને વધારે માલ મંગાવ્યો એ વખતે મુખ્યત્વે હિંદુસ્તાનનો માલ આવતો પોણોસો ટકા વેપાર હિંદી વેપારીઓના હાથમા હતો

યુદ્ધ પૂરજોસમા ચાલી રહ્યુ હતુ લશ્કરની સ્ટીમરો ઉપરાઉપર આવતી હતી બંદરથી રેલ્વે રસ્તે લશ્કર ઉપર જતું. હતુ યુગાન્ડા, કેનિયા અને ટાગાનિકાની સરહદો ફૂલગૂંથણીની પેઠે મળી ગઇ હતી વિક્ટોરિયા ન્યાઝાને એક કિનારે બ્રિટિશ ઈસ્ટ આફ્રિકાના કિસુમુ જિંજા અને એન્ટેબે બંદરો આવેલા હતા, તો સામે જર્મન ઇસ્ટ આફ્રિકાના બુકોબો અને મંઝા બંદર હતા ત્યા જર્મન લશ્કર પડયું હતું. દરિયાકિનારે દારેસલામ અને ટાગામા પણ જર્મન મનવારો પડી હતી. સરહદ ઉપર લડાઇ ચાલતી હતી મોબાસા અને જ ગબારમા બ્રિટિશ યુદ્ધનૌકાઓ નાગરેલી હતી અવારનવાર તોપખાનાના અવાજથી મોરચો ગાજી ઊઠતો સમુદ્રમા સબમરીનો ફરતી હતી તે અચાનક દુશ્મનની સ્ટીમરને ડુબાડતી રેલવેના પાટા નીચે ડાયનેમાની સુરગો ગોઠવતા યુરોપની જેમ ઇસ્ટ આફ્રિકામા પણ જીવસટોસટનો સંગ્રામ ચાલી રહ્યો હતો દરિયાઇ રસ્તો કે રેલવેમા પ્રવાસ કરવામા ભારે જોખમ હતું.

અમે મોબાસા સુધી તો પહોચ્યા, પણ ઉપર શી રીતે જવુ ? યુગાન્ડા અને ટાગાનિકાની સરહદ ઉપર લઇ જવા માટે હિંદીઓનુ ગ્રામ

હજારનું લશ્કર ઊતર્યું હતું. તેને લઈને ટ્રેનો યુગાન્ડા જતી હતી. એ લશ્કરની સાથે કોઇપણ રીતે જિંજા પહોંચી જવું એવો અમે નિર્ણય કર્યો.

યુગાન્ડામાં દુકાનોનું કામ વ્યવસ્થિત ચાલતું હતું. જેમને જવાબદારી સોંપેલી તેઓ કુટુંબની જેમ રહેતા અને કામ કરતા. કામની મને કશી ચિંતા ન હતી. પરંતુ આવા કટોકટીના સમયમાં મારે એમનાથી દૂર રહેવું એ મારા સ્વભાવમાં ન હતું. તેમની પાસે પહોંચી જવા મારું મન અધીરું થયુ. આમ છતાં લડાઇના સંજોગોને લીધે મારે મોંબાસામાં રોકાઇ રહેવું પડયું.

મોંબાસામાં એ વખતે લડાઇ ચાલતી હોઇ સૌને એકઠા થવું હોય તો મુશ્કેલી પડતી. મોંબાસામાં પ્રાર્થનાઓ માટે આર્ય સમાજ મંદિર અને હિંદુ યુનિયનનું મંદિર એ બે સ્થળો હતાં. તેમા સૌ એકઠા થતા.

આર્ય સમાજ તરફ મારું આકર્ષણ મને ૧૯૦૪માં જ ગબારમાં હતો ત્યારથી જ હતુ. શેઠ કેશવજી આણંદજીના જનરલ મેનેજર શ્રી પ્રાગજીભાઇ રામજી નથવાણી–જેમના પુત્ર ભાઇશ્રી નરેંદ્રભાઇ નથવાણી જેઓ પાર્લામેન્ટના સભ્ય અને નીડર કાયદાશાસ્ત્રી છે, તેમના પિતાજીના હાથ નીચે મે કામ કરેલું. તેઓ આર્ય સમાજના પ્રમુખ હતા. તેમની મારા ઉપર છાયા પડેલી. ત્યાર બાદ સને ૨૯૧૧માં 'સત્યાર્થ પ્રકાશ' વાંચેલું. તેમાંના ઘણાખરા સિદ્ધાંતો મનેગમ્યા. તેમને અમલમાં પણ મૂકયા. જ્યાં હોમ–હવન થતા હોય ત્યાં હું જતો. તેમા આર્ય સંસ્કૃતિનાં રક્ષણની ભાવના હતી. મને ૧૯૧૨માં જૂનાગઢના રહીશ શ્રીમહારાણીશંકર શર્મા અને તેમના પત્ની શ્રીઇન્છાદેવી આર્ય સમાજનું મિશન લઇને આફ્રિકા આવેલાં. બંને માણસ ખૂબ વિદ્વાન અને સારા વકતા હોવાથી તેમની છાપ લોકો ઉપર બહુ પડતી. એ વખતે મારી આર્ય સમાજ ઉપરની શ્રદ્ધા વધુ દૃઢ થઈ.

સને ૧૯૧૪માં મોંબાસા થોડા દિવસ ગાળ્યા ત્યારે લડાઇને
કારણે આર્ય સમાજમા સૌને વારંવાર મળવાનું થતું. અમારી આડત
ગેઠ કેશવજી આણંદજીની પેઢી સાથે હતી. ત્યારબાદ કેશોદના
ઠ ભગવાનજી સુંદરજીની કંપનીની આડત અમે શરૂ કરેલી.

તેમણે શેઠ કેશવજી આણુદજીમાથી છૂટા થઇ પોતાની પેઢી કરેલી તેમના ચિરંજીવી શેઠ લીલાધરભાઇ, શિવજીભાઈ, મોહનભાઈ, ભગવાનજીભાઇ અને અમે કુટુબમમાન રહેતા હતા

એકવાર આર્ય સમાજના મ દિરમા બેઠક મળેલી નાના મોટા–સાઠ સભ્યો હાજર હતા હજી બીજા માણસો આવતા જતા હતા હુ પણ ત્યા જવા તૈયાર થયો, એટલે લીલાધરભાઈ કહે 'બેસોને, જવાય છે ગુરુવાર છે તે દાળિયા ખાઈને જઈએ'



આર્ય સમાજ મ દિર જિંજા

એ જમાનામા મોમ્બાસા દેશ જેવુ લાગતુ ધાર્મિક સ્થળોએ જવુ, દેવ–દર્શન કરવા, દુકાનને ઓટલે બેસવુ, નિરાતે વાતો કરવી, નાસ્તાપાણી કરવા, બધુ આપણા દેશ જેવુ જ હતુ દાળિયા આવ્યા અમે દાળિયા ખાવા બેઠા

એ વખતે મિ ભિસે નામના એક દક્ષિણી ગૃહસ્થ ત્યા સી આઇ ડી ખાતામા કામ કરતા હતા તેમણે કેટલાક મોટા વેપારીઓ પાસે લાચ માગેલી તેને એ રીતે લાચ મળી નહિ તેથી તેણે સરકારમા એવો ખોટો રિપોર્ટ કર્યો કે આ લોકો ખાનગી બેઠકો ભરે છે અને સરકાર વિરુદ્ધ કાવતરુ કરે છે મિ ભિસેના રિપોર્ટ ઉપરથી સરકારે મિલિટરી મોકલી આર્ય સમાજ મ દિરને ઘેરો ઘાલ્યો કેટલાક મુખ્ય આગેવાન જેવા ભાઇઓને પકડયા તેમને હાથકડી પહેરાવી પોલીસ પહેરા હેઠળ જેલમા લઇ ગયા

અમે હાજિયા ખાવા બેઠા તે બચી ગયા; નહિતર અમનેય જેલનો લહાવો મળત. જેમને પકડી લઈ ગયા તેમને ત્રણ વરસ સુધી એમને એમ રાખ્યા. પછી કામ ચાલ્યું તેમને હદપારીની સજા થઈ. અટકાયતમાં હતા ત્યારે ખૂબ ત્રાસ આપ્યો કેટલાકને સને ૧૯૧૮માં દેશપાર કર્યા. તેમાં શેઠ પ્રાગજીભાઇ રામજી નથવાણી હતા. તેઓ ફરીથી આફ્રિકા ન આવ્યા. તેમણે દેશમાં જ વસવાટ કર્યો, ત્યાં પણ સાર્વજનિક હિતનાં કામો કર્યાં.

હવે મને જિંજા જવાની અધીરાઇ વધી. લડાઇ જોસભેર ચાલુ હતી. મિલિટરીની ટ્રેનો યુગાન્ડા જતી હતી. પેસેન્જર ટ્રેનો બંધ હતી. એંજિન કે ડબ્બાની સગવડ ન હતી. રસ્તામાં ટ્રેનોને જોખમ હતું. મેં આગળ જવાનો નિશ્ચય કર્યો.

યુગાન્ડાના એક ડૉકટર અને એક પોસ્ટ માસ્તર યુગાન્ડા જતા હતા. તેઓ સરકારી માણસો હતા. તેમની સાથે ખાખી પોશાક પહેરીને હું પણ ટ્રેનમાં બેસી ગયો. રસ્તામાં કોઇએ પૂછપરછ ન કરી. યુગાન્ડા રેલવેના સ્ટેશન માસ્તરો મોટે ભાગે ગુજરાતના પટેલો અને પંજાબીઓ હતા. તેઓ ઘણાખરા ઓળખીતા હતા, તેથી અમને રસ્તામાં કશી અડચણ ન પડી.

રસ્તામાં એક આખી ટ્રેન જર્મનોએ ચાર કલાક પહેલાં ડાયનેમાઇટથી ઉડાવી દીધેલી, તે અમે જોઇ. બધું વેરવિખેર, ઘાયલ થયેલું ભયંકર સ્થિતિમાં પડેલું. ઇશ્વરકૃપાથી અમે બચી ગયા.

અમારી સાથે જે લશ્કરી માણસો હતા તેઓ ડોગરા રજપૂત હતા. તેઓ ભારે ધર્મચુસ્ત, પોતાને હાથે રાંધીને જ ખાય. તેઓ જનોઇ રાખતા રસ્તામાં રાંધેલુ કશું જમતા નહિ. જો મળે તો મીઠાઇ અથવા મકાઇના શેકેલા ડોડા લઇને ખાઈ લેતા. અમે સુખરૂપ કિસુમુ પહોંચ્યા. (મોમ્બાસાથી કિસુમુ ૫૮૫ માઈલ છે)

કિસુમુથી લશ્કરના માણસો સાથે સ્ટીમરમાં ચડયા. વિક્ટોરિયા સરોવરમાં પણ યુદ્ધ ચાલતું હતું. અમારે માટે આ એક આનંદની

સફર હતી દરિયાઈ તોફાનોમા મજા પડતી તેમ આમા પણ મજા આવતી સામાન્ય રીતે આવા સમયમા ભાગ્યે જ કોઇ મુસાફરો નીકળતા મિલિટરીની દોડધામ અને યુદ્ધના જોખમ વચ્ચે કોણ નીકળે ? અમે કિસુમુથી મિલિટરી સાથે સ્ટીમરમા રવાના થયા

સ્ટીમર વિક્ટોરિયા સરોવરમા ચાલી એવામા એક અણધારી આપત્તિ ઊભી થઇ અગાઉ જણાવ્યા પ્રમાણે ડોગરા રજપૂત ઘણા ધર્મચુસ્ત હતા કાને જનોઇ ચડાવ્યા વિના જાજરૂ ન જાય તેમણે રસ્તામા કાચુ કોરુ ખાધેલુ આખા દિવસના ભૂખ્યા હતા સ્ટીમરના કપ્તાને તેમને રસોઈ કરવા માટે ખાસ ચૂલા સાફ કરાવી આપ્યા એ લોકોએ નાહી-ધોઇ રસોઈ કરી શીરોને પૂરી બનાવવા લાગ્યા

એટલામા એક આફ્રિકન બૉય બીડી સળગાવવા ચૂલા પાસે ગયો ચાલુ રસોઇએ ઘરના માણસોથી ચૂલા પાસે ન જવાય ત્યા આ વિધર્મી હબસી ચૂલાને અડચો, ચોકો અભડાવ્યો એ જોતા મિલિટરીવાળાઓનો પિત્તો ઉછળ્યો સળગતુ લાકડુ ઉપાડીને એણે પેલા બૉયના માથામા માર્યું માથુ ફૂટચુ, લોહીની ધાર થઇ એ દોડતો જઇને સ્ટીમરના ખલાસી નેટિવ માણસોને બોલાવી લાવ્યો સ્ટીમરના નેટિવ ખલાસીઓ રીસભર્યા પોતાના દેશભાઇની મદદે દોડી આવ્યા તેઓ ચોકામા આવ્યા, રસોઇ અભડાઈ તેથી મિલિટરીના માણસોના મગજ ફાટચા તેમણે બદૂકો ઉપાડી અને નેટિવોને સગીનો ભોકી દીધી સ્ટીમરમા ભારે ગભરામણ થઇ પડી કેપ્ટન અને સ્ટીમરના અમલદારો દોડી આવ્યા તેઓ વચ્ચે પડચા ઘણી વારે મામલો શાન્ત પડચો

આફ્રિકાના લોકો ધોતિયા પહેરનારને 'બનિયાની' કહે છે આ ડોગરા રજપૂતોએ રસોઈ કરતી વખતે નાહીને ધોતિયા પહેરેલા આ 'બનિયાની' કોઈ જુદી જાતના છે એવો તેમને અનુભવ થયો આવો આ કરુણ કિસ્સો રસ્તામા બની ગયો

સ્ટીમરમા રાત પડી બત્તીઓ બુઝાવી દીધેલી અધારામા કિનારે પહોચી લશ્કર ઊતારી દેવાની ગણતરી હતી સરહદ ઉપરથી જર્મન હદમા તેમને ઘૂસી જવુ હતુ સ્ટીમર ઝપાટાબધ ચાલી જતી હતી

અંધારામાં અચાનક ક્યાંઇથી બોંબ પડે તેવી ભીતિ હતી. રાતોરાત સ્ટીમર કિનારે પહોંચી. લશ્કર ઊતરવા લાગ્યું. એવામાં અચાનક મશીનગન છૂટી. રાતના અંધારામાં અવાજે ગરજી ઊઠયા દુશ્મન ક્યાંય દેખાય નહિ. ગોળીઓ સરોવરમાંથી આવે છે કે જમીન ઉપરથી તેની કશી ખબર ન પડે.

લશ્કરી સૉલ્જરો જેવા ઊતર્યાં તેવા ચપોચપ પાછા સ્ટીમરમાં ચડી ગયા. સ્ટીમર પાછી ફરી. ઝપાટાબંધ પાછી ભાગીને બ્રિટિશ પોર્ટમાં પહોંચી ગઈ. ત્યાં નાંગરી. લશ્કર બુકાકાટા ઉતાર્યું.

અમે ચોથે દિવસે જિંજા પહોંચ્યા.

આવા સમયમાં આ રીતે હું જિંજા પહોંચીશ એવું કોઇએ ધાર્યું ન હતું. મને અચાનક આવેલો જોઇ સૌને નવાઇ લાગી. મારી સફરની વાતો સાંભળી, મને નિર્વિઘ્ને પહોંચાડવા બદલ પ્રભુનો પાડ માન્યો. બીજી વાતો કરવાનો વખત ન હતો. વેપારની વાતોમાં મન પરોવ્યું. એ વખતે વેપારમાં પણ જોખમ હતું

યુગાન્ડામાં પુંષ્કળ કપાસ પાક્યો હતો. કોઈ ખરીદનાર ન હતું. જર્મનો ક્યારે આવશે તેની ખબર ન હતી. જિંજામાં જર્મનની એક જીનેરી હતી. સરકારે તેનો કબજો લીધો હતો. અમને સરકારે કહ્યું : 'તમે કપાસ ખરીદો. જર્મન જીનેરી ભાડે રાખો તેમાં કપાસ પિલાવજો મૂડી કપાસમા રોકો. પૈસા સંઘરશો તો જર્મનો લઇ જશે કપાસ પડયો હશે તો તે કોઇ લઇ જવાના નથી.'

જીનેરી લેવાનું અમને મન થયુ. હેન્સિગ કંપનની જીનેરીનુ લિલામ કરવાનું સરકારે જાહેર કર્યું અમે હરરાજીમાં ઊભા રહ્યા એ વખતે કંપાલામાં તાજા આવેલા શેઠ નારણદાસ રાજારામની પેઢીના મૅનેજર મિ દસ્તુર કરીને એક પારસી હતા. તેઓ મારા મિત્ર હતા. જર્મન જીનેરીના લીલામમાં તેઓ મારી સામે ઊભા. તેમણે મને કહ્યું : ' મિ. મહેતા તમે હરરાજીમાંથી ખસી જાઓ તો તમારો ઉપકાર માનીશ'

મેં જવાબ આપ્યો : ' મારે જીનેરી ખરીદવી છે '

મિ. દસ્તુર કહે: ' આપણે મિત્રો છીએ. અંદરોઅંદર હરીફાઈ કરી નકામા પૈસા શા માટે વેડફી નાખવા ? તમે કમિશનથી અમારું કાટન ખરીદજો. અમે પાચ ટકા કમીશન આપશુ. ઉપરાંત તમારો બધો કપાસ ઓછે ભાવે પીલી આપશું.'

તેમની દરખાસ્ત મેં માન્ય રાખી. જીનેરીનું લિલામ થયું. એક લાખ મે બેંતાલીસ હજારે મિ. દસ્તુરે જીનેરી લીધી.

અમે કપાસ ખરીદ કરી તેમના જીનમાં પિલાવવો શરૂ કર્યો; પરંતુ એમના માણસોએ ઉતારો ઓછો આપીને વિશ્વાસઘાત કર્યો. વર્ષ આખરે હિસાબ કરતાં અમને ઘણું નુકસાન ગયું.

મારા સાથીદારોએ મને પહેલેથી ચેતવ્યો હતો કે, ' કાકા, આપણે જીનેરી જવા દેવી નથી.' પણ મેં તેમને 'સમજાવેલું' કે, ' મિ. દસ્તુર આપણા મિત્ર છે. વળી બધી મૂડી જીનેરીમાં અને રૂમાં રોકાઈ જાય તો બીજો વેપાર કરવા માટે નાણાંની છૂટ ન રહે. આમ ગણતરી કરીને જીનેરી લીધી ન હતી.

સને ૧૯૧૪ ની સાલનો એક પ્રસંગ મને હમેશને માટે યાદ રહી ગયો છે. લડાઇના સમયમા વેપારની સાથોસાથ એક મિત્રની સેવાનો લાભ મને મળ્યો હતો

ચરોતરના પાટીદાર શ્રી નરસિંહભાઇ ઇશ્વરભાઈ પટેલનુ નામ ગુજરાતભરમાં મશહૂર છે. તેમનો મને પરિચય ન હતો. તેમની સેવા કરવાનો અણધાર્યો લાભ મને પ્રાપ્ત થયો એ વખતે તેમને વિષે હું કશું જાણતો ન હતો તેમનું ઓળખાણ થયા બાદ મને ખબર પડી કે તેઓ એક ક્રાંતિકારી હતા વડોદરામા સાહિત્ય છપાવતા સરકારને ઉથલાવી પાડવાના કાવતરામા તેમનુ નામ સંડોવાયેલું છૂપી પોલીસને એ વસ્તુની ગંધ આવતા તેઓ પોંડિચેરી ઊપડી ગયા તેમને ફ્રેંચ ભાષાનુ જ્ઞાન હતું. ત્યાથી એક ફ્રેંચ સ્ટીમરમા તેઓ યુરોપ જવા ઊપડયા. એમણે ગોવાનીઝનો વેશ ધારણ કરેલો. ડીસોઝા એવું નામ રાખેલુ. દાઢી રાખેલી ફ્રેંચ સ્ટીમરમા તેઓ યુરોપ જતા હતા તે વખતે

છૂપી પોલીસ તેમની પાછળ પડી. કંઈક વહેમ પડયો એટલે એ લોકોને ખબર ન પડે તેમ ફ્રેંચ બંદરથી મોંબાસા જવા ઉપડતી એક જર્મન સ્ટીમરમાં તેઓ ટિકિટ બદલીને ચડી ગયા મોંબાસા ઊતર્યા. મોંબાસાથી મારા મિત્રની ભલામણ લઇ મારી પાસે જિંજા આવ્યા મેં તેમને જર્મન ઇસ્ટ આફ્રિકામાં હેન્મિંગ કું. માં ભલામણ કરી મોકલ્યા. ત્યાં તેઓ નોકરીમાં જોડાઇ ગયા.

જર્મનીની હાર થયા બાદ ફરી તેઓ જિંજા આવેલા. સને ૧૯૨૦ માં સંત એન્ડ્રુઝ સાહેબ પૂર્વ આફ્રિકા પધાર્યા ત્યારે તેમણે શ્રી નરસિંહભાઈ માટે ભારત સરકારને ભલામણ કરી. હિંદી સરકાર સાથે તેમનો પત્રવ્યવહાર ચાલ્યો. તેઓ પોતે જામીન પડ્યા. આખરે પ્રો. એન્ડ્રુઝ સાથે શ્રી નરસિંહભાઈ સ્વદેશ સિધાવ્યા

ફરી તેમની મુલાકાત મને . કવિવર ટાગોરના . શાંતિનિકેતન આશ્રમમાં થયેલી તે વાત આગળ આવશે.

## ૨૦

# મોતના મોઢામાંથી બચ્યા !

લડાઇને લીધે રૂના ભાવ વધતા જતા હતા. ઇન્કમ-ટેક્સ ન હતો, તેથી નફો સારો થતો. સરકારે અમને કપાસ ખરીદવા આગ્રહ કર્યો. ટ્રાન્સપોર્ટની સગવડ ન હતી. કપાસિયા સળગાવી દેવા પડતા. યુગાન્ડામાં ૩૫ થી ૪૦ હજાર ગાંસડીઓનો પાક થતો. ટેસો ડિસ્ટ્રિક્ટમાં સને ૧૯૧૫ના ફેબ્રુઆરી માસમાં સરકારે જાહેરનામું બહાર પાડ્યું કે અમુક ચોક્કસ જગ્યાએ માર્કેટ થશે. કપાસ ખરીદનારાઓએ ત્યાં આવવું. એ જમાનામાં માર્કેટ એટલે એક છાપરું. ફરતાં લાકડાં ખોડી હદ બાંધી લીધી હોય, વરસાદથી કપાસ ખરાબ થતો. કપાસ સાચવવાનાં બીજાં સાધનો ન હતા. રૂપિયે મણ કપાસ મળતો.

અમે માલ ખરીદવા અમારા માણસો મોકલ્યા. બીજે ઠેકાણે કમિશન એજન્ટો મોકલ્યા. એક માર્કેટ લેઇક કયોગાને ઉત્તર કિનારે હતી અને એક દક્ષિણ કાંઠે હતી વચ્ચે કયોગા સરોવરમા મછવા ચાલતા એ જમાનામા સરોવર કાઠે દશ દશ માઇલને અંતરે બે-પાંચ હિંદીઓની દુકાનો હતી તેઓ પરચૂરણ કાપડ વગેરે માલ રાખતા.

બંદર કાઠે માર્કેટમા કપાસ ખરીદવાનુ શરૂ થયુ એટલે ડિસ્ટ્રિક્ટ કમિશ્નર ત્યા આવ્યા. હું પણ સાયકલ પર ત્યા ગયો. મેં ડિસ્ટ્રિક્ટ કમિશ્નરને વિનતિ કરી કે, મારે સામે કાંઠે કપાસ ખરીદાય છે તેની ક્વૉલિટી જોવા જવું છે. મને, મારા માણસોને માલ ઉતારવા માટે મછવાની સગવડ આપવા નેટિવ ચીફને આપ ભલામણ કરો."

કમિશ્નરે તરત નેટિવ ચીફને બોલાવ્યો. તેમણે ભલામણ કરી કે "આ શેઠને તેમના માણસોને તથા માલને સામે કિનારે લઇ જવા માટે તમે મછવાની ગોઠવણ કરી આપજો. આમા કંઇ ભૂલ ન થાય તે ધ્યાન રાખજો. ખબરદાર!"

નેટિવ ચીફે સલામ ભરી સાહેબનો હુકમ માથે ચડાવ્યો કમિશ્નર ભલામણ કરીને ગયા

સરોવરના કિનારાથી આઠેક માઇલ દૂર અમારી નાતના એક ગૃહસ્થની દુકાન હતી એ દુકાનમા મારો ઊતારો હતો. કમલીથી નેવું માઇલ હું સાઇકલ ઉપર આવ્યો હતો. મારી સાથે મારો બૉય હતો. મે મારા બૉયને સાયકલ ઉપર આગળ મોકલ્યો. મારા કપડા, ફાઇલો, ત્રણસો રૂપિયા વગેરે વસ્તુઓ તેની સાથે આપી મારે વધુ બોલે ન થાય મેં બૉયને કહ્યુ કે, આગળ જઇને તું મછવો તૈયાર રખાવ. ચીફને કમિશ્નરે ભલામણ કરી છે એટલે તરત મછવો આપશે હું હમણા જમીને આવુ છુ." મારો બાય ગયો હું જમવા બેઠો

એ દેશમા ગમે ત્યારે ગમે તેને ઘેર જઇએ ખાવાનું માગી લેવાય. એ મુસાફરોનો દેશ છે દરેકને ભોજન મળી રહે આ દુકાનદાર ભાઇઓ અમારા જૂના નોકરો હતા. સવારના દશ વાગ્યામા દહીં, પરોઠા (થેપલા), શાક વગેરે જમીને હું સાઇકલ ઉપર રવાના થયો.

રસ્તો કાચો હતો આઠ ચાર ફૂટ પહોળો હશે બને બાજુ દશ દશ ફૂટ ઊંચા ઘાસ ઊગેલા એને ઍલિફન્ટાઘાસ (હાથી સમાય તેવા) કહે છે અમારો બૉય નીકળ્યા બાદ એકાદ કલાકે હું નીકળ્યો તે પસાર થયેલો તેની સાયકલનો લીટો દેખાતો હતો. તેને ચીલેચીલે મે સાયકલ મારી મૂકી. લગભગ અગિયાર વાગ્યે હું ચીફના ઝૂંપડા પાસે પહોંચ્યો.

સખત ગરમી પડતી હતી ઊંચુ ઘાસ પવન રોકીને ઊભુ હતું. ઘાસના બે ચાર ઝૂંપડા ત્યા હતા ખરા બપોરે પણ એ જગ્યા વિકરાળ લાગતી. જગ્યા જોતા ધાસ્તી લાગે મને બે-ત્રણ પંજાબી મિત્રોએ ચેતવેલો કે, એ જગ્યાએ સાવચેત રહેજો ત્યા નરમાંસભક્ષી નેટિવો

રહે છે. માણસનું માંસ એમને દાઢે લાગ્યું છે. ખાસ કરીને હિંદીઓનું માંસ એમને બહુ ભાવે છે."

મેં ચોમેર નજર ફેરવી. મારા બૉયને ક્યાંય ન દીઠો. મને દગાની ગંધ આવી. એવામાં મને જોઈને ચીફ મારી પાસે આવ્યો. એને મેં પૂછ્યું : "કેમ મછવો તૈયાર છે કે? મારો બૉય ક્યાં છે?"

જવાબમાં ઠાવકું મોઢું રાખીને એ બોલ્યો : "બાના, તમારો બોય અહીં આવ્યો નથી. મછવો સામે કિનારે ગયો છે બપોરના બે-ત્રણ વાગ્યે આવશે."

આવો ઉડાઉ જવાબ સાંભળીને મારી શંકા દૃઢ થઈ. મારા મનમાં થયું કે, "આમાં કંઈક ગભીર કાવતરું છે." મારી પાસે હથિયારમા રિવૉલ્વર, ૫૦ કારતૂસ અને મોટી છરી હતાં. એ દેશમાં જાનવર કે માણસો ક્યારે હુમલો કરે તે કંઈ કહી ન શકાય

એ લોકો ઊંચા કાળા કમરે છરો અને હાથમા ભાલો રાખનારા એવા ખૂબ બિહામણા હતા. ઢોરને મારવા સિંહ આવે તો તેઓ એ સિંહને ભાલાથી વીંધી નાખે. એમની આંખોમાં ભારે ક્રૂરતા હતી. મેં સમય પારખી લીધો. આવે પ્રસંગે સહેજ પણ નિર્બળતા બતાવવામા જાનનું જોખમ હતું મેં દૃઢતાથી ચીફને કહ્યું, મને જલદી મછવો મંગાવી આપ. નહિતર કમિશ્નરને ફરિયાદ કરીશ; એ તને બરતરફ કરશે"

મારા કહેવાની તેની ઉપર કશી અસર ન થઈ ચીફ ઠડે કલેજે ઊભો રહ્યો. મેં એક ઝાડના થડે બાઈસિકલ ઊભી રાખી બીજા ઝાડને છાયે બેઠો મારી નજર ચારેકોર ફરતી હતી. મને લાગ્યું કે આ ઘાસમા બીજા મારાઓ છુપાયા હશે, હું જરા પણ ગફલતમા રહ્યો તો તેઓ મને વીંધી નાખશે. એ લોકો સો ફૂટ દૂરથી વીંધી નાખે એવી ભાલાની તેમની ફાવટ હોય છે. આમાથી બચવા માટે ઈશ્વરનું સ્મરણ કરી હું માર્ગ શોધવા લાગ્યો.

મેં ફરીથી ચીફને મછવો આપવા કહ્યું ત્યારે તે બોલ્યો: "બાના, આજે તમે સામે કાંઠે નહિ જઈ શકો તાપ સખત છે. શાંતિથી આપણા ઝૂંપડામા સૂઈ જાઓ ને આરામ કરો"

તાપ સખત હતો. મને ચીફની વાત ઉપર જરા પણ વિશ્વાસ ન આવ્યો. આસપાસ કોઇ પણ માણસ દેખાતું ન હતું. સામેજ ઘાસનાં છાયેલાં સુંદર ઝૂંપડાં હતાં. ઠંડક હતી. એમાં જઇને આરામ કરવાનું મન ન થયું. ઊલટું મારો વહેમ પાકો થયો. પંજાબીની ચેતવણી મને સાચી લાગી. મને થયું કે આ લોકોએ મારા બાયને મારી નાખ્યો હશે અને મારી પણ એવી જ વલે થવાની. જો હું માઇકલ લઇને અંદર ગયો હોત તો જરૂર એમ બનત. મારો બૉય ઝૂપડામાં મરેલો પડયો હશે. મારી કતલ કરવા અંદર માણસો છૂપાઇને બેઠાં હશે. મારા મનમાં આ વસ્તુના પડઘા પડયા. મને થયું કે પૂરા ફસાયા છીએ. એણે મારી બાઇસિકલ લેવાનો પ્રયત્ન કર્યો એટલે તરત હું ઊભો થયો. સાઇકલ લઇ લીધી અને ખિસ્સામાંથી રિવૉલ્વર કાઢી એના ઝૂપડાનાં દરવાજા ઉપર બાર કર્યો. ગોળી ઝૂપડામાંથી પસાર થઇ ગઇ ચીફ ભારે ચાલાક હતો. એણે ઇન્ટરપ્રિટર (દુભાષિયા) તરીકે કામ કરેલું તે ચાર–પાંચ ભાષા બોલી જાણતો. ગોળીબાર થતાં જ એ ચમકયો એણે સિગ્નલ આપી. ગોળી ઝૂંપડામાથી ગઇ તેવું જ ઝૂપડું સળગ્યું. બીજો ફેર કર્યો, તેવા બે ભાલાવાળા અંદરથી નીકળ્યા ચીફે એમને કંઇક નિશાની કરી મેં તો રિવૉલ્વરના અવાજ ચાલુ જ રાખ્યા ત્રીજો ફેર કર્યો એટલામા ત્રણે જણ ઘાસમાં આડા પડી ભાગ્યા.

હું બાઇસિકલ દોરીને ચાલતો થયો એક હાથમા સાઇકલ અને બીજે હાથે રિવૉલ્વરના બાર ચાલુ હતા. એકાદ માઇલ જઇને હું સાયકલ પર બેઠો. સાઇકલ ઝપાટાબંધ મારી મૂકી લેઈક ક્યોગાને બંદરે પહોંચ્યો.

લેઈક ક્યોગાના એ કિનારા ઉપર અંગ્રેજે નાનું 'ટેમ્પરરી' બંદર બંધાવેલું. નાની સ્ટીમરો ત્યાં આવજા કરે. કપાસ, તલ, ચામડા વગેરે માલ લઇ જાય એ બંદર ઉપર એક ગોવાનીઝ કલાર્ક, ચાર–પાંચ હથિયારબંધ પોલીસ અને માલ ચડાવવા–ઉતારવા સારુ પચાસ–સાઠ નેટિવ મજૂરો, એટલી વસતિ હતી તેમણે મારા ફસાઇ પડવાની મારી વાત સાંભળી ત્યારે કહ્યુ - એ લોકોએ ઘણા માણસો મારી ખાધાં છે; તમે બચી શકયા તે ભાગ્યશાળી"

ગોવાનીઝ કલાર્કને મેં વિનતિ કરી કે " સામે કાંઠે જવા સારુ મને એક મછવો આપો. " એણે મછવાની ગોઠવણ કરી આપી. મછવામા બેમી અમે રવાના થયા.

સાંજના ચારેક વાગ્યે એકાએક વાવાઝોડું ઊપડયું. સરોવરમાં નાનાં નાના બેટડાં તરતાં હતાં, તે ચોમેર ફરી વળ્યાં. એ બેટડાંની વચ્ચે અમારો મછવો સપડાયો. એમ કરતા રાત પડી મચ્છર ગણગણવા લાગ્યા. સરોવરના મોટા મચ્છરોએ હાથ કરડી ખાધા. મહા મુસીબતે ખારવાઓએ મછવો તોફાનમાંથી બહાર કાઢયો. રાતના એક વાગ્યે બંદરે પાછા આવ્યા.

રાતે ઓફિસનાં બારણાં ખખડાવ્યા. મિ. ટેલિસને એ વખતે જગાડયો. એવે સમયે પણ એણે પ્રેમથી આવકાર આપ્યો તેને તોફાનની વાત કરી. સાંભળીને એ બહુ દિલગીર થયો. મને પોતાના ઘરમાં લઇ ગયો. હાથ મોં ધોઇ, કપડાં બદલી હુ ખાટલામાં પડયો. ટેલિસે મારો હાથ જોયો, તો શરીરમાં તાવ ભરાયેલો. વાવાઝોડામાં ભીંજાયેલો, મચ્છર કરડેલા, સખત તડકો વેઠેલો પરિણામે તાવ ચડયો મિ. ટેલિસે સોડા, દૂધ આપ્યાં. ખૂબ સારવાર કરી અને દવા આપી. શરીરમાં કંઇક આરામ જણાતાં હું ઊંઘી ગયો.

સવારે ઊઠીને શૌચ, દાતણ વગેરે વિધિ પતાવ્યા બાદ મિ. ટેલિસને મેં કહ્યું: "મને એક માણસ આપો. મારે બધે સ દેશા મોકલી આપવા છે." મિ. ટેલિસે માણસ આપ્યો મેં દરેક જગ્યાએ જ્યાંજ્યા અમારા માણસો કપાસ ખરીદતા હતા ત્યાં કાગળ લખીને ખબર આપ્યા કે, "હવેથી આ રસ્તે કોઇએ આવવું નહિ. આ જગ્યા ભયભરેલી છે"

મારી આવી ચેતવણી છતાં એ ડિસ્ટ્રિક્ટમા કપાસ ખરીદવા કેશવ અને વિઠ્ઠલ નામના બે જુવાનો હું નીકળ્યો તેને બીજે જ દિવસે એ રસ્તેથી નીકળ્યા. તેમને અમારા કલાર્કોએ ચેતવ્યાઃ ભાઇ, ખોટું સાહસ ન કરો. એ રસ્તે જવામાં જોખમ છે મહેતા શેઠ માંડ બચ્યા છે. તમે ભલા થઇને ન જતા."

પણ એ ચડતા લોહીવાળા જુવાનો ન માન્યા. તેમણે કહ્યું: "જવાય ત્યાં સુધી જઇએ; પછી ભય જેવું જણાશે તો પાછા ફરશું."

આવો જવાબ આપીને તેઓ આગળ વધ્યાં. બંને જુવાનો પાસે સાઇકલો હતી. સરોવર–કિનારો હજી દૂર હતો ત્યાં પેલો નેટિવ ચીફ તેમને મળ્યો. જુવાનોએ ચીફને પૂછયુંઃ સામે કાંઠે જવા માટે હોડી ક્યારે મળશે ? ”

ચીફે બનાવટી જવાબ આપ્યોઃ “ હોડી તૈયાર છે; બાના, હમણાં જ મળશે. તમે મારી સાથે ચાલો.” આવી રીતે ફોસલાવીને બંનેને લઇ ગયો. બીજા હલેસાંવાળાને સાથે લીધા. બંને જુવાનોને બેસાડ્યા. અધવચે લઇ જઇ કાપી નાખ્યા.

આ બંને જુવાનો વખતસર પાછા ન ફર્યા. તેથી તેમના ભાઇઓને ફિકર થઇ તેમણે પોલીસને ખબર આપ્યા. દરમિયાન હું કમલી પાછો ફરેલો તેથી તેમણે આવીને મને પૂછયું. મેં તેમને કહ્યુંઃ “ એ રસ્તે જવામાં પૂરું જોખમ હતું. ” આમ કહી મેં મારાં વીતક કહી સંભળાવ્યાં. મારી હકીકત સાંભળી તેમને વધુ ચિંતા થઇ. તેમણે દોડધામ શરૂ કરી. ડિસ્ટ્રિક્ટ કમિશ્નરને આ બધી હકીકત મળતાં તેમણે એ વિભાગના ચીફને બોલાવ્યો એણે નાના ચીફને હુકમ કર્યો કે : “ એ લોકોને પકડીને હાજર કરો. ”

એ ઝૂપડામાં રહેનાર તમામ લોકોને પકડવામાં આવ્યા. તેમણે જવાબ આપ્યો કે, “ અમે કશું જાણતા નથી.” આવો ઉડાઉ જવાબ સાંભળતાં જ એ લોકોને ઊંધા સુવાડી કીબોકાથી ફટકા મારવામાં આવ્યા; છતાં તેઓ કબૂલ ન થયા

ડિસ્ટ્રિક્ટ કમિશ્નર પોલીસ ખાતાના વડા ગણાતા. તેઓ જાતે ત્યાં ગયા. તેમણે ખૂબ તપાસ કરી પણ કોઇ માન્યા નહિ. સરકારે આ બનાવની ગંભીરતા જોતાં ખાસ પોલીસ કમિશ્નરની નિમણૂંક કરી. તેણે તપાસ હાથ ધરી.

એકાદ મહિના બાદ એવું બન્યુ કે લૂંટનો માલ વહેચવામાં તકરાર થઇ. જે લોકોને મારીને ખાઇ ગયેલા તેમના પૈસા સંઘરી રાખેલા તેની વહેચણીમાં વાંધો પડયો. એક જણને બે બૈરીઓ હતી તેણે એક સ્ત્રીને કપડાં કરાવી આપ્યાં અને બીજીને કશું ન આપ્યું.

એમાંથી ઝઘડો ઊભો થયો. એ સ્ત્રીએ જઈ ને મોટા નેટિવ ચીફને બધી હકીકત જણાવી દીધી.

એ ચીફે આ કામ માટે ખાસ નિમાયેલા કમિશ્નરને જાણ કરી. એ લોકોને ફરી પકડવામાં આવ્યા પકડીને સખત માર્યા. આ વખતે તેઓ બધું માની ગયા. પૈસા તેમણે કાઢી આપ્યા. બાઇસિકલો અને માણસોનાં હાડકાં દરિયામા નાખી દીધેલાં એમ તેમણે ન્યાયાધીશ પાસે કબૂલ કર્યું. વધુમાં કહ્યુ કે, "અમે સત્તર માણસો ખાધા છે. તેમાં હિંદીઓ, આરબો અને નેટિવ હતા. એક પણ મઝુંગુ–ગોરાને ખાધો નથી."

જજ મિ. કાર્ટરે આ સાંભળી, હસીને પૂછયુંઃ "હું મઝુંગુ છુ. મને તો નહિ ખાઇ જાઓને?" ન્યાયાધીશની ટકોર સાંભળી સૌ હસી પડયા.

એમા જે પાચ મુખ્ય ગુનેગાર હતા તેમને દશ હજાર માણસની વચ્ચે, જાહેરમાં ફાંસી આપવામાં આવી તેમની ગાયો તથા માલમિલકત જપ્ત કરવામા આવ્યા. બીજાઓને ઓછીવત્તી સજા ફરમાવી. એ પ્રદેશના નાના–મોટા તમામ ચીફને તાકીદ કરી કે, હવેથી કોઇએ આવું કામ કરવું નહિ જે કોઇ આવું ઘાતકી કૃત્ય કરશે તેને ફાસીએ લટકાવવામા આવશે."

ત્યાર બાદ સરકારે એ રસ્તો બંધ કર્યો અને જગ્યા ઉજ્જડ કરી.

× × × ×

જંગલમાં વેપાર કરવા જતાં એ જમાનામાં અમને અનેક રના અનુભવો મળતા તેમાંના કેટલાક, નમૂનાદાખલ અહીં આપીશું.

આપણા દેશમાં રબારીઓ આજે પણ દવાદારૂ અને દાક્તરોમાં માનતા નથી. પોતાના ભૂવા, ઉપર વિશ્વાસ રાખે છે. કોઈને સર્પદંશ થયો હોય તો તેને તરત ગાડે નાખી ભૂવા આતા પાસે માતાના મઢમાં લઇ જાય છે. ત્યાં ભૂવા તેની ઉપર મોરપીંછની ચામર ફેરવે છે, માતાની

સ્તુતિ કરે છે, પાણી છાંટે છે અને ઘી પિવરાવે છે. ઘણા કિસ્સાઓમાં સર્પનું ઝેર ઊતરી પણ જાય છે. મોરપીંછામાં સર્પનું ઝેર ઉતારવાની શક્તિ હોય એવો સંભવ છે; કારણકે સર્પ એ મોરનો ખોરાક છે.

એવી રીતે હાથીને તાવ આવે તો સિંહના ચામડાની ધુમાડી આપે છે, તેથી તે સાજો થાય છે.

ગીરનાં જંગલોમાં સિંહની રંજાડ બહુ વધી જાય છે ત્યારે ત્યાંના માલધારીઓ સિંહને આવવાના રસ્તા ઉપર મરેલો સર્પ અથવા કાળા કપડાનો લાંબો સર્પ જેવો કકડો મૂકી રાખે છે. સિંહ એને જોઇને જુદે રસ્તે ચાલ્યો જાય છે અને દિવસો સુધી એ માર્ગે આવતો નથી.

આફ્રિકામાં સર્પ ઘણા ભયંકર અને ઝેરી હોય છે. તેઓ ફૂંકથી માણસને મારી નાખે એટલું ઝેર તેમનામાં હોય છે નાંગોઓ નામના ગામમાં અમારા જ્ઞાતિબંધુ શ્રી ખેરાજભાઇની એક દુકાન હતી. દુકાનમાં ચાર–પાંચ નેટિવ દરજી સીવવાના સંચા ચલાવતા. એક વાર તેઓ દુકાનમાં પેટી ખસેડવા ગયા. તેવામાં પાછળથી સર્પે ફૂંફાડો માર્યો એની ફૂંકથી શ્રી. ખેરાજભાઇની આંખમાંથી લોહી નીકળવા માંડયુ નેટિવ દરજીઓ લાકડીઓ લઈ દોડી આવ્યા સર્પે ફરી ફૂંક મારી, પણ તેમાં પહેલી વાર જેટલું ઝેર ન હતું, તેથી નેટિવોને અસર ન થઇ અને લાકડીઓથી સર્પને પૂરો કર્યો શ્રી. ખેરાજભાઇને એક મોટર–લોરીમા મબાલે હૉસ્પિટલમાં લઇ ગયા. દવા કરાવી અને બે મહિને સાજા થયા.

તેવી જ રીતે એક વાર ત્યાંનાં ડિસ્ટ્રિક્ટ કમિશ્નરને સર્પે ફૂંક મારેલી, તેથી તેની આંખો અને નાકમાથી લોહી નીકળવા માડયું. તરત દવાખાને જઇ તેમણે સારવાર લીધી, પરંતુ બે દિવસમાં એ ઝેરથી તેમનું અવસાન થયું.

નેટિવો સર્પનું ઝેર ઉતારવા માટે કેળનાં પાંદડાંના રસનો ઉપયોગ કરે છે. આંખોમા રસ છાટે છે અને પિવડાવે છે. એનાથી કેટલીક વાર આરામ પણ થઇ જાય છે. આફ્રિકાના સર્પો હિંદના કોબ્રા જેટલા ઝેરી હોતા નથી.

સુખદુ ખનો આધાર બહારની વસ્તુઓ ઉપર નથી પણ મન ઉપર છે, એમ ગીતાજી અને બીજા ધર્મશાસ્ત્રો કહે છે, તેથી મનને દૃઢ ગણવુ એ સુખી થવાનો ઉત્તમ ઉપાય છે મારા જીવનમા આવા અનુભવો મને ઘણા થયા છે

આફ્રિકામા શરૂઆતના વરસોમા બનેલો આ રસિક અને રોમાચક બનાવ છે આપણી ગુજરાતી કહેવત પ્રમાણે 'મછા ભૂત અને શકા ડાકણ' એ વાત સાવ સાચી છે આપણે ૧૦–૧૫ જણ ઘરમા આનદ કરતા બેઠા હોઇએ અને એ વખતે અચાનક સર્પ નીકળે તો આપણી એ વાતો અને આનદ બધુ હવામા ઊડી જાય સાપ તો નાનુ પ્રાણી છે બેઠેલા પદર જણા છે છતા બધાની હિંમત અને શકિત કયાય ચાલ્યા જાય છે એવો જ આ દાખલો છે

× × × ×

જિંજા અને કમલીમા અમારી દુકાનો હતી અને ૧૯૦૬–૧૦મા રસ્તાઓ સાગ ન હતા અવરજવર માટે વાહનોની સગવડ ન હતી જિંજાથી કમલી ૫૦ માઇલ દૂર થાય સવારે સાડા ચાર વાગ્યે જિંજાથી નીકળી ૧૪ કલાકમા સાજે ૫૦ માઇલ પગે ચાલીને કમલી પહોચી જતા વરસમા આવી ૪થી ૬ સફરો થતી

એક વાર આવી સફરમા આ કિસ્સો બન્યો જિંજાથી હુ સવારના સાડાચાર વાગ્યે નીકળ્યો આગલે દિવસે બપોરના ત્રણ વાગ્યે સાત બૉયને સાથે સામાન—જેમા કપડાની નાની પેટી, બિસ્તરો અને ફોલ્ડિંગ ખાટલો મળીને ૬૦ રતલ ભાર સાથે રવાના કર્યો મારા બૉય આગળ જઇને ૨૫ માઇલ ઉપર રોકાય એમ નક્કી કરેલુ સવારના અગિયાર વાગ્યે હુ ત્યા પહોચી જાઉ અને અમારુ બનેએ ત્યા ભેગા થવુ એવી ગોઠવણ રાખેલી બૉય મારે માટે ગરમ પાણી તૈયાર રાખતો હુ મારી સાથે પૂરી બાધી લેતો ત્યા દૂધ તો જગલે જગલ પુષ્કળ મળતુ, એટલે જમી આરામ લઇ પાછા આગળ વધતા અને રાત્રે ઘેર પહોચી જતા આવુ દરેક સફરમા બનતુ

અગાઉ નકકી કર્યા પ્રમાણે હુ અગિયાર વાગ્યે પહોચ્યો બાયે પાણી ગરમ કરી રાખેલુ બૂટ ઉતારી ગરમ પાણીથી હાથપગ ધોયા

ગરમ દૂધ સાથે વીસેક પૂરી જમીને અર્ધી કલાક આરામ લીધો અને પછી રવાના થયા.

બે વાગ્યાને સુમારે ધોધમાર વરસાદ શરૂ થયો. એ દેશ વિષુવવૃત ઉપર હોઇ બારે માસ વરસાદ પડે છે. ૫૦ થી ૬૦ ઇંચ સરેરાશ પડે છે. રસ્તામાં ખૂબ કીચડ જામેલો, અમે વરસતા વરસાદમાં ચાલ્યા જતા હતા. કમલી ૮ માઇલ દૂર રહ્યું. સાંજ પડી ગયેલી.

ત્યાં જંગલોમાં જરાક સુકામણું થાય કે તુરત જ ત્યાંના વતનીઓ જંગલોમાં આગ લગાડે. ઘાસ સળગે તેમાં સૂકાં ઝાડ પણ સળગવા લાગે. ચોમેર ઘાસ અને ઝાડ સળગતાં દેખાય.

અમે ચાલ્યા જતા હતા બંનેના હાથમાં ભાલાં, લાકડીઓ અને છરીઓ હતાં. જંગલી જાનવરોથી બચવા માટે આવાં હથિયાર સફરમાં રાખવાં પડતાં.

અમો ઉત્તર તરફ જતા હતા. એ દિશામાં એક સુકું ઝાડ સળગેલું. ઉત્તર તરફના ભાગને આગ લાગેલી, તેથી અમને ઝાડનો સળગતો ભાગ દેખાતો ન હતો, માત્ર તેની પીઠ દેખાતી હતી ઝાડ બળીને ખાખ થવાની તૈયારીમાં હતું, એવામાં જોસથી હવા નીકળી અને ઝાડ પડયું. આગનો મોટો ભડકો થયો. ઝાડ અંદરથી પોલું હતું, તેથી બોય ચીસ પાડીને સામાન સાથે પડી ગયો. પડતાવેંત બેભાન થઇ ગયો. બીકમાં એ બોલી ઊઠયો. "ભૂતે મને ખાધો." ઓચિંતું આમ બનવાથી આ ભયંકર દૃશ્ય જોઇ ને ક્ષણિક લાગણી થઇ આવી, પણ તરત હું સ્વસ્થ બન્યો. બોયને ઊભો કરવા લાગ્યો. એને ભાન ન હતું ઝાડ જોયું તો અંદરથી ખવાઈ ગયેલું ઠૂંઠું હતું.

ઘડીભર હું વિચારમાં પડયો. હવે શું કરવું ? બોયના હાથમાંથી પડી ગયેલું લાલટેન સમું કરી પાછી બત્તી કરી. બોય બેભાન અવસ્થામાં પડેલો. લાલટેન લઇને હું અરધોએક માઇલ દૂર નેટિવોના ઝૂંપડાં હતાં ત્યા ગયો, એમને બધી વાત કરી. તેઓ મદદ માટે તૈયાર થયા. આઠ દશ જણ મારી સાથે આવ્યા. એક મોટું લાકડું કાપી તેને વલ્કલ

સુખદુ ખનો આધાર બહારની વસ્તુઓ ઉપર નથી પણ મન ઉપર છે, એમ ગીતાજી અને બીજા ધર્મશાસ્ત્રો કહે છે, તેથી મનને દઢ રાખવુ એ સુખી થવાનો ઉત્તમ ઉપાય છે મારા જીવનમા આવા અનુભવો મને ઘણા થયા છે

આફ્રિકામા શરૂઆતના વરસોમા બનેલો આ રસિક અને રોમાચક બનાવ છે આપણી ગુજરાતી કહેવત પ્રમાણે ' મ છા ભૂત અને શ કા ડાકણ' એ વાત સાવ સાચી છે આપણે ૧૦-૧૫ જણ ઘરમા આનદ કરતા બેઠા હોઇએ અને એ વખતે અચાનક સર્પ નીકળે તો આપણી એ વાતો અને આનદ બધુ હવામા ઊડી જાય સાપ તો નાનુ પ્રાણી છે બેઠેલા પદર જણા છે છતા બધાની હિંમત અને શક્તિ ક્યાય ચાલ્યા જાય છે એવો જ આ દાખલો છે

× × × ×

જિંજા અને કમલીમા અમારી દુકાનો હતી સને ૧૯૦૯-૧૦મા રસ્તાઓ સારા ન હતા અવરજવર માટે વાહનોની સગવડ ન હતી જિંજાથી કમલી ૫૦ માઇલ દૂર થાય સવારે સાડા ચાર વાગ્યે જિંજાથી નીકળી ૧૪ કલાકમા સાજે ૫૦ માઇલ પગે ચાલીને કમલી પહોચી જતો વચમા આવી ૪ થી ૬ સફરો થતી

એક વાર આવી સફરમા આ કિસ્સો બન્યો જિંજાથી હુ સવારના સાડાચાર વાગ્યે નીકળ્યો આગલે દિવસે બપોરના ત્રણ વાગ્યે સાથ બોયને મારો સામાન—જેમા કપડાની નાની પેટી, બિસ્તરો અને ફોલ્ડિંગ ખાટલો મળીને ૬૦ રતલ ભાર સાથે રવાના કર્યો મારા બોય આગળ જઇને ૨૫ માઇલ ઉપર રોકાય એમ નક્કી કરેલુ સવારના અગિયાર વાગ્યે હુ ત્યા પહોચી જાઉ અને અમાર બ નેએ ત્યા ભેગા થવુ એવી ગોઠવણ રાખેલી બોય મારે માટે ગરમ પાણી તૈય ર રાખતો હુ મારી સાથે પૂરી બાધી લેતો ત્યાં દૂધ તો જ ગલે જ ગલ પુષ્કળ મળતુ, એટલે જમી આરામ લઇ પાછા આગળ વધતા અને રાતે ઘેર પહોચી જતા આવુ દરેક સફરમા બનતુ

અગાઉ નક્કી કર્યા પ્રમાણે હુ અગિયાર વાગ્યે પહોચ્યો બોયે પાણી ગરમ કરી રાખેલુ બૂટ ઉતારી ગરમ પાણીથી હાથપગ ધોયા

બે ઊચી ડાળો કપાવી. કેળના રેસાની મજબૂત દોરીઓ બનાવી અને એ ડાળો સાથે મોટર-સાયકલો બાંધી. ખભે ઉપડાવી અમે સામે કાંઠે પહોંચ્યા.

ત્યાંથી અમે આગળ ચાલ્યા વરસાદ ચાલુ હતો. એક નદી આવી તેમાં હોડીમાં બેસી અમે સામે પાર ગયા. સાંજ પડી ગઈ એક વાણની દુકાને રાત રહ્યા ભૂખ ખૂબ લાગેલી કેળાં મંગાવ્યા. ગેડીને આઠ આઠ કેળાં ખાધાં પછી મરીકાનનાં તાકા કાઢીને પાથર્યા. એક એક ઓશીકે ગોઠવ્યો અને સૂતા, પણ ઊંઘ ન આવે. કેળાં વધુ ખવાઇ ગયેલા તેથી પેટમાં આફરો ચડયો બેચેની વધવા લાગી. ઊઠીને કલાકેક આંટા માર્યા કંઇક ઠીક થયું. પછી સૂતા

સવારે દૂધ વગરનો ચા પીને આગળ વધ્યા. ધીમો ધીમો વરસાદ ચાલુ હોવાથી રસ્તો ખરાબ હતો, તેથી સાયકલ લપસી જાય. અમે થોડી વાર મોટર-સાયકલ પર, તો થોડી વાર ચાલતા આગળ વધ્યા બપોરના બાર વાગ્યે નાંગેઆ પહોંચ્યા ત્યાં શ્રી. ખેરાજભાઇ ઉપર અમે અગાઉથી એક નેટિવ સાથે જમવા માટે ચિઠ્ઠી મોકલી આપેલી, પણ જઈને તપાસ કરી તો તેઓ ઘરને તાળું મારી ત્યાંથી તેઓ ૧૫ માઇલ દૂર ટરેરો ગામે ગયેલા. અમને અને મોટર-સાયકલોને જોઈ બે શ્વાનરાજે અમારું સ્વાગત કરવા દોડી આવ્યા. તેઓ અમારો ચરણસ્પર્શ કરવા જતા હતા, પરંતુ અમે તેમને રોકયા. ભોજનને બદલે આવું સ્વાગત મળશે એવી કલ્પના ન હતી. ગામમાં એક ખોજાભાઇની દુકાન હતી એમણે જમવાનો આગ્રહ કર્યો. એ વખતે અમે બીજા કોઇના હાથનું રાંધેલું ખાતા નહિ ત્યાથી અમે બિસ્કીટ અને કન્ડેન્સ્ડ દૂધનો ડબો લીધાં ભૂખ ખૂબ લાગી હતી જેમતેમ કરીને પેટ ભર્યાં

શ્રી મૂળજીભાઇની મોટર-સાઇકલમાં થોડો ખોટકો હતો, તેથી તેઓ રસ્તામા સમી કરવા બેઠા. મે કહ્યુ "આમા વખત બહુ જશે તમારી મોટર-સાઇકલ અહીં નેટિવને ત્યા મૂકો તમે મારી મોટર-સાયકલ પર પાછળ આવી જાઓ "

પરંતુ તેઓ ન માન્યા સાયકલ ખોલીને બેઠા અમને એમ કે વરસાદ રહી જાય, તડકો નીકળે તો રસ્તો કાંઈક સુકાય ત્રણ કલાક ત્યાં ગયા

બાંધ્યું. ડોળી બનાવી તેમાં બાયને ઉપાડીને સુવાડયો. આઠ–દશ નેટિવોને સાથે લીધા. તેમણે ડોળી તથા સામાન ઉપાડયો રાત્રે બાર વાગ્યે ઘેર પહોંચ્યા. બાયને શેક કર્યો

સવારે તેને તાવ ચડેલો. મિશનરી પાદરીના દવાખાનેથી સાથે જઈને દવા લાવ્યા. શુદ્ધિ આવી ત્યારે બાયને બળી ગયેલા લાકડાનું ઠૂંઠું બતાવ્યું એ જોયા પછી એનો વહેમ ગયો. પોતે જીવતો રહ્યો એ માટે પ્રભુનો પાડ માન્યો. એને પંદર દિવસ હૉસ્પિટલમાં રાખી દવા કરાવી. એ બાયે ૩૦ વરસ અમારી સાથે ગાળ્યાં. એને અમે ૬૦ વીઘા જમીન વેચાતી લઇ આપેલી. આજે એના બાળકો અમારી જીનેરીમાં કામ કરે છે.

ભારતમા કેવળ વ્હેમથી હજારો મૃત્યુ થતા હશે. વહેમ કેવળ અજ્ઞાનનું કારણ છે, તેનું આ દૃષ્ટાંત છે.

× × × ×

સને ૧૯૧૫ની આ વાત છે. એ વખતે જંગલોમાં જવા માટે રસ્તા પૂરા સુધર્યા ન હતા મોટર–સાયકલો આવી હતી. પ્રથમ પગે ચાલતા, પછી અમે ડોળીઓમા બેસી જંગલોમાં જતા. પછી સાયકલો અને મોટર–સાયકલો આવી. ત્યારે સ્વર્ગ મળ્યા જેટલો આનંદ થયો. પછી મોટરો આવી, ત્યારે જ્યારે વૈકુંઠ મળ્યુ હોય તેમ માનતા.

એક વાર મારા મિત્ર શ્રી. મૂળજીભાઇ પ્રભુદાસ સાથે અમે મોટર–સાયકલ ઉપર જંગલનાં ગામડાઓમાં ઉપડયા. વરસાદને લીધે રસ્તો બહુ ખરાબ હતો. કીચડને લીધે મોટર–સાયકલ ચલાવવામાં બહુ મુસીબત પડતી. રસ્તામાં વારંવાર નીચે ઊતરવું પડતું. એ વખતે મોટર–સાયકલ સેલ્ફ સ્ટાર્ટર ન હોવાથી થોડે દૂર સુધી સાથે દોડીએ પછી સ્ટાર્ટ થતી. શ્રી મૂળજીભાઇ કરતાં મોટર–સાયકલ વધારે ભાર હતી. એટલે પ્રથમ હું તેની સાયકલને પાછળથી ધક્કો દઇ સ્ટાર્ટ કરાવી આપું. પછી મારી મોટર–સાયકલ સાથે દોડીને સ્ટાર્ટ થયે, કુદકો મારીને હું ચડી બેસું. આમ અમે ૪૫ માઇલ દૂર ગયા એટલામાં એક વોંકળો આવ્યો તેમાં પાણી જોસભેર વહ્યું જતું હતું મોટર–સાયકલો ઊતરે તેમ ન હતું. અમે બાજુના જંગલોમાંથી નેટિવોને બોલાવ્યા. તેમની પાસે ઝાડની મોટી

બે ઊચી ડાળો કપાવી. કેળના રેસાની મજબૂત દોરીઓ બનાવી અને એ ડાળો સાથે મોટર-સાયકલો બાંધી. ખભે ઉપાડાવી અમે સામે કાંઠે પહોંચ્યા.

ત્યાંથી અમે આગળ ચાલ્યા વરસાદ ચાલુ હતો એક નદી આવી તેમાં હોડીમાં બેસી અમે સામે પાર ગયા સાંજ પડી ગઇ એક આરબની દુકાને રાત રહ્યા ભૂખ ખૂબ લાગેલી કેળા મંગાવ્યા. શેકીને આઠ આઠ કેળા ખાધા પછી મગીકાનના તાકા કાઢીને પાથર્યા. એક એક ઓશીકે ગમ્યો અને સૂતા, પણ ઊંઘ ન આવે કેળાં વધુ ખવાઇ ગયેલા તેથી પેટમાં આફરો ચડ્યો બેચેની વધવા લાગી ઊઠીને કલાકેક આટા માર્યા કંઇક ઠીક થયું. પછી સૂતા

સવારે દૂધ વગરનો ચા પીને આગળ વધ્યા. ધીમો ધીમો વરસાદ ચાલુ હોવાથી રસ્તો ખરાબ હતો, તેથી સાયકલ લપસી જાય અમે થોડી વાર મોટર-સાયકલ પર, તો થોડી વાર ચાલતા આગળ વધ્યા બપોરના બાર વાગ્યે નાંગોસા પહોંચ્યા ત્યા શ્રી ખેરાજભાઇ ઉપર અમે અગાઉથી એક નેટિવ સાથે જમવા માટે ચિઠ્ઠી મોકલી આપેલી, પણ જઈને તપાસ કરી તો તેઓ ઘરને તાળું મારી ત્યાથી તેઓ ૧૫ માઇલ દૂર ટરેરો ગામે ગયેલા અમને અને મોટર-સાયકલોને જોઈ બે શ્વાનરાજો અમારું સ્વાગત કરવા દોડી આવ્યા તેઓ અમારો ચરણસ્પર્શ કરવા જતા હતા, પરંતુ અમે તેમને રોકયા. ભોજનને બદલે આવું સ્વાગત મળશે એવી કલ્પના ન હતી ગામમા એક ખોજાભાઇની દુકાન હતી એમણે જમવાનો આગ્રહ કર્યો. એ વખતે અમે બીજા કોઇના હાથનું રાધેલું ખાતા નહિ ત્યાથી અમે બિસ્કીટ અને કન્ડેન્સ્ડ દૂધનો ડબો લીધા ભૂખ ખૂબ લાગી હતી જેમતેમ કરીને પેટ ભર્યા

શ્રી મૂળજીભાઇની મોટર-સાઇકલમા થોડો ખોટકો હતો, તેથી તેઓ રસ્તામા મરામત કરવા બેઠા. મે કહ્યુ ‘ આમા વખત બહુ જશે. તમારી મોટર-સાઇકલ અહીં નેટિવને ત્યા મૂકો તમે મારી મોટર-સાયકલ પર પાછળ આવી જાઓ ”

પરંતુ તેઓ ન માન્યા સાયકલ ખોલીને બેઠા અમને એમ કે વરસાદ રહી જાય, તડકો નીકળે તો રસ્તો કાંઈક સુકાય ત્રણ કલાક ત્યા ગયા

નાંગોમાથી ટરોરો ૧૫ માઇલ દૂર થાય. અમે ઊપડયા. રસ્તો પહેલાં જેવો જ હતો. સાંજે પાંચ વાગ્યે ટરોરો પહોંચ્યા. અમારા એ જાણીતા ગૃહસ્થને ઘેર ગયા. તેઓ શ્રી. ખેરાજભાઇની સાથે જમવાની તૈયારીમાં હતા. થાળીઓ પીરસેલી હતી. તેમણે સામે આવી અમારું સ્વાગત કર્યું : આમ અચાનક કયાંથી ? "

અમે કહ્યું : "બીજી બધી વાત પછી. અમને ભૂખ લાગી છે, તેનું કરો " આમ કહી, કપડાં ઉતારી, હાથપગ ધોઇ, અમે તૈયાર થાળીઓ ઉપર જમવા બેસી ગયા. એમણે દશ પરોઠા બનાવેલાં. તે પાંચ પાંચ પરોઠાં મગની દાળ સાથે જમી ગયા. એ ભાઇઓએ નવી રસોઇ બનાવી. પછી બે કલાકે જમ્યા. અન્નજળના એકએક કણ ઉપર ખાનારનું નામ હોય છે તેનો આ પ્રત્યક્ષ દાખલો છે.

જમીને બેઠા પછી અમારી મુસાફરીની વાતો સંભળાવી, ખૂબ આનંદ કર્યો

અમે શાંતિથી રાત રહ્યા બીજે દિવસે મુસાફરી શરૂ કરી આઠમો માઇલની મુસાફરી કરીને ૮ દિવસે પાછા ફર્યા વરસાદ, ભેજ અને ખાવાપીવાની અનિયમિતતાને લઈને ઘેર જઇ ને બીમાર પડયા.

## જીનેરીઓ નાખી

સને ૧૯૧૬માં જર્મન ઇસ્ટ આફ્રિકા બ્રિટિશોએ જીતી લીધું. તેથી વેપારમા સ્થિરતા આવી. વેપાર ખીલવા લાગ્યા. કમાણી વધતી ગઈ. હિંદીઓ યુગાન્ડામા આવવા લાગ્યા. અમે દુકાનો માટે તથા રેહેવા સારુ સારી સગવડ કરી

એ સાલમા દેશમાંથી મારાં પત્નીને તેડાવી લીધા. સને ૧૯૧૫માં મારા મોટા પુત્રનો જન્મ દેશમાં થયો હતો. તેની સાથે મારા પત્ની આફ્રિકા આવી પહોંચ્યા આ વખતે રહેવાનાં મકાનોની પૂરતી સગવડ હતી. હિંદી વેપારીઓએ પોતાના કુટુંબને દેશમાંથી તેડાવેલાં, એટલે સ્ત્રીઓને જરૂરી પાડોશ પણ હતો

હવે વેપારમાં એક પગલુ આગળ વધવાનો સમય આવી પહોંચ્યો. અમે મોટી કલમનો કપાસ ખરીદતા; પરંતુ જીનરો પિલાઇના ભાવ વધારે લેતા, તેથી અમે અમારી માલિકીની જીનેરીઓ કરવાનો વિચાર કર્યો.

એ વખતે અમારી પાસે કાપડનો વેપાર, રૂ તથા કપાસની ખરીદી વગેરે કામકાજ હતા વધારે નાણાની સગવડ ન હતી, છતા જીનેરી બાંધવાનુ સાહસ કર્યું

એ સમયે યુરોપમાં હજી લડાઇ ચાલુ હતી. બધી ચીજના કંટ્રોલ હતા. એટલે માલ મેળવવાની મુશ્કેલી હતી અમે બુસોગા ડિસ્ટ્રિક્ટમાં કમલી અને બુસંભાટિયા એમ બે જગ્યાએ જીનેરી બાંધવાનું નક્કી કર્યું. સરકાર પાસેથી લીઝથી જમીન લીધી. તે ઉપર મકાનો બાંધવાનું શરૂ કર્યું ત્યા મકાનો માટે ટીંબરનું ઇમારતી લાકડું પુષ્કળ મળે છે;

પણ મશીનરીની મુશ્કેલી હતી. અમે તપાસ શરૂ કરી. કેનિયામાંથી એક જૂનું સ્ટીમ-એંજિન લાવ્યા. એક પંદર હોર્સપાવરનું નાનકડું ઑઇલ એંજિન પણ ત્યાંથી મેળવ્યું. ઓપનર એક મળ્યું. અમે મશીનરી માટે મુંબઇ લખેલું. ત્યાંથી ૧૨ જીન તેથા એક ઓપનર ખરીદ્યાં; પણ દેશમાં કંટ્રોલ હોવાથી માલ રવાના કરવાની મુશ્કેલી હતી.

યુગાન્ડા ગવર્નમેન્ટે ઈંડિયા ગવર્નમેન્ટને પ્રાયોરિટી માટે તાર કર્યાઃ "અહીં અમારા વેપારની ખિલવણી માટે જીનેરીઓની ખાસ જરૂર છે, માટે માલની પરવાનગી આપો. અમારા વેપારીઓને પ્રાયોરિટી આપવા વિનતિ છે."

આમ તમામ પ્રકારના પ્રયત્ન કરવા છતાં મશીનરી આવતા ધાર્યા કરતાં મોડું થયું, એટલે હું જાતે મુંબઇ ગયો. મહા મહેનતે જોઇતો માલ ખરીદ્યો. મોં માગ્યા દામ આપી, સ્ટીમરમાં ચડાવ્યો. એ તમામ મશીનરી સાથે હું પાછો યુગાન્ડા આવ્યો.

પ્રથમ કમલીમાં બાર સંચા નાખી, જીનેરી તૈયાર કરી. બુસંબાટિયા માટે બ્રિટિશ કૉટન ગ્રોઇંગ કંપની પાસેથી સો જીન ઉછીના લીધાં અને જીનેરી તૈયાર કરી.

આમ અનેક મુશ્કેલીઓ પછી બંને જીનેરીઓ તૈયાર કરી; પરંતુ તે ચાલુ કરવામાં એક નવી અડચણ ઊભી થઇ. યુગાન્ડામાં નવી જીનેરી ચાલુ કરવા માટે માત્ર ડિસ્ટ્રિકટ કમિશ્નર પરવાનગી આપે. તે પૂરતું નથી. તેને માટે એગ્રિકલ્ચર કમિશ્નરની રજા મળવી જોઇએ. આવો કાયદો હતો. કોઈ પણ હિંદી વેપારી જીનેરી કરે, તેમાં ખેતીવાડી ઉપરી અધિકારીઓ રાજી ન હતા એટલે એમણે વાધો ઉઠાવ્યો. નજીવાં બહાનાં બતાવી, રજા આપવામાં ઢીલ કરી. ગવર્નર સુધી વાત પહોંચાડી.

અમે મહા મહેનતે વસ્તુઓ એકઠી કરી, જીનેરીઓ બાંધી અને હવે સરકારી વાધો ઊઠયો. યુરોપિયનો જીનેરી નાખી શકે, વેપાર ખીલવી શકે. તો હિંદીઓ કેમ જીનેરી ન નાખી શકે? આ મુદ્દા ઉપર લડત લીધી.

આમાં હકીકત એવી બની, કે જ્યારે અમારી બુસંબાટિયા જીનેરી બંધાતી હતી, ત્યારે એગ્રિકલ્ચર કમિશ્નર ફરવા નીકળેલા. જીનેરીનું

કામ ચાલતું જોઈને એ ચિડાયા. અમારા માણસોને એમણે ધમકાવ્યા: "રજા વિના જીનેરી કેમ બાંધો છો, શું આ તમારો મુલક છે?" આમ કહી ત્યાંના ચીફને બોલાવ્યો અને કામ બંધ કરાવ્યું.

મને આ બાબતના ખબર બીજે દિવસે મળ્યા અમને કાયદાની પૂરી જાણ ન હતી એમને એમ બાંધવાનું શરૂ કરેલું. વિચાર કરીને એક રસ્તો શોધી કાઢયો ડિ. કમિશ્નરનો કલાર્ક ગોવાનીઝ હતો. એ મારો મિત્ર હતો. હું એને મળ્યો. તેની પાસેથી પરવાનગી ફોર્મ્સ ને અરજી લખી એ કલાર્કને આપી દીધી.

કમિશ્નર ડિસ્ટ્રિક્ટમાંથી પાછા ફર્યા. હું તેમને મળવા ગયો, વાત કરી: "આપને અરજી આપી છે. સીઝન નજીક હોવાથી જીનેરી બાંધવાનું કામ શરૂ કરેલું."

"મને પૂછયુ કેમ નહિ? રૂબરૂ કેમ ન આવ્યા?" કમિશ્નરે પ્રશ્ન કર્યો. મેં શાંતિથી જવાબ વાળ્યો, "હું સફરમા હતો. આ જીનેરી બાંધવામાં મારો હેતુ આ દેશમાં વેપારને ઉત્તેજન મળે એ છે, આપ ના પાડો તો બંધ કરું."

ડિસ્ટ્રિક્ટ કમિશ્નરની લાગણી પ્રથમથી મારા પર હતી એમણે કાગળ એગ્રિકલ્ચર કમિશ્નર ઉપર મોકલી, બાંધકામ ચાલુ કરાવ્યું.

બ્રિટિશ કૉટન ગ્રોઈંગ એસોસીએશન જે બ્રિટિશ કૉલોનીમા આખી દુનિયામા કપાસનો વેપાર કરે છે, તે કંપનીના યુગાન્ડા ખાતેના મૅનેજર મિ. ઉસલી મારી ઉપર ખૂબ પ્રેમ રાખતા. તેમણે તથા ડિસ્ટ્રિક્ટ કમિશ્નરે ગવર્નરને ભલામણ પત્ર લખી મોકલ્યા: "લડાઇના કટોકટીના સમયમા દેશને અને સરકારને મદદ કરનાર મિ. મહેતાને જીનેરીની પરવાનગી મળવી જોઇએ"

ગવર્નરે પરવાનગી આપી તેમા ખાસ નોંધ કરી કે, "યુગાન્ડા પ્રાંતની આબાદી કરવા ખાતર પરવાનગી આપવામાં આવે છે" આમ છતાં એગ્રિકલ્ચર કમિશ્નરે એક મહિના સુધી કાગળો રાખી મૂકયા. આખરે બે માસ બાદ જીનેરીઓ ચલાવવાનું સરકારી લાયસન્સ અમને મળ્યું.

પણ મશીનરીની મુશ્કેલી હતી. અમે તપાસ શરૂ કરી. કેનિયામાંથી એક જૂનું સ્ટીમ–એંજિન લાવ્યા. એક પંદર હોર્સપાવરનું નાનકડું ઑઇલ એંજિન પણ ત્યાંથી મેળવ્યું. ઓપનર એક મળ્યું. અમે મશીનરી માટે મુંબઇ લખેલું. ત્યાંથી ૧૨ જીન તેથા એક ઓપનર ખરીદ્યાં; પણ દેશમાં કંટ્રોલ હોવાથી માલ રવાના કરવાની મુશ્કેલી હતી.

યુગાન્ડા ગવર્નમેન્ટે ઇંડિયા ગવર્નમેન્ટને પ્રાયોરિટી માટે તાર કર્યાઃ "અહીં અમારા વેપારની ખિલવણી માટે જીનેરીઓની ખાસ જરૂર છે, માટે માલની પરવાનગી આપો. અમારા વેપારીઓને પ્રાયોરિટી આપવા વિનતિ છે."

આમ તમામ પ્રકારના પ્રયત્ન કરવા છતાં મશીનરી આવતાં ધાર્યા કરતાં મોડું થયું, એટલે હું જાતે મુંબઇ ગયો. મહા મહેનતે જોઇતો માલ ખરીદ્યો. મેં માગ્યા દામ આપી, સ્ટીમરમાં ચડાવ્યો. એ તમામ મશીનરી સાથે હું પાછો યુગાન્ડા આવ્યો.

પ્રથમ કમલીમાં ખાર સંચા નાખી, જીનેરી તૈયાર કરી. બુસંભાટિયા માટે બ્રિટિશ કૉટન ગ્રોઇંગ કંપની પાસેથી મેં જીન ઉછીનાં લીધાં અને જીનેરી તૈયાર કરી.

આમ અનેક મુશ્કેલીઓ પછી બંને જીનેરીઓ તૈયાર કરી; પરંતુ તે ચાલુ કરવામા એક નવી અડચણ ઊભી થઇ. યુગાન્ડામાં નવી જીનેરી ચાલુ કરવા માટે માત્ર ડિસ્ટ્રિક્ટ કમિશ્નર પરવાનગી આપે. તે પૂરતું નથી. તેને માટે ઍગ્રિકલ્ચર કમિશ્નરની રજા મળવી જોઇએ. આવો કાયદો હતો. કોઈ પણ હિંદી વેપારી જીનેરી કરે, તેમાં ખેતીવાડી ઉપરી અધિકારીઓ રાજી ન હતા એટલે એમણે વાંધો ઉઠાવ્યો. નજીવાં બહાનાં બતાવી, રજા આપવામાં ઢીલ કરી. ગવર્નર સુધી વાત પહોંચાડી.

અમે મહા મહેનતે વસ્તુઓ એકઠી કરી, જીનેરીઓ બાંધી અને હવે સરકારી વાંધો ઊઠચો. યુરોપિયનો જીનેરી નાખી શકે, વેપાર ખીલવી શકે. તો હિંદીઓ કેમ જીનેરી ન નાખી શકે? આ મુદ્દા ઉપર લડત લીધી.

આમાં હકીકત એવી બની, કે જ્યારે અમારી બુસંભાટિયા જીનેરી બંધાતી હતી, ત્યારે ઍગ્રિકલ્ચર કમિશ્નર ફરવા નીકળેલા. જીનેરીનું

કામ ચાલતું જોઇને એ ચિડાયા. અમારા માણસોને એમણે ધમકાવ્યા. "રજા વિના જીનેરી કેમ બાંધો છો, શું આ તમારો મુલક છે?" આમ કહી ત્યાના ચીફને બોલાવ્યો અને કામ બંધ કરાવ્યુ

મને આ બાબતના ખબર બીજે દિવસે મળ્યા અમને કાયદાની પૂરી જાણ ન હતી એમને એમ બાધવાનું શરૂ કરેલુ વિચાર કરીને એક રસ્તો શોધી કાઢયો ડિ કમિશ્નરનો કલાર્ક ગોવાનીઝ હતો એ મારો મિત્ર હતો હું એને મળ્યો તેની પાસેથી પરવાનગી ફૉર્મ્સ ને અરજી લખી એ કલાર્કને આપી દીધી

કમિશનર ડિસ્ટ્રિક્ટમાથી પાછા ફર્યા હુ તેમને મળવા ગયો, વાત કરી. "આપને અરજી આપી છે સીઝન નજીક હોવાથી જીનેરી બાધવાનુ કામ શરૂ કરેલુ"

"મને પૂછ્યુ કેમ નહિ? રૂબરૂ કેમ ન આવ્યા?" કમિશનરે પ્રશ્ન કર્યો મેં શાંતિથી જવાબ વાળ્યો, "હુ સફરમા હતો આ જીનેરી બાધવામા મારો હેતુ આ દેશમા વેપારને ઉત્તેજન મળે એ છે, આપ ના પાડો તો બંધ કરું"

ડિસ્ટ્રિક્ટ કમિશ્નરની લાગણી પ્રથમથી મારા પર હતી એમણે કાગળ એગ્રિકલ્ચર કમિશ્નર ઉપર મોકલી, બાધકામ ચાલુ કરાવ્યુ

બ્રિટિશ કૉટન ગ્રોઇંગ એસોસીએશન જે બ્રિટિશ કૉલોનીમા આખી દુનિયામા કપાસનો વેપાર કરે છે, તે કપનીના યુગાન્ડા ખાતેના મૅનેજર મિ ઉમલી મારી ઉપર ખૂબ પ્રેમ રાખતા તેમણે તથા ડિસ્ટ્રિક્ટ કમિશનરે ગવર્નરને ભલામણ પત્ર લખી મોકલ્યા. "લડાઇના કટોકટીના સમયમા દેશને અને સરકારને મદદ કરનાર મિ મહેતાને જીનેરીની પરવાનગી મળવી જોઇએ"

ગવર્નરે પરવાનગી આપી તેમા ખાસ નોધ કરી કે, "યુગાન્ડા પ્રાતની આબાદી કરવા ખાતર પરવાનગી આપવામા આવે છે" આમ છતા એગ્રિકલ્ચર કમિશનરે એક મહિના સુધી કાગળો રાખી મૂકયા આખરે બે માસ બાદ જીનેરીઓ ચલાવવાનુ સરકારી લાયસન્સ અમને મળ્યુ

અમારી જીનેરીઓ ચાલુ થઇ બંનેમા થઇને લગભગ બે હજાર ગામડી રૂ અમે બ્રિટીશ કૉટન ગ્રોઇંગ એસોસીએશનને આપ્યુ તેમણે અમને રૂપિયા દશ લાખની મદદ કરેલી, તેથી બજાર ભાવ કરતા દશ ટકા ઓછા ભાવથી તેમને રૂ આપ્યુ અમને બને જીનેરીમા મળીને સાડા ત્રણ લાખનો નફો રહ્યો બન્ને જીનેરી બાંધવાનો ખર્ચ બે લાખ રૂપિયા થયો હતો એક વર્ષમા જ અમને વળતર મળી ગયુ

સને ૧૯૧૭ની સાલમા જીનેરીઓમા સાડા ત્રણ લાખ અને કાપડમા બે લાખ રૂપિયા પેદા કર્યા

બીજે વર્ષે સને ૧૯૧૮મા બીજી બે જીનેરીઓ ઊભી કરી પહેલી બે જીનેરી બાંધવમા જે મુશ્કેલી નડી, તે આ વખતે ન પડી અમને અનુભવ મળતો ગયો, તેમ આવડત વધતી ગઇ

મારા નાના ભાઇ મથુરાદાસને દેશમા મોકલ્યા અને દેશમાથી મોટા ભાઇને બોલાવ્યા મારા કાકાના દીકરા ભાઈ વિષ્ણુદાસને તથા ભાઇ વલ્લભદાસને તેડાવ્યા સૌને બબ્બે આની ભાગ કરી આપ્યો

કામકાજમા મદદ કરનાર કુટુબીઓ આવી ગયા એટલે કામકાજ વધારવાનુ મન થાય, પરતુ ઉપરના ભરમા ઘણી દુકાનો અમે નાખેલી દૂરદૂરના જગલમા પહોચાતુ ન હતુ, તેથી નાની દુકાનો નોકરોને આપી

શરૂઆતમા ઉત્સાહમા આવી જઇને આપણે કામનો પથારો કરી દઇએ છીએ, પણ પછી પહોચાતુ નથી એ કરતા નજર પહોચે ત્યા સુધી જ આપણી શક્તિ અનુસાર કામ વિસ્તારવાથી અન્તે લાભ થાય છે

સને ૧૯૧૮મા યુરોપનુ મહાયુદ્ધ બધ પડયું જર્મની હાર્યું, અગ્રેજોની જીત થઇ આખો પૂર્વ આફ્રિકા અગ્રેજોના હાથમા આવ્યો અમારુ કામકાજ આગળ વધતુ જતુ હતુ. લડાઇને કારણે ઊભી થયેલી અડચણો દૂર થઇ

પરતુ વિધિનો આ ખેલ કઈક જુદો છે જીવનમા સુખ-દુ ખ, તડકો-છાયો એ જોડકા સાથે રહે છે

યુગાન્ડામા ઇન્ફ્લુએન્ઝા તાવ આવ્યો એ તાવમા મારા ત્રણ સ્વજનો સપડાયા ત્રેવીસ વર્ષના મારા મામાના પુત્ર તથા પચીસ વર્ષના મારા

કાકાના દીકરા વિષ્ણુદાસ અને મારાં પત્ની. અમે સારવાર કરવામાં બાકી ન રાખ્યું. પણ એ ઝેરી તાવે એ ત્રણેનો કારમો ભોગ લીધો!

આ વહાલાં કુટુંબીજનોના અકાળ અવસાનથી મને ભારે આઘાત થયો. એમની બીમારીની સારવારમાં ખૂબ દોડાદોડી કરેલી, માનસિક વ્યથા ભોગવેલી, તેથી મારા શરીર ઉપર અસર થઈ. હું બીમાર પડયો; મોટા ભાઈને પણ ઈન્ફ્લ્યુન્ઝા થયો. આવા પ્રસંગે પરદેશમાં આપણને માબાપ, વડીલો સૌ યાદ આવે છે. મારા પુત્ર ચિ. ખીમજીભાઈની ઉમર માત્ર ત્રણ વર્ષની હતી. તેમને પરદેશમાં સાચવવાનું બને તેમ ન હતું, તેથી તેમને મૂકવા અને આરામ લેવા હું દેશમાં ગયો.

દેશમા વડીલોને મળી, મનનું દુઃખ હળવું કર્યું. આ વખતે મારું શરીર ખૂબ લેવાયું હતુ; તેથી નિરાંતે દેશમાં બે-ચાર મહિના રહેવાનો વિચાર કર્યો.

જ્યાં સુધી પરદેશ ગયા ન હતા, વેપાર ખેડયા ન હતા, કમાણી કરી ન હતી, ત્યાં સુધી મન ભારે ઉછાળા મારતું; પણ હવે દેશમા જતાં જુદા વિચારો આવતા. દેશમાં રહેવુ, પરદેશનું કામકાજ ઓછું કરવું, દેશમાં થોડો વેપાર કરવો, માબાપની સેવા કરવી, શાંત, સાદું જીવન ગાળવુ: દેશમાં સ્થિર થવાના આવા અનેક વિચારો આવતા.

આફ્રિકાનું કામકાજ ભાગીદારો સંભાળતા હતા. જીનેરીઓ, દુકાનો, જિંજાની ફેન્સી માલની દુકાન વગેરે ચાલુ કામમાં હરકત ન આવતી; પરંતુ એ દરેકનો આર્થિક બોજો મારે શિરે જ રહેતો. મને બોલાવવા માટે તાર-ટપાલ આવ્યા કરતાં. એટલે જેવી તંદુરસ્તી સુધરી, તેવા જ વિચારો ફર્યા અને પરદેશ જવાની તૈયારી કરી, મુંબઈ આવ્યો. ત્યાંથી બાર દિવસે સ્ટીમરમાં મોમ્બાસા પહોંચ્યો. મોંબાસાથી જિંજા સુખરૂપ પહોંચી ગયો.

જિંજામા મને ખાનગી સમાચાર મળ્યા, કે હવે હિંદીઓને જીનેરીઓ માટે પરવાનગી નહિ મળે.

યુગાન્ડામાં અમારા ઉપરાંત હિંદી વેપારીઓની બીજી પાંચ-સાત જીનેરીઓ હતી. કુલ દશ-બાર આપણી હિંદીઓની-અને

યુરોપિયનોની હતી, તેથી હરીફાઇ આવી યુરોપિયનોને ડર પેઠો કે હિંદીઓ હરીફાઇમા પહોચવા નહિ દે આપણો વેપાર ઝૂટવાઇ જશે

આવા સજોગોમા નવી જીનેરીઓ નાખવાનુ કામ મુશ્કેલ હતુ અમારે ડિસ્ટ્રિક્ટ કમિશનર સાથે મારો સબધ હતો તેઓ પણ સ્નેહભાવ રાખતા ત્યાના નેટિવો પણ સરકારને કહેતા કે, "બાના મહેતાને અમારા પ્રદેશમા જીનેરીઓ નાખવાની રજા આપો તેઓ અમને ભારે મદદ કરે છે "

લડાઇના સમયમા માલની હેરફેર માટે રેલવેના વેગનો ન મળતા સ્ટીમરો ન મળતી તેથી કપાસ પડયો રહેતો તેમા ચોરીઓ થતી પડયો પડયો સડતો કપાસ વધારે વખત પડયો રહે તો સડે, તેમા ઉંદર પડે અને સરકી થાય, તેથી કપાસના ઢગલા સળગાવી દેતા કપાસના વાવેતરથી જીનેરીઓ દૂર દૂર હોવાથી જીનિંગ થઈ શકતુ નહિ, પરતુ લડાઇ બધ થતા સજોગો ફર્યા વેગનોની છૂટ થઇ, સ્ટીમરો ચાલુ થઈ, તમામ વાહન વ્યવહાર શરૂ થયા એટલે અમે નવી જીનેરીઓ ઊભી કરવા કેડ બાધી

આવે પ્રસગે મને ઇશ્વરી મદદ મળતી ચડતી-પડતીમા મારી શ્રદ્ધા અખૂટ રહેતી મને જે કઇ ફળ મળ્યુ છે, તે પરમ કૃપાળુ પ્રભુની દયાનુ ફળ માનુ છુ , તેથી જે પેદા થાય, તેના ૧૦ થી ૨૫ ટકા ધર્માદો કાઢવાનો રિવાજ પ્રથમથી રાખ્યો છે નાનો-મોટો ધર્માદો કાયમ ચાલુ હતો જે હાથે મળે તે હાથે વાપરતો એ પણ પ્રભુની કૃપાનુ જ ફળ છે

સને ૧૯૧૮મા મે જીનેરીઓ માટેના અગિયાર પ્લૉટો સરકાર પાસેથી લીઝ કર્યા એટલી બધી જીનેરીઓ અમારે બાધવી ન હતી, પણ કેટલીક અમે બાધશુ અને બીજી હિંદી ભાઇઓને બાધવા આપશુ, એવી ગણતરીથી લીઝ ઉપર પ્લૉટો લીધા કારણ સરકાર પછી બધ કરવાની હતી

સારી સારી પેઢીઓને આફ્રિકામા વેપાર કરવા કાગળો લખ્યા અને મુબઇ જઇ રૂબરૂ આમત્રણ પણ આપ્યુ કેટલાક મોટા વેપારીઓ

ત્યા આવવા તૈયાર થયા તેમા મ૰ હોમી મહેતા, સ૰ પુરુષોત્તમદાસ ઠાકોરદાસ (શેઠ નારણદાસ રાજારામ) અમદાવાદના શેઠ અંબાલાલ સાગરભાઇ, શેઠ મફતલાલ ગગલભાઇ વગેરેએ મને ૧૯૨૦મા ભાગીદારીમા જીનેરીઓ કરી પરિણામે હિંદી વેપારીઓ જીનેરીમા કરોડો રૂપિયા કમાયા

કપાસનુ વાવેતર મે માસથી ઑગસ્ટ સુધી થતુ પાક તૈયાર થતા, જાન્યુઆરીથી ખરીદીનુ કામ ચાલતુ ખરીદ-વેચાણના લાયસન્સ લેવા પડતા આ બાબતમા સરકારી કાયદા સખત હતા, આજે પણ સખત છે ખાસ કરીને કપાસની જાત ઊતરી ન જાય. તેની વિશેષ કાળજી રખાય છે સરકારે આટલી કડકાઇ રાખી છે, તેથી રૂની જાત ટકી રહી છે કપાસ વીણવામા ખૂબ સખતાઇ રખાય છે ઊચામા ઊંચુ બી સંઘરવામા આવે છે આપણા દેશમા કાયદા સખત છે, પણ તેનુ યોગ્ય રીત પાલન થતુ નથી, તેથી કપાસની જાત ઊતરતી જાય છે

સને ૧૯૧૮ સુધી નેટિવો કપાસની ગૂણો ભરી, માથે ઉપાડીને અગર બેલગાડીમા લઈ આવતા, આજે મોટરલોરીમા લાવે છે આજે યુગાન્ડામા સાડા ચાર લાખ ગાસડી રૂ પેદા થાય છે

હિંદી વેપારીઓની જીનેરીઓ વધવા લાગી, તેથી તેઓ સરકારની આખે ચડયા સરકાર યુરોપિયન જીનરોને મદદ કરતી એક બેંકના મૅનેજરે મને ખાનગીમા કહ્યુ 'મિ મહેતા, અમે તમને અત્યાર સુધી દશ લાખ સુધીના ઓવરડ્રો આપ્યા, હવે નહિ આપી શકીએ, વિલાયતથી મનાઇ આવી છે'

આ સમાચારથી અમને મનમા ધાસ્તી પેઠી મૂડીની વારવાર જરૂર પડતી, એક નવી જીનેરી ઊભી કરવામા દોઢ-બે લાખનો ખર્ચ થતો, ચાલુ ખરીદી માટે ૪૦ થી ૫૦ લાખ જોઇએ બે માસ માલની ખરીદી ચાલે, છ મહિના કપાસ પિલાય આમ આઠ માસ કામકાજ ચાલતુ તેમા એક જીનેરી સાત-આઠ લાખ રોકે બધી જીનેરીઓ ચાલુ રાખવા માટે આશરે અર્ધા કરોડની મૂડી જોઇએ લડાઇને કારણે ભાવ ઊચા હતા બેંકમાથી ઓવરડ્રો મળવાની આશા નહોતી અમે વિચારમા પડી ગયા એકદમ એટલી મોટી રકમની સગવડ શી રીતે કરવી? બ્રિટિશ

કૉટન જીનિંગ ઍન્ડ પ્રેસિંગ ઍસોસીએશનના મૅનેજર પોતે બહુ ભલા હતા. અમારી સાથે તેમને ગાઢ સંબંધ હતો, છતાં ઉપરના દબાણને કારણે તેમણે ના પાડી.

અમારી પેઢી મોટી કંપનીઓનો કપાસ ખરીદતી. અમે દસ થી પંદર હજાર ગાંસડી લેતા. માગ વધતી જતી હતી, ભાવ ઊંચા હતા. મૂડીની ખાસ જરૂર હતી. આખરે અમે નક્કી કર્યું કે, 'હિંદુસ્તાન જઈને કોઈ મોટી પેઢીને ભાગીદાર તરીકે શોધી કાઢવી.'

ત્યારે પી. ટી. ના મૅનેજર મિ. મંગળદાસ ખાડવાળા ત્યાં હતા. તેમની પાસે મેં વાત મૂકી: 'યુરોપિયન પેઢીઓની દાનત હિંદી વેપારીઓના હાથમાંથી વેપાર લઈ લેવાની છે. હવે હિંદી પેઢીઓનું રૂ કોઈ યુરોપિયન કંપની ખરીદશે નહિ અને બેંક ઍડવાન્સ ધીરશે નહિ. તમે મદદ કરો, તો આપણો વેપાર ટકી રહે.'

એમણે કહ્યું: 'તમારી વાત સાચી છે. ગમે તે જોખમ ખેડીને આપણે ટકી રહેવું જોઈએ. તમારા જેવા જૂના, અનુભવી અને મહેનતુ વેપારીને નાણાંની મદદ આપવી જોઈએ, પણ અમને એટલી સત્તા નથી. તમે હિંદુસ્તાન જાઓ, ત્યાં તમને જરૂર મદદ મળી રહેશે.'

હું હિંદમાં આવ્યો. મનમાં એક વિશ્વાસ હતો કે પ્રભુ ગમે ત્યાંથી સહાય કરશે. મુંબઈમાં શેઠ નરોત્તમ ગોકુલદાસ મોરારજીને હું ઓળખતો હતો, એટલે પ્રથમ તેની પાસે ગયો. તેમને યુગાન્ડાની હિંદી વેપારીઓની પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો: 'અમારી પેદાશ સારી છે, પણ યુરોપિયનો કંપી ગયા છે. એમના દબાણથી બેંકોએ ધીરધાર બંધ કરી છે. અમારી પાસે છ જીનેરીઓ છે. કાપડની દુકાનમાં કેટલીક મૂડી રોકાયેલી છે. અમારો વેપાર બહોળો છે. હાથ ઉપર નાણાં બહુ નથી. યુરોપિયનો આપણો વેપાર હાથ કરવા માગે છે. અમારે તેમની સામે કોઈ પણ હિસાબે ટકી રહેવું છે. તેથી સામે ચાલીને લાભ દેવા આવ્યો છું. આપની સાથે પિછાન છે માટે વાત કરું છું.'

મારી વાત તેમણે શાંતિપૂર્વક સાંભળી, પછી કહ્યું: 'તમને બનતી મદદ કરવી જોઈએ એમ મને લાગે છે. પણ અમારી પાસે અત્યારે

નાણાંની બહુ છૂટ નથી. તમે શેઠ મથુરાદાસ ગોકળદાસને મળો હું તેમને વાત કરીશ.'

અમે શેઠ મથુરાદાસ ગોકળદાસને મળવા ગયા. તેમના મેનેજર શેઠ દ્વારકાદાસ ધરમશીના પુત્ર શેઠ દેવજીભાઇ દામોદર મારફત અમે શેઠની મુલાકાત લીધી. શેઠને બધી વાત વિગતે સમજાવી.

શેઠે પૂછ્યું: શી પૂંજી છે?

મેં બેલેન્સશીટ બતાવ્યું.

શેઠે ફરી પૂછ્યું: 'તમારું બેંકમાં ખાતું છે?'

'નેશનલ બેંક ઑફ ઇન્ડિયામા ખાતું છે.'

થોડો વિચાર કરી શેઠ બોલ્યાઃ જુઓ અમારી મિલો તમારૂં એક કરોડ રૂપિયા સુધીનું રૂ ખરીદશે. એક કરોડ રૂપિયા બેંક રેઇટ કરતાં માત્ર ૧ ટકો વધારે વ્યાજથી ધીરશે તમારે બજાર ભાવે રૂ તેમને આપવું.

"અમે ભાગીદારી કરીશું. તેમાં દશ લાખ રૂપિયા અમે રોકીએ, દશ લાખ તમો રોકો; વેપારમાં અરધો ભાગ. જીનેરીનું ભાડું નહિ, અમારો પગાર નહિ તેવી જ રીતે દેશમાં મથુરાદાસ નાનજી'ની પેઢીનો પગાર નહિ' આ શરતો નક્કી થઇ. શરતો કબૂલ થઇ એગ્રીમેન્ટ કરવામા આવ્યું. પંદર દિવસ પછી શેઠે ફરી મળવાનું કહ્યું

એમણે નેશનલ બેંક ઑફ ઇન્ડિયાની શાખાને તારથી પુછાવ્યુ. જવાબ આવતા થોડો સમય લાગે તેમ હતુ. એ દરમિયાન હું દેશમા ઘર આગળ સૌને મળવા ગયો

૨૨

## નવી ભાગીદારી

**અ**મારા કુટુંબમાં ભાણવડના શ્રી ઝીણાભાઇ વકીલ હતા તેમણે મને પૂછયા વિના તેમના દીકરા જયા પરણેલા ત્યાં. તેમની સાળી વેરે મારું સગપણ કરી નાખ્યુ. આ વસ્તુનો મને સ્વપ્નેય ખયાલ ન હતો. ઉમરમાં તફાવત હતો. મારી બત્રીસ વર્ષની, તેમની સોળ વર્ષની. બંને લગભગ અભણ જેવાં, પરંતુ લગ્નજીવન સ્વીકારવાની તે વખતે મારી મુદ્દલ તૈયારી ન હતીઃ મારું મન જુદી જ દિશામાં કામ કરતું હતું.

જે માણસ કોઇ પણ કામમાં એકાગ્રપણે તલ્લીન બની જાય છે, તેને બીજા કશામાં રસ પડતો નથી. તેરમાં વર્ષમાં મેં ફરતું જીવન ગાળેલું. વેપાર અને સાહસમાં મને અનેરો આનંદ આવતો. ગૃહસ્થાશ્રમ બંધનરૂપ લાગતો. વેપારમાં કમાણી થાય, તો ધર્માદો કરવો. શાંતિથી નિવૃત્તજીવન ગાળવું. બીજી કશી ઇચ્છા ન હતી. તે દિવસે જે વિચારો આવતા, તે આજે સાચા લાગે છે

સગપણની વાત સાંભળીને મને ભારે આઘાત લાગ્યો. પંદર દિવસ રકઝક ચાલી. આખરે પિતાજીના દબાણથી વડીલોની ઇચ્છાને માન આપવું પડ્યુઃ આફ્રિકા જવાની ઉતાવળ હતી તેથી પંદર દિવસમાં લગ્ન થઇ ગયા. કલ્પનામાં ન હતી એવી વાત મારે સ્વીકારવી પડી.

માણસ ગમે તેટલી કોશિષ કરે, પણ પૂર્વનાં ઋણાનુબંધન છૂટતા નથી. ઇશ્વરની લીલા અકળ છે તે કેમ કયાં જોડી દે છે, તેની માનવીને પોતાને ય ખબર પડતી નથી. વિધિના લેખ કેવા હશે, તે કોણ ઉકેલી શકે?

લગ્ન કરીને તરત હું મુંબઈ ગયો.



શેઠશ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતા : યુવાવસ્થાએ

મુંબઇના શેઠ મથુરાદાસ ગોકળદાસને મળ્યો. તેમણે બેન્કમાં પુછાવીને ખાતરી કરાવી લીધી. નાણાં ધીરવામાં હરકત નથી. એવો વિશ્વાસ બંધાયો; છતાં ભાગીદારીનું કામકાજ જોવા એક માણસ મોકલવાનું નક્કી કર્યું. શેઠ મથુરાદાસ નાનજીની કું. ને એક કરોડ સુધી ધીરધાર કરવાની નેશનલ બેંક ઑફ ઇંડિયાની ક્રેડિટ ખોલાવી આપી રૂપિયા પાંત્રીસ લાખનો પહેલો હપતો મોકલી આપ્યો.

પહેલી સ્ટીમરમા હું મારા પત્ની સાથે મોંબાસા ગયો. યુગાન્ડાથી મુંબઇ આવવા નીકળ્યો ત્યારે મનમાં ગાઢ અંધકાર છવાયો હતો. પ્રભુશ્રદ્ધાને બળે હું હિંદ આવ્યો હતો. પાછો ફર્યો ત્યારે નવીન આશાના સૂર્યોદયનો પ્રકાશ છવાયો. નવી ભાગીદારીથી મને નવો ઉત્સાહ પ્રકટયો. મહાસાગરમા સ્ટીમર સડસડાટ ચાલી જતી હતી. સમુદ્રનાં મોજાં ઉછળી રહ્યા હતાં. મારા મનમાં વેપાર ખીલવવાની ઊર્મિઓ ઊછળતી હતી. જીનેરીઓ માટે મેં અગિયાર પ્લોટ લઇ રાખ્યા હતા તેમાં બને તેટલી જીનેરીઓ બાધવાનો નિર્ણય કર્યો. મુંબઇમાં એકસો ચરખા લીધા હતા. દશ ઓપનરના ઓર્ડર મૂકેલા. સાફ્ટિંગ, પૂલી, પટા, વગેરે ખરીદ કર્યાં હતાં. આફ્રિકા જઇને ત્યાંના હિંદી વેપારીઓ સાથે મળીને કપાસ ખરીદવો, જીનેરીઓ ઊભી કરવી. યુગાન્ડાના વેપારીઓને બતાવી આપવું કે હિંદીઓ વેપાર કરી જાણે છે

આવા વિચારો કરતો હુ મોબાસા ઊતર્યો ત્યાની નેશનલ બેંકની શાખામાંથી ૩૫) લાખ રૂપિયા ટ્રેનમાં રવાના કર્યા યુગાન્ડામાં એ વખતે એટલા કેશ રૂપિયા બેંકો રાખતી નહિ મોબાસાથી જિન્જા જતા હું નૈરોબી ઊતર્યો અને મેસર્સ ગેલી એન્ડ રોબર્ટ મારફત આઠ એંજિનના ઓર્ડરો મૂકયા બીજે દિવસે હુ જિંજા પહોચ્યો.

જિંજામા મારી નવી ભાગીદારીની સૌને જાણ થઇ મને આટલી મોટી રકમ સાથે આવેલો જોઇને બધાને ધાસ્તી પેઠી કે આ માણસ હવે શું કરશે ? કોઇને કપાસ ખરીદવા નહિ દે, પરંતુ મારે કોઇની સામે ખોટી હરીફાઈ કરવી ન હતી મારે તો મારી મર્યાદામાં રહીને કામ કરવું હતું. વેપાર કેમ વધે, હિંદી વેપારીઓ કેમ મજબૂત બને તે મારો હેતુ હતો.

અમે કપાસ ખરીદવાનું શરૂ કર્યું. રૂના ભાવ ઘણા ઊંચા હતા. ખાંડીના ૧,૨૦૦ રૂપિયા સુધી હતા. બ્રિટિશ કોટન ગ્રોઇંગ એસોસીએશનના મૅનેજર મિ. ઉસલીએ મને કહ્યું: "આપણી જીનેરી બાજુમાં જ છે. નેટિવો બધા તમારા ઓળખીતા છે. અમારે ત્યાં કોઈ નહિ આવે, સૌ તમારે ત્યાં કપાસ વેચવા આવશે. આપણે કેવો સંબંધ છે? મારી ખાતર તમારે કંઈક વિચાર કરવો જોઈએ."

મિ. ઉસલીની વાત ખરી હતી યુરોપિયન પેઢીઓ કરતાં નેટિવો અમારે ત્યાં વધારે આવતા. અમારો તેમની સાથે પ્રેમ-સંબંધ હતો. થોડી ઘણી ધીરધાર હતી. એકબીજાનો જીવ મળી ગયેલો. અમે સાથે બેસીને ચાપડા ઝૂડીએ, જ્યારે યુરોપિયનો અતડા રહે એટલે તેમનાથી નેટિવો ડરે. મિ. ઉસલીને મેં કહ્યું "તમે બેફિકર રહેજો. તમારે ત્યાં કપાસ આવશે. એને માટે હું ગોઠવણ કરીશ." એમણે મારો ઘણો આભાર માન્યો. એમની જીનેરી ઉપર અમારો માણસ મૂક્યો અમારા માણસને જોઇ, ત્યા નેટિવો કપાસ લઈ જવા લાગ્યા. નેટિવોના ચીફોએ સૂચના કરેલી કે, "બાના મહેતાએ એ જીનેરી ભાડે રાખી છે, માટે આપણે ત્યાં કપાસ લઇ જવો."

આ રીતે મિ. ઉસલીએ અગાઉ અમને જે મદદ કરેલી, તેનો બદલો વાળવાની તક મળી.

અમે મોટા પાયા ઉપર ખરીદી શરૂ કરી. ૧,૨૦૦ રૂપિયે ખાંડીના ભાવનું ૧૨,૦૦૦ ગાંસડી રૂ શેઠ મથુરાદાસ ગોકળદાસની મિલોને આપ્યું. બીજે પણ વેચ્યું. ૪,૦૦૦ ગાંસડી બાકી રહી અમે મુંબઈ રોજ તાર આપતા કે "રૂ વેચો, ભાવ નીચા જશે."

મથુરાદાસ શેઠે યુગાન્ડા સામે અમેરિકન કૉટન હેજ કરેલું; તેથી અમને તેઓ કશો જવાબ આપતા ન હતા, એમ અમને લાગ્યું.

મથુરાદાસ શેઠની મુંબઈ ઑફિસમાં અમારા પ્રતિનિધિ તરીકે મારા મોટાભાઇને બેસાડેલા. અમારે ત્યાં તેમના એક માણસ રહેતા. આવી ગોઠવણ કરેલી; પરંતુ મોટાભાઈ સરળ સ્વભાવના હતા. તેઓ આંટીઘૂંટીમાં સમજે નહિ. કોઇને કશું કહે નહિ વળી તેઓ થોડો વખત પોરબંદર રહે અને થોડો વખત મુંબઈ તેમની ભલમનસાઇનો લાભ લેવાયો હોય એમ લાગ્યું અને હું મુંબઈ ગયો

મુંબઇથી પોરબંદર ગયો. કુટુંબીઓને મળ્યો મોટાભાઇ બધી વાત મનમા સમજી ગએલા બાકી કોઇને વાત કળાય તેમ ન હતું.

બે મહિના દેશમાં ગાળી પાછો આફ્રિકા પહોચ્યો.

અમારી આખી સીઝન મારી ગઈ. બંને પાસા માડ સરખાં થયાં. ૧૯૨૧ની સીઝનમા કોટન–ખરીદી માટે ૪૦ લાખ રૂપિયા મુંબઇથી ખેંચ્યા. સને ૧૯૧૮મા લડાઈ બંધ થઈ. અને ૧૯૨૦ સુધીના ત્રણ વરસ સખ્ત તેજી રહી પછી દરેક ચીજના ભાવ બેસી ગયેલા. તેવી જ રીતે રૂના ભાવ પણ ૧૯૨૧ની સાલથી બેઠા. યુગાન્ડામા કોઇ ખરીદનાર ન મળે.

સરકારે અમને ભાર દઇને કહ્યુ: "મિ મહેતા તમે મોટો જથ્થો કપાસ ખરીદો."

અમે કપાસની ખરીદી શરૂ કરી. સને ૧૯૨૧ના જાન્યુઆરી માસમા સીઝન ખૂલી. ભાવ નીચા રહેલા. શેઠ મથુરાદાસ ગોકળદાસના મેનેજર ભાઇ ઇશ્વરલાલ અમારી સાથે રહેતા હતા. મુંબઇથી મિલવાળાની ઓફર આવે, તારો આવે કે 'રૂ જલદી મોકલો' પણ અમે તેમને કશો જવાબ ન આપ્યો. પેઢીમાંથી તાર આવે. "કેટલું રૂ ખરીદ્યું ?" તેમને પણ જવાબ ન દીધો. તેમના પત્રો આવ્યા. તારમા ધમકીઓ આવી. અમે તેને ગણકારી નહિ. ભાઇ ઇશ્વરલાલ રોજ કહ્યા કરે છે. "આ શું કરો છો ?"

મેં મક્કમતાથી જવાબ વાળ્યો: તમે બેઠા જોયા કરો. હું અનીતિ નહિ કરૂં, પણ હવે રૂ તમારા હાથમા સોપીશ નહિ"

"તો અમે કોર્ટમા જઇશુ '

"બહુ સારુ "

તેઓ સમજી ગયા કે આમા આપણો ગજ વાગે તેમ નથી ભાઇ ઇશ્વરલાલે મુંબઇ લખ્યુ કે, 'આવા પ્રમાણિક માણસનો દ્રોહ કરવો તે યોગ્ય નથી તેમની સાથે સારૂં રાખવામા લાભ છે. ભાગીદારી છોડશો તો પસ્તાશો"

શેઠિયાઓ સમજી ગયા ભાગીદારી ચાલુ રહી.

કોઇપણ વેપારમાં એકની નીતિ ફરે, એટલે રિદ્ધિસિદ્ધિ પગ કરી જાય છે.

× × × ×

જિંજાથી કંપાલા પચાસ માઇલ દૂર છે રસ્તામાં સુંદર ટેકરીઓ આવે છે. એ રસ્તેથી પસાર થતાં મારા મનમા થતું: અહીં એક મકાન બાંધ્યું હોય, તો શનિ-રવિની રજામાં આરામથી રહેવાય. જગ્યા એટલી રળિયામણી હતી, કે ઊડીને આંખે વળગે કુદરતી રીતે જ મારું મન ત્યાં ખેંચાતું. ત્યાં લેણાદેણી હશે.

એ વખતમાં હિંદીઓ જમીન ખરીદતા નહિ. સૌને એમ હતું કે આપણે ચાલ્યા જવું છે આ આપણો દેશ નથી કોઇએ જમીન કેનિયા કે યુગાન્ડામાં ન લીધી. કોઇ કોઇ મુસલમાન ભાઇઓએ થોડીક લીધેલી

મારા વિચારો આ બાબતમા પ્રથમથી જ જુદા હતા. જ્યા જઇને વસવાટ કરવો ત્યાં પોતાનું ઘર માનીને રહેવું સ્ટેશન-માસ્તરો સ્ટેશનમા ઘર આગળ સુંદર બગીચા બનાવે છે તેઓ જાણે છે કે બદલી થવાની છે, પણ પાછળથી આવનારને બગીચા, શાંતિ અને આરામ આપે છે. એવી રીતે જ્યા આપણો વસવાટ થયો, ત્યા સારું, સગવડવાળું મકાન, બગીચો એટલું જોઇએ આવા વિચારોથી મેં ત્યાં જમીન લઇ મકાન બાંધવાનો વિચાર કર્યો.

જમીન માટે તપાસ કરી એક નેટિવ ચીફની માલિકીની બે હજાર એકર જેટલી જમીન ત્યાં હતી. હિંદીઓને એ જમીન લેવાની છૂટ હતી. એ વખતે જમીન ઘણી સસ્તી હતી (અત્યારે દશ ગણી કિંમત છે) અને ૧૯૨૦મા અમે બે હજાર ફ્રીહોલ જમીન રૂા. ૩૬,૦૦૦,મા વેચાતી લીધી એક ઊંચી ટેકરી ઉપર ઘાસનું રૂપાળું મકાન બંધાવ્યું. સને ૧૯૨૧મા નીચેના ભાગમા એક જીનેરી નાખી જમીન અમારી અંગત માલિકીની હતી.

અગાઉ મેં જે અગિયાર પ્લોટ લીધેલા, તેમાથી પાચ મિત્રોને આપ્યા. તેમાનો એક મારા પરમ સ્નેહી હૃદય-મિત્ર શ્રી પોપટભાઇ કાલિદાસને આપ્યો તેમની પેઢી આજે પણ યુગાન્ડામા છે મારી સ્થિતિમાં

છે. (પોતે આજે સ્વર્ગવાસી થયા છે) એ વખતે કોઈ મશીનરીમા સમજતા નહિ. મેં આગ્રહ કરીને એક પ્લોટ આપેલો. જીનેરી કરાવી. કોઈ ચીજનું નામ તે જાણે નહિ એક વાર મને કાગળ લખ્યો કે, 'નાનજીભાઈ એક જીનનો જમણો કાન તૂટી ગયો છે તે મોકલજો' મેં લખ્યું: 'જીનને કાન ન હોય, માણસ કે પશુને હોય મળવાનું થયું. ત્યારે આ વસ્તુ યાદ કરીને ખૂબ હસ્યા. એ જમાનામાં આવી સમજણો ઓછી હતી, પરંતુ માનવતા ખૂબ હતી પરસ્પર લાગણી અને પ્રેમભાવના હતાં. એ નગદ વસ્તુ આજે કયાય જોવા મળતી નથી; પશ્ચિમના શિક્ષણથી માનવતા સાવ ઓસરી ગઇ છે અમે જે મિત્રોને પ્લોટો આપ્યા, તેમને એ જિનો, ઓપનર, જીન વગેરે મશીનરી પણ આપી અને કપાસ ખરીદવા નાણા આપ્યા

ગમે તે ભોગે આપણા હિંદી ભાઇઓ વેપારમાં આગળ વધે, તેમની કમાણી અને આનંદ વધે, આપણું જૂથ જામે, એવી અમારી પ્રબળ ઇચ્છા હતી યુરોપિયનોએ પરસ્પર સહકારથી સંસ્થાનો જમાવ્યા છે આપણા હિંદી ભાઇઓનો સમૂહ વધવાથી આપણી પ્રતિષ્ઠા અને વેપાર જામે એવી દીર્ઘદૃષ્ટિથી મેં હમેશા મિત્રોને માગી મદદ આપી છે. આવી દૃષ્ટિથી આપણે આપણા મહાન દેશની આબરૂ પણ વધારી શકીએ

યુરોપિયનો આ રીતે જ દુનિયામા કોલોનીઓ જમાવી શકયા છે આપણે પણ આપણી વસાહત મજબૂત કરી શકીએ

૨૩

## ટાંગાનિકામાં સાહસ

એપ્રિલ–મે માસમા કપાસની સીઝન પૂરી થઇ. અમે સસ્તા ભાવનુ ૧૭,૦૦૦ ગાંસડી રૂ રાખ્યુ હતું. એ વખતે અમને એક મિત્ર પાસેથી ખબર મળ્યા કે, 'ટાગાનિકા જર્મન કંપનીઓની, જર્મન સરકારની અને પ્રજાની ઘણી મિલકતો લિલામ થવાની છે. પાણીને ભાવે જાય છે

મેં ઇશ્વરલાલભાઇને વાત કરી, 'ચાલો જઇએ'

તેમણે તરત હા પાડી અમે જવાનો નિર્ણય કર્યો. બે દિવસમાં તૈયાર થયા. મોટર સાથે લીધી.' એ વખતે ત્યાં મોટરની બહુ કિંમત હતી કંપાલા થઇ એન્ટેબી ગયા. એન્ટેબી બંદરેથી સ્ટીમરમા મોટરને પણ સાથે ચડાવી. માઝા બંદરે ઊતર્યા

માઝા જર્મન ઇસ્ટ આફ્રિકાનું વિકટોરિયા સરોવરને કિનારે આવેલુ સુદર બંદર છે. તે બ્રિટિશના હાથમા આવતા ત્યા યુગાન્ડાના કેટલાક અનુભવી અમલદારો મૂકયા હતા માઝાનાં ડિસ્ટ્રિક્ટ કમિશનર અમારા ઓળખીતા હતા. તેઓ પહેલાં યુગાન્ડામા હતા. અમે તેમને મળવા ગયા. અમને જોતા જ સામે આવ્યા, અને 'હલ્લો મિ. મહેતા. તમે કયાંથી ?' એમ કહીને હાથ મેળવ્યા. મેં બધી વાત કરીઃ 'તમે જો મદદ કરો, તો અમારો વિચાર તમારા પ્રાંતમાં જીનેરીઓ નાખવાનો છે.

એમણે હસીને પૂછ્યુ· કેટલી જીનેરી નાખવી છે ?

'તમે કહો તેટલી'

'આવતી કાલે જોવા જઇશુ"

તેમની પાસે મોટર ન હતી. અમે સવારે મોટર લઇને સૌ સાથે નીકળ્યા.

ટાંગાનિકામાં કપાસનો પાક યુગાન્ડા જેટલો ન હતો. યુગાન્ડામાં જીનેરી દીઠ હજારથી પંદરસો ગાંસડીનો પાક થતો. (અત્યારે ત્રણ હજાર ગાંસડી થાય છે.) ટાંગાનિકામાં જીનેરી દીઠ આઠસોથી હજાર ગાંસડી પાક ઊતરતો; કારણકે માત્ર માંઝા ડિસ્ટ્રિક્ટમાં જ કપાસનું વાવેતર હતું. અત્યારે ત્યાં એક જીનરી દીઠ દશ હજાર ગાંસડી થાય છે. યુગાન્ડામાં ૧૨૫ જીનેરી થઇ છે અને ટાંગાનિકામા ૨૦ છે ચોખાનો પાક પણ મોટો છે. તે યુગાન્ડાને ચોખા પૂરા પાડે છે. ઘી, મધ મીણુ અને ગુંદર પણ ત્યા થાય છે. સોનું અને હીરાની મોટી ખાણો છે.

અમે કપાસના વાવેતરવાળાં અનેક સ્થળો જોયા સોનાની ખાણો જોઇ. મોટા જંગલ, પહાડો, નદીઓ અને ખાડાટેકરાવાળો રસ્તો હતો. મોટર મુશ્કેલીથી ચાલી શકતી. ત્યાં મોટી માખીઓ થાય છે, તે કરડવાથી સોજા ચડી જાય પ્રદેશ વેરાન–ઉજ્જડ પડેલો. અમે મોટરમાં બે દિવસમા ચારસો માઇલનો પ્રવાસ કર્યો. જીનેરી માટે ચાર જગ્યા પસંદ કરી અને માંઝા પાછા ફર્યા

ટાગાનિકા ટેરેટરિ મેન્ડેટ હતું. જર્મની પાસેથી બ્રિટિશને સોંપાયેલ હતું. અત્યારે સ્વતંત્ર થએલ છે યુગાન્ડા કેન્યાને પણ સ્વાતંત્ર્ય મળેલ છે અને હવે એ પ્રજા રાજકર્તા થઇ અને આપણે તેની પ્રજા તરીકે રહેવાનું છે. ત્યા વસતા ત્રણ લાખ હિન્દીઓના ભાવિનો આધાર આ પ્રજાની રાજકીય નીતિ પર અવલંબે છે. તેનું મુખ્ય શહેર દારેસલામ (શાંતિનું દ્વાર) સલામત બંદર ગણાય છે મુખ્ય કચેરીઓ છે. ગવર્નરની સીટ ત્યાં આવેલી છે બધા નાગરિકોને સમાન હક છે. આજે હિંદીઓને ત્યા દાખલ થવા દેતા નથી અમારે જીનેરીઓ નાખવાની છેવટની પરવાનગી માટે દારેસલામ જવું જોઇએ અમારે બીજા કામે પણ ત્યા જવાનું હતું જંગલના પ્રવાસથી થાકીને માંઝા આવેલા. બે દિવસ આરામ લીધો.

એવામા ખબર મળ્યા કે, જે મિલકતો લિલામ થવાની હતી, તેમા બે લિલામ થઈ ગયા. હવે જૂન માસમા ત્રીજું મોટું લીલામ થશે.

એ મિલકતમા મકાનો, જીનેરીઓ, ગ્ગળર તથા સાઇસલ ( કેતકી )ના પ્લાન્ટેશનો વગેરે છે હરાજીમા વેચાણ રાખેલ મિલકતના ૨૫ ટકા નાણા રોકડા અને ૭૫ ટકા ચાર વર્ષના હપતાથી ચડતા વ્યાજે આપવાના હોય છે'

આ સમાચાર મળતા વળતે દિવસે અમે માઝાથી રવાના થયા ટોબોગ સુધી અઢીસો માઇલ મોટરમા ગયા ટોબોગથી આગળ મોટર રસ્તો ન હતો, તેથી મોટર ત્યા છોડી દીધી ત્યાથી રેલવેમા દારેસલામ પહોચ્યા ગોઓરામા ચાર દિવસ તાવમા પટકાયા

એ વખતે દારેસલામમા કોઇ સારી હિંદુ હોટલ ન હતી હિંદુઓ પાસે રહેવા જેવુ સારુ મકાન ન હતુ ત્યા ગુજરાતના એક પોસ્ટ-માસ્તર હતા તેમના ભાઇ અમારે ત્યા કામ કરતા અમે તેમને ઘેર ઉતારો કર્યો તેઓ એકલા હતા ત્યા જમ્યા ગામમા વીશી ન મળે, હિંદુ રસોઇયો ન મળે આજે તો સ્વર્ગ જેવી સગવડો થઇ ગઈ છે

ત્યારબાદ અમે શેઠ મૂલજીભાઇ વાલજીભાઇને ત્યા જમવાનુ રાખ્યુ

દારેસલામ પહોચીને અમે મિલકતો અગે તપાસ કરી અમને ખબર મળ્યા કે, શેઠ કરીમજી જીવણજી અને બીજા ખોજા ગૃહસ્થો તથા યુરોપિયન વેપારીઓએ મોટી મિલકતો ખરીદી લીધી છે' અમને થયુ આપણે અધારામા રહ્યા, મોડા પડયા, આ મિલકતો ખરીદવા જેવી હતી' જાગ્યા ત્યારથી સવાર ! હજી જે બાકી છે, તે જોઇ લેવી અને લિલામમા ઊભા રહેવુ

એ વખતે દારેસલામમા હિંદુ વેપારીઓ ઓછા હતા મોટા શ્રીમતોમા ખોજા અને વોરાઓ હતા (આજે પણ છે) એ લોકોએ મોટા પ્લાન્ટેશનો રાખી લીધા, જેમાથી કરોડો રૂપિયા કમાય છે

એ પ્રદેશમા કેતકી (સાઇસલ) બહુ થાય તેના પાદડાને મશીનથી પીસીને રેસા કાઢે મોટા પ્રમાણમા ત્યા કેતકીનુ વાવેતર લાખો એકરમા થાય છે દર વરસે દોઢ લાખ ટન રેસા થાય છે નાળિયેરીના વાવેતર લાખો એકરમા છે ભારે ફળદ્રુપ ભૂમિ છે સોનુ, હીરા વગેરે ખનિજ નીકળે છે

મિલકતનાં વેચાણ કરનારા કસ્ટોડિયન ઑફિસર મિ. હેગ અને મિ. મોઇનાક કરીને હતા તેઓ મારા મિત્રો હતા. જૂનમાં ત્રીજો મોટો લૉટ (જથ્થો) વેચવાનો હતો. જૂનની છઠ્ઠી તારીખથી અઠ્ઠાવીસમી સુધી લિલામ થવાનું હતું. અમે કસ્ટોડિયન ઑફિસરને મળ્યા. તેમણે બધી હકીકત પૂરી પાડી અને કહ્યું: 'લિંડી તરફ સારાં પ્લાંટેશન છે તમે જઇને જુઓ.'

અમે લિંડી જવાનો વિચાર કર્યો દારેસલામથી લિંડી ૨૪૦ માઇલ થાય. ત્યાંથી બે મહિને એક સ્ટીમર જતી. નાનકડી ત્રણસો ટનની રમકડા જેવી સ્ટીમર, એના કરતાં મોટાં સઢવાળાં વહાણ વધારે સારા. અમે ચાર જણ ઊપડયા : અમારો એંજિનિયર, રામજીભાઈ લોહાણા અમારો બૉય અને હું અમે દારેસલામથી જતવળતની (રિટર્ન) ટિકિટો લીધી. સ્ટીમરમાં ચડયા અને સ્ટીમર ચાલી નીકળી.

દારેસલામથી લિંડી સુધી સ્ટીમર કિનારે કિનારે જ ચાલે છે. આખરી સીઝન હતી. દરિયામાં પવનનું જોર હતું નાની સ્ટીમર હોવાથી તોફાન લાગ્યુ. ત્રણ દિવસે સલામત પહોંચાડયા ખરા !

અમે કિનારે ઊતર્યા. સ્ટીમરના કપ્તાનને કહ્યુ. 'અમારી રિટર્ન ટિકિટો છે. અમારે આ સ્ટીમરમાં જ પાછા ફરવું છે. તમે પાછા કયારે ફરવાના છો, તે ચોક્કસ સમય આપો; એટલે એ પ્રમાણે અમે હાજર રહીએ.

કેપ્ટને કહ્યુ : 'અમે અહીં માલ ઉતારી, અહીંથી સાઠ માઇલ દૂર મિકિંડાની બંદરે માલ ભરવા જઈશુ. ત્યાં ત્રણ દિવસ લાગશે. અહીં પાછા આવી બે દિવસ રોકાણ થશે ત્યારબાદ દારેસલામ જઇશું. તમે વખતસર આવી જજો.

કેપ્ટનના જવાબથી અમને સંતોષ થયો. અમારે મિકિંડાની જવું હતું, પરંતુ રસ્તામા બીજાં પ્લાંટેશનો જોવાના હોઇ, પગરસ્તે જવાનો વિચાર કરેલો. વળતા સ્ટીમર મળી જશે, એ જાણી નિરાત થઇ. સ્ટીમરના કપ્તાને તથા એજન્ટે અમને ખાતરી આપી કે, 'અમે લિંડીથી તમને લેતા જઇશું. તમે બેફિકર રહેજો '

અમે બંદર ઉપરથી લિંડી ગામમાં ગયા. નાના કસબા જેવું ગામ હતું. આશરે સાઠેક દુકાનો હશે, તેમાં ચાલીસ આરબની, પંદરેક ખોજા તથા વોરાની અને ચાર હિંદુઓની હતી. મૂળવતનીઓનાં કેટલાંક ઝૂપડાં હતાં. જંગલના ભરમાંથી જુવાર, મીણ, મધ વગેરે માલ આવતો. તે વહાણ તથા સ્ટીમર-રસ્તે દેશાવરમાં ચડતો. બંદર નાનું પણ વેપાર પ્રમાણમાં ઠીક હતો.

અમે ગામમાં ગયા, ત્યાં ભાટિયા તથા વાણિયાની દુકાને જઈ તેમની પિછાન કરી. પ્લાંટેશન બાબત પૂછપરછ કરી તેમણે માહિતી આપી. નજીકમા ત્રણ-ચાર આશ પ્લાટેશન છે લિંડીથી પચીસ માઇલને અંતરે આવેલાં છે. અમે તે જોવા ગયા માઈલો સુધી કેતકીના વાવેતર આંખ ઠારે તેવા હતાં.

લિંડીથી મિકિંડાની દરિયા-કિનારે કિનારે જવાનું હતું. પગરસ્તે સાઠેક માઇલ થાય. અમે ડોળીઓ કરી લીધી. જંગલ જેવો વેરાન રસ્તો હતો, અમે બધું જોતા જોતા ચાલ્યા. મિકિંડાની પહોચ્યા, ત્યાંનાં પ્લાટેશન પણ અમને ખૂબ ગમ્યાં. મનમા થયુ, 'અહીં આવતા હેરાન તો થયા, પણ આ વસ્તુ ખાસ લેવા જેવી છે.'

રસ્તામા અને પ્લાટેશન જોવામા અમને ત્રણ-ચાર દિવસ લાગ્યા કપ્તાને આપેલા સમય પ્રમાણે અમે મિકિંડાની બંદરે પહોચી ગયા. જઈને તપાસ કરી ખબર મળ્યા કે, સ્ટીમર માલ ભરીને દારેસલામ સીધી ઊપડી ગઈ.' લિંડી જવાનું બંધ રહ્યુ

અમને ભારે નવાઇ લાગી, દુઃખ પણ થયું. અમને લીધા વીના આ રીતે સ્ટીમર ચાલી જશે, એવો અમને સ્વપ્નેય ખયાલ ન હતો. અમારી જાતવળતાની ટિકિટ હતી. વળી અમને પાછા લઇ જવાનું એમણે વચન આપેલુ જાણીજોઇને આ કર્યું હશે એમ ખબર મળ્યા

મિકિંડાનીમા તાર-ટેલિફોન કશું ન હતું. અજાણ્યે સ્થળે કશા સાધન વિના અમે એકલા થઈ પડ્યા; પણ એમ મૂંઝાઇને બેસી રહેવા જેટલો ય વખત ન હતો. અમે પગરસ્તે પાછા લિંડી જવા રવાના થયા. જે રસ્તે આવેલા તે જ રસ્તે, બે દિવસમા સાઠ માઇલ પાછા લિંડી પહોચ્યા.

લિંડી તો પહોચ્યા, પણ ત્યાંથી દારેસલામ શી રીતે જવું ? લિંડીથી તુરતમા સ્ટીમર મળે તેમ ન હતું પગરસ્તે દારેસલામ ત્રણુસો માઇલ થાય રસ્તો સાવ નિર્જન, હિંસક જાનવરોથી ભરેલુ જંગલ, લડાઇમાંથી નાસી આવેલી નેટિવોની હથિયારબંધ ટુકડીઓ જંગલમા ફર્યા કરે. એવે રસ્તે જવું સલામત ન હતું. અમે આદામાન ટાપુની માફક નજરકેદ પુરાયા આમ છતા પગરસ્તે જવાની હિંમત કરીએ, તો લિલામ પૂરું થઈ જાય અમારી બધી મહેનત માથે પડે એ વખતે તાર, ટેલિફોન હતા પણ નકામા જેવા

અમે લિંડીમા એક ભાટિયા વેપારીના મકાનમાં ઊતર્યા હતા. સાધારણ ઝૂપડા જેવું ઘર હતુ આ સફરમા જગલમા અને આવાં ઝૂંપડાઓમા રાતો પસાર કરેલી ખૂબ હાડમારી ભોગવવી પડતી, છતા એમા એક પ્રકારનો આનંદ હતો મારી સાથે ફોલ્ડિંગ ખાટલો અને મચ્છરદાની હતા. પરચૂરણ કામકાજ માટે બૉય હતો લિલામની તારીખ નજીક આવતી હતી. ગમે તે હિસાબે ને જોખમે દારેસલામ પહોચવું જોઇએ મારું મગજ રસ્તા શોધવા લાગ્યુ.

અમે રાતે ભાટિયા શેઠની દુકાને બેઠા હતા તમને મેં પૂછ્યું : 'અહીંથી દારેસલામ વહાણુ જાય કે નહિ ?'

તેમણે કહ્યું : 'જાય ખરા, પણ આ માસમા નહિ.'

મે પૂછ્યુ : પહેલા જૂન માસમા જતા કે નહિ ? સ્ટીમરો તો હમણા થઇ !'

ભાટિયા ગૃહસ્થે એક નાખુદાને બોલાવ્યો. તેને બધી વાત સમજાવી નાખુદા નેટિવ અને આરબની મિશ્રજાતિનો હતો. એણે એકદમ ધડાકો કર્યો. અરે મારા સાહેબ, જૂન મહિનો તો શું, જુલાઇમાય લઇ જાઉં મે હેન્સિંગ કપની, સગારા કપની વગેરે મોટી પેઢીઓની ઘણી સફર કરેલી છે. બાના કુબાને જવુ હોય, તો લઈ જાઉ ખુશીથી ચાલો ' ત્રણ દહાડામા દારેસલામના બારામા ન પહોચાડું તો મારું નામ નાખુદો નહિ !'

નાખુદાની વાત સાભળીને અમને હિંમત આવી. સૌની સલાહ પૂછી 'બોલો શુ કરશુ ?'

મારા સાથીદારો તૈયાર હતા, પણ નાખુદા પાસે વહાણ ન હતું એટલે ભાટિયા ગૃહસ્થ બોલ્યા : મારી પાસે સો ગૂણીનું વહાણ છે, પણ તોફાનમાં ડૂબી જાય, તો મારું ગરીબનુ ગુજરાન ટળી જાય; બીજો વાંધો નથી.'

કોઇ પણ ભોગે દારેસલામ પહોંચવાનો મારો નિશ્ચય હતો. રૂપિયા પાંચસોની હુંડી ભાટિયા ગૃહસ્થના હાથમા મેં મૂકી અને કહ્યુ : જો તમારું વહાણ સહીસલામત દારેસલામ પહોંચે, તો એકસો રૂપિયા ભાડું આપશું. જો વહાણ ડૂબી જાય, તો આ રૂપિયા ૫૦૦)ની હૂંડી આપુ છું. બીજું ખરીદી લેજો.

ભાટિયા વેપારી મારી સામે જોઇ રહ્યા. તેમને કશું બોલવાપણું રહ્યું ન હતું તેમણે નાખુદાને તૈયાર કર્યો વજન માટે વહાણમા પચીસ-ત્રીસ ગૂણી કપાસિયા ભરી લીધા. બીજા બે-ચાર માણસો, મારો બૉય વગેરે સાથે હતા ભાઇ રામજીભાઇને લિંડી રાખ્યા, જેથી પ્લાંટેશન ખરીદ કરીએ ત્યારે તેનો કબજો તેઓ સંભાળી શકે

આ બાબતમાં અમારા એક જૂના સ્નેહીની પણ અમે સલાહ લીધી લિંડીના કસ્ટમ ઑફિસર શ્રી. કાસમ સચુ કરીને હતા તેઓ અગાઉ જિંજામા હતા તેઓ અમારાથી ઉંમરમા મોટા હોઇ, અમે તેમને સચુકાકા કહેતા. તેમણે અમને હિંમત આપી અમે વહાણમા દારેસલામ જવા ઊપડયા

બુધવારે રાતના એક વાગ્યે અમે વહાણમાં ચડયા બંદરમાથી બહાર નીકળતાં વહાણને બે કલાક લાગ્યા જૂન મહિનો અને તેજ દરિયો ! મોજાં ઉછળતાં હતાં સો ગૂણીનો મછવો આમથી તેમ ડોલતો નો અમે મનમા નક્કી કરીને બેઠેલા કે મછવો ભાગે તો ય ડરવું નહિ સાથે ચાર-ચાર ગેલનના આઠ પીપ લીધાં હતા તેને પાટિયાં બાધી ત્રાપા બનાવ્યા પીપના મોઢા રેવી લીધેલાં. બને બાજુ બબ્બે પીપ રાખ્યા ન કરે નારાયણ અને વહાણ ડૂબે તો ત્રાપામાં કિનારે પહોંચી જવાય. અમે દરિયાઇ તોફાનથી ટેવાયેલા હતા. યુદ્ધમાં ઘૂમેલા લડવૈયાને તોપગોળા વચ્ચે આનંદ આવે, તેમ મોજાઓના ઉછાળા સાથે ઊંચા થઇને પછડાતા વહાણમા અમને મોજ પડતી હતી

મછવો આગળ ચાલ્યો. બપોરના અગિયાર-બાર વાગ્યા. મછવો ડોલતો કંઇક મોળો પડયો અમારી સાથે રસોઇનો સામાન હતો. હાથ-મોં ધોઇ પ્રાઇમસ સળગાવ્યો. ગોવાનીઝ ઇજનેરે માણસોથી તપેલી પકડી રાખી, મેં ચા બનાવી. બાયને ફેર ચડવાથી ઊલટી થતી હતી. તે ઊંધમૂંધ એક બાજુ પડયો હતો. ભાતામાં પૂરી હતી. અમે પૂરી સાથે ચા પીધી.

અમે નાહવાનો પોશાક પહેર્યો હતો. કદાચ વહાણ ડૂબવાનું થાય તો ધૂબકો મારીને દરિયામાં પડાય.

લિંડીમાંથી એક તપેલું લીધેલું હતુ, અને અમારી સાથે ખીચડી બટાટા, પૂરીનો લોટ, મીઠા પાણીના પાંચ-છ પીપ વગેરે વસ્તુઓ લીધી હતી. વહાણ મડસડાટ ચાલ્યું જતું હતું, મોજા ઊછળી રહ્યા હતા. નાનો મછવો હિંડોળાની જેમ ઝૂલતો હતો.

નેટિવોએ સગડી ઉપર તપેલામા મોગો (ટાકિયાકો-રતાળુ) તૈયાર કર્યો. અને તેઓ જમ્યા.

લિંડીથી દરિયા-રસ્તે દારેસલામ ૨૪૦ માઇલ થાય. વહાણ પોતાની ઝડપે આગળ વધતું હતું. સાંજ પડી ત્યાં એક ટાપુ આવ્યો. ટાપુ ઉપર દીવાદાંડી હતી. એ જગ્યા ખરાબાની હોવાથી સરકારે લાઇટ રાખેલી. માલમે કહ્યુ: 'અહીં આપણે રાત રોકાવાનું છે આટલામા ખરાબા આવે છે રાતે નહિ ચાલી શકાય.' આમ કહી, એણે લંગર નાખ્યું. અમે સાંજના ભોજનની તયારી કરી. અમારી સાથે દૂધના ડબ્બા હતા. ચા અને પૂરી બનાવ્યા. ચા ખૂબ પીધી અને જમ્યા એ લોકોએ એમનો ખોરાક ખાધો થોડી વાર ટાપુનું કુદરતી સૌંદર્ય જોયુ. ત્યા રાત પડી. અમારી સાથે ફોલ્ડિંગ ખાટલો હતો, તેની ઉપર સાદડાંનો છાયો કરી પથારી કરી થાકયાપાકયા આરામથી સૂઇ ગયા. ઘસઘસાટ ઊંઘ આવી ગઇ

પરોઢિયે ચારેક વાગ્યે નાખુદાએ વહાણ હંકાર્યું. અમે સૌ તાજા થઇ જાગી ઊઠયા આકાશ સ્વચ્છ હતું. તારા ચમકતા હતા. હવા ઠંડી ને ખુશનુમા હતી વહાણ ઝપાટાબંધ ચાલ્યું વહાણમાં મોજા અથડાતાં અને પાણી ભરાઇ જતું.

વહાણમાથી પાણી ઉલેચવા માટે ખાસ ચાર માણસો સાથે લીધેલા, તેઓ તરત પાણી ઉલેચવા માડતા

અમારા ભાયે કોઈ દિવસ દરિયો જોયેલો નહિ, વહાણ જોયેલ નહિ જ ગલનો વાસી દરિયામા મૂઝાઇ ગયો ઊલટી કરતો જાય ને બોલતો જાય 'બાના મીમી કુફા' (હુ મરી જવાનો, સાહેબ) આ કહીને પાછો સૂઇ જાય અમે ચા પાણી આપ્યા, પણ કશુ લીધુ નહિ બીજે દિવસે ખીચડી અને બટાટાનુ શાક કરીને અમે જમ્યા

વહાણ બે દહાડા ને બે રાત ચાલ્યુ ત્રીજે દિવસે સાજના પાચ વાગ્યે દૂરથી દારેસલામનુ લાઇટ–હાઉસ દેખાયુ ત્રીસેક માઇલ દૂર હશે ત્યા વહાણ નાગર્યું. રાત ત્યા જ પસાર કરવાની હતી કિનારો બાજુમા દેખાતો હતો મે નાખુદાને કહ્યુ જો કાલ બપોરના બાર વાગ્યા પહેલા અમને બારામા દાખલ કરી દઇશ, તો જ પોર્ટ ઑફિસર મળી શકશે અને આપણે કિનારે ઊતરી શકશુ, નહિતર બે દિવસ દરિયામા પડ્યા રહેવુ પડશે' આમ કહી અમે એને શાબાશી આપી એ ખુશ થઇને બોલ્યો 'હેવલા બાના, હાપાના ફિકિરી' (હુ તૈયાર છુ સાહેબ, હવે પહોચી ગયા સમજો ફિકર ન કરો)

રાતે ખાઇપીને અમે નિરાતે વહાણમા સૂઇ ગયા

પાછલી રાતે ચાર વાગ્યે વહાણે લ ગર ઉઠાવ્યુ અમે જાગ્યા સામે નજર કરી તો અદ્ભુત દૃશ્ય નજરે પડયુ પ્રાત કાળના સમુદ્રનો, આકાશનો, ચ દ્રમાનો અને કિનારાનો દેખાવ ભારે રમણીય હતો કવિ હોય તો સુદર કાવ્ય બનાવી દે હુ તો રહ્યો અભણ ગામડિયો વેપારી, એટલે એ કુદરત આખ ભરીને નીરખી રહ્યો અને સરજનહારની એવી અનુપમ રચનાનો મુગ્ધ બનીને વિચાર કરવા લાગ્યો

સવાર પડ્યુ સૂર્ય ઊગ્યો દારેસલામનુ બ દર દેખાયુ પવન અનુકૂળ હોવાથી વહાણ ઝપાટાબ ધ ચાલ્યુ જતુ હતુ નાખુદો લહેરમા હતો સૂર્ય ચડતો ગયો, તેમ એની મસ્તી વધતી ગઇ પાણીની વળતર સામી હતી બારના ટકોરા પડવાને થોડી વાર હતી, તે વખતે અમારુ વહાણ બ દરના ખાળામા પેઠુ

દારેસલામનું બારું બહુ સાંકડું છે મનમાં થયું : 'આજે વહાણમાંથી કિનારે નહિ ઊતરાય. પોર્ટ ઑફિસર મળી શકશે નહિ. તે દિવસે શનિવાર હતો. સાડા બાર વાગ્યે ઑફિસો બંધ થાય. રવિવારે રજા હોય, સોમવારે સવારે સાડા નવ વાગ્યે લિલામ હતું. દળીદળીને ઢાંકણીમાં ઉધરાવવા જેવું થયું.'

મેં પ્રભુપ્રાર્થના કરી : 'તું સહાય કર તો થાય' આવે પ્રસંગે ખરા અંતઃકરણની મારી પ્રાર્થના હંમેશાં ઇશ્વરે સાંભળી છે. આંખ મીંચીને ઉઘાડી, સામે જોઉં તો કિનારા ઉપર એક મોટર દોડી જાય. એ મોટરમાં જંગબારના જૂના દોસ્ત શેઠ મહમદ પીરભાઇ દેખાયા. એ નહકુટુંબ ક્યાંઈક મહેફિલ ઉડાવવા જતા હતા. મેં ઓળખ્યા.

મેં મછવામાં ઊભા થઇ હાથ ઊંચો કર્યો અને સાદ પાડવા લાગ્યો. એમણે બૂમ સાંભળી, મછવામાંથી કોઇ અવાજ દે છે. એમ માની મોટર ઊભી રાખી. મોટર ઊભી રહી, એટલે અમે મછવો કિનારા નજીક લઇ લીધો. એમણે મને ઓળખી કાઢ્યો.

મારી હાલત જોઇ, ઘડીભર એ તાજુબ બન્યા. ત્રણ દહાડાની હજામત ચડેલી, નાહેલા નહિ, કપડા મેલાં. અમે સામસામા હસીને સલામી લીધી મેં કહ્યું : ગમે તેમ કરો, અમને જલદી કિનારે ઊતારો. પૉર્ટ ઑફિસરને બોલાવી લાવો પછી બધી વાત કરીશ. અમે ત્રણ દહાડાના લિંડીથી નીકળ્યા છીએ હું ખૂબ થાક્યો છું.'

એણે તરત મોટર પાછી વાળી. સીધો પાર્ટ ઑફિસે ગયો. ઑફિસ બંધ થવાની તૈયારી હતી ઑફિસરને વાત કરી. મોટરબોટ લઇને તાબડતોબ અમારી સામે આવ્યા મોટરબોટ સાવ નજીક લાવી મને એમા લઈ લીધો. મારો વેશ જોઇ સૌ હસી પડયા. 'આ શું કર્યું !' કહી હેતથી ભેટી પડ્યા.

વીરાણી કહે : 'આ તો તમે મરવાનો ધંધો કર્યો. આવું ગાડું સાહસ કોઇ કરે ? તાર આપ્યો હોત તો કંઈક સગવડ કરત.'

મેં કહ્યું : બેરાથી મોબાસા જતી બી. આઇ. ની સ્ટીમરને અમે તાર કરેલો : ' એક પેસેંજરને દારેસલામ લઇ જાઓ, દશ હજાર રૂપિયા

આપશું.' સ્ટીમર કંપનીવાળાએ જવાબ આપ્યો કે 'સરકારની પરવાનગી વિના અમારાથી ફાલતુ બંદરેથી પેસેંજર ન લઇ શકાય.' શેઠ કાવસજીની સ્ટીમરને અમે જંગબારથી દશ હજાર રૂપિયા સુધી ઑફર કરેલી; પરંતુ 'સ્ટીમર ફીસમાયુ ગઇ છે' એવો એમણે જવાબ આપ્યો. ગમે તેમ ખુદાએ મહેર કરી જીવતા પહોંચી ગયા. કાલે આપણા દોસ્તમિત્રોને ખાસ આમંત્રણ આપજો. મહેફિલ કરશું."

અમે સહીસલામત, વખતસર કિનારે ઊતર્યા. નાખુદાને શાબાશી અને ઇનામ આપી ખુશ કર્યો. ઉતારે આવી નાહ્યા. ભાઇ ઇશ્વરલાલ મળ્યા. તેમને બધી વાત કરી ખાધુંપીધું ને આરામ કર્યો. સાંજ સુધીમાં તાજા થયા.

બીજે દિવસે રવિવાર હતો. મિત્રોને મળવા નીકળ્યા. ભાઇ મહમદ પીરભાઇ સાથે જૂની વાતો તાજી કરી, મહેફિલમાં અનેક દોસ્તોને મળ્યા. સાંજ સુધી મિજલસ ચાલી. ખાનપાન પછી રાતે ગાનતાન ચાલ્યાં. રાતના એક વાગ્યા સુધી આનંદ કર્યો. પાર્ટીમાં અનેક મિત્રો હતા. બધા મિલનસાર અને આનંદી હતા.

સોમવારે સવારે નવ વાગ્યે એસેમ્બ્લી હૉલમાં હાજર થયા અમને જોઇને સૌ નવાઇ પામ્યા એક બીજા પૂછવા લાગ્યા, આ ક્યાંથી ?'

કેટલાક નિકટના સ્નેહીઓને વહાણના વીતક કહી સંભળાવ્યાં. સાભળીને સૌ તાજૂબ બન્યા· 'આમા તમે જીવતા આવ્યા તે નવાઇ ગણાય.'

મે કહ્યુ: 'આમાં નવાઇ નથી જેનામાં આત્મબળ હોય તેને ઇશ્વર સહાય કરે; તેઓ જરૂર જીવતા આવી શકે'

બરોબર સાડા નવ વાગ્યે વખતસર લિલામ શરૂ થયું થોડીઘણી હરીફાઇ પછી અમે ચાર સાઇસલ પ્લાંટેશન લીધાં. એક દારેસલામમા અને ત્રણ લિંડીમાં ઉપરાત લિંડીમાં એક જીનરી, બે મકાન તથા ટાંગામાં પ્લાંટેશન ખરીદ કર્યા. ફેક્ટરીઓ સાથે ૨૦ હજાર એકર જમીન લીધી. બધી મળીને દશેક લાખની મિલકત રાખી.



ઇન્ડિયન વિમેન્સ એસોસીએશન હૉલ, કંપાલા



મોમ્બાસામા શ્રી આર્યસમાજ વૈદિક મંદિર અને વિશ્રામભવનનો
[ અ સૌ શ્રી મતોકબહેન નાનજીભાઈના હસ્તે શિલારોપણવિધિ

મંગળવારે લિલામ બંધ રહ્યું બુધવારે બીજાં બે પ્લાંટેશન લીધાં શેઠ મથુરાદાસની પેઢીને તાર કર્યો : ' અમે આટલી મિલકત લીધી છે.' એમનો વળતો તાર આવ્યો : 'અમારે એ મિલકત જોઇતી નથી.' ભાઇ ઇશ્વરલાલે તેમને લખ્યુ, કે ' જમીન પેદાશવાળી છે રાખવામાં લાભ છે.'

મને એવો વહેમ પડ્યો, કે પેઢી અંદરખાને નબળી પડતી જણાય છે. એટલામાં તેમનો બીજો તાર આવ્યો : ' અમારે મિલકત જોઇતી નથી રૂ મોકલો, તમે જલદી આવો. '

મે એનો તરત જવાબ ન આપ્યો કાગળ લખી નાખ્યો કે, ' અહીંના કામકાજમાંથી અવકાશ મળ્યે આવી જઇશ '

અમે જિન્જાથી નાણાં મંગાવ્યાં. પ્લાંટેશનની વ્યવસ્થા કરી. ભાઇ રામજી ગોકળદાસને મૅનેજર તરીકે લિંડીમાં મૂકયા. ધીમે ધીમે બે પ્લાટેશન ચાલુ કરાવ્યા બાકીનાનો કબજો લીધો. મિકિંડાનીના બે લીધાં તે એમ ને એમ રાખ્યાં ટાંગાનાં વેચી નાખવાનો વિચાર કર્યો.

શેઠ મૂળજી વાલજીને અમારા એજન્ટ તરીકે નીમ્યા. બધું બરાબર ગોઠવીને અમે સ્ટીમરરસ્તે મોંબાસા આવ્યા

મોંબાસામા રહેવાનાં મકાન છે, થોડો વખત ત્યાં આરામ લીધો. માણસ જ્યારે કામ પર હોય છે, ત્યારે શરીર થાકને ગણકારતું નથી. મનોબળથી-ઇચ્છાશકિતથી થાક જણાતો નથી; પણ કામ પૂરું થયે. શરીર જોઇતો આરામ માગી લે છે અને તેને માટે તાવ જેવો સામાન્ય રોગ મદદ કરે છે થોડા વખતમા હું તાજો થયો

આમ ટાગાનિકાનો અમારો રસભર્યો પ્રવાસ પૂરો થયો. અમારી સફરની વાતો સાભળી સૌને ખૂબ મજા પડી

ટાગાનિકામા અને ૧૯૨૧ થી ૧૯૩૪ સુધીમા દર વરસે મારે પ્લાટેશન જોવાનુ થતુ, સાથે હવાફેર થતી. મને એ શાત એકાંત સ્થળે ખૂબ આરામ મળતો. મારા ભત્રીજાએ લિંડીનું પ્લાટેશન સને ૧૯૪૯ માં સાઠ લાખ શિલિંગમા વેચ્યું, ત્યારે મારું હૃદય ભરાઇ આવ્યું

## ૨૪

# કોંગ્રેસ અને શાંતિનિકેતન

મોંબાસામાં જરૂર પૂરતો આરામ લઈ હું યુગાન્ડા ગયો. ત્યાંની દુકાનો, જીનેરીઓ વગેરે કામકાજ જોયું. મારા ભાગીદારો એ કામ વ્યવસ્થિત રીતે ચલાવતા હતા ટાંગાનિકાનાં પ્લાંટેશનનાં નાણાંની તથા કામની ગોઠવણ થઈ ચૂકી. ત્યાર બાદ મારા મનમાં ઘણા સમયથી ઘોળાયા કરતો ખાંડના કારખાનાનો વિચાર જાગ્રત થયો. ખાંડનું કારખાનું ઊભું કરવા માટે જોઈતી મૂડી, મશીનરી, જમીન વગેરે વસ્તુ વખત આવ્યે મળી રહેશે એવો મને વિશ્વાસ હતો; પરંતુ તે પહેલાં ખાંડના કારખાના જોવાં જોઈએ. એના અનુભવી સંચાલકો સાથે વાતચીત કરી એ વિષે માહિતી મેળવવી જોઈએ. એ અંગે સને ૧૯૨૧ના ઑગસ્ટ માસમાં હું હિંદ આવ્યો ખાંડના કારખાનાં જોવા પ્રથમ કાનપુર ગયો.

કાનપુરમાં ખાંડનું કારખાનું જોયું. ગોળમાંથી ખાંડ બનતી હતી. નેપાલની સરહદે બર્ડ એન્ડ કંપનીએ એક ખાંડનું કારખાનું નાખેલું, તે જોવા અમે ગયા. એ કારખાનામાં શેરડીમાંથી સીધી ખાંડ બનતી. અમે મશીનરીના ખાસ જાણકાર ન હતા. ઉપલક દૃષ્ટિએ બધું જોઈ લીધું. તેના સંચાલકો સાથે કેટલીક વાતો કરી

યુગાન્ડામાં ખાંડનું કારખાનું ચલાવવાની શકયતા ઘણી હતી. ત્યાં વરસાદ પુષ્કળ પડે છે શેરડી માટે જમીન તથા પાણીનો સારો મેળ છે.

મારા મનમાં બે વિચારો એકસાથે ઘોળાતા હતા. મુંબઈમાં શેઠ [illegible]

કરવાના વિચારો જોર પકડતા અને યુગાન્ડામાં ખાંડના કારખાનાની જરૂરિયાત અને શકયતાનો ખ્યાલ કરતાં એ વિચારોનો વેગ વધતો. એમાં કયું પહેલું થશે એની ખબર ન હતી. ઈશ્વરની ઇચ્છા હશે તેમ થશે એમ માની, તે જેમ દોરે તેમ દોરાતો. મારી સાથે મારા મેનેજર ભાઈ પુરુષોત્તમદાસ મહેતા હતા. તેમણે ખાંડના કારખાનાના વિચારને અનુમોદન આપ્યું.

બિહારથી પાછા ફરતાં અમે આવ્યા. ભગવાન બુદ્ધને જે સ્થળે જ્ઞાન થયેલું તે પવિત્ર સ્થળનાં દર્શન કર્યાં. કપિલવસ્તુના રાજાના કુમાર સિદ્ધાર્થ માનવીનાં ચાર દુઃખો-જન્મ; મૃત્યુ, જરા વ્યાધિ–ના નિવારણ માટે રાજપાટ, સ્ત્રી–પુત્ર, માતાપિતા સર્વસ્વ છોડીને નીકળે છે અને જે વટવૃક્ષ નીચે ઓગણપચાસ દિવસ સુધી અન્નજળનો ત્યાગ કરી તપ કરે છે, તે સ્થળનાં દર્શન કર્યાં. બોધિગયા એ અર્ધા એશિયા ખંડનું મહાતીર્થ છે.

ગયાજીમાં શ્રાદ્ધ કર્યું. પરંપરાગત રૂઢિ પ્રમાણે મોટે ભાગે ગયામાં શ્રાદ્ધ થાય છે; પણ મે ત્યાં એક વસ્તુનો અનુભવ કર્યો એ સ્થળ એટલું પવિત્ર છે કે આપણા સ્વર્ગવાસી સ્વજન આત્માની શાંતિ, અને આપણા મનનું સમાધાન, બંને ત્યાં પ્રાપ્ત થાય છે. શ્રદ્ધાપૂર્વક જે સંકલ્પ થાય છે તેને શાસ્ત્રકારોએ શ્રાદ્ધ કહ્યુ છે.

અમે ગયાજીમાં હતા તે વખતે છાપા દ્વારા અમને ખબર પડયા કે કલકત્તામાં પંજાબ–કેસરી લાલા શ્રી લજપતરાયજીના પ્રમુખપદે કોંગ્રેસનું અધિવેશન ભરાવવાનુ છે. પૂ બાપુજી પધારવાના છે. આ સમાચાર વાંચીને અમે કલકત્તા જવાનો નિર્ણય કર્યો

સને ૧૯૧૫મા અમે મુંબઇ કોંગ્રેસ જોયેલી, તે યાદ આવ્યું તે વખતે પૂ. બાપુજી કાઠિયાવાડી પોશાકમાં પધારેલા. માથે આંટ્યાળી પાઘડી, અંગરખું, ખભે પછેડી ને હાથમા લાકડી હતાં એ વખતથી કોંગ્રેસ એ દેશની સ્વતંત્રતા માટે લડનારી એક મહાન સંસ્થા છે એવો મને ખ્યાલ આવેલો. આફ્રિકામા છાપાં વાંચીને લડતમાં રસ લેતો થયો હતો

કલકત્તા કોંગ્રેસમાં જવાનું નક્કી થતાં અમે આફ્રિકામાં જાહેર કાર્યમા ભાગ લેતા આગેવાન ભાઇઓ ઉપર તાર કર્યા કે, “અમે કલકત્તા કોંગ્રેસમાં ‘ડેલીગેટ’ તરીકે જઇએ છીએ. કોંગ્રેસ સેક્રેટરી પર તમે તાર કરો ”

આ પ્રમાણે તાર કરીને અમે કલકત્તા જવા રવાના થયા. આસનસોલ જંકશન ઉપર સમાચાર મળ્યા કે, કોંગ્રેસ પ્રમુખ શ્રી લાલાજી સ્પેશિયલ ટ્રેનમાં કલકત્તા જઇ રહ્યા છે ' અમે તેઓશ્રીની સાથે જવાનો નિર્ણય કર્યો. સ્પેશિયલ ટ્રેન પ્લૅટફૉર્મ ઉપર ઊભી હતી. ઉપડવાને થોડીવાર હતી. અમે ઉતાવળમા એક પહેલા વર્ગના ડબામા ચડવા લાગ્યા, એટલે દરવાજે ઊભેલા સ્વયંસેવકે અમને રોકયાઃ ' ભાઇ સાહેબ કયા કરતે હો ? લાલાજી સોયે હૈ ' અમે બાજુના બીજા વર્ગના ડબ્બામા ગયા. અમારી પાસે સામાન ખૂબ હતો. ભાઇ પુરુષોત્તમદાસે ડબામા સામાન ગડાવ્યો. ભીડ ખૂબ હતી રાતના બે વાગેલા. અંદર ઉતારુઓ સૂતા હતા બીજી ગાડીમા જઇએ તો મોડા પડીએ, તેથી સ્પેશિયલ ટ્રેનમા જવાનો નિશ્ચય હતો. અમે સામાન મૂકયા પછી માંડમાંડ ડબામા ઘૂસ્યા. કેટલોક સામાન સંડાસમાં ખડકયો. દરવાજા આગળ બિસ્તર પાથર્યો ઉપર ગોદડું પાથરી બંને સૂતા. એક દરવાજે માથું, બીજે દરવાજે પગ એમ સામસામે લંબાવ્યું. ચોમાસાના દિવસો હતા વરસાદ પડતો હતો ગાડી ચાલી અમે આંખો મીંચીને ઊંઘવાનો પ્રયત્ન કર્યો

પંદર મિનિટ થઇ હશે, એટલામા અમને ગોદડા નીચે ભીનું લાગ્યું ઊઠીને જોયું તો એક પેસેન્જરનો પાણીનો કૂજો ઢળી ગયેલો, એ પાણી ગોદડા નીચે આવેલું. કલાકેક અમે ચૂપચાપ પડયા રહ્યા, પછી હસવા લાગ્યા અમારા હસવાનો અવાજ સાંભળી ચેલા ગૃહસ્થો જાગી ઊઠયા. તેઓ સિંધના પ્રતિનિધિઓ હતા તેઓ શું બન્યુ તેની તપાસ કરવા લાગ્યા અમને આમ સૂતેલા અને હસતા જોઇ નવાઇ પામ્યા.

અમે તેમને કહ્યુ. " આપ નારાજ ન થશો. અમે આફ્રિકાના ડેલીગેટ છીએ. લાલાજીના દર્શન કરવાના લાભાર્થે આ ટ્રેનમા ચડયા આપને તકલીફ થઇ હોય તો માફ કરજો. "

અમે આફ્રિકાથી આવી કોંગ્રેસમા ભાગ લેવા જઇ રહ્યા છીએ તે સાંભળી એ ભાઇઓનો ગુસ્સો ઉતરી ગયો. તેમણે વિનયથી કહ્યુ· "કશી તકલીફ નથી થઇ. આપ ત્યાંથી બિસ્તર ઉઠાવી લો આપને તકલીફ થતી હશે. અહીં અમારી પાસે સીટ પર આવી જાઓ ' આમ કહી તેઓએ અમને જગ્યા કરી આપી

અમે તેમનો આભાર માન્યો. બિસ્તર મંકેલી, સીટ પર બેઠા અને આરામથી કલકત્તા પહોંચ્યા.

કલકત્તા સ્ટેશન પર પ્રમુખ શ્રી લાલાજીનું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું. હારતોરાથી લાલાજી ઢંકાઈ ગયા. જયનાદથી પ્લૅટફૉર્મ ગાજી ઊઠયું. શણગારેલી મોટરમાં તેઓશ્રીને મરઘસરૂપે લઇ ગયા.

અમે બીજે રસ્તે થઇને શહેરમાં ગયા. કલકત્તામા શેઠ જગજીવનદાસ હંસરાજને ત્યા અમે ઉતર્યા. શેઠ માવજી ગોવિંદજી પણ અમારી સાથે હતા.

કોંગ્રેસની ખુલ્લી બેઠક માટે એક ભવ્ય મંડપ બાંધવામા આવ્યો હતો. અમે વખતસર મંડપમા જઇ પહોંચ્યા. આફ્રિકાથી અમે પ્રતિનિધિ તરીકે આવ્યા છીએ એવો કોંગ્રેસના સેક્રેટરી ઉપર તાર આવી ગયો હતો. સ્વાગત-પ્રમુખ લોર્ડ સિંહા હતા. વ્યવસ્થા ઘણી સારી હતી. અમને આફ્રિકાના પ્રતિનિધિ તરીકે પ્રમુખશ્રીની નજીકમા ખુરશી મળી અમે ટિકિટના સો સો રૂપિયા જુદા ભર્યા હતા

કોંગ્રેસનું કામકાજ શરૂ થયું મુખ્ય ઠરાવ અસહકારનો હતો. પૂ બાપુજીએ એ ઠરાવ રજુ કર્યો. મૌલાના મહમદઅલી અને શૌકતઅલીએ એને ટેકો આપ્યો. (મિસિસ એનીબિસેન્ટે ઠરાવનો વિરોધ કર્યો ગરમાગરમ ચર્ચા ચાલી પંડિત મોતીલાલજી અસહકારના ઠરાવની તરફેણમા હતા ત્રણ દિવસ સુધી વાટાઘાટો અને વાદવિવાદ ચાલ્યા. દેશને માટે આ જીવન-મરણનો પ્રશ્ન હતો. દેશનું નાવ મધદરિયે ડોલતુ હતું આખરે પૂ બાપુજીનો ઠરાવ પસાર થયો તાળીઓના ગડગડાટથી પ્રતિનિધિઓએ ઠરાવને વધાવી લીધો.

એ વખતે ભાદરવો માસ ચાલતો હતો સભા માટે મંડપ બાંધેલો એમા વરસાદ તૂટી પડયો. ચાલુ સભાએ ગરબડ થાય, છત્રીઓ ઊઘડે, લડાલડી થાય, વ્યાસપીઠ ઉપરથી 'શાંતિ શાંતિ' ના પોકારો પડે, આમ ત્રણ દિવસ પછી કોંગ્રેસ અધિવેશનની પૂર્ણાહુતિ થઇ

અમે કલકત્તામા છ દિવસ ગાળ્યા 'સુથારનું મન બાવળિયે' એમ જ્યાં જઇએ ત્યા વેપાર તો વળગ્યો જ હોય તેમ છતા કલકત્તામા કેટલાંક જોવાલાયક સ્થળો જોયા

ગંગાકિનારે ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસનો આશ્રમ જોયો. પૂ. શારદામણિદેવી અને સ્વામી વિવેકાનંદજીની સમાધિઓના દર્શન કર્યાં. ચિત્તને પરમ શાંતિ આપનારું, સુંદર, મનોહર સ્થળ છે. જોતાં જ મન તૃપ્ત થાય. ગંગા કિનારે અમે થોડી વાર નિરાંતે બેઠા. શ્રી રામકૃષ્ણ મિશનના ત્યાગી અને વિદ્વાન સાધુઓ ભારે સેવાઓ આપી રહ્યા છે. તેમના આશ્રમો આખા દેશમાં પથરાયેલા છે. અમે મિશનને અનેક વાર મદદ કરેલી અને તેમના લોકહિતના કાર્યો નિહાળેલા.

કલકત્તામાં અમને ખબર મળ્યા કે શ્રી નરસિંહભાઈ પટેલ, શાંતિનિકેતનમાં છે. શ્રી એન્ડ્રુઝ સાહેબ પણ ત્યાં છે. આ શુભ સમાચાર મળતાં અમે શાંતિનિકેતન ગયા.

કલકત્તાથી સોએક માઈલ દૂર બોલપુર સ્ટેશન નજીક શાંત, મનોરમ જગ્યાએ ગુરુદેવ ટાગોરનો આશ્રમ આવેલો હતો. બેઠા ઘાટના, ઘાસ-છાયેલા, રૂપાળાં મકાનો, ચિનાર જેવા ઘટાદાર વૃક્ષો, પ્રાચીન સમયના ગુરુકુળોની યાદ તાજી કરાવે એવો કવિશ્રીનો આશ્રમ હતો.

અમને અચાનક આવેલા જોઈ શ્રી નરસિંહભાઈ ખૂબ રાજી થયા. હોંશથી ભેટી પડ્યા. તેઓ એક નાનકડી ઝૂંપડીમાં રહેતા હતા. અમે તેમની સાથે જ મુકામ કર્યો. સુખદુઃખની વાતો કરી. શ્રી એન્ડ્રુઝ સાહેબને મળ્યા. તેઓ પણ અમને જોઈને ખુશી થયા.

દીનબંધુ એન્ડ્રુઝ બે વખત આફ્રિકા આવ્યા હતા. હિંદી અને યુરોપિયન વચ્ચે સમાધાન કરાવવા આવેલા. તેમણે ઉઘાડી રીતે હિંદીઓનો પક્ષ લીધેલો, તેથી ગોરા સેટલરોએ તેમનું અપમાન કર્યું હતું. એ બાબતમાં તેઓશ્રી સાથે મારે વાતચીત થઈ. તેઓશ્રીનો માયાળુ સ્વભાવ અને ગરીબો પ્રત્યેની ભલી લાગણી આજે પણ યાદ આવે છે.

અમને શાંતિનિકેતનમાં બીજો અમૂલ્ય લાભ મળ્યો. કોંગ્રેસમાં પધારેલા નેતાઓ, શાંતિનિકેતન પધારે છે એવા અમને સમાચાર મળ્યા. તેમાં પૂ. બાપુજી પણ હતા. પૂ. લાલાજી, પ્રો. કૃપલાનીજી વગેરે આગેવાનો પધાર્યા. કોંગ્રેસમાં ભાષણો સાંભળેલા, અહીં નજીકથી દર્શનનો લાભ મળ્યો.

ગુરુદેવ બહારગામ ગયા હતા. તેઓ પણ માનવંતા અતિથિઓનું સ્વાગત કરવા આવી પહોંચ્યા.

ગુરુદેવના કુટુંબીઓ તથા આશ્રમવાસીઓએ બે સુંદર નાટ્યપ્રયોગ કરી બતાવ્યા. મહાકવિ કાલિદાસનાં ' શાકુંતલ ' અને 'કુમારસંભવ ' એ બન્ને નાટકો આશ્રમની રંગભૂમિ ઉપર મહેમાનો સમક્ષ ભજવાયાં. એમનાં સંગીત, પહેરવેશ નાટ્યકલા એટલાં આબેહૂબ હતાં કે આપણને પ્રાચીન ભારતનું સ્મરણ થાય. અમારી ઉપર એની ઊંડી અસર પડી. ચારસો માણસ બેસી શકે તેવી રંગભૂમિ આબાલવૃદ્ધ પ્રેક્ષકોથી ભરેલી હતી એક ટાંકણી પડે તોય અવાજ થાય એવી અપૂર્વ શાંતિ છવાયેલી હતી. એ દૃશ્યો આજે આ લખાવતી વખતે મારી નજરે તરે છે.

સંસ્થાની આર્થિક સ્થિતિ એ વખતે સારી ન હતી. ગુરુદેવ પોતે સંસ્થા માટે ફાળો કરવા નીકળતા. તેઓશ્રી વ્યાખ્યાનો અને નાટ્યપ્રયોગ કરીને સંસ્થાની નાણાંભીડ ટાળતા. કવિવર ટાગોરના પિતાશ્રી મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર મોટા જાગીરદાર હતા એ જાગીરનું તમામ ઉત્પન્ન સંસ્થામાં આપી દેતા. એક વાર મહેસૂલ વધારવાનો પ્રશ્ન ઊઠયો. જો મહેસૂલમાં વધારો થાય તો સંસ્થાને એટલી નાણાંની મદદ વધારે મળે. એ બાબતમાં કવિશ્રીએ સ્પષ્ટપણે કહ્યું કે, " ગરીબો ઉપર બોજો વધારીને મારે સંસ્થા ચલાવવી નથી. એ કરતાં સંસ્થા માટે ભીખ માગવાનું હું વધારે પસંદ કરીશ."

સંસ્થાની આર્થિક સ્થિતિ સારી ન હોવાથી પૈસાની બનતી મદદ કરી હંમેશાં સેવાભાવી સંસ્થાઓ અને ભારતના મહાન કવિઓની સ્થિતિનાં વર્ણનો આપણે વાચીએ છીએ ત્યારે એમની પૂંજીના વારસામાં તેઓ માત્ર સુગંધો જ મૂકી જાય છે. અને સેંકડો વર્ષો સુધી એની ખુશબો આવ્યા જ કરે છે

જગતભરના મહાન કવિ આપણા પ્રાચીન ઋષિઓની પેઠે સાદું જીવન ગાળતા. ઘાસના સાદા ઝૂંપડામાં તેઓ રહેતા, તેમનું લખવાનું મેજ સાવ સાદું પથ્થરનું હતું. એક ખૂણામાં પિયાનો પડયો હતો. કવિશ્રીને સંગીત, ચિત્ર અને નૃત્યકલાનો ખૂબ શોખ હતો આખા આશ્રમમાં ચિત્રકલાના સુંદર નમૂના નજરે પડતા મોટાં વૃક્ષો નીચે કુમારો અને

કુમારિકાઓને ભણતા જોઈ મને એવુ ગુરુકુળ કરવાનુ મન થઇ આવતુ કવિવરના આશ્રમમા જગતભરના વિદ્યાર્થીઓ ભણતા હતા પૂ ગુરુદેવ અને પૂ બાપુજીના આવા પવિત્ર સ્થળે દર્શન થયા એ મારા જીવનનો અણમૂલો લહાવો હતો

પૂ બાપુજીની તબિયત નરમ હતી તેઓ આરામ માટે થોડો વખત શાતિનિકેતનમા રોકાયા તેમને માટે બકરી લેવા શ્રી નરસિંહભાઇ સાથે અમે પણ ગામડે ગયેલા લોર્ડ સિંહાના વતનનુ ગામ હતુ ત્યાથી બે બકરીઓ લીધી બકરીઓને ગાડામા લઇ આવ્યા પૂ બાપૂજીની સારવાર માટે કેટલાયે દાકતરો આવી પહોચ્યા તેઓશ્રીને મળવા અનેક નેતાઓ પધાર્યા લગભગ બસો જેટલા અતિથિઓથી આશ્રમ ઉભરાઇ ગયો કલકત્તાથી ખાસ તબૂઓ મગાવી વ્યવસ્થા કરેલી અમને પૂ બાપુજી ઉપરાત બીજા ઘણા દેશનેતાઓના દર્શનનો લાભ મળ્યો આવા સ્થળોની યાત્રાથી જીવનમા પવિત્રતા, ઉલ્લાસ, દેશભક્તિ વગેરે ભાવના કેળવાય છે, તેનો પ્રત્યક્ષ અનુભવ મળ્યો

શાતિનિકેતનમા અમે સત્તર દિવસ ગાળ્યા શ્રી નરસિંહભાઈ વગેરે સ્નેહીઓની રજા લઇ અમે ત્યાથી કાશી ગયા

કાશીમા ગગાસ્નાન કર્યુ જોવાલાયક સ્થળો જોયા તેમા પૂ પડિત માલવીયજીએ સ્થાપેલી બનારસ હિંદુ યુનિવર્સિટિ જોઇ ભારત ભૂષણ પૂ પડિતજીનો આત્મા આ મહાન સસ્થામા મૂર્તિમત થયેલો જોયો તેઓશ્રીના દર્શનનો લાભ મળ્યો ચાર દિવસ કાશીમા રહ્યા

કાશીથી અમે મુબઇ ગયા

૨૫

# મોટી પેઢી બેઠી

મુંબઈ પહોચતા પાછો હું વેપારરોજગારના કામમા ગૂથાયો શ્રીમથુરાદાસ શેઠને મળવા ગયો તેઓ મારી ઉપર રોષે ભરાયા હતા, સહેજ ગરમ થઈને તેઓ વાત કરવા લાગ્યા, એટલે મેં તેમને સ્પષ્ટ જણાવ્યુ મને માફ કરજો શેઠ આપની સાથે અમે બહુ પ્રેમથી અને વિશ્વાસથી સબધ બાધ્યો હતો આપની પેઢીએ અપ્રમાણિકતા કરી છે, એમ મારે દિલગીરી સાથે કહેવુ પડે છે મે ઘણુ સાખ્યુ, હવે ખોટી રીતે સહન નહિ કરુ મારે તમારા પૈસા ખાઈ જવા નથી, સત્તર હજાર ગાસડી રૂ ખરીદ્યું છે આપ કહો, તો સાડી આઠ, સાડી આઠ વહેચી લઈએ અગર ભાવ નક્કી કરી, બધુ આપ ખરીદી લ્યો'

મારી દૃઢતાથી તેમની ઉપર ભારે અસર પડી તેમણે નવા છન્નોના ભાવે બધુ રૂ રાખી લીધુ વકીલની પાસે મે પાકા કરાર લખાવી, સેટલમેન્ટ કર્યું ત્યાર બાદ જિંજા તાર આપ્યો · 'બધુ રૂ શેઠ મથુરાદાસ ગોકળદાસની મિલોએ ખરીદી લીધુ છે, રવાના કરો'

શ્રી મથુરાદાસ શેઠની પેઢી સાથેના સબધો ચાલુ રહ્યા તેમનાથી છૂટ પડવા જેવા આફ્રિકાના સજોગો ન હતા

આ વખતે હું દેશમા બે માસ રોકાયો તે દરમિયાન શેઠ મથુરાદાસની પેઢી સાથે મોટાભાઈનો સબધ પહેલાની જેમ ચાલુ કરાવ્યો બે માસ બાદ હુ યુગાન્ડા ગયો

સને ૧૯૨૨ની સીઝન લગભગ નિષ્ફળ ગઈ કમલી અને બુસોગા ડિસ્ટ્રિક્ટમા પાક નિષ્ફળ ગયો ફક્ત ૧૮૦૦ ગાસડી રૂ થયુ એક બાજુ સામટી જીનેરીઓ ટાગાનિકાનુ સાઇસલનુ બિઝનેસ, ઉપરાત લુગાઝીમા શેરડીનુ વાવેતર શરૂ કરાવેલુ એવા સમયમા પાક નિષ્ફળ જતા આર્થિક ભીડ આવી

ખાંડનું કારખાનું કરવાના વિચારો હિંદુસ્તાનમાં દૃઢ થયા હતા યુગાન્ડા જઈને એ વસ્તુ હાથ ધરવી એવા મનોરથ ઘડેલા; પરંતુ જીવનમાં વિચાર અને આચાર વચ્ચે હંમેશાં અંતર રહ્યા જ કરે છે. એ બે વસ્તુના ઘર્ષણમાં પુરુષાર્થ રહેલો છે. માણસની શકિત કસોટીએ ચડવાથી વધે છે અને માનવીમાં રહેલા ગુણ ખીલી નીકળે છે. આવી તાવણીમાં માણસ ઘડાય છે, એવો મને વારંવાર અનુભવ થયો છે.

આવા સંજોગોમાં અમે ૧૯૨૨ની સાલમાં બે લાખ રૂપિયાની ખોટ મૂકી. નાણાંની ભીડ જણાઈ, પણ ખરી કસોટી હજી બાકી હતી. મોટા તોફાન પહેલાંની આ માત્ર ચેતવણી હતી.

એક વાર મારા સાથીદારો વચ્ચે બેસીને હું કામકાજ અંગે વાતચીત કરી રહ્યો હતો. એવામાં અચાનક મુંબઇથી તાર મળ્યો: શેઠ મથુરાદાસ ગોકળદાસની કંપની ફેઇલ. સર કરીમભાઇ ઇબ્રાહીમને નામે ટ્રાન્સફર થયેલી મિલની એજન્સીઓ'

તાર વાંચીને સૌ ઘડીભર વિચારમાં પડી ગયા, કોઈ જબરદસ્ત સ્ટીમર એકાએક મધદરિયે ડૂબી જાય અને આંચકો લાગે તેવો આઘાત લાગ્યો. મારે જાતે મુંબઇ જવું એવો અમે નિર્ણય કર્યો. રાતોરાત તૈયારી કરી રવાના થયો.

રાત્રીના દશ વાગ્યે મોટરમાં નીકળી (૧૭૫ માઇલ) કિસુમુ પહોંચ્યો. કિસુમુથી ગાડી પકડી મોંબાસાથી બીજે દિવસે સ્ટીમર ઉપડવાની હતી અમારી ગાડી સવારે નવ વાગ્યે મોંબાસા પહોંચી ઑફિસે આંટો મારી, જરૂરી સૂચનાઓ આપી. હું સ્ટીમર પર અગિયાર વાગતાં પહોંચી ગયો. બાથ, ચાપાણી, બધું સ્ટીમર પર લીધું. આટલી ઝડપથી સ્ટીમર પકડી શકાઇ તેથી મનને સંતોષ થયો.

સ્ટીમર ઊપડી. દરેક સફરમાં આનંદ કરતા જતા. આ વખતે પણ ઓળખીતા પ્રવાસીઓ સાથે સવારસાંજ ગમ્મત ચાલતી; પરંતુ મનમાં અનેક વિચારો આવતા હતા આવડી મોટી પેઢી અચાનક બેસી ગઇ! એમને ભરોસે ઘણાં સાહસ ઉપાડેલાં, તેનું શું કરવું? જીનેરીઓ, ટાંગાનિકાનું બિઝનેસ, લુગાઝીનું શેરડીનું વાવેતર, ઉપરાંત શુગર ફૅકટરીની મશીનરી માટે ઑર્ડર આપેલા, એ બધાને કેમ પહોંચી વળવું?

મુંબઈ જે હુંડીઓ લખેલી તે હુંડીઓ પાછી ફરે તો આબરૂ જાય, એ ચીકારી દેવા મોટાભાઈને તાર કરી દીધો.

દશમે દિવસે હું મુંબઈ પહોંચ્યો. નાહીધોઈ સ્વસ્થ થઈ, શેઠ ામ ગોકળદાસની ઑફિસે ગયો. જે ઑફિસમાં ત્રણસો નોકરો રતા, તે સૂનકાર પડી હતી. જોતાં જ મને ભારે દુઃખ થયું. થુરાદાસ એટલે શેરનો રાજા, રૂનો રાજા, મિલોનો રાજા, રેઇસનો સો વરસની જૂની પેઢી, શેઠ મથુરાદાસ ગોકળદાસ માધવજી ત્રણ પ્રખ્યાત હતા મોટું કુટુંબ હતું

અમે પેઢી સાથેના અમારા હિસાબો કર્યા. નક્કી કર્યા પ્રમાણે અમે મિલોને રૂ મોકલી આપ્યું. તેમના અગિયાર લાખ રૂપિયા અમારી લેણા નીકળતા હતા એટલી સગવડ તુરતમાં કરવાની હતી. એક ાર અને મિત્ર તરીકે મારી એ ફરજ હતી.

મારા મોટા ભાઈને મે દશ લાખ રૂપિયા આફ્રિકાથી મોકલ્યા તેમાથી આ રકમ ભરપાઈ કરી કરજમુક્ત થવાનો મેં નિશ્ચય કર્યો. ભાઇ પાસે મેં પૈસા માગ્યા, પરંતુ તેમણે રૂનો વેપાર કરેલો તેમાં લાખની ખોટ મૂકેલી. મને એ વાતની કશી ખબર ન હતી દશ ાથી પાચ લાખ બાકી હતા. તે મેં કરજ પેટે ભરી આપ્યા. છ રૂપિયા આફ્રિકાથી મ ગાવી ભરપાઇ કર્યા વકીલો મારફત ફારગતી ાપી અમે ત્રણ વર્ષ ભાગીદારીમા કામકાજ કર્યું. એમના મુનીમે લેલી હતી તે બે જીનેરીઓ તેમને આપી દીધી બાકીની બધી ત અને ઉઘરાણી અમારે ભાગે આવી આ રીતે નિકાલ કરી, હળવા થયા

આ અણધારી આફતમાથી કુદરતે કેવી રીતે માર્ગ કાઢી આપ્યો, વિચાર કરૂ છુ ત્યારે એમ લાગે છે, કે એ કેવળ ઇશ્વરની દયાનુ હતું.

હવે યુગાન્ડામા ચાલુ કામકાજ માટે જોઇતા નાણાની સગવડ રીતે થઇ, તે આગળના પ્રકરણમા આપશુ

## ૨૬

## જાપાનની સાથે એજન્સીઓ

જાપાન સાથે અમારો વ્યાપારી સંબંધ હતો. અમે જાપાનમાં રૂ મોકલતા 'જાપાન કૉટન કંપની'ના એજન્ટો આફ્રિકા આવી અમારું કામકાજ જોઈ ગયેલા. જાપાનીઝ પેઢીઓ 'ટૉચ મેંકા કીશા', 'મેઈ હુ બી શાન', 'ગો શો કા બુમી કેશા' વગેરેને અમે રૂ મોકલતા અમારાં નામ અને કામથી તેઓ પરિચિત હતા.

મુંબઈમાં મેં તેમની મુલાકાત લીધી તેમને મેં કહ્યુ : 'શેઠ મથુરાદાસ ગોકલદાસની પેઢી સાથે અમારી ભાગીદારી હતી. સંજોગોવશાત્ તેમની પેઢી ફેઈલ ગઈ છે. અમારી પાસે મિલકતો છે; જીનેરીઓ, દુકાનો, સાઈમલ પ્લાન્ટેશન વગેરે બિઝનેસમા અમારી મૂડી રોકાયેલી છે. તમારે રૂનો વેપાર ખીલવવો હોય, મોટા જથ્થામાં રૂની ખરીદી કરવી હોય, તો યુગાન્ડા આવો. અમે તમને તૈયાર રૂ પૂરું પાડશું. મૂડી તમારી, જોખમદારી અમારી આપણે એવી ગોઠવણ કરીએ, જેથી તમારી મૂડી સલામત રહે અને આપણો બંનેનો વેપાર સારી રીતે ચાલે'

એ લોકોએ પૂરી ગંભીરતાથી મારી વાત સાભળી તેમને આફ્રિકામા વેપાર વધારવાની ઇચ્છા હતી મારી દરખાસ્તથી તેમને સોનેરી તક સાંપડી. 'જોતું'તું ને વૈદે બતાવ્યું.' તેઓ ખૂબ રાજી થયા અમારા સંયુક્ત કામકાજ અંગે જરૂરી વિગતો અમે ચર્ચી લીધી તેમણે મારી સાથે જાપાનીઝ અને બે હિંદી ભાઈઓને આફ્રિકા મોકલવાનું ઠરાવ્યું. તેમના પાસપોર્ટ કઢાવ્યા આ રીતે ભવિષ્ય માટેની આર્થિક ચિંતા દૂર થઈ.

લગભગ ત્રણ મહિના દેશમા ગાળીને હુ નવેમ્બર માસમા ઉપર્યુક્ત ત્રણે જણ સાથે આફ્રિકા જવા રવાના થયો.

દેશમાં બનેલા બનાવોથી મારા ભાઈઓને મેં વાકેફ કર્યા. બધી હકીકત સાંભળી તેમને સંતોષ થયો. જે મિત્રોને અમે જીનેરીઓ કરાવી આપેલી. તેમને પણ નાણાંભીડ હતી. જાપાન સાથેની એજન્સીની વાત સાંભળી તેઓ રાજી થયા.

જાપાનીઝ પેઢીના મુનીમોએ આવીને અમારી રીતરસમ જોઇ. અમારાં કામકાજ જોયાં. ત્યાંના વેપારની પરિસ્થિતિ જોઇ, ત્યાર બાદ વિગતવાર રિપોર્ટ મોકલ્યોઃ 'અહીં વેપાર કરવાની સારી તક છે. મિ. મહેતા મોટી પ્રતિષ્ઠા ધરાવે છે. અહીં ખાંડીએ પચાસથી સો રૂપિયા નફો મળે છે, જ્યારે મુંબઇમાં દશ રૂપિયા મળે છે. દરેક રીતે વિચારતા રૂના વેપાર માટે અહીંનું ક્ષેત્ર ઘણું અનુકૂળ છે. અહીં આપણા કામનો વિસ્તાર તરતમાં વધશે, એટલે બીજા બે જણને મોકલવાની ગોઠવણ કરશો.'

આમ રિપોર્ટ મોકલ્યો. એ લોકોએ અમારી ક્રેડિટ માટે બેંકમાં તથા બીજે તપાસ કરી લીધી. એક મહિનામાં તેમને પૂરો વિશ્વાસ બેસી ગયો. 'ટોય મેંકા કીશા કૉટન કંપની' સાથે વ્યાપારી કરાર કર્યા. રૂની ખરીદી માટે તેઓ ઍડવાન્સ આપે, કામકાજ ઉપર તેમની દેખરેખ રહે. અમારા તથા એમણે બીજા પાસેથી ખરીદેલા રૂના નાણાં વગેરેની જોખમદારી અમારે શિરે રાખી, તેના ઉપર એક ટકાનું કમિશન ઠરાવ્યુ. ત્રણ વરસ માટેના કરાર થયા.

સને ૧૯૨૩–૨૪ની સીઝન આવી. તેમણે કપાસ ખરીદવા માટે પુષ્કળ રકમ મંગાવી આપી. તેઓએ મન મૂકીને નાણાં ધીર્યાં. તેમનાં બીજા બે માણસો પણ આવી પહોંચ્યા. પોતાની ઑફિસ ખોલી. મોટરો રાખી રૂની જાત તપાસવા દરેક જીનેરી ઉપર તેઓ જાતે જતા. તેમની સાથે જરૂર હોય ત્યારે મારા માણસોને મોકલતો મારા બીજા મિત્રોને જાપાનીઝ કંપની પાસેથી મારી જોખમદારીએ નાણા અપાવ્યાં અમારું સૌનું ગાડું ચાલ્યું.

સને ૧૯૨૧મા બીજા કેટલાક હિંદી વેપારીઓએ જીનેરીઓ નાખેલી તેમણે પણ જાપાનીઝ કંપની સાથે વેપાર શરૂ કર્યો. આ રીતે જાપાનીઝ કંપનીનું કામકાજ વધવાથી યુરોપીયન પેઢીઓ ખરીદીમાં

ઢીલી પડી. જાપાનીઝ લોકો ઓછે ભાવે વેપાર કરનારા રહ્યા, તેથી તેઓ જલદી જામી ગયા. એ વખતે યુગાન્ડામાં રૂની દલાલીની પદ્ધતિ દાખલ થઇ ત્યાં સુધી યુગાન્ડામાં દલાલો ન હતા.

સીઝનના આખા પાકના લગભગ ત્રીજા ભાગનું રૂ જાપાનીઝ પેઢીએ ખરીદ્યું. એમાં એમને સારો લાભ મળ્યો. અમોએ જીનેરીઓમાં ૧૯૨૩માં દશ લાખ શિલિંગનો નફો કર્યો. સને ૧૯૨૪–૨૫ માં ઉપર પ્રમાણે દશ લાખ પેદા કર્યા. ૧૯૨૬–૨૭ દરમિયાન હિંદી વેપારીઓએ ઘણી જીનેરીઓ નાખી. તેને લીધે તીવ્ર હરીફાઇ ચાલી. અમારી જીનેરીઓ મોકાની હતી. એટલે આકરી હરિફાઇ થવા છતાં અમને કશી ખોટ ન ગઇ. એકંદરે સને ૧૯૨૬ની સીઝનમાં હરીફાઇને કારણે કોઇએ ખાસ નફો ન કર્યો.

હિંદી અને યુરોપિયન વેપારીઓ વચ્ચેની હરીફાઇ ચાલુ હતી. જાપાનીઝ પેઢી આવવાથી યુરોપિયનોને રૂના વેપારમાં સારી પેઠે ધક્કો લાગ્યો.

આર્થિક સ્થિતિ સુધરતાં મેં શુગર ફૅક્ટરી તરફ ધ્યાન આપ્યું. મારા નાના ભાઇ મથુરાદાસને ટાંગાનિકાનું કામ સોંપ્યું હતું. ત્યાંના પ્લાંટેશન સારાં હતાં, છતાં એ કામ ખીલવવા માટે નાણાં રોકવાની જરૂર પડતી. આમ છતાં લુગાઝીમાં શુગર ફૅક્ટરી નાખવાનો વિચાર કરેલો. ફૅક્ટરી મશીનરી માટે સને ૧૯૨૩ના ડિસેમ્બર માસમાં વીશ લાખ શિલિંગના ઓર્ડર આપેલા. પચીસ ટકા રકમ એડવાન્સ મોકલી હતી. શરૂઆતમાં નાના પાયા ઉપર ફૅક્ટરી કરવાનો નિર્ણય કર્યો. લુગાઝી શુગર ફૅક્ટરીનો રસિક ઇતિહાસ આપણે જુદા પ્રકરણમાં વાંચશું.



શ્રી ધીરેન્દ્રભાઈ નાનજીભાઇ મહેતા



શ્રી ધીરેન્દ્રભાઈના ધર્મપત્ની તથા પુત્ર પુત્રી

૨૭

## લુગાઝી શુગર ફૅક્ટરી

જિંજા અને કંપાલાની વચ્ચે લુગાઝી નામનું નાનકડું ગામ આવેલું છે. જિંજાથી કંપાલા જતાં એ સ્થળનું આકર્ષણ મને કુદરતી રીતે જ હતું, એ વસ્તુ અગાઉ હું જણાવી ચૂકયો છું. શનિ-રવિની રજાઓ ગાળવા એ સુંદર ટેકરી ઉપર મેં એક મકાન બાંધ્યું હતું. પુષ્કળ જમીન લીધેલી અને એક જીનેરી નાખી હતી થોડીઘણી શેરડીનું વાવેતર કરેલુ. એ જમીન ઘણી ફળદ્રુપ છે. હજારો એકર જમીન આવ ઘડતર પડેલી વરસાદ ખૂબ પડતો, એમા અમે શેરડી વાવી ટેકરી પરથી નજર કરતા ચોમેર કોઈ પોપટિયા રંગનો મહાસાગર હિલોળા લેતો હોય, એવું ભવ્ય દૃશ્ય લાગે એ જગ્યાએ અમે શુગર ફૅક્ટરી બાધવાનો નિર્ણય કર્યો હતો.

આ જમીન વીશ રૂપિયે એકર લેખે ખરીદી હતી; અને અત્યારે તે જમીનની કીમત એક એકરના એક હજાર રૂપિયા ગણાય આફ્રિકામા જમીન જ્યારે પાણીને મૂલે મળતી હતી ત્યારે મે અહીંના ઘણાયે રાજા-મહારાજાઓને તેમજ શ્રીમતોને આગ્રહપૂર્વક લખેલ કે એ જમીન વેચાતી લઇને ત્યા તેમા સુધારોવધારો કરીને કમાવા જેવો વખત છે. તે વખતે રૂપિયા દશથી માડીને રૂપિયા ૧૦૦ સુધીમા એક એકરનો સામાન્ય ભાવ હતો ને એકીસાથે તેવી એક લાખ એકર જમીન જોઇતી હોય તોપણ સહેલાઇથી મળી શકે એવી સ્થિતિ હતી હવે અત્યારે લાખો રૂપિયા આપતા પણ એક એકર જમીન મળી શકે એવી સ્થિતિ નથી; કેમકે કોઇ બહારનાને જમીન વેચી ન શકાય એવો કાયદો થઇ ગયો છે

લુગાઝીમા જતીન લીધી તેમા એક ટેકરીનુ નામ કાવચો હતું આજે એ નામનું સ્ટેશન છે એ ટેકરી ઉપર ઘાસનુ ચોરસ ઘાટનુ સુંદર મકાન બાધ્યુ ચાર ઓરડા અને વચ્ચે બેઠકનો ખડ શનિ-રવિવાર મિત્રમડળ સાથે અમે ત્યા આનદ-મહેફિલો ગોઠવતા લુગાઝી જિંજા અને કપાલાના મધ્ય ભાગમા આવેલુ છે ૩૦ મિનિટનો રસ્તો છે શને દોસ્તમિત્રો મળી આનદ કરીએ જાતજાતની રસોઇની વાનીઓ બને, ગાયન-વાદન ચાલે એ રીતે અઠવાડીયાનો થાક ઉતારી હળવા થઇએ

એક દિવસ અમે ત્યા હરિકથા કરવાનો વિચાર કર્યો દેશમાથી હરિકથાકારો આવેલા પચીસ-ત્રીશ જણાએ શનિ-રવિની બે રાતો ત્યા ગાળવી એમ નક્કી કર્યું જિંજાના પ્રતિષ્ઠિત ગૃહસ્થો, વકીલો બેરિસ્ટરો, વેપારીઓ, ડૉકટરો વગેરેએ જવાનો કાર્યક્રમ ગોઠવ્યો મહારાજ-રસોઇઆ, સીધુસામાન, બધુ પહોચી ગયુ અમે સાજના ચારેક વાગ્યે નીકળવાનુ નક્કી કર્યું

એવામા અચાનક બપોરના મને તાવ ચડયો મિત્રો મળવા આવ્યા તેમને મે કહ્યુ 'તમે ઊપડો, ત્યા બધી તૈયારી છે મે ઇંજેકશન લીધુ છે તાવ ઊતરી જશે એટલે હુ આવીશ '

એમણે કહ્યુ આપણે સાથે જ જશુ તાવ હમણા ઊતરી જશે'

સાજ થઈ તાવ ઊતરવાને બદલે વધારે ચડયો ૧, ૨, ૩, ૪, ડિગ્રી સુધી ચડી ગયો

ત્યા મહારાજે ત્રીશ માણસની રસોઇ તૈયાર કરી રાખેલી એ વખતે તાર-ટેલિફોનની કશી સગવડ ન હતી

સાજે મિત્રો મને વીંટળાઇને બેઠા તેમને મે કહ્યુ 'હવે તમે જાઓ ત્યા રસોઇ તૈયાર છે મને સવારે તાવ ઊતરી જશે, એટલે હું આવી પહોચીશ અને તમારી સાથે આનદમા ભાગ લઇશ'

મિત્રો ન માન્યા તેઓ કહે 'અમને તમારા વિના મજા ન આવે કાલે સવારે બધા સાથે જશુ'

આમ રગમા ભગ પડ્યો રાત વીતી, સવાર પડ્યુ

સવારમા તાવ માપ્યો ૧૦૧ ડિગ્રી હતો. બપોરના જમીને લુગાઝી જશું એમ વિચાર કર્યો.

એ વખતે આફ્રિકામાં મેલેરિયાનુ બહુ જોર હતું. ઘરમા ચાર માંણસે એક માણસ બીમારી માટે અનામત ( રીઝવર્ડ ) રાખવો જોઇએ. નહિતર કામ અટકી પડે એવી સ્થિતિ હતી.

એ વખતે નાઈલ નદી ઉપર પુલ ન હતો. રેલવે ન હતી મોટરબોટની ફેરી ચાલતી. તેમાં માણસો અને વાહનો સામે કાંઠે ઊતરતાં.

સવારમા હું ડૅાકટર સાથે ચા પીવા બેઠો, સામે ડૅાકટર બેઠા છે. એ વખતે નાઇલ ઓળંગીને મારો બોય લુગાઝીથી આવ્યો. એના ચહેરા પર ઉદાસીનતા હતી. આવતાં વેંત તેણે ખબર આપ્યા : શેઠ, એવેઢયોના મર્ઝા કે વોટયા.' ( મુરબ્બી બધું બળીને ખાખ થયુ. ) અમારા મનમા ગભરામણ થઇ, પૂછયુ : 'શું થયું ?'

એણે કહ્યુ : 'રાતે મકાન ઉપર વીજળી પડી બધું બળીને ખાખ થઇ ગયુ.'

મેં પૂછયું : માણસોનું શું થયુ ?'

'માણસો રસોડામાં સૂતેલા, તેથી બચી ગયા.'

મેં નિરાંતનો શ્વાસ મૂકયો પ્રભુ કેવી રીતે બચાવે છે! મને તાવ આવ્યો, સૌ અટકી ગયા. રંગમાં ભંગ પડયાનું સૌના મનમાં દુ ખ હતું. આ વાત સાભળતાં ઇશ્વરની લીલાનું ભાન થયું અમે ગયા હોત તો સૌ સાથે યાત્રા ધામ કર્યું હોત!

શુગર ફૅક્ટરી ઊભી કરવામા અનેક મુશ્કેલીઓ હતી. અમારી પાસે જમીન સિવાય કશું ન હતું. યુગાન્ડા સરકાર પાસેથી પરમિટ મેળવવામા કેટલીટ મુશ્કેલી નડી. ફેકટરીની મશીનરી મેળવવી, મશીનરી ખરીદવા નાણાંની સગવડ કરવી ફૅકટરીનાં મકાન બાધવા સાધનસામગ્રી અને કારીગરો મેળવવા; આ તમામ નાની–મોટી મુશ્કેલીઓમાંથી અમે પસાર થયા. તેનું વધારે વર્ણન ન કરતા એટલું કહેવું બસ થશે કે, દરેક મુશ્કેલી પ્રભુકૃપા અને પુરુષાર્થથી દૂર થઇ

અને ૧૯૨૪ ના ઑકટોબરમા વિજયાદશમીના શુભ દિને યુગાન્ડાના નામદાર ગવર્નર સર જોફરી આર્થરના શુભ હસ્તે ફૅકટરીની ઉદ્ઘાટન વિધિ થઇ. તે પ્રસ ગે મોટો સમાર ભ યોજવામા આવ્યો. યુગાન્ડામા આ

ફેક્ટરી સૌથી પહેલી હતી; તેથી આસપાસનાં પ્રદેશમાંથી હજારો સ્ત્રી-પુરુષો એકઠાં મળ્યાં. પચાસેક હજારની માનવમેદની મળેલી. મોટો શમિયાણો ઊભો કરવામાં આવ્યો. આમંત્રિત મહેમાનોથી મંડપ ઊભરાઇ ગયો. ચોગાનમાં માણસો સમાતા ન હતા. ઉત્સાહપ્રેરક વ્યાખ્યાનો થયાં. ના. ગવર્નરે ભારે ખુશાલી વચ્ચે ફેક્ટરી ખુલ્લી મૂકી. એ પ્રસંગે એક શુભ સંકેત રૂપે આજના ફેક્ટરીના ચૅરમેન ચિ. ધીરેન્દ્રભાઇના જન્મનો મને તાર મળ્યો.



લુગાઝી ફેક્ટરીમાં શેરડીની ટ્રેન (યુગાન્ડા શુગર ફેક્ટરી લિમિટેડ)

ફેક્ટરી ચાલુ થઈ. કારખાનાના કામનો અમને અનુભવ ન હતો. થોડી ફેક્ટરીઓ જોયેલી, એ સિવાય પ્રત્યક્ષ અનુભવ નહિ. મારા કાકાના દીકરા ભાઈ વલ્લભદાસ રૂનું કામકાજ સંભાળતા મારા નાના ભાઈ મથુરાદાસ ટાંગાનિકાનું કામ સંભાળતા. લુગાઝી ફેક્ટરીનું કામ મેં જાતે સંભાળ્યું.

પહેલે વરસે ફેક્ટરીમાં પચાસ હજાર ગૂણી ખાંડ ઊતરશે એવી અમારી ગણતરી હતી; પરંતુ વર્ષ આખરે ત્રીસ હજાર ગૂણી ખાંડ ઊતરી. મશીનરીમાં અને અમારી આવડતમાં કંઈક ખામી હોવાથી ખાંડ લીલી નીકળી. ખાંડની માંગ હોવાથી બધી ખાંડ ત્યાં જ ખપી જતી. એ વખતે કેનિયા, યુગાન્ડા, ટાંગાનિકા એ ત્રણે પ્રાન્ત મળીને આખા પૂર્વ આફ્રિકામાં ચાલીસથી પચાસ હજાર ગૂણીની ખપત હતી. આજે ૧૫ થી ૨૦ લાખ ગૂણી

ાંડની જરૂરિયાત છે છેલ્લા ત્રીસ વર્ષમાં ખાડની વપરાશ ત્રીશગણી
ધી ગઇ. હાલમા પૂર્વ આફ્રિકામાં નાની–મોટી પાંચ ફેક્ટરીએ ચાલે
, છતા પૂરૂં થતું નથી. પાશ્ચાત્ય સુધાગને ખાંડના વપરાશ સાથે કાંઇક
ણંધ હોય તેમ લાગે છે  હિંદુસ્તાનમાં સને ૧૯૨૦ ની સાલમા ત્રણ



યુગાન્ડાના ગવર્નર લુગાઝી શુગર ફેક્ટરીની મુલાકાતે

લાખ ટનની ખપત હતી આજે ૧૯૫૪મા ઓગણીસ વીસ લાખ ટન
ખાડ વપરાય છે

શુગર ફૅક્ટરીમાં વારંવાર અનેક વસ્તુઓની જરૂર પડતી. તે ચીજો લાવીને ફૅક્ટરીને સારા પાયા પર મૂકવાનો પ્રયાસ હું કરતો. અમને પૂરો અનુભવ ન હતો, પણ 'કામ કામને શીખવે' એ ન્યાયે અમને ઘડ પડતી જતી હતી. તેને માટે નાણાંની જરૂર રહેતી. બૅંકોએ નાણાં ધીરવાનું બંધ કરેલું. જાપાનીઝ મિત્રો કોટન પૂરતી ધીરધાર કરતા. આવા સંજોગોમાં મારું સાહસ મને ચિંતા કરાવતું.



લુગાઝી યાર્ડમા શેરડીની ટ્રેન (યુગાન્ડા શુગર ફૅક્ટરી, લુગાઝી)

મોટા ભાઈ કહે : તમારા આ નવા સાહસમા મને રસ નથી. મારે દેશમા જવું છે' એટલે તેમને દેશમા રહેવાની સગવડ કરી આપી એમના ભાગના પૈસા લઇને જુદા થયા.

નાનાભાઈ મથુરાદાસ કહે: 'તમે નવા કામ ઉપાડો છો, તે સફળ થવામાં અમને શંકા રહે છે. તમારે આવાં સાહસ ઉપાડયા કરવાં હોય, તો મને છૂટા કરો.'

'સારે સૌ આવે, નબળે સૌ નાસે'

તેમની વાત એક રીતે સાચી હતી આવાં સાહસોમાં લાભહાનિ બંને રહેલા છે. એવાં જોખમ ખેડવાની તૈયારી હોય. તેઓ જ એમા સાથે રહી શકે. આમ વિચારી ભાઇ મથુરાદાસને ટાંગાનિકા જીનેરીઓ, પંદર હજાર એકરમા આવેલાં ત્યાંના સાઇઝલના પ્લાંટેશન વગેરે આપી રાજીખુશીથી જુદા કર્યા

મારું કુટુંબ મોમ્બાસામાં રહેતું અમારાં બાળકો ત્યાં ભણતાં હતાં. મારા મોટા પુત્ર ચિ. ભીમજીભાઈ, મારા કાકાના તથા મોટા ભાઈના પુત્રો, મારા ભાણેજ સૌને અભ્યાસની સગવડ મારા ગૃહપતિના હાથ નીચે કરી. મોમ્બાસાના હવાપાણી માફક છે

શુગર ફૅક્ટરીના મારા વિચારો ભાઈઓને શેખચલ્લી જેવા લાગતા હતા; પરંતુ દરેક ધૂની માણસને પોતાની ધૂનમાં મજા આવે, તેમ મને એક પ્રકારનો આનંદ આવતો અમે શરૂઆતમાં મોટા આંકડા મૂકેલા. વર્ષ આખરે સરવૈયું કાઢતાં ખોટ દેખાઈ. એને પહોંચી વળવા બીજાં કામકાજ ઓછાં કરવા માંડ્યાં

મારે હાથે બધી મળીને ૨૯ જીનેરીઓ બંધાઈ અગિયાર રાખી, બાકીની ધીમે ધીમે વેચી નાખી અમે કોઈ પણ જીનેરીમાં ખોટ ખાધી નથી. ઘરના માણસોની સગવડ ન હોવાથી વેચવી પડી. તેની પાછળ મેં ખૂબ મહેનત લીધેલી આજ સુધી એ જીનેરીઓ અમારા હાથમાં હોત તો દશગણો લાભ મળત એ વખતે જેની કિંમત દોઢ બે લાખની હતી, તે આજે પંદર લાખની થઈ છે આમ જીનેરીનું કામકાજ ઓછું કરતાં મને સહેજ દુ:ખ થયું; પણ શુગર ફૅક્ટરીના સાહસને કોઈ પણ ભોગે સફળ કરવાનો મારો નિશ્ચય હતો

શુગર ફૅક્ટરીમાં એવા અટવાઈ ગયા, કે કશી સૂઝ ન પડી. જમીન, રેલ્વે, મશીનરી, મકાનો, કામકાજ માટેના માણસો વગેરે દરેક વસ્તુમાં પૈસા પાણીની પેઠે નાખવા પડ્યા તેને માટે જીનેરીના ગ્રુપો વેચવા શરૂ કર્યાં જીનેરી વેચતા ગયા અને તે નાણાં શુગર ફૅક્ટરીમાં નાખતા ગયા જીનેરીનું ફક્ત એક ગ્રુપ રાખ્યું આમ કરતાં ૧૯૨૭ની સાલ આવી

અમને વિચાર થયો કે, આપણે ફૅક્ટરીમાં પૂરું સમજતા નથી, માટે જ્યાં સારામાં સારી ફૅક્ટરીઓ ચાલતી હોય તે જોવી જોઈએ મોરિશ્યસ ટાપુમાં શેરડી પુષ્કળ થાય છે અને ત્યાં મોટા મોટા ખાંડના કારખાનાં છે એ જોવા અમે મોરિશ્યસ જવાનું નક્કી કર્યું

અને ૧૯૨૭ના જુલાઈ માસમાં ‘મેનેઝીઝ મેરી’ નામની ફ્રેંચ સ્ટીમરમાં અમે મોરિશ્યસ જવા મોમ્બાસા બંદરેથી રવાના થયા મારી સાથે મારા મૅનેજર મિ રતિલાલ દોશી હતા

ફ્રેંચ સ્ટીમરમાં ખાનપાનની સુંદર વ્યવસ્થા હોય છે. ઇંગ્લિશ સ્ટીમરની પેઠે વારંવાર પોશાક બદલવાની જરૂર ન પડતી. સ્વચ્છ અને સાદો પોશાક ચાલે. ફ્રેંચ લોકો ખૂબ મળતાવડા છે. તેમનાં મનમાં કાળાગોરાનો ભેદ નથી મોકળે મને સૌની સાથે તેઓ હળેમળે છે. આથી અમને સ્ટીમરમા ખૂબ આનંદ આવ્યો.

એક રમૂજી કિસ્સો—સ્ટીમરમા કેપ્ટનને અમોને કહેલું કે જમવાની સગવડતામા તમોને ખૂબ સારું વેજીટેરિયન ખાણું કરી આપે એવી પરસરને ભલામણ કરું છું. એક વાર શનિવારનો દિવસ હતો, ડાન્સ પાર્ટી હતી અને બધાને માટે સુદર ભોજન ગોઠવેલુ. અમારા માટે પણ સુંદર ભોજન ગોઠવેલું જેમા દરિયામાથી નીકળેલા એક ઊચી જાતના કરચલા, જે બહુ કીમતી હોય છે અને એ લોકો જેને વેજીટેબલ ગણે છે તે હતા. જમવા વખતે તળેલા બટાટા, વટાણા તથા બ્રેડ બટર સાથે કરચલા પણ રાખેલ અને તે ચીપિયેથી પકડી પકડીને મારી અને મારા સેક્રેટરીની રકાબીમા મૂકયા. અમો ઊચા નીચા કરીને જોઇએ કે આ શી બલા આવી છે ? પછી પરસરને બોલાવીને પૂછયું કે. ‘ આ શી ચીજ છે ?’ એમણે કહ્યુ કે, ‘ કરચલા છે ’ અમારા સેક્રેટરી સમજ્યા નહિ અને એક બે ઇગ્લિશ મેનને તેઓ પૂછવા ગયા. એમણે કહ્યું કે, ‘ એ કરચલા છે, બહુ ઊંચું ખાણુ છે ને તમો નશીબદાર કે આજે આવું ઉત્તમ ખાણું મળ્યુ.’ સેક્રેટરી ભાઇ દોશી ગભરાઇને આવ્યા ને મને કહ્યું કે, આપણા ટેબલ ઉપર આ નવી આપત્તિ ઊભી છે અમે વિનયપૂર્વક તે લેવા ના પાડી અને પાછુ લઇ જવા કહ્યુ ; એટલે કેપ્ટન આવ્યા અને અમને કહેવા લાગ્યા કે, ‘ આજે ખાસ આનંદનો દિવસ હોવાથી અને તમો અમારા મહેમાન હોવાથી આ અતિ સુદર વાનગી આજે તમોને આપવામા આવેલી છે ને એ ઘણું જ કીમતી વેજીટેબલ ખાણું છે.’ અર્ધો કલાક રકઝક પછી લાચારીથી કેપ્ટને તે રકાબીઓ ઉઠાવીને પોતાના ટેબલ ઉપર મુકાવી; અને બહુ દિલગીર થઇને કહ્યું કે, ‘ મિ. મહેતા, આજે હોલીડે છે. તમો કમનસીબ છો કે આજે સારું ખાવાનું તમોને મળ્યું નહિ ’ તે પછી તેઓ ખૂબ શરમાયા ને માફી માગી. બીજે દિવસે કહે કે, ‘ તમારા દેશમાથી ભૂખમરો શાનો જાય ? તમો ખાવાનુ સમજતા જ નથી. ’ પોતે ફ્રેંચ રહ્યા એટલે અંગ્રેજી પૂરું સમજે નહિ ભાઇ દોશીએ એમને હિંદી ફિલસુફી ખૂબ સમજાવી પણ એમની

દલીલો ખાવાની બાબતની અને મિ. દોશીની ધર્મની બાબતની, એટલે બંને પક્ષો એક બીજાને સમજાવવામાં લાચાર હતા. સફરમાં આવા કિસ્સાઓ બનતાં ઘણી વાર બહુ રમૂજો થાય છે.

અમારી સ્ટીમર જંગબાર, દારેસલામ થઈ ચોથે દિવસે મજંગા પહોંચી. મજંગામાં મારા ઘણા જૂના મિત્રો હતા. સને ૧૯૦૧ થી ૧૯૦૩ સુધી સાથે રમેલા, આનંદ કરેલો, તેમને મળવાનું થયું. પચીસ વર્ષના જૂના સ્મરણો તાજાં થયાં. ત્રણ દિવસ મજંગા રોકાયા. મિત્રોએ જમણ અને મેળાવડા ગોઠવ્યા. જૂના સ્થળો સાથે ફરીને જોયાં. ખૂબ આનંદ કર્યો

મજંગાથી અમે નુસબે બીજે દિવસે પહોંચ્યા. નુસબે માડાગાસ્કરનું મોટામાં મોટું બંદર છે. ત્યાં ખાંડ અને સોયાબીન્સ પુષ્કળ થાય છે. ત્યાં ભાટિયા ગૃહસ્થ શેઠ મૂલજીભાઇ જેઠા મારા ઓળખીતા હતા. તેમને ઘેર જમવા ગયો. શુગર ફેક્ટરી જોઇ. બીજા એક વોરા ગૃહસ્થ સ્ટીમર ઉપર મળ્યા. તેમણે યુગાન્ડા જઈ થોડા વખતમાં જમાવટ કરેલી ઓફિસરોમાં તેમની લાગવગ સારી હતી.

નુસબેના ચીફ ઓફ કસ્ટમ, ફ્રેંચ સનેગાલના રહીશ એક નેટિવ હતા. તેઓ ફ્રેંચ બાનુને પરણ્યા હતા તેઓ ઘણા ખાનદાન અને ઉમદા સ્વભાવના હતા. તેમનું ઓળખાણ થયુ તેમણે મને પોતાની ઘેર જમવાનું આમંત્રણ આપ્યુ. તેમની ભાષા સમજાય નહિ. એટલે એક ફ્રેંચ ઈન્ટરપ્રિટર બંનેને સમજાવતો હતો મોડે સુધી અમે ત્યાં રોકાયા. બીજે દિવસે અમે સ્ટીમર ઉપર લંચ લેવાનું આમંત્રણ આપ્યું.

નુસબેથી ઊપડી, અમે ટોમેટાઇ પહોચ્યા. ત્યાથી માડાગાસ્કરની રાજધાની તાનાનારીવ સુધી રેલ્વે જાય છે. ત્યા લવિંગ, મરી, તજ, જાયફળનો પુષ્કળ પાક થાય છે અમે ટોમેટાઇ એક દિવસ રોકાયા રાવલના રહીશ અમારા એક જ્ઞાતિબંધુને ઘેર તેમના આગ્રહથી જમવા ગયા.

બીજે દિવસે ટોમેટાઇથી દિગોસ ગયા. દિગોસનું વર્ણન અગાઉ અમે આપેલું છે. દિગોસથી ઊપડી બે દિવસે અમે મોરિશ્યસ પહોંચ્યા.

મોરિશ્યમ ૮૪૦ ચોરસ માઇલમા આવેલો સુંદરમા સુંદર ટાપુ છે ત્યા ૪૦ થી ૧૦૦ ઇચ સુધી વરસાદ પડે છે મોરિશ્યસ ટાપુમા ૯૫ ટકા શેરડીનુ વાવેતર થાય છે. બાકી ૫ ટકામા પરચૂરણ ચીજ વવાય છે દર વરસે પાંચ લાખ ટન ખાંડનુ ઉત્પાદન થાય છે અઢાર શુગર ફેક્ટરીઓ છે. નાની ફેક્ટરીઓ તોડીને મોટી કરતા જાય છે ખાંડના ભાવ મુજબ શેરડીના ભાવ સરકારે બાંધી આપ્યા છે તેથી કશો કચવાટ થતો નથી

આશરે પાંચ લાખની વસતી છે; જેમા સાડા ત્રણ લાખ હિંદીઓ એક લાખ નેટિવ (પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રિકાથી આવીને વસેલા), પચીસ હજાર ફ્રેંચ-અંગ્રેજ વગેરે યુરોપિયન, ૫ દરથી વીશ હજાર ચીના વગેરે વિવિધ પ્રજા ત્યા વસે છે

હિંદી ભાઇઓને પોતાની માલિકીની જમીનો છે. સુખી છે ફ્રેંચ પ્રદેશમા જાતિભેદ કે ધર્મભેદ જોવા મળતો નથી હિંદુ મુસ્લિમ, ક્રિશ્ચિયન દરેક ધર્મના ભાઇઓ હળીમળીને રહે છે. એકબીજાના દેવળમા તહેવારોને દિવસે પ્રાર્થના અને મેળાવડામા સૌ હાજરી આપે છે દરેક ધર્મના મંદિરો છે

હિંદુના હોળી વગેરે તહેવારો હિંદુ-મુસલમાન ભેગા મળીને ઊજવે છે મુસ્લિમ તહેવારોમા હિંદુઓ સાથ આપે છે તાજિયાઓ મુસલમાન ભાઇઓ ઉપાડે અને કૂટે હિંદુ ભાઇઓ આવી હિંદુ-મુસ્લિમ એકતા મોરિશ્યમ જેવા દૂરના ટાપુમા અમને જોવા મળી

એવી એકતાનો સુંદર દાખલો આજથી ત્રીશ વર્ષ પહેલા મને દેશમા જોવા મળ્યો હતો·—

ગોરાણા પાસે પાચ હજારની વસ્તીવાળું રાવલ ગામ છે તે જામનગર રાજ્યને તાબે હતુ તેમા મારા માતપિતાના સ્મરણમા એક કન્યાશાળા અને અગ્રેજી સ્કૂલ બ ધાવવાનો મેં વિચાર કર્યો તેને માટે સને ૧૯૨૪મા સ્વ મહારાજા રણજીતસિંહજી બાપુને મળવા હું જામનગર ગયો એ વખતે જામનગરના કેળવણી અધિકારી શ્રી ભગવાનજીભાઇ દોશી હતા શ્રી ભગવાનજીભાઇની સાથે મહારાજા સાહેબને હું મળ્યો

વાત કરી; તેઓ રાજી થયા તેમણે કહ્યું : ' સારી સ્કૂલો બાંધજો. કાલાવડમાં ઝરિયાના કોલસાના વેપારી નંદવાણા બ્રાહ્મણની બંધાવેલી કન્યાશાળા જોઈ આવજો.'

બીજે દિવસે શ્રી ભગવાનજીભાઇ સાથે રાજ્યની મોટરમાં હું કાલાવડ જવા નીકળ્યો. શ્રી ભગવાનજીભાઈનાં પત્નીએ ચાલતી વખતે બે શ્રીફળ શીતળામાતાએ મૂકવા આપ્યાં. મેં પણ બે શ્રીફળ લીધાં. શીતળામાતાનું એ સ્થાનક પ્રસિદ્ધ છે શીતળામાતાનું કાલાવડ કહેવાય છે. અમે કાલાવડ પહોંચ્યા.

નદી-કાંઠે શીતળાનું મંદિર, વિશાળ કંપાઉંડ, કંપાઉંડમાં ઘટાદાર વૃક્ષો. અંદર જતાં ગઢ જેવો દરવાજો આવ્યો. પોલીસ ચોકી બેઠેલી. પોલીસ હિંદુ મુસ્લિમ બંને હતા અમે દરવાજો વટાવી અંદર ગયા. રસ્તામાં અમને બે ચાર મુસ્લિમ ભાઇઓ મળ્યા. એ વખતે મહારાજા જામસાહેબ બાપુનો બહુ ભય લાગતો. લાંચ રુશ્વત માટે કોઇ ચાડીચુગલી કરી દે, તો પકડીને જેલ ભેગા કરી દેતા. જામનગરમાં જીવા સેતાનો ડેલો ૨૫૦ વર્ષથી પ્રખ્યાત છે. મને વાતાવરણ જોઈ ભય પેઠો. મનમાં થયું : ' કંઇ કાવતરું તો નહિ હોય ! '

થોડે આગળ ચાલ્યા. મંદિર પચાસેક કદમ દુર હતું. ત્યાં મુસલમાનો બેઠેલા મોટી માળાઓ પહેરેલી. બે બંદૂકધારી, બે ફકીર, આ બધું જોતાં મારી શંકા વધી હું ઊભો રહ્યો. શ્રી ભગવાનજીભાઈને પૂછ્યુ : આ શું ? હિંદુના મંદિરમાં મુસલમાનો આંટા મારે છે ! દગો તો નથી ને ? '

શ્રી ભગવાનજીભાઈએ કહ્યુ : ' અહીં સૌ ભાઇઓની માફક રહે છે. વિશ્વાસઘાત નહિ કરે, તમે શંકા ન લાવો '

' પણ આમા શંકા જેવી વસ્તુ ઊભી થઈ છે, એટલે ખરી હકીકત શી છે, તે મને જણાવો.

તેમણે મને પહેલાંની હકીકત કહી સંભળાવી આપણી ઉપર અલાઉદ્દીન ખૂનીના સમયમાં અને ત્યાર બાદ ઘણા હુમલા થયા છે. કેટલાંએ હિંદુ મંદિરો તોડી નાખવામાં આવ્યાં. એ વખતે કાલાવડ ઉપર

પણ હુમલો આવેલો. કાલાવડમાં રહેતા મુસલમાન ભાઈઓ સેનાપતિ પાસે ગયા. તેમણે અરજ કરી કે શીતળામાતાને હિંદુ અને અમે બંને માનીએ છીએ, શીતળા સૌને નીકળે, માટે આપ મહેરબાની કરીને આ મંદિરોને તોડો મા. '

સેનાપતિએ કહ્યું · "આ મંદિરમાં તમે પૂજા કરો, તો ન તોડું,"

ગામના હિંદુ મુસલમાન આગેવાનો એકઠા મળ્યા તેમણે સલાહમસલત કરી, ઠરાવ કર્યો : છ–છ મહિના બંને પૂજા કરે.

સેનાપતિએ મંદિર ન તોડયું. આ રીતે કાલાવડનું શીતળા મંદિર બનેને માટે સમાન પૂજાનું સ્થાન બન્યું. આજે પણ બંને પૂજા કરે છે. આવક થાય, તે બને સરખે ભાગે વહેંચી લે છે હજારો યાત્રાળુઓ ત્યાં આવે છે. ચાંદીના છત્રો ધરાવે છે. ભોજન આપે છે ઘણાં અનાથને મદદ અપાય છે. ત્યાં હિંદુ–મુસલમાન એક પંગતે બેસી જમે છે બંને ભેગા મળીને માનતાઓ કરે છે ફકીરના હાથનો પ્રસાદ હિંદુઓ લે છે. હિંદુ પૂજારીના હાથનો મુસલમાનો લે છે આવી એકતા જોઈને હું તાજુબ બન્યો.

આખા ભારતમાં આ રીતે એકયભાવના જળવાઈ રહી હોત, તો આજની સ્થિતિ ન આવત. ભારતમાતાના ટુકડા ન થાત !.પરસ્પર માનની લાગણી જળવાઇ રહેત

કાલાવડમા અને ૧૯૨૪માં જોયેલી ધાર્મિક એકતાની ભાવના મને મોરિસ્યસમાં જોવા મળી દરેક ધર્મના દેવળો ત્યા છે અને એકબીજાના તહેવારો પ્રસંગે પ્રાર્થના અને મેળાવડામા સૌ ભાગ લે છે

મોરિશ્યસમાં અમારો ઉતારો ડૉ રામાને ત્યા હતો. તેઓ ઉંચી ડિગ્રી ધરાવનારા, ત્યાના ધારાસભાના સભ્ય છે. શુગર ફેક્ટરીના માલિક છે તેમના પિતા ડૉ લક્ષ્મણ રામાએ ૧૮૫૭ના બળવામાં ભાગ લીધેલો. ડા. રામા એક સજ્જન અને સંસ્કારી હિંદી ગૃહસ્થ તરીકેની પ્રતિષ્ઠા ધરાવે છે

મોરિશ્યસમા શેઠ આર. ગજ્જર, શેઠ કરીમજી જીવણજી વગેરે હિંદી વેપારીઓની મોટી પેઢીઓ છે હિંદુસ્તાનમાંથી ગયેલા, ત્યાં પોતાની

સ્કૂલો કરી છે. સરકાર તેમને ગ્રાંટ આપે છે. તેઓની રહેણીકરણી ભારત જેવી છે. કેટલાકની ત્રણ ત્રણ પેઢી થઇ ગઈ છે.

મોરિશ્યસમાં ભારત અને બીજા દેશોમાંથી અનાજ આવે છે. ચાવલ બર્માથી મંગાવે છે. એ ટાપુ સને ૧૮૧૫માં ફ્રાંસ પાસેથી બ્રિટિશોએ લીધેલો. તેના બદલામાં ફ્રાંસને મોરિશ્યસ અને માડાગાસ્કર વચ્ચે આવેલો 'રી-યુનિયન' જેને 'બુરબોં' કહે છે, એ ટાપુ બ્રિટિશે આપ્યો. સને ૧૪૯૦ માં વાસ્કો-ડી-ગામા સૌ પ્રથમ ત્યાં ગયેલો, તેનો ક્રાસ ત્યાં છે. રી-યુનિયનમાં એક લાખની વસતી છે, જેમાં ૪૦ થી ૫૦ હજાર હિંદીઓ છે. ફ્રેંચોના શુગર પ્લાંટેશન ત્યાં છે.

દક્ષિણ ભાગોમાં આવેલા ટાપુઓમાં પુષ્કળ વરસાદ પડે છે. વાવા-ઝોડાં અને તોફાનો વારંવાર થયા કરે છે. મોરિશ્યસ, રી-યુનિયન, ઓસ્ટ્રેલિયા, જાવા, ફાર્મોસા, ફીલીપાઇન્સ વગેરે ટાપુ એક દિશામા આવેલા છે.

મોરિશ્યસ ટાપુ અતિશય રમણીય, રસકસથી ભરેલો છે. નંદનવન જેવો ટાપુ છે. ડામરના સુંદર રસ્તાઓ છે ગયા મહાયુદ્ધમાં જાપાન ઊતરેલું, તેથી આ ટાપુને અનાજ માટે ઘણું સહન કરવું પડેલું. જાપાન બ્રિટિશ સ્ટીમરોને તોડી નાખતું, એથી અનાજની ભારે મુસ્કેલી વેઠવી પડેલી.

મોરિશ્યસમાં અંગ્રેજ ગવર્નર રહે છે ધારાસભાના સભ્યોમાં વધારેમાં વધારે સંખ્યા હિંદીઓની છે, બહુમતીથી કાયદા ઘડાય છે. શિક્ષણનું પ્રમાણ ૭૫ ટકા છે. અમે મોરિશ્યસમાં એક મહિનો રોકાયા. શેરડીના વાવેતર જોયા, અમને તેમાથી ઘણું જાણવાનું મળ્યું. ખાડ બનાવવાના પેનબૉઈલરો લીધાં. અમે જે સ્ટીમરમાં આવેલા તેજ સ્ટીમર પાત્રીસ દિવસે યુરોપ જઇને પાછી આવી એ સ્ટીમરમાં અમે મિત્રોની શુભ વિદાય લઈ આફ્રિકા જવા રવાના થયા.

અમે પાછા ફરતા હતા, ત્યારે અમને કેટલીક નાની સ્ટીમરો સામી મળી. એ વિષે પૂછપરછ કરતા અમને એક રમૂજી વાત જાણવા મળી.

મોરિશ્યસ ટાપુ ફ્રેંચોના હાથમા હતો, ત્યારે ત્યા ઉદરની ખૂબ રંજાડ હતી. શેરડીના પાકને ઉંદરો ત્યારે નુકશાન કરતા અંગ્રેજોના હાથમા એ ટાપુ આવ્યા બાદ તેમણે ઉંદરોનો નાશ કરવા માટે એક યુક્તિ શોધી.

હિંદુસ્તાનમાંથી ૨૫ હજાર નોળિયા પીંજરામાં પૂરીને લઈ આવ્યા. એ નોળિયાને શેરડીના પ્લાંટેશનમાં છૂટા મૂકી દીધાં નોળિયાઓએ ઉંદરનો નાશ કર્યો; પણ એ નોળિયાનો પરિવાર ઝપાટાબંધ વધી ગયો. લાખોની સંખ્યામાં નોળિયા થઈ પડયા અને એ નોળિયા શેરડી ખાવા લાગ્યા ! એટલું જ નહિ પણ પાળેલાં મરઘાં કુકડાને મારી ખાવા લાગ્યા. સરકાર મૂંઝવણમા પડી. તેઓ નોળિયાને પકડી પીંજરામાં પૂરી, નાની સ્ટીમરોમાં લઈ જઈ દરિયામાં ડુબાડી દેવા માંડયા.

નોળિયાને ડુબાડીને આવતી નાની સ્ટીમરો જોઇને અમે આ હકીકત સાંભળી ' બકરું કાઢતાં ઊંટ પેઠું ' એ કહેવત મુજબ ' ઉંદર કાઢતાં નોળિયા પેઠા ' નો કિસ્સો સાંભળી અમને રમૂજ થઈ

પાછા વળતાં દિગોમ, ટોમેટાઇ, તુસણે, મજંગા, દારેસલામ, જંગબાર વગેરે બંદરો કરતી અમારી સ્ટીમર મોંબાસા પહોંચી મોંબાસાથી અમે ગ્રુખરૂપ જિંજા પહોંચ્યા

મોરિશ્યસથી પાછા આવી, શુગર ફેક્ટરીમાં અમે ઘણા સુધારા અને ખિલવણી કર્યાં. પરિણામે સને ૧૯૨૮માં પચાસ હજાર ગૂણી ખાંડ ઊતરી અને સને ૧૯૨૯ માં પીચોતેર હજાર ગૂણી સુધી પહોંચ્યા. અમારી શ્રદ્ધા વધવા લાગી

આવાં સાહસો સફળ થયા બાદ સૌને ઉત્સાહ વધે છે અનેક લોકો અભિનંદન આપે છે પણ એમાં મૂંઝવણ અને મુશ્કેલીનો સામનો કરવો પડે છે, તે સાહસ ખેડનારનું મન જાણતું હોય છે વચ્ચે અમે થાકીને ફેક્ટરી વેચી નાખવાનો વિચાર કરેલો. ઇંગ્લાંડના એજન્ટને એ બાબતમાં પત્ર લખ્યો. તેણે અમારા મેનેજરને ઇંગ્લાંડ બોલાવ્યા.

એ વખતે અમારા મેનેજર શ્રી પુરુષોત્તમ ડી. મહેતા હતા. તેઓ ખૂબ મહેનતુ અને બાહોશ હતા. અમારા સ્ટાફમાં તેમના જેવા કુશળ અને કાર્યપરાયણ મેનેજર હજી સુધી અમને મળ્યા નથી. તેઓ વિલાયત ગયા. ત્રણ મહિના ત્યાં રોકાયા. પરંતુ શુગર ફેક્ટરી વેચવાનો સોદો ન થયો.

ભાઇશ્રી પુરુષોત્તમ મહેતાએ યુરોપથી આલ્કોહોલ કાઢવા માટે બાય પ્રોડક્ટ ડિસ્ટિલની મશીનરી ખરીદી અને યુગાન્ડા પાછા આવી તે ચાલુ કરી ના. ગવર્નર સર ગાવર્સને હાથે તે ખુલ્લી મુકાઇ.

ઉપર જણાવ્યા મુજબ અને ૧૯૨૮-૨૯ ની બે સાલ ઠીક ગઈ. ખાંડનું ઉત્પાદન ધીમે ધીમે વધવા લાગ્યું. અમને કાંઈક રાહત મળી. રૂના કામકાજમાં આકરી હરીફાઈ ચાલતી હતી. જીનેરીવાળા હરીફાઇ કરીને થાકયા. સિંડિકેટ થાય તો સારું, એમ સૌ ઈચ્છતા હતા. તેને માટે પ્રયાસ શરૂ થયા.

આ દિવસોમાં મારા ઉપર કામનો બોજો વધારે હતો. લગભગ અઢાર કલાક ફેક્ટરીમા કામ કરતો. ઊંઘ અને આરામ માટે બહુ ઓછો સમય મળતો. પરિણામે મારા આતરડા બગડયાં, અંદર સોજો થયો છે, એવો દાકતરી અભિપ્રાય મળ્યો. શરીરને ફરજિયાત આરામ આપવો પડે એવી સ્થિતિ આવી; ખોરાક પૂરતો લેવાય નહિ, લઉં તે ઊલટી થઇ બહાર નીકળી જાય. દેશમાં કે આફ્રિકામાં આરામ મળી શકે તેમ ન હતું, તેથી યુરોપ જવાનો વિચાર કર્યો જર્મનીના પાટનગર બર્લિનમા દાક્તરી સારવાર અને આરામ લીધો. ત્યાર બાદ અમે પ્રવાસ કર્યો અને જોવાલાયક સ્થળો જોયા, તેનું વિસ્તૃત વર્ણન ' મારો યુરોપ પ્રવાસ ' નામના પુસ્તકમાં આપેલું છે. તેમાંથી નમૂના રૂપે કેટલાંક રસિક વર્ણનો, ઉપયોગી પ્રસંગો, અલગ પ્રકરણમાં આપવાનું રાખી, અહીં લુગાઝી શુગર ફેક્ટરીનો ઈતિહાસ પૂરો કરીશું

શુગર ફેક્ટરીના કામને અંગે મારે દોઢેક માસ લંડનમા રોકાવાનુ થયું ફેક્ટરી વેચવાની વાત ચલાવી. તેવામાં લેબર ગવર્નમેન્ટ સત્તા પર આવી, અમારી યોજના પડી ભાગી, એમા ઇશ્વરી સંકેત હશે એમ માની મન વાળી લીધું અને પાછા ફર્યા. સને ૧૯૨૯ ના એ માસમા યુરોપ ગયેલા તે નવેમ્બર માસમા પાછા આવ્યા.

યુરોપના હવાપાણી નિષ્ણાત દાક્તરોની સારવાર, આનંદમય વાતાવરણ, મગજ ઉપર કશો બોજો નહિ, નવું નવું જોવા-જાણવાનુ, નવી ઓળખાણો કરવાની, આમ સાત માસમા મારું શરીર પહેલા કરતા સરસ થઈ ગયુ. પંદર રતલ વજન વધ્યુ

યુગાન્ડા આવીને શુગર ફેક્ટરીમાં મન પરોવ્યું. અમને ઘણો અનુભવ મળ્યો હતો. સાધનો વધ્યાં હતાં. કુશળ માણસો મળવા લાગ્યા, એટલે ફેક્ટરીને સારા પાયા ઉપર મૂકવાની સંપૂર્ણ આશા હતી, એવામાં એક કુદરતી આફત આવી.

મને ૧૯૩૦ થી ૧૯૩૨ સુધી કેનિયા, યુગાન્ડા અને ટાંગાનિકા ઉપર તીડ આવ્યાં. તીડનાં ટોળાં ઊતરી પડ્યાં. સૂર્ય ન દેખાય, અંધાર ચડે, સો સો માઇલમા તીડનો વંટોળ ચડે, આભ ધુંધળું થાય. કૉફી, મકાઇ, શેરડી, વગેરે તમામ પાકનો તીડોએ નાશ કર્યો. જ્યા જોઈએ ત્યાં રસ્તા ઉપર તીડની પથારી પડી હોય. મોટર નીચે ફૂટ ફૂટના થર જામે, રેલવેના પાટા ઉપર પણ તીડની પથારી થયેલી. રેલવે બંધ થઈ જાય. કોઈ વાર ઍક્સીડેન્ટ થાય, જમીન ન દેખાય, એ રીતે તીડ છવાયા માઇલો સુધી ઝાડ પર તે આવીને બેસે. તીડના ભારથી ઝાડ તૂટી પડે. પાકનો તો નાશ થયો. પણ ઘાસનું તણખલું યે ન રહ્યું ઢોરો મરવા પડ્યાં તીડનો આવો ઉપદ્રવ અમે પહેલી વાર જોયો.



મારો બંગલો - જીંજા

તીડની ઉત્પત્તિ ઊધઈમાંથી થાય છે આ તીડ એબિસિનિયા, ટ્રાન્સકૅમેગ્નિ એ બાજુથી આવેલા, આપણે ત્યા બલુચિસ્તાનમાંથી આવે છે

કપાસના પાકને કાંઇક ઓછું નુકશાન થયું. શેરડીના પાકને ભારે નુકશાન થયું. શેરડી વિના ફૅક્ટરી કેમ ચાલે ? ‘ એક સાધીએ ત્યા તેર

તૂટે' એવી સ્થિતિ થઇ. મશીનરી તૈયાર થઇ ત્યાં શેરડી ન મળે ! અમારી પાસે શરૂઆતમાં ચાર હજાર એકર જમીન હતી. તે વધારીને બાર હજાર એકર કરેલી. આઠ રોલરની મિલ હતી તે ચૌદ રોલરની કરી. તેને લીધે શેરડીની ખપત વધારે રહેતી, ને ૧૯૩૦માં તીડને લીધે આગલી માલ કરતાં અર્ધું ઉત્પાદન થયુ.

દરમિયાન યુગાન્ડા, કેનિયા અને ટાંગાનિકા દરેક પ્રાંતમાં એક એક, એમ ત્રણ શુગર ફેક્ટરીઓ નવી નાખવામા આવી. શેઠ વિઠ્ઠલદાન હરિદાસે નાના પાયા ઉપર ફેક્ટરી શરૂ કરી. તેમાં હરીફાઇ ચાલી. ખાંડનો વધારો રહેવા લાગ્યો તેથી વિલાયત મોકલવાનું શરૂ કર્યું.

ખાંડમા હરીફાઇ ન થાય; માટે સિંડિકેટ કરવાનો વિચાર કર્યો. બધી ફેક્ટરીના માલિકો એકઠા મળ્યા, વાટાઘાટો કરી; જેટલી ખાંડ ઉત્પન્ન થાય, તે પ્રમાણે સૌનો ભાગ. ભાગમાં હરીફાઈ ન કરવી. ત્રણ યુરોપિયન કંપની સાથે સિંડિકેટમાં હું ભળ્યો. પરંતુ 'કકીરા શુગર કંપનીવાળા શેઠ વિઠ્ઠલદાસ હરિદાસ ન ભળ્યા. તેમની ફેક્ટરીમા જેટલી ખાંડ ઉત્પન્ન થતી તે સ્થાનિક બજારોમાં વેચાઇ જતી. તેમને ભાવ સારા મળતા અમે અમારી ખાંડ વિલાયત મોકલતા; તેથી ભાવ ઓછા આવતા. ત્રણ વર્ષ સુધી તેમને અમારી સાથે ભેળવવા અમે મહેનત કરી; પણ ન ભળ્યા. કકીરાએ મોટી મિલ નાખી, આખરે સિંડિકેટ તૂટી ભારે હરિફાઇ ચાલી. કેનિયાની બે યુરોપિયન ફેક્ટરી ફડગામાં ગઇ. એક કાયમને માટે બંધ થઈ એક હિંદી ભાઇએ લીધી.

સને ૧૯૩૩માં લુગાઝી શુગર ફેક્ટરીનુ થોડું ઠેકાણે પડયુ. એ સારા પાયા ઉપર મુકાઇ. ફેક્ટરી મારા અંગત નામે હતી. તે પ્રાઇવેટ લિમિટેડ કરી અને કુટુંબમા શેર વહેંચી આપ્યા. ( ડિવાઇડ કર્યા )

કોઇ પણ કામ કે વેપારી સાહસ એકવાર ઉપાડયુ. પછી તેને પાર પાડવા માટે લોહીના છેલ્લા ટીપા સુધી મથવું એ મારા સ્વભાવની ખાસિયત છે. શુગર ફેક્ટરીનો ઇતિહાસ આટલો વિગતવાર એટલા માટે આપ્યો છે. જિન્જાથી કંપાલા જતાં રસ્તામાં એ ફેક્ટરીઓ જોતો ત્યારે સુંદર લાગતી, ત્યાં મકાન કરીને રહેવાનું બહુ ગમતું શેરડીનું વાવેતર

કર્યું. મશીનરી લાવ્યા ફૅક્ટરી બાંધી, મોટો મેળાવડો કરી ખુલ્લી મુકાઇ, આટલું કામ સહેલું હતું. 'આરંભે શૂરા' ની કહેવત મુજબ આટલા આરંભ પૂરતો સૌનો ઉત્સાહ રહ્યો. પણ જેમ જેમ મુશ્કેલીઓ આવતી ગઇ તેમ તેમ સૌ ખસવા લાગ્યા. મોટા ભાઇ અને નાના ભાઇ ખસી ગયા બીજા ભાગીદારો કંટાળ્યા, આખરે થાકીને ફૅક્ટરી વેચી નાખવા સુધી વિચારો કર્યા. પરંતુ ઇશ્વરે કાંઇક જુદું જ ધાર્યું હશે

લુગાઝી શુગર ફૅક્ટરી વધારીને વાર્ષિક અઢીથી ત્રણ લાખ ગૂણી કાઢે, તેવી મોટા પાયા પર આજે ચાલી રહી છે. અમારો વિચાર વિસ્તાર વધારવાનો હતો; પરંતુ અમને જમીન મળી શકી નહિ તેથી કામ અટકી પડયુ.

અત્યારે લુગાઝી શુગર ફૅક્ટરી પાસે પંદર હજાર એકર જમીન છે. સવાસો માઇલની રેલવે છે, સાતસો–આઠસો ટ્રક્સ છે, પંદર લોકો–મોટિવ છે. ત્રીસ ટ્રૅક્ટર છે, ત્રણ–ચાર યુરોપિયનો, સાડાત્રણસો હિંદીઓ અને આશરે દસ હજાર નેટિવો ત્યા કામ કરે છે. કારખાનાના સ્ટાફ તથા મજૂરો માટે પાકાં મકાનો છે. એકસો ખાટલાવાળી હૉસ્પિટલ છે. સુંદર નિશાળો છે, શાળામા ત્રણસો બાળકો ભણે છે. ક્રિકેટ ગ્રાઉન્ડ, કલબો પોલીસ–સ્ટેશન, તાર–ટપાલ ઑફિસ વગેરે તમામ સગવડ લુગાઝી ટાઉનશિપમાં છે. સ્ટેશનનું નામ કાવડો છે જિંજા અને કપાલા (૫૦ માઇલ) ના મધ્યભાગમાં, મુખ્ય રસ્તા ઉપર, લુગાઝી શુગર ફૅક્ટરી આવેલી છે



ઉગાળી શુગર ફેક્ટરી અને ફેક્ટરીનો કેમ્પ દૃશ્ય

૨૮

# યુરોપનો પ્રવાસ

યુરોપના દરેક પ્રવાસીના પ્રવાસનો હેતુ નિરનિરાળો હોય છે. કોઈ વિદ્યાભ્યાસ કરવા માટે જાય છે. કોઈ તંદુરસ્તી સુધારવા માટે જાય છે; કેટલાક પરિષદો અને કમિશનોમાં જાય છે અને કેટલાક તો વળી યુરોપના પાર્થિવ મોજશોખ માણવા માટે જાય છે આમ દરેક પ્રવાસી જુદા જુદા હેતુથી યુરોપનો પ્રવાસ ખેડે છે અને પોતાના હેતુને અનુરૂપ એવી દૃષ્ટિએ ત્યાંનું નિરીક્ષણ કરે છે.

એ રીતે, યુરોપનો પ્રવાસ કરવામા મારો પ્રધાન હેતુ ત્યાંના વેપાર અને હુન્નર-ઉદ્યોગો નજરે નિહાળવાનો અને મારા પોતાના કારખાનાઓ માટે કેટલીક ભારે કિંમતની મશિનરી નજરે જોઈ, તપાસીને ખરીદ કરવાનો હતો એટલે મારા પ્રવાસમા મેં યુરોપનું નિરીક્ષણ માત્ર એક વેપારીની, એક કારખાનાદારની દૃષ્ટિએ જ કરેલું છે

બચપણથી જ દેશાટનનો મને ભારે શોખ હતો, અને મારી જિંદગીમા ઇશ્વરે મને ઘણાય દેશો જોવાનો લાભ આપ્યો છે, જેથી હું તેનો ઉપકાર માનું છુ. દેશાટન કરવાથી મને જેટલું જાણવાનું મળ્યુ છે તેટલુ જાણવાનુ મને કોઈ પણ કૉલેજની પરીક્ષાઓ આપી ડીગ્રી લેવાથી પણ ન મળત એમ હું માનું છું. મેં જે જે દેશો જોયા છે તે ફક્ત જોવા માટે જ નહિ પરંતુ ખાસ કરીને વેપારી દૃષ્ટિબિંદુથી જોયેલા છે અને આ મુસાફરી મુખ્યત્વે એ હેતુથી જ કરેલી

મારા જીવનનો મોટો ભાગ ટોઢા-લાકડામા, સિમેન્ટ-કૉંક્રેટમા, એંજિનો, બોઇલરો પંપોમાં, રેલવેની સડકોમા, કપાસ રૂ સાઇસલ તેલ ગોળ ખાંડ શેરડીમા વ્યતીત થયો છે મારા જીવનનો એ મુખ્ય

વ્યવસાય છે એટલે યુરોપના પ્રવાસમા મારી નજર હમેશા મારા એ વ્યવસાયને લગતા ક્ષેત્રો તરફ ખેંચાયા કરી હોય એ તદ્દન સ્વાભાવિક છે જે જે દેશો હુ ફર્યો છું, મોટાં નાના શહેરો મેં નીરખ્યાં છે, ત્યા સર્વત્ર તે તે સ્થળોના વેપાર, હુન્નર-ઉદ્યોગો, ત્યાની ખેતી અને કારખાનાઓ, એ સૌએ મારું પ્રથમ લક્ષ ખેચ્યું છે.

એ ઉપરાત મારો બીજો હેતુ યુરોપના લોકોની રહેણીકરણી, રીતભાત, વ્યવહારની અને વ્યાપારની કુશળતા, શૌર્ય, સસ્કૃતિ અને સૌજન્ય નજરે નિહાળવાનો પણ હતો યુરોપીય રાષ્ટ્રોની પ્રજા પોતાનુ સ્વાતંત્ર્ય અને સ્વમાન સાચવી નિરંતર પ્રગતિ જ કરતી રહી છે ત સૌ વિશિષ્ટ ગુણોનો પરિચય કરવાની અને અભ્યાસ કરવાની વૃત્તિ એ પણ આ પ્રવાસનો એક હેતુ હતો એ દૃષ્ટિએ, યુરોપના જે જે રાષ્ટ્રો મેં જોયા તેની સૌ પ્રજાઓનુ, તેમના ઇતિહાસનું અને તેમની ઉચ્ચ સંસ્કૃતિ અને સૌજન્યનુ, તેમના મોજશોખ, વિલાસ અને તેમની ખામીઓનું યથાશક્તિ વર્ણન મે અહીં સક્ષેપમા આપવા પ્રયાસ કર્યો છે

ભારતવર્ષની પ્રાચીન અને અર્વાચીન સસ્કૃતિમા બેશક અનેક એવા સુદર તત્ત્વો છે કે જે સાચવી રાખવા જેવા અને ખીલવવા જેવા છે, પરંતુ તેની સાથોસાથ યુરોપની સંસ્કૃતિમાથી પણ એવા જ સુદર અને ઉચ્ચ તત્ત્વો યુરોપની પ્રજાઓ પાસેથી આપણે શીખવા જેવા છે એ પ્રજાઓમા સપ, સ્વમાન, સૌજન્ય વ્યવહારકૌશલ, શૌર્ય, સાહસ દેશદાઝ ચોકસાઇ, નિયમિતતા, પ્રમાદ કે આળસનો અભાવ, સ્વાશ્રય આદિ અનેક ઉચ્ચ લક્ષણો છે, કે જે આપણે તેમની પાસેથી શીખીને આચરીએ તો તેમા આપણને કશી યે હાની નથી, પરતુ પારાવાર લાભ જ છે

ઇશ્વરકૃપાથી ઘણા વખતથી ધારી રાખેલી યુરોપના પ્રવાસની મારી આ મુરાદ છેવટે બર આવી તા ૧લી મે, ૧૯૨૯ના રોજ બપોરના સાડા બાર વાગ્યે સ્વજનો તથા મિત્રમડળની ભલી દુવાઓ સાથે ઇટાલિયન સ્ટીમર મેઝેનીમા મોમ્બાસાને કિનારેથી અમે રવાના થયા ભાઈ પુરુષોતમદાસ જસાણી મારી સાથે હતા તેઓ મિલ-ઉદ્યોગના અભ્યાસ માટે અગાઉ ઇંગ્લેડમા રહી આવેલ, એટલે યુરોપના પ્રવાસમા

જરૂરી અને જાણવા જેવી કેટલીક બાબતો તેમની પાસેથી જાણી લીધી હતી

આજે ચાર વાગ્યે ચા પીધી રાતના જમવાનો સમય સાડા સાતનો હતો જમવાના ટેબલ ઉપર ડીનર સુટ પહેરીને હાજર થવુ જોઇએ વિસ્તુત પશ્ચિમની રહેણીકરણીમા વખતોવખતના અવનવા બદલાવવા એ મુખ્ય તત્ત્વ છે તે અનુસાર અમારે દિવસમા પાચ-છ વખત માથાના વાળ ઓળવામા અને હરતાફરતા ઘણો વખત નીકળી જતો અમારી સાથેના મુસાફરો મુખ્યત્વે યુરોપિયનો હતા, તેથી વિશેષ કરીને અમોને—હિંદીઓને, યુરોપિયન પોશાક અને રીતભાતનુ જ્ઞાન નથી એવો ખ્યાલ તેમના મગજમા પેસી જાય તે માટે ખાસ સાવચેત રહેવુ પડતુ ડીનર સુટમા કડક ઇસ્ત્રી કરેલુ લાકડા જેવુ ખમીશ અને તેવો જ કૉલર પહેરવાનો હતો આ કપડા પેટીમાથી પહેરવા કાઢ્યા ત્યારે તો પ્રથમ તે જોઇને જ અણગમો પેદા થયો, પણ પહેર્યા વગર છૂટકો નહોતો કૉલરમા બટન આવે નહિ બટન આવે તો ટાઈ સરખી પહેરાય નહિ અરધો કલાક માથાકૂટ કરીને જેમ તેમ વેશ ભજવીને મુંઝાતે મને અમે ટેબલ ઉપર ગયા

મારા સેક્રેટરી મિ દાસાણી મારી સાથે હતા તેમને મે પૂછયુ કે, ‘સેકન્ડ કલાસના જમવાના સલૂનમા આવી બધી માથાકૂટ કરવી ન પડે એવુ હોય તો જમવા ત્યા જઇએ’ તેમણે મને જણાવ્યુ કે, ફર્સ્ટ કલાસના ઉતારુઓને સેકન્ડ કલાસમા જમવાનુ મળી શકે નહિ ‘ પોતે જરા વેદિયા જેવા ખરા ગળામા કડક કાલર નાખેલો તેથી જાણે કેમ ગળુ કોઇએ સખ્તાઇથી બાધી લીધુ હોય તેવુ લાગતુ મને મનમા એમ થયુ કે જલદી ખાવાનુ મળી જાય તો આ સ્વાગ ઉતારી છૂટા થઇ જવાય સાથે એમ પણ વિચાર થયો કે પોશાકના વિષયમા ટાપટીપ અને મુશ્કેલીઓ આ ગોરી પ્રજાએ જાણીજોઇને શા માટે પેદા કરી હશે ?

અમારે માટે જમવાના એક અલગ ટેબલની બે માણસો પૂરતી જ ગોઠવણ કરેલી હતી સ્ટીમરના માણસોને અમારી જરૂરિયાતો વિષે ઇશારતથી જેટલુ સમજાવી શકાય તેટલુ સમજાવવાનુ હતુ, કેમકે આખા સ્ટાફમા એક-બે સિવાય કોઇને અગ્રેજી આવડતુ નહોતુ ખોરાકમા અમોએ સાથે લીધેલ દાળચોખા સ્ટીમરનો રસોઇઓ રાધી

લાવતો. ચોખામાં અરધોઅરધ પાણી રહી ગયેલું અને દાળની 'કરી' બનાવેલી. તેમાં અરધો રતલ મસાલો ઠપકારેલો. બ્રેડ અને માખણની સાથે બે ચમચા ચાવલ ખાઇ સાંજનું ખાણું સમાપ્ત કર્યું; અને સાથે લીધેલાં ફ્રૂટ્સ વડે બાકીની ભૂખ તૃપ્ત કરી.

બીજે દહાડે સવારના નાસ્તા વખતે ગઇ રાતની માફક જ ચાલ્યું. ૧૨ વાગ્યે કીસમાયુ બંદર પહોંચ્યા આ બંદરે સ્ટીમર ત્રણ જ કલાક ખોટી થવાની હતી જેથી ગામમાં જવાનો સમય હતો નહિ ત્રણ વાગ્યે સ્ટીમર ઊપડી. રાતના પાછો નાટકના પાત્રોની પેઠે "ડીનર" માટે પોશાક બદલવાનો અમારો કાર્યક્રમ શરૂ થયો નવી રહેણીકરણી શીખવાની એટલે મુશ્કેલી તો પડે જ: પણ આજે યુરોપિયન પોશાકનું બરાબર અનુકરણ કરી વખતસર ટેબલ પર હાજર થઇ શકયા માત્ર ચામડીનો ઘઉંવર્ણો રંગ બદલીને ગોરો કરી શકયા નહિ. આજે રાતના ખોરાકમાં વેઇટરને અમે શીખવેલું તેથી લચકો દાળ અને ભાત, તળેલાં બટાટા વગેરે હતું. દરિયાની ખુશનુમા હવાથી આજે ખોરાક કંઇક ઠીક પણ લાગ્યો રાતે સ્ટીમર ઉપર સિનેમા ચાલુ હતો તેનો આનંદ થોડો સમય લઇને સૂઇ ગયા

સ્ટીમર ઉપર બધી સગવડો બહુ સુંદર હતી, સરસ ડેક મ્યુઝિક સલૂન, સ્મોકિંગ સલુન, રમતગમતો, બાથ વગેરે બધું સારું હતું પણ અંગ્રેજી ભાષા કોઇ સમજે નહિ એ મુશ્કેલી બહુ નડતી કેનિયાના અંગ્રેજ સેટલરો હતા તેમને અમારી સાથે બોલવામા સૂતક લાગતું હતું.

તા ૧૧મી એ અમે રાતા સમુદ્રમા પહોંચ્યા ત્રીજે દિવસે સુએઝની નહેરમા દાખલ થયા સુએઝથી ખાસ મોટર લઇને અમે ઇજિપ્તની રાજધાની કેરો જોવા ગયા

કેરો એ દુનિયાનું એક અતિપ્રાચીન અને ઐતિહાસિક નગર છે જે જમાનામા યુરોપ જંગલી દેશ ગણાતો તે જમાનામા હિંદુસ્તાન, મિસર, બેબીલોન એસીરીઆ વગેરે સસ્કૃતિની ટોચે પહોચેલા હતા, અને મિસરના રાજ્યનગર કેરોની પૂર્ણ જાહોજલાલી હતી. આજ પણ એ પ્રાચીન નગર પોતાના ગર્ભમા છુપાવેલ સકાઓના ઇતિહાસ સાથે તેવું જ ખૂબસૂરત ખડું છે અને પશ્ચિમના હાલના વાતાવરણથી તથા સગવડ–સામગ્રીઓથી ભરપૂર બની રહ્યુ છે કેરોની વસતિ અત્યારે

૨૫ લાખ માણસોની છે મોટા પહોળા સુંદર રસ્તાઓ, ભભકાદાર બજારો, મોટર અને ટ્રામની ધમાલ વગેરે મુંબઈના કોટના રસ્તાઓને ભુલાવી દે તેવું જોયું મિસરની રંગબેરંગી મિશ્રિત પ્રજાઓના ખૂબસૂરત અને બળવાન પુરુષો, સ્ત્રીઓ, અને શાળાઓમાં ભણતાં બાળકોને રસ્તામાં ઉત્સાહભેર અહીંતહીં આવ–જાવ કરતાં જોયાં. સાડા અગિયાર વાગ્યે કેરોનુ જગવિખ્યાત મ્યુઝિયમ–સંગ્રહસ્થાન–જોવા ગયા. મિસરના પુરાતન બાદશાહ તુતન ખામનના પિરામિડમાંથી કાઢેલ અસંખ્ય પુરાતન વસ્તુઓથી આ મ્યુઝિયમના ત્રીસ ઓરડાઓ ભરેલા છે અને હજુ તો એ ભંડારમાથી બહુ થોડો માલ હાથ લાગી શક્યો છે એમ મનાય છે. સોનાના અસંખ્ય દાગીનાઓ, જુદી જુદી જાતનાં શસ્ત્રો, મૂર્તિઓ અને એવી બીજી અનેક વસ્તુઓનું વર્ણન કરવાથી તેનો ખરો ખયાલ આપી શકાય તેવું નથી.

એક વાગ્યે હોટેલમાં ખાણું લઇ, દોઢ માઇલ ઊંટ ઉપર સફર કરી. બે વાગ્યે જગતની સાત અજાયબીઓમાંની મહાન એક અજાયબી, મિસરના પિરામિડો જોવા ગયા અહીં અમારી ટુકડીના સૌ સભાસદો એકઠા થઈ ગયા અને સૌનો એક એકઠો ગ્રુપ ફોટોગ્રાફ લેવાયો. તેમાંથી કેનિયાના 'સેટલર' મહાશયો પોતાની ઓરતો સાથે જુદા તરી ગયા. હિન્દીઓની સાથે એક છબીમાં ઊભા રહેવામાં પણ તેમને વાંધો આવી જાય ખરોને ?

જગતના ગૌરવરૂપ મનાતા મિસરના પિરામિડોનું વર્ણન અનેક મુસાફરોનાં વૃત્તાંતોમાં, નવલકથાનાં પુસ્તકોમાં અને ઇતિહાસનાં પુસ્તકોમાં લખાયેલ છે તેની પુનરુક્તિ કરવી આ જગ્યાએ આવશ્યક નથી. આ પિરામિડો ૪૦૦ ફૂટ ઊંચા અને દરેક બાજુએ ૮૦૦ ફૂટ ચોરસ બાંધેલા છે. તેના ચણતર પાછળ ૩૦ વરસ જેટલો વખત લાગેલો અને લાખો ગુલામો, જેમને તે ચણતર કામમાં લગાડેલા, તેમના જાન, તે કામ કરતાં ગયા છે. અસલનો રિવાજ એવો હતો કે જે બાદશાહને માટે પિરામિડ ચણેલ હોય તે બાદશાહ મરી જાય ત્યારે તે પિરામિડના ચણનારાઓને નાઇલ નદીમા નાખી દેવામાં આવતા અને કુદરતી મોતે મરી જનારાઓનાં શબ પણ નાઇલમાં જ પધરાવી દેવામાં આવતા આ પિરામિડો નાઇલ નદીથી એક માઈલના અંતરે આવેલ છે. ત્યાંથી નાઇલ નદી ઉપર બે સુંદર અને મોટા પુલો જોયા. પુલો ઉપર બ્રિટિશ સોલજરોનો મજબૂત

ચોકી પહેરો રહે છે કેરો શહેરની પ્રજા સ્વભાવે ઝનૂની હોઇ વાતવાતમા મારામારી પર આવી જાય તેવો ભય રહેતો હોવાથી શહેરમા બધી બાજુ આખો વખત ઘોડેસ્વાર પોલીસ હથિયારબંધ ફરતી રહે છે અને યુરોપિયન પોશાક ઉપર માથે તુર્કી ટોપી પહેરેલી આ પોલીસ દેખાવમા બહુ જ સુદર લાગે છે જ્યા વિશેષ ભય જેવુ લાગે તેવે સ્થળે મોટરજરોની ચોકી રાખવામા આવે છે

નાઈલને કિનારે આવેલી વિખ્યાત મસ્જિદ, રાજાનો મહેલ, નિશાળો, યુનિવર્સિટીઓ, મોટા બજારો વગેરે જોયા નાની ગલીકૂચીઓમા પણ મોટર ફેરવી

ઇજિપ્તમા દર સાલ ૧૫ થી ૨૦ લાખ ગાસડી જેટલુ રૂ પેદા થાય છે અને તે આખી દુનિયામા પ્રથમ પક્તિનુ ઊચામા ઊચુ રૂ ગણાય છે સુદાનમા પણ રૂની પેદાશ એકાદ દશકામા સારી થઈ જશે એમ ગણતરી કરવામા આવે છે ઇજિપ્તમા માઇલોના માઇલો સુધી નહેરોના પાણીથી વાવેતર કરવામા આવે છે અને દરેક ઠેકાણે રેલવેની સગવડ થઇ ચૂકી છે

ઇજિપ્ત અથવા મિસર એ નાઇલના પાણીથી સોનુ પેદા કરનાર નદનવન જ છે નાઇલ નદીનો પ્રવાહ સુગાડામા શરૂ થાય છે પણ સુગાડામા તેનો કશો ઉપયોગ થતો નથી—કશુ મૂલ્ય નથી, જ્યારે ઇજિપ્ત માટે તો નાઇલ નદી અમૃતદુગ્ધા કામધેનુ સમી થઇ પડેલી છે એ નાઇલના પાણીના પ્રતાપે ઇજિપ્તમા કરોડો રૂપિયાનુ રૂ અને અનાજ પેદા થાય છે તેમજ તેની નહેરો ઉપર સુદર વૃક્ષો અને રમણીય બગીચાઓની હારાવલિની સુદરતા આખો અને હૃદયને પણ આનદમા ગરકાવ કરી નાખે છે સુગાડાની કુદરત એથી પણ વધારે મનહર છે, પણ કમભાગ્યે ઇજિપ્ત જેવી તદુરસ્ત હવા સુગાડાના નસીબમા લખાયેલ નથી મિસરની પ્રજા તદુરસ્ત, ખૂબસૂરત અને બહુ સ્વચ્છતાથી રહેનારી છે સ્ત્રીઓ મો ઉપર જાળીનો પડદો બાધી માત્ર આખો ખુલ્લી રાખે છે અને સોનુ પુષ્કળ પહેરે છે

ઇજિપ્ત જોઇ પાછા સ્ટીમરમા ચડયા ત્રણ દિવસનો પ્રવાસ કરી નેપલ્સ બદરે પહોચ્યા નેપલ્સના સુદર દશ્યો અને વિસુવિયસ જ્વાળામુખી વગેરે સ્થળો જોયા

નેપલ્સમાં ખાસ જોવા લાયક વિસુવિયસ નામનો જ્વાળામુખી છે. આ જ્વાળામુખી દરિયાથી ચાર માઇલને અંતરે આવેલો છે અને પાંચ હજાર ફૂટ ઊંચો છે. તેની ઉપર ચડવા માટે તારના દોરડાંઓથી ઈલેકટ્રિક રેલવે બનાવેલી છે. તેમાં બેસીને જઇએ ત્યારે જાણે ઊંધે માથે ઉપર ચડતા હોઇએ એવો ભાસ થાય છે. આજથી બે હજાર વરસ પહેલાં આ પહાડ ફાટતાં તેમાં પોમ્પીઆઇ નામનું પ્રાચીન અને અતિ સમૃદ્ધ નગર દટાઇ ગયું હતું. આજે બસો વરસ થયાં પ્રાચીન પોમ્પીઆઇનું ખોદકામ ચાલે છે અને તેમાંથી અનેક પુરાતની વસ્તુઓ, પ્રતિમાઓ અને જર ઝવેરાત નીકળી આવે છે. એ બધું નેપલ્સમાં એક મોટા મ્યુઝિયમમાં લાવીને ગોઠવી રાખેલું છે. આ પ્રતિમાઓ પુરાતન શિલ્પકળાની ઉત્તમ કારીગરીના નમૂનાઓ છે. નેપલ્સમાં એક કહેવત પ્રચલિત છે કે, "See Naples and die", એટલે કે નેપલ્સ જુઓ ને પછી મૃત્યુ પામો તો પણ બીજું કશું જિંદગીમાં જોવાનું બાકી રહે નહિ. આ ઉપરથી એ શહેરની સુંદરતાનો ખયાલ આવી શકશે. ત્યાંથી રેલવે રસ્તે ઇટાલીના સુપ્રસિદ્ધ પાટનગર રોમમાં અમે જઇ પહોંચ્યા.

સ્થાપત્ય અને શિલ્પકળામાં રોમ આખા જગતનું મુગટમણિ છે. તેનું વર્ણન કરવા માટે તો કોઇ કવિની કલમ જોઇએ. દિવસોના દિવસો સુધી જોયા કરીએ તોય ધરાઇએ નહિ. માનવીમાં ભગવાને કેવી અજબ શક્તિ મૂકી છે તેનો ખયાલ રોમ જોતાં આવી શકે છે. રોમના એક પ્રાચીન અને પ્રખ્યાત ચિત્રકાર રફેલના ચિત્રની નકલ એક અમેરિકને પંચોતેર હજાર પાઉંડ આપીને ખરીદ કરેલી, કલા, કારીગરી અને સંગીતમાં રોમ જગતમાં સર્વશ્રેષ્ઠ ગણાય છે. જૂના કાળમાં ત્યાં ઘણા ચિત્રકારો થઈ ગયા. સો ફૂટ લાંબાં અને પચાસ ફૂટ પહોળા એવા ખાસ વણાવેલા કાપડ ઉપર મીણ ચડાવી તેની ઉપર ચિતારા ચિત્રો દોરતા બેથી દશ વર્ષે એક ચિત્રની પાછળ તેઓ આપતા. એ જમાનામાં દોરેલાં ચિત્રો આજે આઠસો વર્ષ થવા છતાં જેવાં ને તેવાં મોજૂદ છે. તેના રંગ લેશ પણ ઝાંખા પડયા નથી.

રોમનું પ્રખ્યાત 'એમ્ફી–થિયેટર ' અત્યારે તો ખંડેર અવસ્થામાં પડયું છે. તેમાં સાઠ હજાર માણસો સમાઇ શકે તેવી સગવડ છે. દર

મિનિટમાં આઠ હજાર માણસો દાખલ થઈ શકે અને એટલા જ સમયમાં બહાર નીકળી શકે એવી એની રચના છે એ જગ્યાએ જૂના સમયમાં જાનવરોની સાઠમારીઓ થતી અને રોમન લોકોની હાથી અને સિંહ સાથે કુસ્તીઓ. થતી.

ઇટાલિ વીરપૂજાનુ ધામ છે. કોઇ માણસે દેશ કે ધર્મને માટે બલિદાન આપ્યુ હોય તો તેની યાદગીરી કાયમ કરવા તેનાં મોટાં આરસનાં બાવલાં જાહેર રસ્તાઓ ઉપર મૂકવામાં આવતા. આવા વીર પુરુષોનાં બાવલાં રોમમા જ્યાત્યા નજરે પડે છે. એની કારીગરી એટલી ઉમદા અને આબેહુબ છે કે જાણે સજીવ મનુષ્ય સામે ખડો હોય તેવો ભાસ થાય છે

આ જોઇને ભારત વર્ષની વીરપૂજાનો મને વિચાર આવ્યો. આપણે ત્યાં અગાઉના જમાનામાં ગામડેગામડે વીર નરોના પાળિયા અને સતી સ્ત્રીઓની ખાંભીઓ હતી.

રોમનું 'સેંટ પિટર'નું દેવાલય એ એક ભવ્ય ઇમારત છે. દેવળ ૨૪૦ ફૂટ લાંબુ, ૧૮૦ ફૂટ પહોળું અને ૯૦ ફૂટ ઊંચું છે. તેમાં અખૂટ સમૃદ્ધિ ભરેલી છે. તેના ઘૂમટમાં સીલિંગ જડેલી છે. તેમાં સ્વર્ગ અને નરકના દેખાવો કોતરેલા છે. આ દેવળમા ઇસુ ખ્રિસ્તના પટ્ટશિષ્ય સેંટ પિટરની સાડાસાત ફૂટની ઊંચાઇની પોલાદની પ્રતિમા મુકેલી છે

અહીં આવતા યાત્રિકો આ મૂર્તિના જમણા પગે ચરણસ્પર્શ કરી પોતાની આખોએ લગાડે છે અને ચૂમી કરે છે. આ પ્રકારના ચરણસ્પર્શથી આ મૂર્તિના પગનો અંગૂઠો ઘસાઇ ગયો છે. આવી પોલાદની મૂર્તિનો આટલો ઘસારો જોતા કેટલા બધા માણસોએ હસ્તસ્પર્શ કર્યો હશે તેની કલ્પના થઇ શકતી નથી. આ ભવ્ય દેવાલયના ઓરડાઓ તો કેવળ સંગ્રહસ્થાન જ છે, જેમની કિંમત ગણીએ તો અબજો પાઉંડ થાય અને તેના સૌંદર્યની તો વાત જ શી કરવી! દેવળમાં પ્રવેશ કરતાની સાથે જ એવું એક શાંત અને પવિત્ર વાતાવરણ છવાયેલું લાગે છે કે હૃદયમાં ભવ્યતા અને શાંતિના ભાવ ગુંજી ઊઠે છે. આખા દેવળમા આરસપહાણ સિવાય બીજો પથ્થર વપરાયો નથી, આરસપહાણનાં અનેક પૂતળાઓ પણ અહીં ગોઠવવામા આવ્યા છે. ત્યા બીજા એક સેંટ પૉલના દેવળમાં

આરસનો એક ૭૫ ફૂટ ઊંચો સ્તંભ છે, જે એક જ પથ્થરમાંથી કંડારી કાઢયો છે આ દેવળનાં દર્શનાર્થે દર વર્ષે લાખો યાત્રાળુઓ આવે છે, તેને લીધે દેશની રેલવેઓ, સ્ટીમરો, હોટેલો અને વેપારરોજગારમાં પુષ્કળ કમાણી થાય છે. સરકાર તેમજ પ્રજાને ઘણો લાભ થાય છે.

આખા ઇટાલી દેશમાં પ્રજાની સગવડને માટે રાજ્ય તરફથી ભારે ખર્ચ કરવામાં આવે છે. તેમજ પરદેશોથી આવતા મુસાફરો માટે પણ કશી તકલીફ વેઠવી ન પડે ને માટે પુષ્કળ સાધનો રાખવામાં આવેલ છે. આખા દેશમાં બધે પાકા રસ્તાઓ છે. ગામેગામ વીજળીની બત્તીઓ અને ટ્રામગાડીઓ છે. શહેરોમાં લીલાકુંજાર બગીચાઓ અને તેમાં બેસવા માટે બાંકડાઓ ગોઠવેલ હોય છે અને અંદર કારીગરીના નમૂનારૂપ અનેક બાવલાંઓ ગોઠવેલાં છે, જેની સુંદરતા રાત્રીએ વીજળીની બત્તીઓની રોશનીમાં ઓર દીપી નીકળે છે. બગીચા અને રેસ્ટોરાંઓ પણ હોય છે. નિશાળો કૅાલેજો અને યુનિવર્સિટીઓનો સુમાર નથી. દેશનાં યુવક-યુવતીઓને લશ્કરી તાલીમ અપાય છે. તેમજ ગામડામાં પણ ખેડૂતોનાં બાળકોને ભણવાની સગવડ મળી શકે તે હેતુસર યોગ્ય અંતરે ખુલ્લી હવામાં નાનીનાની ટેકરીઓ પર શાળાઓનાં મકાન બાંધી સગવડ કરેલી હોય છે.

દેશની પ્રજા અતિશય મહેનતુ અને પોતાના કામમા મશગૂલ રહેનારી છે, સ્ત્રીઓ અને પુરુષો, નાનાં અને મોટાં સૌ કોઇ કામ કરે છે. કોઈ માણુસને મેં કામના સમયે ગપ્પા મારતા જોયા નથી. આપણા દેશના લોકો કરતાં અહીંનાં લોકો અનેકગણું કામ કરે છે અને વખતની એટલી બધી કિંમત સમજનારા છે કે ક્ષણ પણ નકામી ગુમાવતા નથી રસ્તે જતા લોકો પણ જાણે દોડતા હોય તેમ લાગે છે. એકબીજાની નિંદા કે કૂથલી કરવાનો લોકોને અવકાશ નથી. સ્ત્રીઓ અને નાની ઉમરની છોકરીઓ પણ બાઇસિકલ પર લાંબીલાંબી મુસાફરીઓ કરે છે. અને દિલમા કોઇનો ભય રાખતી નથી. ગમે તે કામ કરવાનું હોય, તેઓ ઓછામા ઓછા વખતમાં સારી રીતે થઇ શકે તેમ કરી નાખે છે.

ઇટાલી દેશની વસતિ સાડાચાર કરોડ માણુસોની છે. દેશમાં મુખ્ય વેપાર રેયાન સિલ્ક, ગંધક, આરસપહાણુ, ગરમ કાપડ ને વીજળીના સામાનનો છે. આખા યુરોપમાં કૉફીની વપરાશ ખૂબ છૂટથી થાય છે.

આ સિવાય દેશમાં ચામડાંનાં તેલનાં ને કાચનાં કારખાનાં અને ઊન તથા સૂતરના કાપડની મિલો પણ છે અને 'આર્ટિફીશિયલ' (બનાવટી) રેશમનાં કારખાનાંઓ પણ છે આ ઉપરાંત ઘઉંના આટામાંથી જેમ આપણે સેવ બનાવીએ છીએ તેવી જાતની ખાવાની અનેક વસ્તુ બનાવવાના પણ કારખાનાંઓ છે. આ બધાં કારખાનાંઓ વીજળીબળથી ચાલે છે અને વીજળીબળ પાણીના પ્રવાહમાંથી મેળવવામાં આવતું હોઇને સસ્તુ પડે છે દેશમા આરસપહાણ અને ગંધક એ બે ખનિજોની પુષ્કળ પેદાશ છે અને દુનિયાભરમાં તેનો ગંધક સસ્તે ભાવે વેચાય છે.

યુરોપ પાસેથી હિંદુસ્તાને જેમ ઘણું શીખવાનું છે. તેમ યુરોપિયન સંસ્કૃતિમાં પેસી ગયેલ કેટલીક અનિષ્ટ બાબતોથી દૂર રહેવાનું છે. હિંદુસ્તાનથી આવતા ઘણા યુવાન વયના માણસો યુરોપની સ્વતંત્રતાના રંગમાં રંગાઇ જઇ પોતાનાં મન અને ઇન્દ્રિયો ઉપરનો કાબૂ ખોઇ બેસે છે અને ખરાબ રસ્તે ચડી જવાય તેવાં લલચાવનારાં સાધનોને વશ થઈ પોતાનાં નાણુંની તેમ જ જિંદગીની ખરાબી કરે છે. 'ગામ હોય ત્યાં ઢેઢવાડો હોય જ ! એવી આપણામા એક કહેવત છે. તે પ્રમાણે પીળું એટલું જ સોનું નથી હોતું અને યુરોપમાં પણ પ્રજાજીવનની જેમ ઊજળી બાજુ છે, તેમ કાળી બાજુ પણ છે દૃષ્ટાંત તરીકે યુરોપમાં દારૂનો ઉપયોગ અતિશય છૂટથી થાય છે, નૈતિક ચારિત્રનાં બંધનો ઢીલાં હોવાથી નબળા મનનાં માણસોનું ચારિત્ર શિથિલ બનતા વાર લાગતી નથી, પરંતુ, ગુણગ્રાહી માણસે હંમેશા દરેક ઠેકાણેથી સારૂં દેખાય તે ગ્રહણ કરવું અને ખરાબ તત્ત્વોથી દૂર રહેવું જોઇએ લાલચની વસ્તુઓ ઘણી છે. અને યુરોપની પ્રજાની પ્રકૃતિ એવી છે કે હરકોઈ માર્ગે જીવનનો આનંદ મેળવી લેવો. તેથી ગરીબ કે તવંગર, વૃદ્ધ કે જુવાન, સૌ પોતપોતાને ફાવે તેમ આનંદ મેળવી લે છે. પછી માણસનું મન જેમ ઉન્નત તેમ એ આનંદ ઉચ્ચ કોટિનો અને મન હલકું તેમ એ આનંદ હલકા પ્રકારનો હોય છે.

આ દેશમા લોકોને ઘરડું દેખાવું ગમતું નથી. ખાસ કરીને સ્ત્રીઓને તો નહિ જ. કોઈને ઘરડું માણસ કહીએ તો અપમાન કર્યું કહેવાય અમારી સાથે મુસાફરીમા ગાડીમા કોઈની ઉંમર પુછાય નહિ કેટલીક વૃદ્ધ ઉંમરની સ્ત્રીઓ હતી તેઓ જુવાન દેખાવા માટે કલાકે કલાકે અરીસો કાઢી

માથાના બાળ ઓળે અને હોઠ પર લાલ રંગ લગાવે મોં ઉપર પાવડર-પફ વગેરે સામાનની એક નાનકડી બેગ તેઓ કાયમ સાથે જ રાખે છે અને માણસોના સમૂહની વચ્ચે પણ હોટેલમાં ખાણું ચાલુ હોય તેવે વખતે, એમ દરેક ઠેકાણે આ પ્રકારની સુંદરતા પ્રદર્શિત કરવાની ક્રિયા ચાલતી જ હોય છે પુરુષો અને સ્ત્રીઓને કપડાં પહેરવાનો અજબ શોખ હોય છે બિલકુલ મેલું કે હલકું કપડું સારા સમાજમાં ચાલે નહિ અને ગરીબ, તવંગર સૌ કપડાં પાછળ ભારે ખર્ચ કરે છે, અને એવા મૂલ્યવાન કપડાં પહેરે છે કે વસ્ત્રો ઉપરથી તો ગરીબ અને તવંગર માણસો કળી કાઢવા એ અશક્ય થઈ પડે

ઇટાલીના શહેરો તથા ગામડાઓમાં કલાકારીગરી, હુન્નરઉદ્યોગો, કુદરતી સૌંદર્ય જોતા તા ૪ થી જૂનના રોજ અમે સ્વિટ્ઝરલેંડના પાટનગર જીનીવામાં પહોંચ્યા

સ્વિટ્ઝરલેંડનું નૈસર્ગિક સૌંદર્ય જગતભરના દેશોમાં અપૂર્વ છે સ્વિટ્ઝરલેંડની કુદરતી રમણીયતા આપણા દેશમાં કાશ્મીર સાથે સરખાવવામાં આવે છે એક ફારસી કવિ કાશ્મીરને માટે કહી ગયો છે —

'અગર ફિરદોસ બર રુએ ઝમિનસ્ત
હમિનસ્તો, હમિનસ્તો હમિનસ્ત'

એટલે કે પૃથ્વી ઉપર જો ક્યાંય પણ સ્વર્ગ આવ્યું હોય તો તે અહીં છે, અહીં છે, બસ અહીં જ છે મેં કાશ્મીર જોયું છે, કાશ્મીર અતિશય રમણીય છે કાશ્મીરમાં પ્રકૃતિ માતાએ છૂટે હાથે સૌંદર્ય વેરેલું છે, પરંતુ સ્વિટ્ઝરલેંડમાં કુદરતી સૌંદર્ય સાથે કલા અને કારીગરીની મિલાવટ થયેલી છે

બરફના ઊંચા ઊંચા પહાડો પર રેલવેઓ કાઢવામાં આવી છે ૧૨ થી ૧૪ હજાર ફૂટની ઊંચાઈએ 'રોપ-રેલવે' દોડે છે આવી રેલવેની બાજુમાં ભોંયરામાં પાણીના મોટા ધોધ પડતા હોય છે તેમને ચાલતી ગાડીએ મુસાફરો જોઈ શકે તે માટે વિવિધ રંગની વીજળીની લાખો કેન્ડલની બત્તીઓ નાખવામાં આવી છે ઈજનેર-વિદ્યાનો આ એક ઉત્તમ નમૂનો છે

સ્વિટ્ઝરલેંડનો મુખ્ય ઉદ્યોગ કન્ડેન્સ્ડ મિલ્ક (જમાવેલ દૂધ) બનાવવાનો છે ત્યાં તેના સંખ્યાબંધ કારખાનાં છે ઇલેક્ટ્રીક મશીનરીની મોટી

નિકાસ કરે છે રેશમના કારખાના છે ખાસ મોટો ઉદ્યોગ ઘડિયાળો બના વવાનો છે સ્વિસ ઘડિયાળો દુનિયાભરમા વખણાય છે અને હોટેલોમા મેવા –સરભરા ઉત્તમ હોય છે ગાયોના પાલન અને ઉછેર માટે સ્વિટ્ઝરલેંડ અજોડ છે આપણા દેશમા સાધારણ માણસને ન મળી શકે એવા સુખ અને સગવડ ત્યા ગાયોને મળે છે અને તેની કાળજી રખાય છે ગાયોની ઓલાદ સુધારવા શાસ્રીય ઉપાય લેવાય છે ત્યાની સાધારણ ગાય સવારસાંજ મળીને એંશી રતલ દૂધ આપે છે અને એક ગાયની કિંમત ૨૦૦ પાઉંડ જેટલી અંકાય છે, જ્યારે આપણે હિન્દુઓ ગૌમાતાના પૂજકો હોવા છતા આ દેશમા ગાયોની કતલ થાય છે અને જે જીવે તે પણ મરવાની રાહ જોતી હોય તેવી નગળી અને કંગાલ દશામા!

આપણે ગૌબ્રાહ્મણપ્રતિપાળ કહેવાઇએ છીએ, ગૌરક્ષા માટે મોટી સભાઓ ભરીએ છીએ, ઠરાવો પસાર કરીએ છીએ, પરંતુ આપણે પોતે જ ગાયોને રિબાવી ગિબાવીને મારીએ છીએ ગામડામા કે શહેરમા ગાયો હાડપિંજર જેવી હાલતમા ગતદિવસ રખડતી હોય છે અને તેને બાંધવા માટે મકાન હોતુ નથી

ખરા ગૌબ્રાહ્મણપ્રતિપાળ તો યુરોપ અને બીજા દેશો છે કે જ્યા ગૌ એટલે ગાયોનું ખરૂં પાલન થઇ રહ્યુ છે અને બ્રાહ્મણ એટલે વિદ્યાનો ખરો પ્રચાર થઇ રહ્યો છે ત્યા ભેંસોનુ નામનિશાન નથી તે લોકોનુ માનવું છે કે ભેંસોનુ દૂધ ખાવાથી જડતા આવે છે તેમ માનવાને ઘણા સત્ય કારણો છે ગાયોનુ દૂધ તો પવિત્ર ગણાય જ છે, પણ ગોબર તથા ગૌમૂત્ર પણ પવિત્ર છે આપણે તો ગાયોનુ નહિ, તેના નામનુ જ પૂજન કરીએ છીએ, જ્યારે ખરૂં ગૌપૂજન તો યુરોપ અને બીજા દેશોની પ્રજા કરે છે યુરોપ, અમેરિકા અને આફ્રિકામા એક એક માલધારી પાસે ૫૦ હજારથી લાખ ગાયો હોય છે, તેના બે બે હજારના ગ્રુપ યાને જૂથ પાડીને ચરાવે છે લાખો એકર જમીન ગૌચર માટે રાખે છે ત્યા એક એક ગાય દરરોજનુ એક એક બંગાળી મણ દૂધ આપે છે એક ગાયની કિંમત ૧૦૦ થી ૨૦૦ પાઉંડ સુધી અને એક એક ખૂંટની હજાર પાઉંડ સુધી કિંમત હોય છે ઓસ્ટ્રેલિયાના ઘણખૂંટ વખણાય છે ત્યા ગાયોની માવજત પણ ખૂબ થાય છે અઠવાડિયામા બે દિવસ નવરાવે છે ને વાળ ઉપર બ્રશ ફેરવી સાફ રાખે છે તેને

દોહવા માટે રબ્બરના વેક્યુમ હોય છે તેથી ગાયોના આચળને જરા પણ અસર થતી નથી, જ્યારે આપણે ત્યા આચળ ખેચી ખેચીને તેની નસો પણ તોડી નાખીએ છીએ ત્યા દૂધ દોહવાનુ ચાલુ હોય ત્યારે રેડિયો સગીત ચાલતુ હોય છે અને શરીર પર બ્રશથી ખરેરા થતા હોય છે ગાયોના મકાનો પૂરતા હવાઉજાસવાળા અને સ્વચ્છ હોય છે જરા પણ ત્યા ગદકી થતી નથી ક છાણ મૂત્રની વાસ આવતી નથી, જરા પણ ગદકી થાય એટલે પાછળથી પાણી છોડીને તરત જ તે સાફ કરી નાખે છે તેના ખોરાક માટે કડબ, ઘાસ, ભુસો, ખોળ, મકાઈ વગેરેનો ભૂકો કરીને મિક્સચર એટલે તે બધુ ભેળુ કરી દે છે અને તેમા માપસર મીઠુ મેળવી તે તપાસી જુએ છે કે જેથી તે ગાયોને ગરમ ન લાગે કે તેના પેટમા કોઇ જાતનો રોગ થાય નહિ શિયાળા તથા ચોમાસા માટે તે મિક્સચરને સેળભેળ કરી બનાવી રાખી મૂકે છે અને જરૂર પડે ત્યારે ભૂકો કરીને ગાયોને આપે છે આપણે ત્યા કડબનો એમ ને એમ ઢગલો કરે છે કે જેથી ગાયોના અર્ધા દાતો વહેલા પડી જાય છે, મોઢુ છોલાઇ જાય છે અને ઘણુ નકામુ જાય છે તે લોકો તો જેવી રીતે મનુષ્યને ખોરાક આપવામા પૂરતુ ધ્યાન રાખે છે તેવી રીતે પશુઓને ખોરાક આપવામા પણ પૂરતુ ધ્યાન રાખે છે અને તેમાથી કરોડો રૂપિયાની પેદાશ કરે છે અમેરિકાની અદર એટલુ બધુ દૂધનુ ઉત્પાદન થાય છે કે મોટા જથ્થામા તે વધી પડે છે તેનો પાવડર બનાવીને કરોડો પાઉડ બીજા દેશોમા મફત મોકલે છે

ગૌ સવર્ધન બાબતમા આપણે સ્વિટ્ઝર્લેન્ડ જેવા દેશો પાસેથી ઘણુ શીખવાનુ છે

યુરોપના તમામ દેશોમા કેળવણી પાછળ કેટલુ નાણુ ખર્ચવામા આવે છે અને કેટલી જહેમત ઉઠાવવામા આવે છે તે વાચકોથી અજાણ્યુ નહિ હોય મ્યુનિચમા (જર્મનીમા) અમે એક ઉદ્યોગશાળા જોવા ગયા હતા તેમા પાત્રીસસો વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે તે શાળાના મકાન પાછળ દશ લાખ પાઉડ ખર્ચ કરવામા આવ્યુ છે એવી તો બીજી ઘણીએ શાળાઓ ત્યા છે મ્યુનિચની વસતિ આઠ લાખની છે શહેર ઘણુ સુદર છે ત્યાનુ મ્યુઝિયમ જોવા લાયક છે તેમા ઇસ્વીસનની તેરમી સદીથી માડીને આજ દિન સુધીની અગણિત વસ્તુઓ સગ્રહેલી છે તેની પાછળ અઢળક ધન ખર્ચ્યુ છે

અહીંની પ્રજાઓમાં વિનય, વિવેક અને સભ્યતા ખૂબ છે. તેમાં ખાસ કરીને અહીંની પોલીસની સભ્યતાની તો પ્રશંસા કર્યા વગર ચાલે તેમ નથી. યુરોપના દેશોની પોલીસ એટલે પ્રજાના સાચા સેવકો. પોલીસખાતાનો નોકર એટલે પ્રૌઢ, અનુભવી અને પરોપકારી માર્ગદર્શક. સ્થળેસ્થળની માહિતી આપણને તે પોલીસ આપી શકે ટ્રામમાં, ટ્રેનોમાં, ગિરદીમાં રાહદારીઓની અને મુસાફરોની બરાબર કાળજી રાખે અને પોતાના સ્વજનોની માફક તેમનુ જતન કરે. કંઇ ભૂલ કે ગેરસમજૂતી થઇ હોય તો અતિ નમ્ર શબ્દોમાં માફી માગે અને અત્યંત મીઠાશથી વાત કરે આખી પ્રજાની સંસ્કૃતિ એટલી ઊંચી છે કે અન્યની અગવડનો વિચાર પોતે પહેલો કરે અને જાતે તકલીફ વેઠીને પણ અન્યને સગવડ કરી આપે. જબાન અતિશય મીઠી 'થેંક યુ' અને 'બેગ યોર પારડન' એ શબ્દો તો એમની જીભ ઉપર નિરંતર રમતા જ હોય રાહદારીઓ કાયદા ભંગ કરે તો યુરોપની પોલીસ એટલી સખત હોય છે કે એને જીવવું ભારે થાય. એટલો કાયદાનો ભય એ દેશો રાખે છે.

બીજી એક અજબ વસ્તુ ત્યા જોવા મળી. આકાશના ગ્રહો વગેરેની સમજણ પાડનારું સ્થાન (વિશ્વદર્શનગૃહ–પ્લનેટોરિયમ) જોયુ. આ મકાન ઉપર એક ઘુંમટ છે. જોવા આવનાર સૌ અંદર દાખલ થાય એટલે અંદર બધે અંધારું થઇ જાય. પછી વિશાળ ગગનમા જેટલા તારાઓ ચમકે છે તેટલા બધાએ ઘુમટ રૂપી આકાશમા દેખાય અને ગ્રહો કઇ ગતિએ ચાલે છે તે પ્રત્યક્ષ બતાવવામા આવે અહીં ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ વગેરે દેખાડવામાં આવે છે. જૂના વખતમાં એવી માન્યતા હતી કે પૃથ્વી સ્થિર છે અને સૂર્ય તેની આસપાસ ફરે છે. પરંતુ ખરી શોધ એમ થયેલી છે કે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે આ સિદ્ધાત પ્રમાણે પૃથ્વી, સૂર્ય ચંદ્ર અને ગ્રહોનાં પરિભ્રમણ કેવી રીતે થાય છે તે બધુ બતાવવામાં આવે છે. તે વખતે ખરેખર પ્રકાશમાન સૂર્ય, ચંદ્ર પૃથ્વી વગેરે આપણી નજીકમા ફરી રહ્યા હોય તેમ આપણે જોઇ શકીએ છીએ આ સાથે બધા ગ્રહોની સમજણ પણ જર્મન ભાષામા અપાતી જાય છે આ ઉપરાત મ્યુઝિયમમા ચિત્રો, ફોટોગ્રાફો અને બીજી વસ્તુઓનો ગંજાવર સંગ્રહ રાખેલો છે

મ્યુઝિયમ જોયા બાદ અમે બાવેરિયાના રાજાનો મહેલ જોવા ગયા, એ મહેલમા ૪૯૦ ઓરડા છે અને તેમા કીંમતી ઊંચી કારીગરીનું ફર્નિચર છે

મ્યુનિચ છોડી જર્મનીના પાટનગર બર્લિનમાં આવ્યા. બર્લિન ચાલીશ લાખ માણુસોની વસતિવાળું મોટું ધીકતું શહેર છે. જર્મની હુન્નર અને ઉદ્યોગ-પ્રધાન દેશ છે. તેના ગામોગામમાં કોઇ ને કોઇ વસ્તુ બનાવવાનાં કારખાનાંઓ આવેલાં છે. તેમાં એશનમાં આવેલું ક્રૂપનું કારખાનું જગવિખ્યાત .છે. આ કારખાનામાં સાયન્સ અને એન્જિનિયરિંગ વિદ્યાની છેલ્લામાં છેલ્લી શોધોનો લાભ લઇ ધૂળમાંથી પણ સોનું બનાવવા સુધીનું કામ ચાલે છે એમ કહીએ તોપણ ચાલે. અમે ક્રૂપની મશીનરીના મોટા ગ્રાહક રહ્યા, એટલે ક્રૂપના કારખાનાના અધિકારીઓએ અમારે માટે મોટર વગેરેની સારી સગવડ કરી રાખી હતી અને તેમના આસિસ્ટન્ટ મૅનેજર અમને સાથે ફરીને કારખાના અને બીજું જે કાંઇ જોવા લાયક હતું તે બતાવવા આવ્યા. ક્રૂપના કારખાનાની સ્થાપના ૧૮૧૧માં થયેલી છે. તેમાં અત્યારે પચાશી હજાર માણુસો કામ કરે છે અને તેમને પગારના બે કરોડ શિલિંગ દર મહિને બે વખત ચુકવાય છે, તે ઉપરથી તે રાક્ષસી કારખાનું કેટલું ગંજાવર હશે તેનો ખયાલ વાંચનારને આવી શકશે. એક તરફથી કાચું લોઢું અને કોલસો કારખાનામાં દાખલ થાય અને બીજી તરફથી તૈયાર સંચાકામ, સ્ટીમરો અને રેલવેઓમાં ચડતું જાય ત્યાં સુધી બધું કામ પરમ વ્યવસ્થાપૂર્વક ચાલે છે. વળી કોઇ પણ વસ્તુ નકામી ન જવા દેવી એ આ કારખાનાની ખાસ ખૂબી છે તે એટલે સુધી કે ચીમનીમાંથી નીકળતા ધુમાડામાંથી ગૅસ બનાવી તે ગૅસ કામમાં લેવાય છે. કોલસાની રાખમાંથી પણ ટાર કાઢીને તેમાંથી અનેક જાતના રંગો બનાવવામાં આવે છે.

એની ક્રૂપની ચાર ફૅક્ટરીઓ જુદેજુદે ઠેકાણે આવેલી છે બર્લિનમાં કારખાનાને લગતી સાયન્સ અને એન્જીનિયરિંગની નિશાળો છે. તેવી એક એક નિશાળમાં મજૂરોનાં બાળકોને વીશ વીશ હજારની સંખ્યામાં શિક્ષણ અપાઇ રહ્યું છે આ સિવાય બર્લિનના વીજળીના કારખાનામાં પણ એંશી હજાર માણુસો કામ કરે છે જર્મની અને તેના પાટનગર બર્લિનનું વર્ણન કરીએ તો એક પુસ્તક ભરાય. કલા, સૌંદર્ય અને કારીગરીમાં ઇટાલી આગળ છે, તેમ જર્મની વિજ્ઞાન બાબતમાં અગ્રસ્થાન ધરાવે છે. જર્મનીમાં હુન્નર-ઉદ્યોગ અપાર છે, તેથી દેશનાં તમામ સ્ત્રી પુરુષોને રોજી રોટી મળી રહે છે. છેલ્લા મહાયુદ્ધ પછી જર્મની થોડું નિસ્તેજ બન્યું છે.

જર્મનીની પ્રજા મજબૂત, મહેનતુ અને ઘણી ઉદ્યોગી છે. આ દેશની હજારો અને લાખો સ્ત્રીઓ પણ સવારમાં બાઇસિકલો ઉપર કામે નીકળી પડે છે અને હોટેલોમા, કારખાનાંઓમાં અને દુકાનો ઉપર કામ કરતી નજરે પડે છે. તેમના શરીરનો બરફ જેવો ઊજળો રંગ, કસાયલા મજબૂત હાથ અને પગ, મોટી આંખો અને મરદાનગીભર્યો પોષાક જોઇને જરૂર એમ લાગે કે આ તેજસ્વી અને વીર્યવાન પ્રજા લડાઇ ભલે હારી બેઠી પણ હિમ્મત તો નથી જ હારી જર્મન પ્રજાનાં વીરત્વ, બુદ્ધિ, શક્તિ, અને હુન્નરઉદ્યોગમાં મુદ્દલ ક્ષતિ થઇ નથી. હેવી મશિનરી, રેશમ, કાપડ, ચીની કામ, કારપેટ, સંચાકામ વગેરેનાં અનેક કારખાનાઓ; ગામોગામ નિશાળો, કોલેજો, યુનિવર્સિટીઓ અને પ્રયોગશાળાઓ; પોતાના દેશનો ઉદ્ધાર અને ઉન્નતિ કેમ થાય તેની ખરા જીગરની ભાવનાથી કામ કરનાર બલવાન અને મહેનતુ પ્રજા : આ બધું જોતા હજી જર્મનીનું ઓજસ ખૂબ પ્રજ્વલિત દેખાય છે આ દેશમા કુરાનના કે વેદના ઝઘડા નથી, પ્રજા કર્મને જ પોતાનો ધર્મ સમજનારી છે. દરેક મનુષ્ય મહેનત કરવામાં અને પરિણામે પોતાના મનને પ્રસન્ન રાખવામાં જ જિંદગીનો હેતુ સમજે છે પોતાના દેશને સુખી કરવા સારૂ અને સુખી થવા સારૂ બનતી મહેનત અને બુદ્ધિબળનો દરેક પ્રજાજન ઉપયોગ કરી રહ્યો છે, એકતા અને સંપનો તો જર્મનીની સાત કરોડની વસતી એક સુંદર નમૂનો છે

જર્મનીથી હોલાન્ડ અને બેલ્જિયમ થઇ અમે ઈંગ્લાડ પહોચ્યા. હોલાન્ડના ઉદ્યોગોમા કાપડની મિલો એ મુખ્ય ઉદ્યોગ છે. હોલાન્ડનુ મુખ્ય શહેર એમસ્ટર્ડામ દરિયાની સપાટીથી ૧૪ ફૂટ નીચું છે એટલે દરિયાના પાણીથી શહેરનું રક્ષણ કરવા માટે આખો કિનારો સિમેન્ટ–કૉંક્રિટથી બાંધી લઇને પછી શહેર વસાવ્યું છે શહેરમાં ચોતરફ નહેરની જાણે જાળ બંધાઇ ગઈ છે અને તેની આરપાર જવા માટે ચારસો જેટલા તો પુલો છે હોલાન્ડ ઘણો શ્રીમંત દેશ છે અને રહેવા માટે યુરોપમા સૌથી મોઘામા મોઘો દેશ છે

બેલ્જિયમ કાચના કારખાના માટે જાણીતું છે. અરીસાઓ વગેરે કાચની વસ્તુઓ ત્યા ઢગલાબંધ થાય છે અને આખી દુનિયાને તે પૂરી પાડે છે રહેણીકરણીમા બધા કરતા સસ્તું છે

ફ્રાંસનું પાટનગર પારીસ પાત્રીસ લાખનું વસતીવાળું એક રોનકદાર શહેર છે. પારીસમાં આનંદ અને મોજમજાના એટલાં બધાં સાધનો છે કે તેના વર્ણન માટે કોઇ કમાયેલી કલમ જોઇએ. પ્રાચીન અને અર્વાચીન કલાના હજારો મનમોહક મકાનો, નાટક ઑપેરા અને સિનેમાના સેંકડો આલીશાન થીએટરો છે. આ સિવાય આરમપહાણની કલાના મ્યુઝિયમો, દેવાલયો, ઊંચાઊંચા મિનારાઓ, મનોહર હોટેલો, વીરનરોના બાવલાથી શોભતા સુદર મજાના રસ્તાઓ, ફળફૂલથી લચી પડતી હજારો વૃક્ષવેલીઓ, બાગબગીચાઓ અને હરવાફરવાના રમણીય સ્થળો એ બધું પારીસ આવનારના મનને મોહિત કરે છે. ખ્રિસ્તી ધર્મનું પ્રખ્યાત મંદિર 'નોત્રદામ,' અનેક રોમાંચકારી કથાઓથી ભરપૂર 'બાસ્ટીલનો કિલ્લો' અને જગતની સાત અજાયબીમાંની એક અજાયબી 'એફિલ ટાવર' એ પારીસમાં આવેલ છે. જગતભરમાં ઊંચામાં ઊંચો આ ટાવર ૯૮૩ ફૂટ ઊંચો છે. ચોવીશ કલાક જીવતી જાગતી નગરીમાં વિલાસી જનો માટે દિવસ એ રાત અને રાત એ દિવસ છે. આખા યુરોપભરની ખૂબસૂરત રમણીઓનું પારીસ કેન્દ્રસ્થાન છે અને ઇન્દ્રિયોના યથેચ્છ વિલાસના પરિણામે નર્કનું દુઃખ વહોરવું હોય તો તે પણ પારીસમાં બની શકે છે. પારીસની પ્રજાનો વિલાસ હદ ઓળંગી ગયેલ છે.

પારીસથી મારા આંતરડાની સારવાર માટે હું ફરી જર્મની ગયો. આ વખતની સફરમાં ઝેકોસ્લોવેકિયા, ઑસ્ટ્રિયા અને હંગેરીની મુલાકાત લીધી. આ સિવાય ડેન્માર્ક, નોર્વે, સ્વીડન અને પોલાન્ડની સફર હું કરી આવ્યો હતો. આ બધા દેશો ઉદ્યમી અને મહેનતુ છે.

ડેન્માર્કમાં યુરોપના બીજા બધા દેશો કરતાં શિક્ષણનું પ્રમાણ વધારે લાગ્યું. અમે ડેન્માર્કના ગામડાઓમાં બે દિવસ ફર્યા. ત્યાં મોટી ઉંમરના સ્ત્રી પુરુષોની શાળાઓ જોઈ. તેમાં અપાતું પ્રૌઢશિક્ષણ જીવનના દરેક ક્ષેત્રમાં ઉપયોગી નીવડે એવું હતું. આપણે જેને લોકશાળાઓ કહીએ છીએ તેવી મોટેરાઓની શાળાઓ ડેન્માર્કમાં ઠેરઠેર ચાલે છે. તેમાં એમને સાચા નાગરિકોની ફરજો શીખવવામાં આવે છે. લોકશાહી રાજ્યમાં સ્વતંત્ર નાગરિકનું જીવન કેવું હોવું જોઇએ તેની તાલીમ અપાય છે. જેમની પાસે જેની આવડત હોય તે

ાને શીખવે છે કલાકારીગરી, ભાષા, ગણિત વગેરે ભણતો આ
। ત્યા શીખવાય છે

ડેન્માર્કમા મફ્ત શિક્ષણ મળે છે. ભણતર સાદુ અને સસ્તુ છે.
જોઇને મને આપણી જૂની શાળાઓ યાદ આવી હું ગામઠી શાળામા
ર ચોપડી ભણ્યો છું ચાર વર્ષમા શિક્ષણ પાછળ માત્ર ૬ રૂા૰ કુલ
ર્ચ આવ્યું હતું ૧ આનો ચોપડી અને એક આનો લખવાની પેન
ોરે પરચૂરણ માસિક બે આના, વરસે દોઢ રૂપિયો, ચાર વરસે ૬
પયા થયા. આપણો દેશ બીજા દેશોના પ્રમાણમા ઘણો ગરીબ હોવા
તાં શિક્ષણખર્ચનો બોજો ઘણો વધારે છે કેળવણીકારો, રાજ્યકર્તાઓ
ને સમાજના આગેવાનોએ આ વસ્તુનો વિચાર કરવાની જરૂર છે.

સ્વીડનમા મેં દીવાસળીના કારખાના અને દરિયાની છીપોમાથી
મકડા બટન, ક્રેમો વગેરે વસ્તુ બનાવવાના સ્થળો પણ જોયા, આ
વાસને દશ દિવસમા પૂરો કરી હું પોલાન્ડ જવા માટે ડેન્ઝિગ બંદરે
તર્યો વિસ્ટુલા નદીને કિનારે આવેલું પુરાતન ઐતિહાસિક નગર
ાર્યા ખૂબજ સુંદર છે અગિયાર દરવાજાવાળુ કિલ્લેબંધી શહેર પોલાન્ડને
ાભાવી રહ્યું છે પોલાન્ડ, નોર્વે અને સ્વીડનની પ્રજા મને જર્મનીની
જા કરતા વધારે મજબૂત અને ખંતીલી માલૂમ પડી.

યુરોપના કેટલાક દેશોમા કોલસો બિલકુલ થતો નથી, તેથી
ીના વહેના પાણીને કાબૂમા લઇને તેમાથી વીજળીક બળ મેળવી
લવેઓ વગેરે ચલાવવામા આવે છે યુરોપનુ કોઇ પણ મોટું શહેર
દીથી દૂર બાધવામા આવ્યુ નથી, તે કારણે પાણીની અને નદીના
વાહી બળની સગવડ ખૂબ મળી શકે છે ઇટાલી, સ્વિટ્ઝરલેંડ,
પેન, ઝેકોસ્લોવાકિયા વગેરે દેશોમા કોલસો અને લોઢુ ઓછુ નીપજે
છે તેઓ તે માલ માટે પાડોશી રાજ્યો પાસેથી ખરીદી કરે છે, પણ
લવે ચલાવવામા સ્વીડન, નોર્વે, પોલાડ, અને સ્વિટ્ઝરલેંડને
બિલકુલ કોલસાની જરૂર પડતી નથી કારણકે ત્યાના પહાડોમાથી
વહેતા અનેક ઝરણાઓમાથી ટરબાઇન ગોઠવીને તેના બળથી રેલવેઓ
ચલાવવામા આવે છે

પોલાન્ડથી અમે બર્લિન પાછા ફર્યા ત્યારે તે વખતે લીપઝીકમા
રંગના કારખાનાઓ જોયા જર્મની રંગકામ માટે જગમશહૂર છે એ

પ્રજા કોલસાના કચરામાથી પણ સુદર રગો બનાવવાની કલા જાણે છે રગોના કારખાનામા બધા મળીને ૩૫ લાખ માણસો કામ કરે છે અહીં દરેક કારખાનામા મજૂરના કામ પર ચડવાનો અને ઉતર્યાનો રિપોર્ટ યત્રવ્યવસ્થાથી મજૂરની ટિકિટ પર છપાય છે દર અઠવાડિયે સૌને પગાર ચૂકવવામા આવે છે આ યાત્રિક યોજનાથી બે કલાકમા જ સૌને પગાર ચૂકતે થઇ શકે છે અને આથી સમયનો, પૈસાનો અને મહેનતનો પુષ્કળ બચાવ થાય છે

યુરોપના આટલા દેશોનુ દર્શન કરી બર્લિનથી લડન સુધીનો આઠ કલાકનો હવાઇ પ્રવાસ કરીને સાજના સાત વાગ્યે હુ લડન આવી પહોચ્યો

ઇગ્લડની આ મારી બીજી વારની મુસાફરી હતી જે ઉન્નત ગુણો વડે અગ્રેજ પ્રજા મહાન સ્થાને પહોચી છે તે ગુણો અને તે પ્રજાની સમૃદ્ધિ જોવાની મારી જે ઉમેદ હતી તે બર આવી ત પ્રજા સ્વદેશાભિમાન, નિશ્ચયબળ, શિસ્ત, સહનશીલતા અને વિવેકથી ભરેલી છે આવા અનેક ગુણોવાળી પ્રજા છે ત્યાની આબોહવા અને લોકસુખાકારી સારી છે ઠડા પ્રદેશોમા બીમારીના જીવજતુઓ બહુ પેદા થતા નથી, એટલે ચેપી રોગોનુ પ્રમાણ બહુ જ નજીવુ છે ઉપરાત પ્રજા આરોગ્યના નિયમોને સમજનારી અને તે અનુસાર ચાલનારી છે

હવે યુરોપની ધધાદારીઓની જાહેરખબર આપવાની અવનવી પદ્ધતિઓ વિષે એક વાત નોધી લઉ અહીંના દેશોમા પોતાના ધધાની જાહેરખબરો આપી લોકોના મન આકર્ષિત કરવાનો પણ એક જાતો ધધો જ થઇ પડ્યો છે અને જાહેરખબર પાછળ લોકો લાખો પાઉડનો ખર્ચ કરે છે હું એક નવી જાહેરખબર આપવાની રીત જોઇ બહુ ખુશ થયો હતો એક નાનુ એરોપ્લેન હવામા એક માઇલ જેટલે ઊચે જ્યા પાતળી હવા હોય ત્યા ચડી જાય અને અદર જેમનો ધુમાડો ભારી રાખે અને તે ધુમાડા વડે હવામા ફરતું ફરતુ પ્રકાશમાન અક્ષરો પાડતું જાય આ અક્ષરોમા જે જાહેરખબર આપવાની હોય તેનુ લખાણ આવી જાય લગભગ એક કલાક સુધી આ અક્ષરો આખું ગામ વાચી શકે તેવી રીતે હવામા દેખાયા કરે અને પછી જેમ વાદળા છુટા પડે છે તેવી રીતે તે અક્ષરો એક પછી એક છૂટા પડતા જાય

આખા યુરોપમાં ઇંગ્લાંડની રાજધાની લંડન સૌથી મોટું અને ગીચ વસતીવાળું નગર છે લંડનની વસતી કુલ ૮૦ થી ૯૫ લાખની છે. અનાજની ઢગલી પર કીડીઓ ઊભરાય તેવી રીતે લંડનના રસ્તાઓમાં આખો વખત અપાર માનવીઓની આવજા રહ્યા કરે છે. રસ્તે એક માઇલ ચાલીને જવું હોય તો અર્ધો કલાક લાગે, જ્યારે મોટરમાં બેસીને એક માઇલ કાપતાં એક કલાક લાગે. લંડનના ભરવસતીવાળા લત્તાઓ પર ચાલી જતી સંખ્યાબંધ મોટરો, ગાડીઓ, ટ્રેઇનો અને સાઇકલો વગેરે વાહનવ્યવહાર ત્યાંની પોલીસ જે કુશળતાથી ચલાવે છે તે જોતાં છક થઈ જવાય છે. જોકે આપણા દેશની સરખામણીમાં યુરોપના બધા દેશના પોલીસનું વર્તન માયાળુ અને નમ્રતાથી ભરેલું હોય છે; પણ લંડનની પોલીસ એટલે યુરોપના બધા દેશોમાં અગ્રસ્થાન ધરાવનારી પોલીસ. પોલીસના માણસોનાં કદાવર શરીર અને માન ઉપજાવે તેવી આકૃતિ ઉપરાંત તેમને શહેરના એક એક રસ્તાની અને ગલીકૂંચીની તથા મકાનની પૂરેપૂરી માહિતી હોય છે. પૂછનારને, મુદ્દલ કંટાળો કે ગુસ્સો બતાવ્યા વગર, તેઓ અતિ નમ્રતા અને શાંતિથી હસતે મોઢે બધી માહિતી આપે છે. પોલીસ ફક્ત હાથ ઊંચો કરે એટલે ખુદ શહેનશાહની મોટરકાર પણ એક ઇંચ ખસી શકે નહિ.

લંડનમાં અનેક અજાયબીઓ જોવા જેવી છે. તેમાં પ્રથમ તો ટયૂબ રેલવે છે. જમીન પરના ટ્રાફિકને આડી ન આવે તે ખાતર ખાસ કુશળ કારીગરોએ—ઇજનેરોએ–બુદ્ધિ દોડાવી આ રેલવેને જમીનની નીચે ભોંયરાંઓમાં બાંધેલી છે. તેનો એકંદર વિસ્તાર આશરે ૩૦૦ માઇલ જેટલો છે. શહેરમાં એક જગ્યાએથી બીજી જગ્યાએ જવા માટે લાખો માણસો હંમેશા આ રેલવેનો ઉપયોગ કરે છે. અરધા અરધા માઈલે સ્ટેશનો રાખવામાં આવ્યાં છે. ચાલુ ટ્રેઇને ભોંયરામાં મુસાફરોને સ્વચ્છ હવા મળી રહે તેવી રચના કરવામાં આવી છે. સ્ટેશનમા ઊતરનાર મુસાફરને આ ભોંયરામાંથી ઉપર રસ્તા પર જવા માટે એક સીડી રાખવામાં આવી છે, કે જેના પર ઊભા રહેતાં જ સીડી ફરતી ફરતી વગર મહેનતે મુસાફરને ઉપરના રસ્તા પર મૂકી દે. જમીન ઉપર ટેમ્સ જેવી વિશાળ નદી વહી જતી હોય અને તેમાં સ્ટીમરો ચાલતી હોય. તે નદીની નીચેથી આ ટયૂબ રેલવે દોડી જતી હોય એવી અદ્ભૂત બુદ્ધિથી કામ કરેલું છે. આ પ્રજાએ પોતાના મગજને એટલી તકલીફ

આપી છે કે જેથી કરી તેને હવે શરીરે બહુ જ ઓછી તકલીફ લેવાની રહે છે.

દુનિયાના બધા દેશોની જોવાલાયક તમામ વસ્તુઓના નમુનાઓથી ભરપૂર લંડનનું બ્રિટિશ મ્યુઝિયમ અને ૨૫ લાખ પુસ્તકોથી ભરેલી લાયબ્રેરી અમે જોઈ. 'બકિંગહામ પેલેસ' કે જેમાં શહેનશાહ રહે છે અને પાર્લામેન્ટનાં મકાનો, વેસ્ટમિન્સ્ટર એબી, ઇન્ડિયા ઑફિસનું મકાન વગેરે સ્થળોનું વર્ણન કરતા પાર આવે તેમ નથી અહીં એક ખૂબ તારીફને પાત્ર એવું 'મેડમ ટુસોંના એકઝિબિશન' ના નામથી ઓળખાતું મીણનાં પૂતળાંઓનું પ્રદર્શન છે. આ પુતળાંઓ એવાં તો આબેહૂબ છે કે પ્રથમ દૃષ્ટિએ તો ભલભલો જોનાર પણ ભૂલમાં પડે પ્રદર્શનમાં દાખલ થતાં સીડીની પાસે એક પોલીસનું પૂતળું મૂકેલું છે તેને ઘણા માણસો સજીવન પોલીસ સમજીને ઉપર જવાનો રસ્તો પૂછે છે અને પછી પોતાની ભૂલ સમજી હસી પડે છે બીજું પોલીસનુ પૂતળું સલામ કરીને ઊભેલું દેખાય છે, જેથી ઘણા માણસો તેને જવાબમા સામી સલામ કરે છે, પણ થોડે દૂર જતા તુરત પોતે કરેલી ભૂલની ખબર પડે છે.

લંડનમા પંદર દિવસ ગાળી અમે ડરબી ગયા. ડરબીમા મેસસ જ્યોર્જ ફ્લેચર ઍન્ડ કું નું ખાંડના કારખાના માટેની મશીનરી બનાવવાનુ જંગી કારખાનું છે. હુગાઝીની શુગર ફેક્ટરીની લગભગ ૨૦ લાખ રૂપિયાની તમામ મશીનરી અમે એ પેઢીમાથી ખરીદેલી છે.

મેસર્સ જ્યૉર્જ ફ્લેચરની મોટર અમને લેવા લંડન આવી હતી. તેમાં બેસી અમે લંડનથી ડરબી જતા હતા. રસ્તામા અમે ઘેટાનું ટોળું જોયું, તેમા ગોવાળ ન હતા માત્ર બે કૂતરા એ ટોળાને સાચવતા ઘેટા સડક પરથી પસાર થતાં હતા. અમારી મોટરને આવતી જોઇ એક કૂતરો દોડતો સામે આવ્યો અને અમારી મોટરની આડે ફર્યો. અમે મોટર સાઇડમાં લઇએ તો ભસતો ભસતો એ બાજુ આડો ફરે.

બીજો કૂતરો અમુક જાતનો અવાજ કરી ઘેટાંને ભેગાં કરે. આગળથી પાછળ જાય અને એ રીતે ઘેટાંને જલદી પસાર કરવા લાગ્યા. મોટરને રોકનાર કૂતરો વચ્ચે વચ્ચે પાછું વાળી જોતો જાય. જ્યારે બધા

ઘેટાં પસાર થઇ રહ્યાં ત્યારે એ ભસતો બંધ થયો અને બાજુ ઉપર ઊભો રહી ગયો જાણે કશું બન્યું જ નથી

કૂતરાની આ કુશળ કામગીરી જોઇ અમને ભારે નવાઇ લાગી.

મારી તબિયત સુધારવા હું વાઝી જર્મનીના સેનેટોરિયમમાં રહેતો હતો ત્યાં હમેશાં સવારમાં એક કૂતરાગાડી આવતી. તેમાં પાંઉની પેટી રાખેલી કૂતરાની ડોકમાં નાની ઘંટડી લટકાવેલી એ ઘંટડી વગાડે એટલે અમે બહાર નીકળી પેટીમાંથી પાંઉ લઇ લઇએ કૂતરો એ રીતે દરેકને પાંઉ પહોંચાડી દેતો.

કૂતરા જેવા વફાદાર અને અક્કલમંદ પ્રાણીનો યુરોપમાં આવો સરસ ઉપયોગ થાય છે, જ્યારે આપણે ત્યાં કૂતરા ભારરૂપ બન્યાં છે. હડકાયાં, રોગિષ્ઠ કૂતરાંની રંજાડ શહેરો અને ગામડાંમાં દિવસે દિવસે વધી રહી છે, તેનો ઉપાય કોઇને સૂઝતો નથી. તેને મારવાની વાતથી સૌ ભડકી ઊઠે છે, પણ કૂતરાનો ત્રાસ, તેને લીધે ફેલાતા રોગો, વગેરે વસ્તુ આપણે વિચારવી જોઇએ. ગળામાં પટ્ટો હોય તે જ કૂતરો જીવી શકે, એવો નિયમ યુરોપમાં છે. ત્યાં પટ્ટા વિનાનો કૂતરો નજરે ન પડે. આપણે ત્યાં પણ આમ થવાની જરૂર છે.

આપણા ઘણાખરા ભાઇઓ ઝેરી અને જીવલેણ સર્પોને મારતાં પણ અચકાય છે સર્પદંશથી દર વરસે ૩૦ હજાર માણસો આપણે ત્યાં મૃત્યુ પામે છે. લંડનના હેન્રી બ્રધર્સ લિ. વાળા મી મોરીસને અમને વાત કરેલી કે તમારા દેશમાંથી એક વાર સ્ટીમરમાં પેટીઓ આવેલી તેમાથી બે સર્પ નીકળેલા. કસ્ટમમાં નાસભાગ થયેલી ! જંગલી જાનવરો, રોઝ, વાંદરા, ભૂંડ, ડુક્કર, હરણ વગેરેનો ખેડૂતોને ખૂબ ત્રાસ હોય છે. તેમને હાંકી કાઢવા કે રંજાડ ઓછી કરે તેવા કડક ઉપાયો લેતાં આપણો જીવ ચાલતો નથી આમાં અહિંસા નથી, નિર્બળતા છે.

## ૨૯

# કૌટુંબિક આપત્તિ

વેપારના કામકાજમા અને જિંદગીના બીજા સાહસોમા કોઈપણ અણધારી પરિસ્થિતિ ઊભી થાય ત્યારે મનને સ્થિર રાખવુ મુશ્કેલીમાથી માર્ગ કાઢવો, એ પ્રમાણમા સહેલુ છે આપત્તિઓમા ધીરજ રાખવી એ ભારે કઠિન છે

વેપારના કામમાથી માથુ ઊંચકવાનો સમય ન હતો એવે વખતે કેટલીય કૌટુબિક આપત્તિઓ આવેલી મને ૧૯૨૭મા મારા પૂ પિતાશ્રીનો દેહાત થયો એ વખતે મોટા ભાઈ તેમની સેવામા હાજર હતા છેલ્લી ઘડીએ પિતાજીના દર્શનનો લાભ ન થયો તેનુ દુ ખ મનમા રહી ગયુ

મને ૧૯૩૧ મા મારા મોટા ભાઈનુ અવસાન થયુ આ સમાચારથી મને ભારે આઘાત લાગ્યો તરત કુટુબ સહિત દેશમા ગયો પૂ માતુશ્રી તથા ભાભી ઘણા દુ ખી હતા અમારા આખા કુટુબને આ દુ ખદ બનાવથી ભારે આઘાત લાગ્યો

મોટા ભાઈના સ્વર્ગગમનનુ દુ,ખ હળવુ નહોતુ થયુ એટલામા એ જ મહિનામા મારા કાકાના એકના એક પુત્ર, બાવીશ વર્ષના યુવાન, ભાઈ ઓધવજીનુ બ્લેક વૉટર–કાળા તાવ–થી આફ્રિકામા અવસાન થયુ જે કાકાએ મને યુગાન્ડા બતાવ્યુ, જેમણે મને સાથ આપી ભવિષ્યનો ઊજળો માર્ગ બતાવ્યો, તેમના આ પુત્રને મે મારી પાસે રાખેલા અભ્યાસ કરાવી લઈને ચડાવેલા તેમનુ આ રીતે અણધાર્યુ મૃત્યુ થતા ભારે આચકો લાગ્યો આવા ઉપરાઉપરી આઘાતોથી ચિત્તમા ક્ષોભ થયો, પણ ઈશ્વરની ઇચ્છાને આધીન બની ધીરજ રાખી

ઓછામા પૂરુ આ દુ ખના સમયમા મારા મોટા ભાઇના ચિ ગોપાળદાસ ગભીર માદગીમા સપડાયા આખુ કુટુબ તેમની સારવારમા રોકાઇ ગયુ મન ઉપર ચિંતાનો ભાર ખૂબ રહ્યો પ્રભુએ તેમને આયુષ્ય

આપ્યું: જીવલેણ માંદગીમાંથી તેઓ બેઠા થયા, એકબીજાના ઋણાનુબંધને લીધે જે કરજ હોય તે ચૂકવવું પડે છે

આ વખતે કૌટુંબિક કારણે લાંબો વખત દેશમાં રહેવાનું થયું. તે અરસામાં સને ૧૯૩૨માં મારા નાના પુત્ર ચિ મહેન્દ્રનો જન્મ પોરબંદરમાં થયો.

આફ્રિકાથી પત્રો આવતા હતા. ત્યાંનું કામકાજ ચાલતું હતું, છતાં મારી હાજરીની જરૂર હતી. મને ૧૯૩૩માં હું આફ્રિકા પહોંચ્યો.

શુગર ફેક્ટરીનું કામ હવે પાટે ચડી ગયું હતું. જીનેરીઓનાં કામકાજ રાબેતા મુજબ ચાલ્યા કરતાં હતાં એટલે એક નવું સાહસ ઉપાડયું. યુગાન્ડામાં નાઈલ નદીને કિનારે મર્ચીસન પૉર્ટ ઉપર કપાસનું કામ કરતી અમારી 'હોઇમાકૉટન કંપની' ચાલે છે. (ચાર જીનેરીઓ છે.) ત્યાં અમે સને ૧૯૩૪માં નવાણું વરસને પટે દશ હજાર એકર જમીન લીધી. તેમાં સાઇસલ (કેતકી) નું વાવેતર શરૂ કર્યું અને ત્યાં સને ૧૯૩૮માં સાઇસલ ફેક્ટરી શરૂ કરી ત્યારે એક ટન રેસાનો ત્રીશ પાઉંડ ભાવ હતો પાછળથી પંદર પાઉંડ થઇ ગયો. સત્તર અઢાર પાઉંડે ઘરમાં પડે એટલે ખોટ જાય. ધીમેધીમે એ ખોટ ઓછી થતી ગઈ.

એ દેશમાં યુરોપિયનો ચાનું વાવેતર કરતા. હિંદીઓને ચા વાવવાની છૂટ ન હતી. અમને આ વસ્તુ ખૂંચતી. આપણને ચાનું વાવેતર કરવાની છૂટ મળવી જ જોઇએ. આને માટે અમે લડત ઉપાડી. સરકાર સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. યુગાન્ડા સરકારે પ્રથમ ના પાડી. અમે આખો કેસ ઇંગ્લંડ સાંસ્થાનિક પ્રધાન પાસે રજૂ કર્યો. બે વરસ સુધી લડયા. આખરે અમને ચાનુ વાવેતર કરવાની સને ૧૯૩૪મા છૂટ મળી હિંદીઓના હક માટે આવી નાની-મોટી લડતો ત્યાં ડગલે ને પગલે લડવી પડતી હતી આજે પણ લડવું પડે છે.

લુગાઝીની બાજુમા અમે અગાઉ એક હજાર એકર જમીન લઇ રાખી હતી, તેમાં ચાનું વાવેતર શરૂ કર્યું. ચા વાવ્યા પછી પાંચ વરસે ચૂંટવા જેવી થાય. એ છોડ ૫૦ વર્ષ સુધી ચા આપ્યા કરે છે અત્યારે લગભગ એક હજાર એકરમા ચાનું વાવેતર છે. તેમાં ઉંચી જાતની દશ લાખ રતલ ચા પેદા થાય છે. બીજી એક હજાર એકર જમીન લઇને ચાનું વાવેતર વધારવાનું ચાલુ છે. ત્યા ચાની મોટી ફેક્ટરી નાખી છે, જેમા પાચ વર્ષ પછી વીશ લાખ રતલ ચા તૈયાર થશે.

આ રીતે ગ્રાઇસલ તથા ચાનું કામકાજ અમે શરૂ કર્યું. નવાં કામ શરૂ કરવામાં ઠીકઠીક મહેનત લેવી પડી. શુગર ફૅક્ટરીમાં પણ જાતે દેખરેખ રાખવી પડતી. ફૅક્ટરીમાં વધારે વખત રહેવાથી સ્ટીમની ગરમી લાગી. પરિણામે મને હરસનું દરદ થયું. કંપાલા હૉસ્પીટલના સર્જન ડૉ. સર આલ્બર્ટ કૂકને તબિયત બતાવી. તેમણે હરસનું ઑપરેશન કરાવવાની સલાહ આપી તેમની સલાહ અનુસાર હું કંપાલા હૉસ્પિટલમાં દાખલ થયો. એ હૉસ્પિટલમાં મેં સોળ પથારીઓવાળો પહેલો એક ઇંડિયન વૉર્ડ બંધાવી આપ્યો હતો તે વૉર્ડમાં મને રાખ્યો.

ઑપરેશન સફળ થયું, પરંતુ બાર દિવસ સુધી પેશાબ ન ઊતર્યો. ભારે પીડા ભોગવી. દાકતરોની કાળજીભરી સારવારથી વળતાં પાણી થયાં. મારી આ માંદગીના ખબર કોઈ પણ કુટુંબીઓને આપ્યા ન હતા. તેઓ પાસે હોય તો તેમને ઉપાધિ થાય. ચિંતા કર્યા કરે, એ મને ગમતું ન હતું.

મારા જીવનમાં કેટલીક ગંભીર માંદગીઓ આવી છે, પણ એ દુઃખમાં કોઇને ભાગીદાર બનાવવાનો વિચાર સરખો મને આવ્યો નથી. સહેજે કોઇ હાજર હોય તો ભલે. આ જગતમાં એકલા આવ્યા અને એકલા જવાનું છે, એ વસ્તુ આવી માંદગી વખતે ખાસ યાદ આવતી.

દાક્તરો, નર્સો, સાથીદારો મારી માંદગી વખતે ઊભાં સુકાતાં. તેમની પ્રેમાળ સારવાર હું કદી ભૂલ્યો નથી. કોઇ વાર અંત ઘડી પાસે લાગે ત્યારે પણ મનમાં ગભરામણ થતી નહિ. ઇશ્વરની ઇચ્છા હશે ત્યાં સુધી જીવશું, નહિતર ચાલ્યા જશું, આમ વિચાર કરી મન શાંત થતું. ગીતા, રામાયણ, ભાગવત એવાં ધાર્મિક પુસ્તકો વાંચતો અને પ્રભુસ્મરણ કરતો.

એક મહિના બાદ ચાલવાની શકિત આવી દાકતરે હવાફેર માટે બહાર જવાની સલાહ આપી, એ વખતે દક્ષિણ આફ્રિકામાં એક મોટું પ્રદર્શન ભરાવાનું હતું. પ્રદર્શનના સંચાલકોએ યુગાન્ડા સરકારને ખાસ આમંત્રણ મોકલેલું; તેથી સરકારના પ્રતિનિધિ તરીકે દક્ષિણ આફ્રિકા જવાનો વિચાર કર્યો.

દક્ષિણ આફ્રિકાનો રળિયામણો અને સમૃદ્ધ પ્રદેશ સૌને જોવા મળે માટે સહકુટુંબ જવાનું ઠરાવ્યું. મોંબાસાથી સ્ટીમરમાં અમે રવાના થયા. રસ્તામાં આનંદ કરતાં નિર્વિઘ્ને દક્ષિણ આફ્રિકાના ડર્બન બંદરે પહોંચ્યા.

૩૦

## દક્ષિણ આફ્રિકાની મુસાફરી

ડર્બન બંદરે ત્યાંના આગેવાન હિંદી વેપારીઓ અને સ્નેહીઓએ અમારું ઉમળકાભેર સ્વાગત કર્યું.

મારી બીજી સફરમાં ( સને ૧૯૦૪માં ) હું મુંબઈથી ઊપડયો ત્યારે દક્ષિણ આફ્રિકા જવા માટે નીકળ્યો હતો; પણ ભાગ્ય મને પૂર્વ આફ્રિકા લઇ ગયું. મારા મોટા ભાઇ અને ૧૯૦૫માં આવેલા ત્યારથી આ સુંદર, સમૃદ્ધ પ્રદેશ જોવાનુ અને ત્યા વસવાનુ મન હતું. એક પ્રવાસી તરીકે દક્ષિણ આફ્રિકા આવતા મને એ બધું યાદ આવ્યું અને એ ભૂમિ નજરે જોતા આનદ થયો

દક્ષિણ આફ્રિકામાં લગભગ સાડા ત્રણ લાખ હિંદીઓની વસતી છે. હિંદી વેપારીઓ પૈસેટકે ખૂબ સુખી છે; કરોડપતિઓ છે. ત્યા માસિક ચાલીસ પાઉંડથી ઓછો પગાર કોઈને નથી ફેરિયો પણ મહિને પચાસથી સો પોઉંડ પેદા કરે છે, પરંતુ ત્યા રંગભેદ બહુ છે હોટેલ, સિનેમા, પોસ્ટ, ટેલિગ્રાફ, બેંક, રેસ્ટોરા, ટ્રામ, રેલવે, દરેક સ્થળે કાળા પીળા, ઘઉંવર્ણા અને ગોરા વચ્ચેનો ભેદ છે શાળામા સાથે ભણી શકાય નહિ અહીં હરિજનોની હતી તેવી હાલત ત્યા આપણી છે.

પૂ મહાત્મા ગાધીજીએ હિંદીઓના હક માટે સત્યાગ્રહની લડત ચલાવેલી, તેથી હક મળ્યા હતા; પરંતુ પાછી પહેલાના જેવી સ્થિતિ થતી જાય છે

પૂ બાપુજીએ જ્યા વરસો સુધી તપશ્ચર્યા કરી તે ફિનિક્સ આશ્રમ જોવા અમે ગયા. યાત્રાળુની ભાવનાથી બધા સ્થળ જોયા એક દિવસ ત્યા રહ્યા. પૂ બાપુના પુત્ર શ્રી. મણિલાલભાઈ ગાધી ફિનિક્સમાં હતા તેમણે ખૂબ પ્રેમથી બધું બતાવ્યુ પ્રિટોરિયા અને જોહાનીસબર્ગ તેઓ સાથે આવ્યા. એ આખો પ્રદેશ અતિશય રળિયામણો છે, ફળફૂલથી ઊભરાય

છે દક્ષિણ આફ્રિકામાં ખનિજ-સંપત્તિ પુષ્કળ નીકળે છે. પ્લેટિનમ, તાંબુ, કોલસો, લોઢું અને હીરા તથા સોનાની ત્યાં ખાણો છે વેપાર-રોજગાર ઘણા સારા ચાલે છે પૈસાટકાથી દેશ ઉભરાય છે.

અમારા અનેક કુટુંબીઓ દક્ષિણ આફ્રિકામાં વસે છે. શ્રી એ. ગોકળ અને વિ ગોકળ, શ્રી ગઢિયા બ્રધર્સ વગેરે અમારા સંબંધીની જામેલી પેઢીઓ છે. ઉપરાંત ત્યાગી ભાઈ સોરાબજી, ખાન બહાદુર કાસમ આદમ કાળા વગેરે મિત્રોની મુલાકાત થઈ, પોરબંદરના રહીશ સજ્જનતાની મૂર્તિરૂપ શ્રી ઉમરભાઈ ઝવેરીને મળવાનું વારંવાર બન્યું. તેમણે ઘેર પ્રેમપૂર્વક સૌને જમાડયા જૂની વાતો યાદ કરી. શ્રી ઉમરભાઈ પૂ બાપુના સાથીદાર અને પ્રમાણિક વેપારી હતા તેમની ઉપર બહુ મોટું કરજ થઈ ગયેલું ઘીના વેપારમા ખોટ ગયેલી, તેથી પોતે ઘી ખાવાનુ છોડયું. કરજ ન ભરાય ત્યા સુધી પગમા બૂટ ન પહેરવા અને મોટરમા ન બેસવુ એવી પ્રતિજ્ઞા લીધી દશ વરસે કરજ ચૂકવી આપ્યું અને પ્રતિજ્ઞા પૂર્ણ કરી

મારા મોટા ભાઈ સ ૧૯૦૫ થી ૧૯૧૦ સુધી-પાચ વર્ષ પર્યંત દક્ષિણ આફ્રિકા રહેલા તેમની દુકાન સારી ચાલતી હતી એ વખતમા પૂ મહાત્માજીની લડત ત્યા ચાલતી તેમા તેમણે ભાગ લીધો હતો

દક્ષિણ આફ્રિકામા સાડા ત્રણ લાખ હિંદીઓ, દશેક લાખ મલાયન, ત્રીશેક લાખ યુરોપિયન અને એક કરોડ જેટલા નેટિવની વસ્તી છે ત્યા ઘેટા-ઉછેરનો ઉદ્યોગ મોટા પાયા ઉપર ચાલે છે ઑસ્ટ્રેલિયાથી બીજે નંબરે આવે ઊન સારી જાતનુ અને જથ્થાબધ પેદા થાય છે દુનિયાનુ ચાલીસ ટકા સોનું પાસઠ ટકા હીરા, ત્રીસ ટકા તાબુ દક્ષિણ આફ્રિકામાથી નીકળે છે ધનધાન્ય ફળફળાદિનો પાર નથી હજી ઘણો મુલક અણખેડાયેલ પડયો છે.

દક્ષિણ આફ્રિકામા અમે જ્યા ગયા ત્યા અમારા સ્નેહી-સબધી મળ્યા સૌએ ભાવભર્યું સ્વાગત કર્યું ઘણા કુટુબી હોવાથી ઘર જેવુ જ લાગ્યુ મારા પત્નીના ભાઈઓ ત્યા વરસોથી વસવાટ કરીને રહ્યા છે

અમે પ્રદર્શન જોવા ગયા પ્રદર્શન નમૂનેદાર હતું અનેક પ્રકારની નવીન વસ્તુઓ તેમા જોવા મળી

દક્ષિણ આફ્રિકાના હવાપાણી ઉત્તમ હોવાથી મારી તંદુરસ્તી એકદમ સુધરી નવુ લોહી આવ્યુ તાજગી આવી અમારે હજી કેપટાઉન જવાનુ હતુ, એટલામા મારા પત્નીની તબિયત નરમ થવાથી અમે પાછા ફર્યા

રસ્તામા લોરેન્ઝો માર્ક આવ્યા. ત્યાંના હિંદી વેપારી ભાઇઓએ અત્યત પ્રેમપૂર્વક સ્વાગત કર્યું. ત્યા પરમીટ વિના કોઇને દાખલ કરતા નથી આગળા આપીને પરમીટ કઢાવે તો દાખલ થઈ શકાય મે આંગળા આપવાની ના પાડી નિશ્ચય કર્યો કે આગળાની છાપ ન લે તો જ ઊતરવુ રકઝક ચાલી અમે મક્કમ હતા ત્યાના ભાઇઓ અમને ઉતારવા ઇચ્છતા હતા આખરે કાયદાની બાજી નીકળી યુગાન્ડા સરકારના પ્રતિનિધિ તરીકે અમે પ્રદર્શનમા ગયેલા તેમણે ખાસ ભલામણ કરેલી કે, 'મિ મહેતા અમારે ત્યાના પ્રતિષ્ઠિત અને પ્રખ્યાત વ્યાપારી છે તેમની એ દેશોની મુલાકાત વખતે તેમને અમારા પ્રતિનિધિ તરીકે ઘટતુ સન્માન આપવુ '

આમ અમે આગળા આપ્યા વિના જ ઊતર્યા ઠેકઠેકાણે સભાઓ અને મેળાવડાએ યોજવામા આવ્યા માનપત્રો તથા ઉત્તમ વસ્તુઓની ભેટો આપવામા આવી આથી અમે કોઈપણ સભામા માનપત્ર ન લેવા એવો નિર્ણય મને (૧૯૩૬થી) કર્યો

સન્માન કરવુ એ એક વાત છે, માનપત્રો દ્વારા ગુણગાન ગાવા એ જુદી વસ્તુ છે એવા ખોટા માનથી, વધારે વિશેષણોથી માણસ અભિમાની બની જાય છે, અને તેનુ પતન થાય છે માણસે કેવળ સરજનહારના જ ગુણ ગાવા જોઇએ પોતાના સાચા–ખોટા વખાણ માણસને ગમે છે, પણ પછી જાતે જ નીચે પડે છે

દક્ષિણ આફ્રિકાનો મારો આ પ્રવાસ મને જીવનપર્યંત યાદ રહેશે એ એક કુટુબમેળા જેવુ મને લાગ્યુ અમારો આખો પ્રવાસ ખૂબ આનદદાયક થયો આ પ્રવાસનુ વર્ણન સ્થળ–સકોચને લઇ મેં સક્ષેપમા કર્યું છે

પોરબદરનુ આર્યકન્યા ગુરુકુળ તથા મહાત્મા ગાધી કીર્તિમદિર એ બને સસ્થાઓના વિચારના બીજ આફ્રિકામા આવ અણધાર્યા રોપાયેલા, એ હકીકત અહીં નોધવી જોઇએ

મને ૧૯૩૫મા વડોદરા આર્ય કન્યાગુરુકુળની વિદ્યાર્થિનીઓ તેના સચાલકો સાથે પૂર્વ આફ્રિકા તથા દક્ષિણ આફ્રિકાની સફરે નીકળ્યા હતા બને દેશોના મુખ્ય શહેરોમા તેમના વ્યાખ્યાનો તથા વ્યાયામના પ્રયોગો

થયા બંને જગ્યાએ તેમણે સુંદર છાપ પાડી. એ સમયે વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ અમેરિકા હતા. તેમણે વર્તમાનપત્રોમાં આ સમાચાર વાંચ્યા અને ત્યાંથી ધન્યવાદ પાઠવ્યા. બન્ને સ્થળે આશરે અઢી લાખનું ફંડ થયું. ખર્ચ જતાં બે લાખ બચ્યા. આ પ્રવાસમાં ગુરુકુળમાં અભ્યાસ કરતી મારી એક પુત્રી સાથે હતી. તેઓ જિંજા આવ્યા ત્યારે એક સભામાં 'આવા કન્યા ગુરુકુળની



વડોદરા આર્યકન્યા મહાવિદ્યાલયની બહેનો આફ્રિકાના પ્રવાસે (૧૯૩૪)

કાઠિયાવાડમાં જરૂર છે' એ વ્યાખ્યાન થયું. એ જ સભામાં 'જો કાઠિયાવાડમાં આર્ય કન્યા ગુરુકુળ સ્થપાય તો રૂપિયા બે લાખ આપવાની' મેં જાહેરાત કરી. મારી મોટી પુત્રી ચિ. સવિતા બહેને તથા તેની એક બહેનપણી ચિ. મંજુલા બહેને આવી સંસ્થા થાય તો તેમાં પોતાની સેવા આપવાની ખાતરી આપી. આ રીતે 'પોરબંદર આર્ય કન્યા ગુરુકુળ'ના વિચારનું બીજ જિંજાની સભામાં રોપાયું, તે વૃક્ષરૂપે કેવી રીતે ફાલ્યુંફૂલ્યું તે બીજા પ્રકરણમાં આપીશું.

દક્ષિણ આફ્રિકાવાળા લૉર્ડ હાફમેયરસેટલમેન્ટના કામ અંગે હિંદ આવેલા ત્યારે ના. મહારાણા સાહેબના આગ્રહથી પોરબંદર આવ્યા હતા. તેમણે પૂ. બાપુનું જન્મસ્થાન જોઈ ત્યાં સ્મારક રચવાનો વિચાર રજૂ કર્યો. મારા મનમાં એવી ભાવના પ્રથમથી હતી, તેને આ વિચારથી બળ મળ્યું. તેમાંથી કીર્તિમંદિરની રચના થઇ તેની વિગત સ્વતંત્ર પ્રકરણમાં આપવામાં આવશે.



શ્રી નિર્મળાબહેન, તેમના પતિ અને તેમનો પુત્ર

# આર્ય કન્યા ગુરુકુળ

સને ૧૯૩૯માં આર્ય કન્યા ગુરુકુળનું ખાતમુહૂર્ત કરવામા આવ્યું. પોરબંદર શહેર અને બરડા ડુંગર વચ્ચે, ખાડીને કિનારે, શહેરથી એક માઈલ દૂર રાજવાડી બગીચા પાસે આવેલી વિશાળ જગ્યા ઉપર, ગુરુકુળનાં મકાનો બાંધવાની શરૂઆત કરી. છાત્રનિવાસ, વિદ્યાલય–પાકગૃહ, સરસ્વતી મંદિર, શિક્ષિકાનિવાસ, પુસ્તકાલય, ઔષધાલય, સ્નાનાગૃહ, એમ એક પછી એક, સ્વચ્છ, સુંદર, સુઘડ અને સંપૂર્ણ સગવડવાળાં મકાનો બનવા લાગ્યા આગળ પ્રવેશદ્વાર અને બે વિશાળ દરવાજા ઉપર ટાવર મૂક્યો વ્યાયામ અને કવાયત માટે વચ્ચે ભવ્ય ચોગાન રાખવામાં આવ્યું. સને ૧૯૪૦ની સાલમાં કુ સવિતાબહેન પોતાનો અભ્યાસ પૂરો કરી આવી ગયા તેમણે કરેલા નિર્ણય અનુસાર ગુરુકુળને જીવન અર્પણ કર્યું. બીજી બે સ્નાતિકા બહેનો તેમની મદદમાં આવ્યા તેમના સદ્ગુરુ પંડિત ચેતરામજી પોતાની સેવા આપવા ગુરુકુળમાં આવી વસ્યા. અમે આશરે ૫૦ લાખ રૂપિયાનાં ટ્રસ્ટો કરી સંસ્થાને અર્પણ કર્યાં. સંસ્થા કોઇનું દાન લેતી નથી. સરકારી ગ્રાંટ પણ લેતી નથી

સૌરાષ્ટ્ર કન્યા–કેળવણીમાં સૌથી પછાત હોવાથી શરૂઆતમા ગુરુકુળમાં માત્ર છ કન્યાઓ આવેલી ધીમેધીમે સંસ્થાનો વિકાસ થતો ગયો, મુશ્કેલીઓ દૂર થવા લાગી કન્યાઓના વાલીઓનો વિશ્વાસ દિનપ્રતિદિન વધવા માંડ્યો આજે સવાછસો કન્યાઓ ગુરુકુળમા અભ્યાસ કરે છે. એસ, એસ. સી. સુધીનો અભ્યાસક્રમ ચાલે છે. ભવિષ્યમાં ગુજરાત યુનિવર્સિટીની બી એ. સુધીની ડિગ્રીનો અભ્યાસક્રમ ચાલુ કરવા પ્રયાસો થઇ રહ્યા છે

ગુરુકુળમા અભ્યાસ ઉપરાંત સંગીત. ચિત્રકળા, હસ્તકળાઉદ્યોગ, વ્યાયામ વગેરેનુ શિક્ષણ અપાય છે. પાકશાસ્ત્ર, માંદાની સુશ્રુષા, તરવાનુ –એવી જીવનમા ઉપયોગી બાબતોનું શિક્ષણ આપવામાં આવે છે સુદૃઢ શરીર, ખડતલ જીવન, નિર્ભયતા અને સંસ્કારિતા એ ગુરુકુળની વિશિષ્ટતા છે

અમારા કુટુંબને માટે ગુરુકુળ તીર્થસ્થાન સમાન છે, વિશાળ ઘર જેવું બન્યું છે કન્યાઓ સાથે પ્રાર્થના કરવી, ભોજન લેવું, રમતગમતમાં ભાગ લેવો, માંદે સાજે તેમની માવજત કરવી, એ, કુટુંબના વડીલ તરીકેની અમારી ફરજ બની છે. કોઇ વાર લાંબા સમયે પ્રવાસમાંથી આવતાં પોતાનાં બાળકોને જોઇને જે આનંદ થાય, તેમને મળવા મન તલસી રહે, તેવું ગુરુકુળ વિષે અમારું બન્યું છે.

'' કન્યા ગુરુકુળમાં જે આનદ અને પવિત્રતાની ભાવનાથી મનને જે શાંતિ મળે, તેવી શાંતિ અમે બીજે અનુભવી નથી. કન્યાઓ એકાગ્રતાથી અભ્યાસ કરે, માનવતાની ઊંચી ભાવનાથી કામ કરે, એ જોવાથી અમારા મનમાં માતૃશક્તિ કેવી અદ્‌ભુત છે, તેનો ખયાલ આવે છે. કન્યાઓમાં જે મહાનશકિત ભરેલી છે તેનો વિકસ કરી બહાર લાવવાની જરૂર છે કન્યાઓમા ગ્રહણ કરવાની શકિત ભારે છે. ગમે તે સારી વસ્તુઓનું તુરત અનુકરણ કરે છે.

કન્યાઓમાં લલિતકળાઓ પ્રત્યે સ્વાભાવિક રુચિ હોય છે. પોરબંદર આર્ય કન્યા ગુરુકુળની કન્યાઓ ગરબા, રાસ અને સુંદર નાટ્ય પ્રયોગો અવારનવાર કરે છે. તેઓ પ્રવાસમાં જાય છે ત્યારે પણ પોતાની આ અનોખી કળાનો લાભ આપે છે. મુંબઈ, પૂના, દિલ્હી અને આબુને તેમણે પોતાના પ્રયોગોથી મુગ્ધ કરેલાં. ભારત તથા પૂર્વ અને દક્ષિણ આફ્રિકાના પ્રવાસોમા કન્યા ગુરુકુળની આ કલા ખૂબ વખણાએલી હતી

આઠ–દશ વર્ષ સુધી કન્યા ગુરુકુળમાં રહીને સ્નાતિકા થયા બાદ અભ્યાસ પૂરો કરીને કન્યાઓ પોતાને ઘેર જાય છે ત્યારે, એ વિદાયદશ્ય ઘણું કરુણ હોય છે. તેની સહાધ્યાયિનીઓનાં, અધિષ્ઠાત્રીઓનાં, અધ્યાપકોના અને અમારાં સૌનાં હૃદય ભરાઇ આવે છે. સૌની આખમાંથી આંસુઓની ધારાઓ વહે છે. કણ્વ ઋષિના આશ્રમમાંથી વિદાય લેતી શકુંતલાનું જે ચિત્ર મહાકવિ કાલિદાસે આલેખ્યુ છે, એવું ચિત્ર ગુરુકુળમાં ખડું થાય છે. એ કન્યાઓ સંસ્થાને કદી ભૂલતી નથી. પરણીને સાસરે ગયા પછી તેના હૃદયદ્રાવક પત્રો આવે છે તેમાં, ' અમે સંસ્થાને કદી ભુલશું નહિ, ગુરુકુળના દિવસો અમને યાદ આવે છે જીવનમાં એ વસ્તુ અમને કદી મળશે નહિ,' વગેરે શબ્દો વાંચીને અમારા હૈયાં દ્રવી ઊઠે છે.



શ્રી આર્ય કન્યા ગુરુકુલ



શ્રી આર્ય કન્યા ગુરુકુલ વિદ્યાલય વિભાગ

સ્ત્રી કેળવણી સંબંધે મારા અનુભવ ઉપરથી એમ લાગ્યું છે કે: કન્યાઓ કુમારો કરતાં શિસ્ત, વ્યાયામ, સ્વચ્છતા આદિમાં આગળ પડતી જણાય છે. ભરતગૂંથણ, સંગીત, ચિત્રકલા, નૃત્યકલા વગેરેમાં તો



પોરબંદર મહિલા મહાવિદ્યાલયનાં મકાનોની શિલારોપણ વિધિ
શેઠ શ્રી નાનજીભાઈ અને માનનીય શ્રી ઉછરભાઈ

તેઓ આગળ છે જ. બહેનોને તો મેં ધનરૂપી જડ વસ્તુથી સહાય કરી છે. જ્યારે તેઓએ ચેતન્યરૂપી પોતાના વિકાસ સાધી બતાવી મને પૂરો સંતોષ આપ્યો છે.

ગુરુકુળના બધા સંચાલકો અમને એવા જ સરસ અને સંસ્કારી મળ્યા છે. એટલાં બધાં સેવાભાવી ભાઈબહેનો છે કે કોનાં વખાણ કરું અને કોના ન કરું ! બધાં એકરૂપ બન્યાં છે એને નામ આપીને હું જુદા કેમ પાડું.

ગુરુકુળની કન્યાઓ, ઘેર ગયા પછી તેમણે જે જ્ઞાન મેળવેલું હોય છે, તે જીરવી શકે તેવા પતિઓ તેમને મળતા નથી, તેથી તેમના જીવનમાં વિસંવાદ પેદા થાય છે. એ બાબતના કન્યાઓના પત્રો વાચીને ભારે દુઃખ થાય છે. આજકાલ કૉલેજના વિદ્યાર્થીઓની ચોમેર ફરિયાદો આવે છે. માનવતા સુકાઈ ગઈ છે. સ્ત્રીઓએ ચેતી જવાની જરૂર છે. જો ભારતની આર્ય મહિલાઓ પરદેશી સુધારાનુ આંધળુ અનુકરણ કરતી થઈ જશે તો ભારતની સંસ્કૃતિનો નાશ થશે યુરોપ અને અમેરિકાનું ગૃહસ્થજીવન બિલકુલ સુખી નથી, જ્યારે જાપાનનું હજી સુખી છે

આર્ય સંસ્કૃતિની રક્ષા સાચી આર્ય સ્ત્રીઓ જ કરી શકશે. એવી અમને શ્રદ્ધા છે, અને તેથી જ આર્ય કન્યા ગુરૂકુળો જેવી સંસ્થાઓ ઊભી કરવામાં અને તેની પાછળ તન, મન, ધન ખર્ચવામા અમને જીવનની કૃતાર્થતા લાગે છે

# મહારાણા મિલ

કાપડ મિલનો વિચાર સૌપ્રથમ સને ૧૯૧૦મા મને અચાનક કેવી રીતે આવ્યો તે આપણે આગળના પ્રકરણમા જોઇ ગયા, પણ એ વખતે એ કેવળ તરંગ હતો. ત્યાર બાદ મારે મુંબઇ જવાનું થતું ત્યારે હંમેશાં શેઠ મથુરાદાસની મિલો જોવા જતો. તેમની છએ મિલો મેં જોયેલી. માધવજી મિલ બાપદાદાના વખતની જૂની હતી. ભરૂચા મિલ; મથુરાદાસ મિલ, કસ્તુરચંદ મિલ એ બધી નવી હતી. મારા મનમાં ઘણી વાર વિચાર આવતા કે, પૈસા થાય તો મિલ કરીશું. મથુરાદાસ શેઠ પણ કહેતા કે, 'મિલ કરો'

'હાલમા પૈસા નથી.' એવો ટૂંકો ઉત્તર હું આપતો.

સને ૧૯૨૪મા હિંદમાં મિલ કરવા વિચાર આવ્યો તે વખતે સદ્દગત પૂ પટ્ટણી સાહેબે આગ્રહ કરેલો કે, અહીં ભાવનગરમા મિલ કરો.' એ વાત ના. મહારાણા સાહેબ પાસે જતા તેમણે કહ્યુ, તમે પોરબંદરમા જ મિલ કરો. જોઇતી સગવડ આપીશ' ભાવનગરમાં પણ રાજ્ય તરફથી મદદ કરવાનુ વચન મળેલું, પરંતુ પિતાજી અને માતુશ્રીનો આગ્રહ હતો કે, બીજે જવું નથી, અમે બીજે નહિ આવીએ, હવે જે કરો તે અમારી નજર સામે કરો આફ્રિકા છોડી સૌ અહીં આવી જાવ, થોડું મળશે તો થોડું ખાશું આપણે સૌ છિન્નભિન્ન થતા જઇએ છીએ, એ અમને ગમતુ નથી. જે વિચારો તે દિવસે મારા માબાપને આવતા તે મને આજે આવે છે ઘડપણના વિચારો જુવાનીમાં આવે તો દુઃખ ભોગવવા ન પડે; પરંતુ માણસને જ્યારે પોતાનો વખત વીતી જાય છે ત્યારે જ સૂઝે છે

જો મતિ પીછે ઊપજે, સો મતિ આગે હોઈ,<br>
'કામ ન બિગડે આપકા, જગ હસે ન કોઇ.'

એટલે માબાપનું કહેવું માની પોરબંદરમા જ રાજ્ય પાસેથી જમીન

લીધી અને રહેણાક માટે મકાનો બાંધવા અત્યારે યુગાન્ડા રોડ ઉપર છે તે જમીન બધા કુટુંબીઓ માટે ખરીદ કરી

સને ૧૯૨૫મા મિલના મકાનનુ કામ શરૂ થયુ મારા જૂના એન્જિનિયર ભાઈ ઈશ્વરભાઈ પટેલ જે આઠ વર્ષ મારી સાથે આફ્રિકામા હતા, તેમને તે કામ સોપ્યુ સને ૧૯૨૭મા કાઠિયાવાડ રાજકીય પરિષદની ચોથી બેઠક સ્વ પૂ ઠક્કર બાપાના પ્રમુખપદે પોરબંદરમા મળી પૂ બાપુની હાજરીમા પરિષદ ભરાઈ મિલનુ મકાન તૈયાર હતુ સંચા અને મશીનરી હજુ આવી ન હતી, એટલે પરિષદના મંડપ તરીકે તેનો ઉપયોગ કર્યો તપસ્વીઓના પગલા થયા એ મારુ સાહસ સફળ થવાની નિશાની હતી

એ વખતના મિલના સંજોગો બહુ બારીક આવ્યા મુબઈ અમદાવાદમા ઘણી મિલો બંધ પડી જાપાનની હરીફાઈને લીધે કેટલીય મિલોના લિલામ થઈ ગયા પચાસ લાખની મિલ પાચ લાખમા ગઈ મજૂરોની હડતાળોને લીધે મિલ–ઉદ્યોગ પાયમાલ થયો આફ્રિકામા નાણાકીય સ્થિતિ બગડી બધે ઠેકાણે મદી આવી, તેથી ત્રણ–ચાર વર્ષ મિલ ચાલુ રાખવાનો વિચાર મોકૂફ રાખ્યો

સને ૧૯૩૨મા દેશમા આવેલો ત્યારે મિલની મશીનરી માટે ઑર્ડર આપ્યા એ વરસે ધીમેધીમે મશીનરી આવી ગઈ શરૂઆતમા ત્રણસો શાળો નાખી સને ૧૯૩૪મા ના મહારાણા સાહેબ નટવરસિંહજી બહાદુરના શુભ હસ્તે સભાવિત શુભેચ્છકોની હાજરીમા મોટો મેળાવડો કરીને મિલ ખુલ્લી મુકાઈ, પરતુ એ પ્રસંગે મારાથી પહોચી ન શકાયુ યુગાન્ડામા કોટનની સીઝન ચાલુ હતી એને અંગે ત્યાની સરકાર સાથે સિન્ડિકેટ કરવાની વાતો ચાલતી હતી, તેથી હુ પહોચી ન શક્યો તેવી જ રીતે મોટાભાઈ તથા પિતાજી મિલ ચાલુ જોઈ ન શક્યા એનુ દુખ મનના રહ્યુ

ના મહારાણા સાહેબ, તે વખતના દીવાન તાજીમી સરદાર શ્રી ત્રિભોવનદાસ જે રાજા વગેરેએ સારી મદદ કરી કાઠિયાવાડમા એ વખતે જે મિલો ચાલતી તે સૌમા આવી મિલ એક ભાવનગરમા હતી અમારી પાસે તે વખતે મિલના અનુભવી કોઈ ન હતા વ્યવસ્થાશક્તિવાળા મૅનેજરો હતા, પરતુ મિલના કામની આવડત ન હતી, તેથી ચાર વર્ષ ખોટ આવી પડી



પોરબંદરના નામદાર મહારાણાશ્રીના વરદ હસ્તે ધી મહારાણા મિલ્સનું થયેલું ઉદ્દઘાટન



ધી મહારાણા મિલ્સ, પોરબંદર

સને ૧૯૩૭મા દેશમા આવ્યો ત્યારે ચાર માસ ખાસ મિલ માટે જ રોકાયો મિલનુ નિરીક્ષણ કર્યું ખોટ કેમ જાય છે તેને માટે વિચારો કર્યા શ્રી ઇશ્વરભાઇ મિલના કામથી અજાણ્યા હતા, તેથી અમે સૂતરનુ કાપડ નહિ, પણ રૂ કરતા હતા (કાપડ રૂના ભાવે વેચાય એટલી ખોટ જાય) ભાવનગર મહાલક્ષ્મી મિલના માલિક શેઠ શ્રી ભોગીલાલભાઇ સાથે આ કામને અગે સબધ બધાયો તેઓ આવીને અવારનવાર માર્ગ બતાવી જતા તેમણે મિત્ર ધર્મ બજાવ્યો

અમદાવાદની રોહિત મિલવાળા શેઠ વાડીલાલભાઇ તથા તેમના મોટા ભાઇ શ્રી ચુનિલાલભાઈ સાથે પણ મારે સ્નેહ-સબધ હતો તેઓ કોગ્રેસના કાર્યકર હોવાથી સને ૧૯૩૨થી તેમની પિછાન હતી તેમની તથા શેઠ ભોગીભાઈની મિલો મે જોઇ તેઓ તો મિલ-ઉદ્યોગના નિષ્ણાત ગણાય તેમણે અમને ખૂબ મદદ કરી થોડુ થોડુ ગાડુ ગડે ચડયુ અમારી પાસે મશીનરી પૂરતી ન હતી કેટલીક વાર મિલ બધ કરવાનુ મન થતુ અર્ધી નવી અને અર્ધી જૂની મશીનરી હતી, પણ કારીગર અણઘડ, તેથી તેમને માટે બધુ મરખુ જ હતુ મજૂરો પૂરા ન મળે બહારથી બોલાવ્યા એ વખતે હડતાળોનુ જોર હતુ મુબઈના મજૂરો લાવેલા, તે વારવાર હડતાળો પાડે, નાસી જાય વર્ષમા આઠઆઠ હડતાળ સને ૧૯૩૫,'૩૬,'૩૭-ત્રણે વર્ષમા છ-સાત લાખની ખોટ મૂકી પદર લાખમા મિલ ઊભી કરેલી, તે ઉપર આટલા ખોયા સને ૧૯૩૭મા શ્રી જદુરાયભાઈ મેનેજર તરીકે આવ્યા તેઓ આ કામના જાણકાર હતો

મિલમા રેશમનુ વણાટ પણ શરૂ કરવાનો વિચાર કર્યો પ્રિન્ટિંગની અધૂરી મશીનરી હતી, તે તથા તેને માટે બીજી મશીનરી લાવવા જાપાન જવાનુ નક્કી કર્યું જાપાનના ઉદ્યોગનુ નિરીક્ષણ કરવાનો હેતુ પણ હતો

જાપાનની મુસાફરીનો નિર્ણય થતા જ અમારી સાથે આવનાર મડળ તૈયાર થયું શેઠશ્રી વાડીભાઇએ કહ્યુ બાપાજીને તમારી સાથે લઈ જાઓ તેમની તબિયત ઠીક રહેતી નથી તમે છો તેથી જ મોકલુ છુ '

આમ શ્રી વાડીભાઇના પિતાજી શેઠ લલ્લુભાઇ તૈયાર થયા. શેઠ ચતુર્ભુજભાઇ દોશી, શ્રી ભોગીભાઇના ચિ. બકુભાઇ તથા એમના મામા શ્રી ગિધુભાઇ કોટકના ભાઈ પોપટભાઇ કોટક સહકુટુંબ તૈયાર થયા માનનીય મોરારજીભાઈ દેસાઇના નાનાભાઇ શ્રી અમુભાઇ, જેઓ એક બાહોશ મેનેજર તથા વીવિંગ માસ્તર છે તેઓ મશીનરીના જાણકાર તરીકે શેઠ લલ્લુભાઇ સાથે આવ્યા રોહિત મિલના મેનેજર ભગવતીભાઇ પણ સાથે હતા. આમ ૩૫–૪૦ જણની મંડળી તૈયાર થઇ. હું પણ કુટુંબ સહિત જવા તૈયાર થયો.

સારું મુહૂર્ત જોઇ અમે જાપાન જવા માટે રવાના થયા. અમારો જાપાનનો પ્રવાસ અમને ઘણી રીતે ઉપયોગી નીવડ્યો. મિલના કામને લીધે જવાનું સૂઝ્યું, પણ જાપાન જેવા પ્રગતિશીલ દેશ પાસેથી અમને ઘણું જાણવાનું મળ્યું. એ પ્રવાસનું વર્ણન વાચકોને પણ ઉપયોગી થઇ પડશે, એમ માનીને હવે પછીના પ્રકરણમાં તે વિગતવાર આપીશું.

મહારાણા મિલની એક અગત્યની વાત લખીને આપણે જાપાનના પ્રવાસે ઉપડશુ.

સને ૧૯૧૦ માં શેઠ મનસુખલાલ ભગુભાઈની તેલિયા મિલ જોવા મારા મિત્ર શ્રી સોમાભાઇની સાથે હું ગયેલો, તે વખતે સાવ અચાનક મારા મનમાં મિલ ઊભી કરવાના મનોરથ થયેલા. એ વખતે તો શક્તિ પણ નહોતી અને કેવળ તરંગ રૂપે એ વિચારો હતા; પરંતુ ઇશ્વરકૃપાથી મિલ ઊભી થઇ અને સંજોગોવશાત્ લડાઇને કારણે જમીનના ભાવ વધી જવાથી એ તેલિયા મિલ વેચવા કાઢી, તેની મશીનરી લેવા મારા મેનેજર શ્રી જદુભાઈને અને ૧૯૪૩–૪૪માં અમે મોકલ્યા. મશીનરીનો સોદો થઇ ગયો. મારે જેવાનું બાકી હતું હું જેવા ગયો ત્યારે મને ખબર પડી કે ૧૯૧૦મા જેયેલી તે આ મિલ છે અને મશીનરી પણ તે જ છે, તેથી તરત સોદો પાકો કર્યો અને મશીનરી ખરીદ કરી મને જૂની વાત યાદ આવી અને મનમા થયુ કે માણસના ભાગ્યમાં શું લખેલુ હોય છે, તેની તેને ખબર પડતી નથી. અઢીસો લૂમ અને ત્રાકો લીધી. મહારાણા મિલ છઓ લુમની થઇ જાપાનથી આવ્યા બાદ બનો

લૂમ સિલ્કની નાખી. આ પ્રસંગ એ ઈશ્વરની દયાનો પ્રત્યક્ષ પુરાવો છે. ખરા અંતઃકરણથી પ્રભુ પાસે માગીએ અને પુરુષાર્થ કરીએ તો તે વસ્તુ જરૂર મળે છે

સને ૧૯૧૦માં ફક્ત પંદર હજારની પૂંજી હતી ત્યારે શેખચલ્લી જેવા વિચારો કરેલા. પ્રભુએ ૩૪ વરસોએ કેવી રીતે પાર પાડયા ! જે મિલના વૃક્ષના ઓટા ઉપર બેસીને ઈચ્છાઓ કરેલી એ જ મશીનરી અમારી મિલમાં ૩૪ વરસે જાદુની માફક કેમ આવી એ મને હજી સમજાતું નથી. આ વસ્તુ ઉપર ગમે તેવા માણસને વિચાર આવે તે સ્વાભાવિક છે. આનું નામ પ્રભુની દયા અને ઇચ્છત ફળ ! કોઇ માણસને શંકા રહેતી હોય કે પ્રભુ નથી તો તેનો આ પુરાવો છે.

## જાપાનની સફર

મુંબઇથી વિક્ટોરિયા સ્ટીમરમાં અમે રવાના થયા. મિત્રોએ શુભ વિદાય આપી. ત્રીજે દિવસે સિલોન આવ્યું સિલોન એટલે લંકા. એ સમૃદ્ધ અને રળિયામણો પ્રદેશ, પાછાં વળતાં નિરાતે જોવાનું રાખ્યું અમારે સિલોનના કૅાલંબો બંદરે ચોવીશ કલાક રોકાવાનું હતુ તે દરમિયાન કોલંબો શહેરની સમૃદ્ધિ અને વેપાર જોયાં બીજે દિવસે સ્ટીમર ઊપડી. અમે સિંગાપોર પહોંચ્યા

સિંગાપોર એ પૂર્વનું બારું મનાય છે. પહેલાં તે મોટું લશ્કરી થાણું હતું. યુદ્ધનૌકાઓ બારામા પડેલી હતી. અમે બે દિવસ ત્યા રોકાયા. અમારો અને અમદાવાદની મિલોનો માલ ત્યાં જતો, એટલે ઘણા હિંદી વેપારીઓ ઓળખીતા મિત્રો હતા ખૂબ પ્રેમથી મળ્યા શહેર જોયું. પાચ લાખની વસતિવાળુ સુંદર શહેરની રૂઆબટ ઊડીને આંખે વળગે એવી ત્રીજે દિવસે સિંગાપોરથી રવાના થયા

સિંગાપોરથી મલાયા સ્ટેટની રાજધાની પિનાંગ જવાય છે મલાયામા જગતનું ચાલીશ ટકા રબ્બર અને ટિન રૂપિયા એક અબજનુ થાય છે, એને શુદ્ધ કરવાની ફેક્ટરીઓ સિંગાપોરમાં છે. ઘણો સમૃદ્ધ દેશ છે, ત્યાં આશરે સાત લાખ હિંદીઓ છે.

અમે સિંગાપોરથી ફિલિપાઇન ગયા અને મનીલા ઊતર્યા અમેરિકાના આ ટાપુઓ વેપારી તથા રાજકીય દૃષ્ટિએ ઘણા ઉપયોગી છે. મનીલા ટાપુમાં હેમ્પ સાઇસલનાં મોટાં વાવેતર થાય છે, તેમાંથી વહાણો અને સ્ટીમરો માટે દોરડાં બને છે. મનીલા ટાપુ લગભગ આખી દુનિયાને દોરડાં પૂરા પાડે છે. શેરડીનું પણ અહીં મોટું વાવેતર થાય છે. કારખાનામા દશ લાખ ટન ખાંડ થાય છે. સોનાની ખાણો છે. પ્રદેશ બહુ ફળદ્રુપ છે.

અગાઉ આ ટાપુઓ સ્પેન પાસે હતા. અમારા માટે એ બને વસ્તુઓ જોવા-સમજવા માટે ઉપયોગી હતી. એ રાત ત્યાં રોકાયા. સુંદર કાંઠો અને રળિયામણું શહેર જોયાં. મનીલા નગરની દશ લાખની વસતિ છે ઊંચી અમેરિકન ઢબની ઈમારતો, મોટાં બજારો, અમેરિકાની સમૃદ્ધિ ત્યાં જોવા મળી. રાત્રે સ્ટીમર ઉપર આવી ગયા. એ ટાપુમાં ચીન, મલાયા અને જાપાનની મિશ્ર પ્રજા વસે છે. નાના નાના ઘણા ટાપુઓ ત્યા છે. આશરે બે કરોડની વસતિ હશે ત્યાં સોનાની ખાણો પણ છે સમુદ્રના મધ્ય ભાગમા ટાપુઓ આવેલા હોવાથી વાવાઝોડાં અને તોફાનો ખૂબ થાય છે લોકો એકંદર ઘણા સુખી અને સાહસિક છે

મનીલાથી ઊપડીને હોંગકોંગ પહોંચ્યા ત્યાં બે દિવસ રોકાયા. હોંગકોંગની જાહોજલાલી જોઇ. હોંગકોંગ એ એશિયાનું સુંદરમાં સુંદર શહેર છે ચીની લોકો ત્યાં જોયા હોંગકોંગમા પચરંગી પ્રજા વસે છે હજારો બંદરોના વાવટા હોંગકોંગના બારામાં ફરકે છે તેનાં ઘરો તથા સ્ટીમરોની રોશનીને લીધે રાતે આ બંદર અપૂર્વ શોભા ધારણ કરે છે અને દુનિયાભરના બંદરી દેખાવોમા ઉત્તમ તરીકે તેની ગણતરી થાય છે.

હોંગકોંગમા ઘણા શીખો વસે છે, જમીનદાર છે, ત્યાના વતની થઇ ગયા છે. મિલિટરીમાંથી નિવૃત્ત થઇ વસવાટ કર્યો છે, કેટલાકે ત્યા લગ્ન કર્યાં છે. વેપારીઓ પણ ઘણા સુખી છે હોંગકોંગ મોટું લશ્કરી થાણું છે અમારે જોવા સિવાય બીજું કામ ન હતું નિરાતે બધુ જોયું

આખો દિવસ ફરવુ, નવુ નવું જોવુ, આનંદ કરવો અને રાત્રે સ્ટીમરમાં આવી સૂઇ જવું હોંગકોંગથી આગળ ચાલ્યા સ્ટીમરમા સરસ ભોજનની સગવડ હતી સાથે રસોઇયા લીધેલા. સિનેમા રમત-ગમતના સાધનો વગેરે બધી અનુકૂળતા હતી. એ દિવસોમા પ્રવાસનો જે આનંદ કર્યો તે જિંદગીભરમા વીસરાય તેવો નથી સ્ટીમરમા ભૂખ ખૂબ લાગતી, બમણું ભોજન લેવાતું.

હોંગકોંગથી ઊપડેલી સ્ટીમર બીજે દિવસે રાત્રે રસ્તામા એકાએક ઊભી રહી અમે રાતના બાર વાગ્યા સુધી સિનેમા જોઇને ફાટક ઉપર બેઠા હતા લલ્લુભાઇ શેઠને બ્લડ-પ્રેશર હતુ, તેમની તબિયત સુધરતી

જતી હતી. એઓ ખૂબ આનંદમાં હતા. પાંચ-છ બહેનો પણ સાથે હતી. સ્ટીમર અચાનક ઊભી રહી, તેથી અમે વેઇટરને પૂછયું. 'સ્ટીમર કેમ ઊભી રહી ? એણે જવાબ આપ્યો; ' સાઈક્લોન ( વાવાઝોડું ) છે.'

એ સમુદ્ર જ એવો હતો કે જ્યાં વારંવાર મોટાં તોફાનો થાય; પરંતુ અમારી સ્ટીમર ૨૨૦૦૦ ટનની જબરદસ્ત હતી. કલાકના ૨૦ નોટ ( ૨૫ માઇલની સ્પીડ. ) ગમે તેવાં મોટા તોફાનો એને અસર કરે તેમ ન હતા. અમે જઇને સૂઇ ગયા. પહેલા વર્ગની કેબિનો મોટી, એરકંડિશનવાળી હતી. ગરમી જેવી વસ્તુ જ ન હતી. હુ સવારે વહેલો પાંચ વાગ્યે જાગી ગયો. બહાર ડેક ઉપર ફરવા નીકળ્યો

ચોમેર સમુદ્ર ઊછળતો હતો. હજી અંધારું હતું, એવામા મારી નજર સામે દેખાતી બત્તીઓ તરફ ગઇ. સમુદ્રમાં આવી બત્તીઓ શાની? કોઇ સ્ટીમર આવતી હશે ! પણ વધારે ધ્યાનથી જોયું તો સામેની બત્તીઓ કાંઇક સિગ્નલ આપતી હોય એવું લાગ્યુ મનમાં શંકા ગઇ કે આવી બત્તીઓ તો લડાઇ વખતે મનવાર જ એકબીજાને આપે. નીચે જઇ શેઠ ચતુર્ભુજ દોશાને, શ્રી પોપટભાઈ કોટકને જગાડ્યા અને કહ્યું કે, ' ઊઠો તો, લડાઈ જેવું લાગે છે. ' તેમણે કહ્યું ' તમને તો લડાઇના જ ભણકારા વાગે છે,' અને તેઓ ઉપર આવ્યા' જોયું તો તેમને પણ ખાતરી થઈ કે કાંઇક છે ખરું બધા પૂછપરછ કરવા લાગ્યા સ્ટીમરને વાયરલેસ મળી ગયેલો કે, 'અમારી બીજી સૂચના (વાયરલેસ) ન મળે ત્યા સુધી આગળ ન વધશો.' ૨૦ નોટ-( સવા માઇલ નો એક નોટ ) ની ઝડપે સ્ટીમર જતી હતી. અમે નાહી ધોઈ, ચાપાણી પીને ઉપર આવ્યા કેપ્ટને નોટીસ ચોડી, ' ચીન જાપાન વચ્ચે લડાઇ શરૂ થઇ છે. શાંઘાઇ ઉપર બોંબમારો ચાલે છે અમને આગળ વધવાની મનાઈ છે. વાયરલેસ આવશે પછી જ આગળ વધી શકાશે '

પાણી, શાકભાજી વગેરે ચીજો પર પચાસ ટકા કાપ મુકાઇ ગયો. દરિયામા કયા સુધી રહેવું પડશે તેની કશી ખબર ન હતી. અમારે કશું પૂછવાપણું ન રહ્યું. નવ વાગ્યે પાયલોટ આવ્યો તે વખતે હવા અને દરિયો તેજ હતા શાંઘાઈ ફકત ચાલીશ માઇલ દૂર હતું શહેરમાથી તે છાપુ લઈ આવેલો અમે છાપામા સમાચાર વાચ્યા : ' ચીન અને જાપાન

વચ્ચે ફાટી નીકળેલું યુદ્ધઃ જાપાને કરેલો ઓંબમારો, ચાઈનીઝ વસતિને બદલે ભૂલથી બ્રિટિશ અને મિશ્ર વસતિમાં પડેલા બોંબ; આફસો માણુમના મરણ, બારસો ઘાયલ' વાંચીને સૌ વિચારમાં પડી ગયા. મનમાં થયુ. અપશુકન થયાં. તે જ દિવસે સાંજે વાયરલેસ આવી ગયોઃ 'શાંઘાઇથી ચાર માઇલ દૂર રહેજો.'

દરિયામાં તોફાન હતુ. પાયલોટને દોરડાં બાંધી ઉપર ચડાંવ્યો. સ્ટીમર ચાર માઇલ દૂર નાંગરી. શાંઘાઈ ચીનનું મુખ્ય બંદર, સાઠ લાખની વસતિનું શહેર. પાચ જાતની પ્રજા ત્યાં વસે છે. ફ્રેંચ, બ્રિટિશ અમેરિકન, જાપાનીઝ અને ચાઈનીઝ દરેકની કોર્ટ જુદી. કોઇ કોઇને રજા વિના પકડી ન શકે. પાંચ ભાગમાં શહેર વસેલું છે. સને ૧૮૭૦માં ચીન સાથે લડાઇ થયેલી ત્યારના ભાગલા (લૉકેશન) પડેલા છે. બંદર જુદાં, જકાત જુદી શાંઘાઇ બંદરથી યાંગસેકયાગ નદીમાં માઇલો સુધી સ્ટીમરો અંદર જઇ શકે છે નદીના બે ભાગ પડેલા છે જકાત પણ ત્યાં ચૂકવાય. અમને ઊતરવાની કે શહેરની પાસે જવાની મનાઈ હતી.

દૂરથી શહેર દેખાતુ હતું. બોંબમારો ચાલતો હતો. મોટા મોટાં રાક્ષસી મકાનો ભડકે બળતાં હતાં. જાપાનની મનવારો લશ્કર અને દારૂગોળા ભરી ભરીને આવતી હતી. ચીન સામાન્ય રીતે ગરીબ દેશ. શસ્ત્ર-સામગ્રી ન મળે. હોંગકોંગ અને બીજે રસ્તેથી યુરોપની પ્રજા તેને સાધનો પૂરા પાડતી. સને ૧૯૩૧મા આજ પ્રમાણે ચીન સાથે જાપાનને લડાઇ થયેલી. એ લડાઇમાં મંચુરિયા જાપાને લઈ લીધેલું. એ પ્રદેશ ઘણો સમૃદ્ધ હતો. આખા એશિયામા જાપાન બહુ શક્તિશાળી રાષ્ટ્ર ગણાય છે મંચુરિયા જીત્યા પછી તેનો વિચાર યુરોપિયનોને કાઢી પોતાનુ આધિપત્ય જમાવવાનો હતો જાપાનીઝ સ્ટીમરોમાંથી ભયંકર બોંબમારો ચાલુ હતો. અમારી અને બીજી સ્ટીમરોની બત્તીઓ ઉપર નામ લખેલા હતા કે, 'આ તટસ્થ દેશની સ્ટીમરો છે.' કોઈ પણ સ્ટીમરને પાછી લઈ જવાની કે જાપાન જવાની રજા ન હતી. અમારી સ્ટીમર ચાર માઇલ દૂર પડી હતી. બે દિવસ ત્યાં પડી રહી. ત્રીજે દિવસે જાપાન અને ચીનના કોન્સલે મળીને નક્કી કર્યું કે છ કલાક લડાઈ બંધ રાખવી અને પરદેશીઓ વિના કારણે માર્યા ન જાય માટે જેમને શાઘાઇ છોડી જવું હોય તેમને બારામા પડેલી સ્ટીમરોમાં જવા દેવા જેમને જ્યા જવું હોય ત્યા જવાની સગવડ કરી આપવી

છ કલાક લડાઈ બંધ રહી. બંદર ઉપરથી લાઈટરો હોડીઓ છૂટી. તેમાં ભરાઈ ભરાઈને પેસેન્જરો આવવા લાગ્યાં. સૌને માત્ર એક હાથબેગ લેવાની છૂટ હતી અમારી સ્ટીમરમાં અઢારસો માણસો આવ્યાં. ઊભા રહેવાની જગ્યા ન મળે. એ જ પ્રમાણે ચોવીશ સ્ટીમરો પેસેન્જરોથી ઊભરાઈ ગઈ. બબ્બે દિવસના ભૂખ્યા-તરસ્યાં સ્ત્રી, પુરુષ, બાળકો ભાગી છૂટયાં કોઈએ હિંદનો તો કોઈએ યુરોપનો રસ્તો લીધો અમારી સ્ટીમરને જાપાન તરફ આગળ વધવાની મનાઈ થઈ. બધી સ્ટીમરો હોંગકોંગ તરફ પાછી ફરી, હોંગકોંગ તટસ્થ બંદર હતું. હોંગકોંગની વસતિ પાંચ લાખની હતી, તેમાં બીજા પાંચ લાખ આવી ભરાયા કેટલાક પગરસ્તે આવ્યા. અમારી સ્ટીમર બંદરમાં નાંગરી. એટલે હુકમ છૂટયોઃ 'જેને ઊતરવું હોય તે ત્રણ કલાકમા ઊતરી જાય.' અમે મૂંઝાયા. કયાં જવું અને શું કરવુ ? મારા મનમા નિશ્ચય હતો કે, 'આટલે દૂર આવ્યા પછી પાછા ન ફરવું.' અમારી કંપનીમાં ભંગાણુ પડ્યુ. અમે વીશેક જણાએ આગળ જવાનો નિર્ણય કર્યો. મરવું તોય સાથે અને જીવવુ તોય સાથે, એમ નક્કી કરી અમે નીચે ઊતર્યા.

હોંગકોંગમા કયાય જગ્યા ન મળે એક હોટલમા રોજના પચાસ રૂપિયા આપીને એક હોલ ભાડે રાખ્યો. તેમા શેઠ શ્રી લલ્લુભાઈ તથા શ્રી અમુભાઇને એક રૂમમાં રાખ્યા.

અમારો સામાન નીચે ઉતાર્યો હું સામાન પર બેઠો હતો એટલામા એક માણસ પોકાર કરતો આવ્યો· 'નાનજી કાળીદાસ મહેતા, નાનજી કાળીદાસ મહેતા, આમા કયાંય છે ?' મારું નામ સાંભળી હું ઊભો થયો મેં પૂછયું, તમે કોણ છો ?' હું પુરું અંગ્રેજી ન જાણું તે હિંદી ન જાણે તેવામા શ્રી પોપટભાઇ આવ્યા તેમણે અંગ્રેજીમા વાતચીત કરી પેલા ભાઈએ કહ્યુ 'હું મિસિસ અને મિ મહેતાને લેવા આવ્યો છું. મારું નામ ઇસ્માઇલ મોમ્બાસામા મારા ઘણા આડતિયા છે. તેમને હું માલ મોકલું છું. મિ. ખીમજીભાઈ મહેતા અગાઉ આવેલા તેમનો તાર છે '

શ્રી પોપટભાઇએ અમારો પરિચય કરાવ્યો. મેં તેમનો આભાર માન્યો. શ્રી પોપટભાઈ કુટુંબ સહિત તેમના પારસી ડૉ. મિત્ર હતા તેમને ત્યા ગયા ભાઈ ઇસ્માઈલે કહ્યુ, 'મારે ત્યા બે રૂમ છે, વરંડો છે,

સમાઈ શકો તો સૌ આવો.' અમે ભાડે લીધેલ રૂમમાં ત્રણ જણને રાખ્યા અમે ઇસ્માઈલને ત્યાં ગયા. સાવ અજાણ્યા મુલકમાં અણધારી રીતે ઓળખાણ નીકળી, તેથી સ્નેહ-સબંધ અને માનવપ્રેમ કેવી વસ્તુ છે તેનો ખયાલ આવ્યો. એના પિતાજી કચ્છી હતા, બે ભાઈ અને બે બહેનો હતાં

ભાઈ ઈસ્માઈલને ત્યાં મોટા બે રૂમ હતા. બંને ખંડ મજાના હતા તેઓ બે ભાઈઓ અને બે બહેનો તેમાં રહેતા હતા. બધાને પશ્ચિમના સુધારાનો રંગ લાગેલો પણ બહુ સેવાભાવી હતાં વરંડામા આદડાં બાંધેલા. વરસાદ ચાલુ હતો, અમારી સાથે બહેનો હતી. તેમણે હાથોહાથ રસોઈ કરી. બે ચીજ બનાવી. રસોઈ તૈયાર થઇ એટલી વારમા અમે નાહવાનું પતાવ્યું. જાજરૂની સગવડ હતી. જાજરૂ અને રસોડું પણ ગહું, ઘર સ્વચ્છ, કપડા ચોખ્ખા પોતે વફાદાર, નમ્ર અને પ્રામાણિક. ચોરીનું નામ પણ ન જાણે. ખરા સેવક કહીએ તો ચાલે. અમે ત્રણ દહાડા ત્યા ગાળ્યા. અમે નવ જણા એમને ત્યા ઊતર્યા હતા.

અમે કાવલોનમા રહેતા. ભાઇ ઇસ્માઇલની દુકાન હોંગકોંગમા હતી. હોંગકોંગ પૂર્વમા પહાડો પર આવેલું રમણીય શહેર છે. પૂર્વનું પારીસ કહીએ તો ચાલે. ભરવાડના કૂબા જેવો ગોળાકાર ટાપુ છે. રસ્તા ગોળાકાર રોપ રેલવે બનાવી છે, એક ઉપર જાય, બીજી નીચે આવે. અંગ્રેજોનું મોટુ થાણુ છે સામી બાજુ ચીનની સરહદ છે. અત્યારે નાનકીન અને મંચુરિયા સુધી રેલવે જાય છે. શહેરમા જગ્યાની તંગીને લીધે લાખ-બે લાખ માણસો દરિયામા લાયટર (ત્રાપા જેવા) ઉપર રહે છે ફ્રી પૉર્ટ છે કાવલોનથી હોંગકોંગ ૨૦૦ ફેરી (બોટ જાય અને ૨૦૦ આવે દશ મિનિટનો રસ્તો અને દશ સેન્ટ ભાડુ. ઉતારુઓ બોટમા ઊભા રહે, ઝપાટાબંધ સામા કિનારા પર પહોચી જાય ચીનનુ એ મોટામા મોટુ બંદર છે ચીનનો મોટો વેપાર ત્યાથી ચાલે છે બાજુમા મકાઉ બંદર છે તે હવા ખાવાનું સ્થળ છે પોર્ટુગીઝનું એ મોટામા મોટુ બદર છે ફ્રાન્સના પેલા નામીચા મોન્ટેકાર્લો જેવુ એ જુગારનુ એક મોટુ ધામ છે. ત્યાથી બધીય જાતના દુર્ગુણો જોવા મળે છે અને એ બધું જોનારને એમ જ થાય છે કે કેમ જાણે આ નરકની એક મોટી ખાણ હોય! યુરોપની પ્રજા ચીનાઓના

કુસ ૫ અને નબળાઈનો લાભ લઈને ત્યા ઘૂસી ગઈ છે ચીનની ૬૦ કરોડની વસતિ અને આવા બે ત્રણ જ બદર એટલે બદરોનો વેપાર જબરદસ્ત ચાલે છે હિંદ ઘણા બદરોમા વહેચાયેલો છે મોટો દેશ હોઇ ત્યા દરેક બદરે વેપાર ચાલુ છે અમને અદર જવાની મનાઈ હતી છતા મોટરમા ગામડાઓ જોઇ આવતા ભાષા કઇ સમજાય નહિ લોકોને મળવા-હળવાથી ઘણો આનદ થતો હોગકોગમા મિલો જોઇ સૂતર હિંદથી આવતુ, ત્યા માત્ર વણાટકામ ચાલતુ હોગકોગ અને શાઘાઇમા આપણા કેટલાક મોટા વેપારીઓ ઇ ડી સાસુન, સર દોરાબ તાતા અને બીજી અનેક પેઢીઓ હતી પહેલા અફીણનો મોટો વેપાર હતો અફીણ બધ થયા પછી સૂતર અને બીજો માલ મોકલવા લાગ્યા સને ૧૯૧૪ની લડાઇ થઈ ત્યા સુધી વેપાર ખૂબ હતો, હજી ચાલુ છે, જાપાને પોતાનો ઉદ્યોગ ખીલવ્યો ત્યારે તેનો કબજો લીધેલો, જાપાન ચીન અને બીજા પરદેશીઓની મિલો શાઘાઇમા પડી છે

ચીનાઓના ખોરાકમા મચ્છી અને ચાવલ એ મુખ્ય છે મચ્છી બાફીને ખાય મચ્છીનો મોટો વેપાર ચાલે ગરીબીને કારણે મજૂરોના શરીર નબળા અઢાર-વીશ વર્ષની છોકરીને માથે ધોળા વાળ દેખાય શરીરે નબળા હોવા છતા મજૂરો ખૂબ ચીવટવાળા કામ કરતા હોય ત્યારે સચો ઊભો રાખે નહિ આસપાસ ગદકી રાખે નહિ એ વખતે બેકારી ઘણી હતી ગરીબીનો પાર નહિ, તેથી તેઓ કામમા ખૂબ કાળજી રાખતા રજા દેશે તો શુ ખાશુ એવી તેમને બીક રહેતી લગભગ ૭૫ ટકા દરિયામા ત્રાપા બાધીને રહેતા હોગકોગની બાજુના ટાપુમા લશ્કર રાખ્યુ હતુ તોપો ગોઠવેલી બ્રિટિશ લોકો જ્યા રાજ્ય કરે ત્યા એવો દબદબો રાખે કે બીજા અજાઈ જાય

હોગકોગમા હિંદીઓની ઘણી પેઢીઓ છે મુબઈ મદ્રાસ વગેરે શહેરો સાથે વેપારી સંબધ છે અમે ચાર દિવસ ત્યા રોકાય પાચમે દિવસે કેનેડા-પેસિફિક કપની લિ મા અમારો પેસેઇજ બુક કરાવ્યો બમણી ટિકિટ બેઠી ૨૮ હજાર ટનની સ્ટીમર હતી અમે એ સ્ટીમરમા જાપાન જવા રવાના થયા અને નિર્વિઘ્ને જાપાનના નાગાસાકી બદરે ઊતર્યા

## ૩૪

## જાપાનની સફર (ચાલુ)

નાગાસાકી એ જાપાનનું એક મુખ્ય બંદર છે, જેની ઉપર અમેરિકાએ એટમબૉંબ ફેંકેલો અને જે ભસ્મ થઇ ગયેલું અમે હોંગકોંગમાં ચાર દહાડા રહેલા. તે વખતે હોંગકોંગમાં કોલેરા ગાલતો, તેથી અમારી તપાસ થઇ. ઝાડા-પેશાબ તપાસ્યાં. ત્રણ કલાકની સખત તપાસ પછી અમને છોડયા. અમારી સ્ટીમર ત્યાં ચોવીશ કલાક રોકાઇ સવારે ઊપડી હીરોશીમાં થઇને અમે બીજે દિવસે કોબે પહોંચ્યા સવારે નવ વાગ્યે જાપાનના કિનારે પગ મૂકયા. હિંદી અને જાપાનીઝ મિત્રો સામે લેવા આવ્યા હતા. લડાઇનો સમય હતો. સ્ટીમરોમાં સોલ્જરોની ભરતી થતી હતી અને દારૂગોળો ચડતો હતો મનવારો ચીન તરફ ઊપડવા માટે તૈયાર થતી હતી. બે કલાકમાં અમારો સામાન ઉતારી શ્રી કોટન સાહેબને ઘેર પહોંચ્યાં. શ્રી લલ્લુભાઈ શેઠે પહેલેથી જ પોતાને માટે કોબે હોટલમાં સગવડ કરાવી રાખી હતી. તેઓ બીમાર હતા, તેથી ત્યાં રહ્યા. હોટેલમાં હિંદી ખાણાની વ્યવસ્થા કરી. દાકતરો આવીને ઇંજેકશન આપી જાય તેવી સગવડ રાખી હતી જાપાનની હોટેલોમાં એક જાતની ખાસ વિશિષ્ટતા છે, કે ગ્રાહકોને જે જાતનું જોઇએ, તે જાતનું ખાણું તે બનાવી આપે છે. ત્યાં પાકશાસ્ત્રની સંસ્થા ચાલે છે, તેમાં જાપાનીઝ સ્ત્રીઓને દરેક જાતની વાનીઓ બનાવતાં શીખવે. દેશને ભુલાવે તેવું સ્વચ્છ, સુંદર ભોજન બનાવીને આપે અમારી સાથે શ્રી કોટક સાહેબના ભાઈ પોપટભાઈ કુટુંબ સહિત આવેલા. એમના આગ્રહને લીધે અમે તેમને ઘેર ગયા.

ઘેર પહોંચી ચાપાણી લીધાં. એ વખતે ત્યા રેશનિંગ હતું ત્યાની સરકાર કાયદામાં એટલી સખત છે. કે ગમે તેટલો શ્રીમંત કે સત્તાધીશ હોય તોપણ ભૂલ ન કરી શકે ગરીબ કે તવંગર જે કોઇ ગુનો કરે તેનું નામ બદનામ થઈ જાય. વળી ગુના બદલ સખત શિક્ષા થાય શ્રી ગીધુભાઇ કોટકના પત્ની એ વખતે દેશમાં ગએલાં હોઈ જાપાનીઝ બાઈ રસોઇયણ તરીકે કામ કરતી હતી. અમે ચા-પાણી પીઇને બેઠા હતા, એટલામાં તે

બહેન આવી તેણે ત્રણ વખત નમન કરીને શ્રી ગીધુભાઇને પૂછયુ "થાયસો ને ઓકસાન ? (શેઠ–શેઠાણી આપણે ઘેર ઊતરવાના છે અને જમવાના છે ?)

શ્રી ગિધુભાઇ હા પાડી એટલે એણે પૂછયુ 'કેટલી રોટી ખાશે ?'

શ્રી ગિધુભાઈ મારી સામે જોઇ હસવા લાગ્યા મે પૂછયુ શી વાતચીત ચાલે છે ?'

"તમને કહેવા જેવી નથી આબરૂ જાય તેવી છે !"

મે કહ્યુ "આબરૂ સાથે જ છે, કહો તો ખરા !"

બાઈની નજર નીચે ઢળેલી હતી જાપાનમા સ્ત્રીઓ આખના આખ મેળવીને વાત ન કરે, એક તો આખ ઝીણી અને ટેવ પણ એવી પાડેલી ધણી–ધણીયાણીમા પણ એવી મર્યાદા

આપણા દેશમા આખોમા જેવી ચચળતા છે, તેવી ત્યા માગ જોવામા ન આવી

શ્રી ગીધુભાઈએ મને કહ્યુ એ પૂછે કે મહેમાન કેટલી રોટલી ખાશે ?'

મે કહ્યુ 'શો જવાબ આપ્યો ?'

નથી આપ્યો '

' એને કહો અમે ઘણા દહાડે ઘઉનો ખોરાક ખાવા પામીએ છીએ, માટે આજે વધુ કરે, તમારી રોટલી કેવડી થાય છે, એ આજે જોયા પછી કાલે નક્કી કરીશુ

શ્રી ગિધુભાઈએ એને જાપાનીઝ ભાષામા મારી વાત કહી બતાવી એટલે એ હસતી હસતી ચાલી ગઇ

શ્રી ગિધુભાઇ કહ્યુ 'આટલી બધી ચીવટ રાખવાનુ કારણ આ દેશની ગરીબી છે એઠુ ન મૂકાઇ એઠુ મૂકે એ પાપી ગણાય દેશનુ અપમાન કર્યુ ગણાય ' આ સાભળી મને થયુ, કે કેટલી બધી કરકસર કેટલી કાળજી ! આપણા દેશની બેદરકારી, અનાજનો કેટલો બગાડ આપણે કરીએ છીએ ! જેમકે, અનાજ સાફ કરવામા, ભરી

રાખવામાં, લણતી વખતે, ગુણો ભરવામાં આખા દેશના બગાડનો આ રીતે હિસાબ કરીએ તો લાખોનો બગાડ થાય; ધનેડાં પડે, બટાઈ જાય ઉંદરો ખાય, પક્ષી ખાઈ જાય. તેની પરવા નથી. અન્ન વિના લાખો માણસો ટળવળે છે, ભૂખે મરે છે, એની કાળજી નથી. જાપાનમાં દાણો પડયો હોય તો ઉપાડી લે, તપેલું લૂછીને ખાઇ જાય.

બાઈએ રસોઈ તૈયાર કરી, અમે જમવા બેઠા. તેણે પીરસ્યું અમે જમતા હતા એવામાં તેણે તપેલીમા હાથમા પહેરેલ કરડો ઠપકાર્યો. મેં પૂછયું: 'આ સિગ્નલ શેનું થયું ?' શ્રી ગિધુભાઈએ કહ્યું: 'અહીં એવો રિવાજ છે, કે તપેલી ખખડે એટલે જાણવું કે ખાવાનું ખલાસ છે; માટે માગવું નહિ.'

આપણા દેશમાં જમતી વખતે નાનાં-મોટાં સૌ માગમાગ કરે, ન ખાવું હોય તોપણ આગ્રહ કરીને જમાડે. વગર માગ્યે પીરસે, એઠુ પડયું રહે, માંદા પડીએ એટલું ખવડાવે. એ પદ્ધતિ જાપાનમાં નથી. મેં ઘણા દેશ જોયા, પણ જાપાન જેવો કરકસરવાળો કોઈ દેશ જોયો નથી.

સ્નેહિ મિત્રોને ત્યાં વારાફરતી જમવાનુ ચાલ્યું. જાપાનની હોટેલો પણ સસ્તી; યુરોપ જેવી મોંઘી નહિ. ૭ થી ૧૦ રૂપિયામાં રૂમ અને ભોજન મળે, જ્યારે યુરોપમા ૨૫ થી ૪૦ રૂપિયા પડે. જાપાનીઝ બાઇ પોતાને ઘેર ખાય પીએ અને રસોઇ, પાણી, કપડાં ધૂએ સાંધે, બત્તી કરે, ગરમ પાણી કરે, પીરસે અને તેનો પગાર માસિક ૧૮ થી ૩૦ રૂા. સુધીનો. જાપાનીઝ સ્ત્રીઓમા એવો રિવાજ છે કે, જ્યારે જ્યારે ઘરમાં પતિ કે શેઠ આવે ત્યારે ઘરના મુખ્ય દ્વાર સુધી તે સામી આવે. ત્રણ વાર નમન કરે, છત્રી કોટ જે હોય તે લઇને ખીંટીએ લટકાવે. બહાર જવાનુ હોય તે તરફ બૂટનું મોઢું કરી દે એની નમ્રતા માણસને શાંત કરી દે આખા ઘરમા એની ઝીણી નજર ચારે કોર ફરતી જ હોય. ઘરની વસ્તુ સંભાળપૂર્વક રાખે, એક દોરો પણ નકામો ન જવા દે, વીજળી અત્યંત સસ્તી છતાં તેનો બગાડ ન કરે જરૂર ન હોય તો તરત બત્તી બુઝાવી દે દશ મિનિટ બહાર જાય તો પણ બત્તી ઠારીને જાય બૂટપૉલિશ કરે, કપડાં સાંધે, ઘર સાફ કરે, રસોઇ કરે, એક બાઈ ઘરનું તમામ કામ સંભાળે

સુઘડતા, સ્વચ્છતા, નમ્રતા, પ્રમાણિકતા અને મિતભાષીપણું આ પાચ જાપાનના મહાગુણો છે ચોરી, જૂઠ કે બીકને ત્યાંના લોકો ઓળખતા જ નથી જેના ઘરમા નોકરી કરે, તેના પરમ સેવક બનીને રહે તેમની ઊંચી ભાવના જોઈને આપણે પ્રેમથી ગદ્ગદ થઇ જઈએ કોબેમા વસતા હજારેક હિંદી કુટુંબોમા જાપાનીઝ સ્ત્રીઓ રસોઈયણ તથા આયા તરીકે કામ કરે છે એ સ્ત્રીઓ આપણા બાળકોને જે રીતે ઉછેરે છે. તે જોઈ છક્ક થઈ જઇએ જાપાનીઝ આયામા પ્રેમાળતા ખૂબ હોય છે આપણા બાળકો તેને જ 'મા' કહે છે, તેની ઉપર મા કરતા પણ વિશેષ પ્રેમ રાખે છે.

આઠ દિવસ પછી એક ખાસ મોટર લઇ અમે દેશમા ફરવા નીકળ્યા

સને ૧૯૨૧થી જે જાપાનીઝ મિત્રો સાથે મારે વેપારી સબધ હતો તે બધાની સાથે કૌટુંબિક સંબધ બધાયેલો. 'ટોય મેંકા કૅશા' કપની, 'ગો નો કા બુશી કૅશા' જાપાન ટ્રેડિંગ કપની,' 'મઇ ડુ બી શાન તેના મેનેજર મિ ટાબુચી કરીને આફ્રિકામા હતા તેમને જગબારમા ટાયફૉઇડ થયેલો. તેમણે સૌથી પહેલા પોતાની માદગી વખતે મને તાર કરી બોલાવેલો અને મારો હાથ પોતાના હાથમા લઈ કહેલુ, 'મિ. મહેતા, મને કાઇક થાય અને આ માદગીમાથી હું બેઠો ન થાઉં તો મારા દીકરાને તમે સાચવજો' આટલો બધો વિશ્વાસ એ મિત્રોનો મે સંપાદન કરેલો એ અને એમના પત્ની આફ્રિકામા દશ વર્ષ રહેલાં તેઓ હિંદી તથા સ્વાહિલી સારુ જાણતા

એ જાપાનીઝ મિત્રોએ મારા જાપાન આવવાના સમાચાર જાપાનીઝ પ્રજાને છાપા દ્વારા આપ્યા તેમા મારો પરિચય આપતા લખ્યુ.

"મિ નાનજીભાઈ મહેતા, જાપાનમા સૌથી પહેલા આફ્રિકાનુ રૂ મોકલનાર, અમને આફ્રિકા લઈ જનાર, રૂનો વેપાર કરતી જાપાનીઝ કપનીઓના માર્ગદર્શક, જાપાનના કાપડના વેપારીઓને સગવડ આપનાર, જાપાનના મિત્ર અને યુગાન્ડાના કપાસના વેપારના મોટા વેપારી છે જાપાન દેશ ઉપર એમનો ઘણો મોટો ઉપકાર છે તેઓ જાપાનમા આવ્યા છે અત્યારે લડાઈનો સમય છે, તેથી વધારે તો નહિ પણ જે હોટેલમા, કારખાનામા અથવા રેલવેમા જાય ત્યા તેમને દરેક સ્થળે સપૂર્ણ સગવડ આપવી એવી અમારી ભલામણ છે મિ. મહેતા

જાપાનના પરમ મિત્ર છે." આ રીતે દરેક વર્તમાનપત્રમાં છપાવ્યું. અને પોતાની એજન્સીઓ (શાખા) માં પણ લખી નાખ્યું.

સૌ પહેલાં અમે ક્યોટો ગયા. ત્યાં બધી સગવડ મળી. કશો ચાર્જ ન લીધો. નાંગોયામાં પણ એમ જ. અમને થયું કે આ બરાબર નથી, તેથી અમે નાની નાની હોટેલોમાં ઊતરવા લાગ્યા મોટી પ્રસિદ્ધ હોટેલોમાં તો અમારે માટે અગાઉથી તમામ સગવડ તૈયાર જ હોય. મોટી પેઢીના મેનેજરો દરેક જાણીતા શહેરમાં અમારી રાહ જોઈને અમારા સ્વાગતની તૈયારી કરીને બેઠા હોય; તેથી અમે કોઈને ખબર ન પડે એમ સાવ અજાણી નાની હોટેલમાં અમારો ઉતારો કરી લેતા. ત્યાર પછી જ બીજે મળવા જતા. શેઠ લલ્લુભાઈએ અને અમે મશીનરી ખરીદવાની શરૂઆત કરી. રેશમ વણવાની ચારસો શાળ લલ્લુભાઈએ લીધી અને બમો અમે લીધી. યુરોપના પ્રમાણમાં મશીનરી ઘણી સસ્તી હતી. બ્લીચિંગ, ડાઇંગ ને પ્રિન્ટિંગના પ્લાન્ટો લીધા. બીજી પણ ઘણી મશીનરી લીધી. કેટલીક શ્રી કોટક એન્ડ કું. મારફત અને કેટલીક શેઠ ચતુર્ભુજ દોશી મારફત લીધી. લગભગ દશેક લાખનો માલ ખરીદ કર્યો.

જાપાનના લોકો પોતાના ઘરમાં ખૂબ સાદાઈ રાખે છે. ગમે તેવો મોટો શ્રીમંત હોય તો પણ તેના ઘરમાં ભારે મોટું ફર્નિચર નહિ હોય. ભાતનું પરાળ ભરેલી ચામડે મઢેલી સાદી ગાર ગાદલી રાખે. શ્રીમંતો પરાળને બદલે કપોક ભરે. કપોક એ સુંવાળું રેશમ જેવું એક જાતનું રૂ થાય છે. મલબાર કાંઠે, અમેરિકા અને આફ્રિકામાં તે થાય છે. મહેમાન આવે તેમને ગાદલી બેસવા આપે. ખુરશી કે સોફા ક્યાંય જોવા ન મળે ઘરમા ભગવાન બુદ્ધની એક મુર્તિ હોય, કોતરણીવાળો એક સુંદર નાજુક બાજોઠ રાખે મહેમાન કે ઘરધણી બહારથી આવે એટલે તેની સામે ગૃહિણી ઘુંટણભર બેસીને ત્રણ વાર નમન કરે. તેના બુટ લઈને બાજુ પર મૂકે ઘાસના રેસામાથી બનાવેલા સ્લિપર પહેરવા આપે, જેથી ઘર ચોખ્ખા રહે. કપડામા તેઓ ઓવરકોટ જેવું પગ સુધી પહોંચતું બદન પહેરે, એને કીમેનો કહે છે. ફૂલવાડી જેવુ રંગીન એ કપડુ હોય. ચડ્ડી અને ચડ્ડીમાં ખોસેલું પહેરણ. માથે સુંદર રીતે વાળ ઓળે. અંબોડા ન બગડે તેનું ધ્યાન રાખે. લગ્નમા વારસામા ઘરેણુ મળે તે પહેરે.

આખા જાપાનનો મુખ્ય ખોરાક મચ્છી અને ભાત છે. મૂળાનું અથાણું કરે જાપાનમાં મૂળા બહુ મોટા થાય છે. તેને આડા વાવે છે. લાકડાની ચાર ફૂટની મોટી કોઠીમાં અથાણાં વરસો સુધી રાખે છે. રાઈના પાણીમાં બોળી રાખે. જમવા બેસે ત્યારે કોઠીમાંથી લાકડાના ચીપિયા વડે પતીકાં કાઢીને બાજુમાં મૂકે. બે ચીજથી વધારે ન રાંધે, ભારે કરકસર કરે. સ્વચ્છતા અને સુઘડતામાં જાપાનનો નંબર પહેલો આવે. ઘરમાં જરા પણ કચરો પડવા જ ન દે. કાંઇ કચરામાં નાખવાનું હોય તે આંગણે મૂકેલા પીપમાં નાખે. તે પીપ ઢાંકી રાખે. સવારમાં જુદી જુદી વસ્તુ લેનાર નીકળે એ પીપમાંથી કોઇ કાચના ટુકડા લઈ લે, કોઇ કાગળ લે, તો કોઇ ખાતર પૂંજે. દરેક ચીજનો ઉપયોગ થાય. કશું નકામું ન જવા દે.

આપણાં ગામડાઓમાં બે ચીજ ખાવામાં હોય છે. શહેરના માણસોએ ભોજનમાં ઝાઝી ચીજો ખાઈને બીમારી વધારી છે.

પ્રવાસમાં ઉતારુની સગવડ ખૂબ સચવાય. રેલવે-ગાર્ડ આખી ટ્રેઇનમાં ફર્યા કરે એક છેડાથી બીજા છેડા સુધી. ઉતારુઓને પૂછે, 'તમારે કાંઈ તકલીફ છે? કંઈ મુશ્કેલી હોય તો છેડે મારી કેબિનમાં આવજો.'

એક વાર મિલિટરીના માણસોને પેસેંજર ટ્રેઇનમા જવાનું હતું. ત્રીજા વર્ગમાં ભીડ હતી. તેથી ગાર્ડે કહ્યું: ત્રીજા વર્ગના ડબ્બામાં બહુ ભીડ છે. બીજા વર્ગના ઉતારુઓને હરકત ન થાય તે રીતે સૌ બીજા વર્ગમાં બેસી જાઓ. ' એક પછી એક સોલ્જરો શાંતિથી બીજા વર્ગના ડબામાં બેઠા. થોડાં સ્ટેશન ગયાં, ત્રીજા વર્ગમાં જગ્યા થઈ, એટલે ફરી પાછી સૂચના અપાઇ: હવે ત્રીજા વર્ગમાં પૂરતી જગ્યા થઇ છે. કૃપા કરી સૌ ત્યાં પહોંચી જશો' સૌ શાંતિપૂર્વક એકદમ બીજા વર્ગમાથી ઊતરીને ત્રીજા વર્ગમા ચાલ્યા ગયા.

જાપાનમાં બીજો એક એવો રિવાજ છે કે પુરુષ ઊભો હોય ત્યાં સુધી સ્ત્રી ન બેસે, એટલી મર્યાદા રાખે. અમારા પ્રવાસમાં એક નાનકડો કિસ્સો અમે જોયેલો. એક જાપાનીઝ કુટુંબ અમારા ડબ્બામાં આવ્યુ સ્ત્રી પુરુષ અને બાળક વગેરે હતા. ડબ્બામા જગ્યા ન હોવાથી તે સૌ ઊભાં

હતાં મારા પત્ની સાથે હું સામી સીટ ઉપર બેઠેલો. એ જાપાનીઝ બહેનને બાળકને તેડીને ઊભેલાં જોઇ હું ઊભો થયો અને મારાં પત્નીની બાજુમાં તેમને માટે જગ્યા કરી આપી એ બહેનને ત્યાં બેસવા કહ્યું. એ બહેન બાળકને લઇને બે કલાકથી ઊભાં હતાં, થાકેલાં હતાં, છતાં, તેમણે વિનયપૂર્વક બેસવાની ના પાડી અને કહ્યુઃ ' મારા પતિ ઊભા છે એટલે મારાથી ન બેસાય આપ તેમને જગ્યા આપશો તો ઉપકાર થશે ' આમ કહી એ બહેન ઊભાં જ રહ્યાં પતિપત્ની વચ્ચે આવો સદ્ભાવ જોઇ અમને આનંદ થયો.

જાપાનમાં સરકારના કાયદાથી સૌ બહુ ડરે. કોઇ પણ માણસ ગમે તેવો મોટો હોય પણ ગુનામાં હોય તો એને સખત સજા થાય. ગાર્ડે કોઇ વાર ભૂલ કરી હોય તો હારાકીરી (આપઘાત) કરે, સરકારી નોકર કે પ્રજાજન ગંભીર ગુનામાં આવે તો પકડાઇને સજા ભોગવવામાં શરમ માને; એ કરતાં આપઘાત કરીને મરી જવું વધુ ઉત્તમ ગણે, એમાં ગૌરવ માને. ભારે શિસ્તવાળી અને સ્વમાની પ્રજા છે.

અમે કેટલીક ફેક્ટરીમાં ગયા ત્યાં પતિપત્ની બંને ડાયરેક્ટર હોય. તે પણ મજૂરો સાથે જ કામ કરે મજૂરોની સાથે કામ કરવામાં નાનપ ન માને. અમે કારખાનુ જોવા ગયા ત્યારે મજૂરો સાથે કામ કરતા સંચાલક દંપતી કામ કરવાનાં કપડાં બદલી અમારી સાથે આવીને બેઠાં જમવા વખતે કેન્ટીનમા મજૂરથી માંડીને ડાયરેક્ટર સુધી સૌ કેન્ટીનમાં સાથે જ બેસે. ગંદકીનું નામનિશાન ન મળે સ્વર્ગ જેવું બનાવીને રહે

આપણા દેશમા એક પુરુષ મજૂર ૧૨ થી ૧૬ આટોમેટિક લૂમ ચલાવે છે, જ્યારે જાપાનમા એક મજૂર એવી ૪૦ થી ૬૦ લૂમ ચલાવે છે. પુરુષો વીશ ટકા અને સ્ત્રીઓ એશી ટકા મિલોમા અને ફેક્ટરીઓમા કામ કરે છે ગૃહઉદ્યોગમા જાપાનને કોઇ ન પહોચી શકે. દરેકના ઘરમા નાના-મોટા ગૃહઉદ્યોગ હોય જ. સાજ સુધીમા એકથી બે યેન પેદા કરે અને એટલાથી સંતોષ માને કોઇ નવરું ન દેખાય. મધમાખી પેઠે આખો દેશ ઉદ્યમી છે ખોરાક અને રહેણીકરણી સાદા અને સસ્તા. જીવન બિલકુલ ખર્ચાળ નહિ નાહવું હોય તો ઠેકઠેકાણે સ્નાનગૃહ એક સેન્ટમા નાહવાનુ પાણી મળે, નાહવા જવા માટે પ્લેટફોર્મના પાસની પેઠે એક સેન્ટ નાખવો પડે, એટલે દરવાજો ખૂલે ટુવાલ-સાબુના પાચ

સેન્ટ (બાર આનાનો એક યેન; એક યેનના સો સેન્ટ.) સૌ કાણામાં સેન્ટ નાખીને નાહી આવે. આપણે ત્યાં ઘર આગળ દરેકને ગરમ પાણી કરવું પડે. કેટલાક પાણી વિના મહિનાઓ સુધી નાહતા નથી. એવું ત્યાં નથી. ટ્રામ પણ સસ્તી. રેલવે સસ્તી. સિનેમાઘર પણ સસ્તાં, ત્રીશ સેન્ટમાં સિનેમા-નાટક જોઈ શકાય. તેમાં પાંચ સેન્ટ સરકારનો કર જાય સિનેમાના વર્ગ જુદા નથી, દરેક સાથે બેસે. એક શો પૂરો થયા પછી બેસી રહે તો એ જ ટિકિટમાં બીજો શો પણ જોઇ શકાય. ઊઠીને બહાર જાય તો બીજી ટિકિટ લેવી પડે. મોટર સસ્તી. એક માઇલના ત્રીસ સેન્ટ. વીજળી પણ સસ્તી. જીવનધોરણ એકંદર ઘણું સસ્તું, જ્યારે આપણે ત્યાં દિવસે દિવસે મોઘું થતું જાય છે.

જાપાનમાં ઉચ્ચ કેળવણીની પ્રથા આપણા જેવી ખર્ચાળ નથી. ત્યાં મોટી ઉંમરના વિદ્યાર્થીઓ પોતાના શિક્ષણ ખર્ચ માટે કમાણીનાં સાધનો ઊભાં કરે છે. વિદ્યાર્થીઓ ને વિદ્યાર્થિનીઓ કૉલેજમાં નાટક તૈયાર કરે. વ્યાખ્યાન-ગૃહમાં નાટ્યપ્રયોગો ભજવે. તેમાં નાટ્યકલાના જાણકાર સ્ત્રી-પુરુષો પણ મદદ કરે. સાક્ષરો વિના પુરસ્કારે નાટકો લખી આપે મોટાં શહેરોમાં આવી મ ળીને જ નાટક ભજવવાના પરવાના મળે. એમાંથી જે રકમ ઉત્પન્ન થાય તેમાંથી કૉલેજનુ ઘણુંખરૂં ખર્ચ નીકળે. હાઇસ્કૂલો ને યુનિવર્સિટી ચાલે. સરકાર પર બને તેટલો ઓછો બોજો પડે તેની કાળજી દરેક વિદ્યાર્થી રાખે. ધર્માદો સરકારને જ આપે. ખાનગી સંસ્થા ચલાવી ન શકાય. મંદિરોનો કબજો સરકાર પાસે છે તેમાં પૂજારીને પગાર મળે. બાર વર્ષ સુધીના બાળકોનું પ્રાથમિક શિક્ષણ જાપાનની માતાઓના હાથમાં જ હોય છે. માતૃહૃદય સરળ, નરમ અને પ્રેમાળ હોય છે, તેથી બાળઉછેરનું કામ ત્યાં સ્ત્રીઓ જ કરે છે. પ્રાથમિક શાળાઓમાં શિક્ષિકાઓ જ ભણાવે છે. ત્યા રમત-ગમતના સાધનો રાખવામાં આવે છે જાપાનીઝ બાળક બાર વર્ષનું થાય એટલે તેને ફરજિયાત બંદૂક વાપરવાનું શીખવવામા આવે છે. અંગ્રેજી ભણતરનો ત્યાં બિલકુલ મોહ નથી. એક જાપાનીઝ મિત્રને મેં પૂછયું, '*તમારા માખીના ટાંગા જેવા અક્ષરો છે તો અંગ્રેજી લિપિ* અપનાવતા કેમ નથી?' તેમણે મને જવાબ આપ્યો, 'મા કદરૂપી હોય તોપણ વહાલી લાગે છે. તેમ અમને અમારી લિપિ વહાલી છે. અમે અમારી લિપિ અને ભાષા ભૂલી જઈએ તો ગુલામ બનીએ. તમે તેમાં જ ગુલામ બન્યા છો'

જવાબ સાંભળીને હું ચૂપ થઇ ગયો. પાંચ ટકા અંગ્રેજી ભણતર હશે; પંચાણું ટકા માતૃભાષા શીખે છે.

બાળક શાળાએ આવે ત્યારે તેની ડોકમાં એક ચોપડી બાંધેલી હોય, તેમાં તેનાં મા-બાપનું નામ ઠેકાણું લખેલું હોય. શાળાને દરવાજે નર્સ દવા લઇને બેઠેલી હોય તે શરીર તપાસે, નખ, દાંત, કાન, આંખ, વાળ, જીભ, એમ બધું જુએ, એમાં મેલ હોય તો સાફ કરે. માબાપોની કાળજીની ખામી હોય તો ચોપડીઓમાં નોંધ કરી જણાવે કે તમે અમુક ભૂલ કરી છે. તે ધ્યાનમાં રાખજો. એક-બે વાર જણાવે; ત્રીજી વાર ભૂલ કરે તો છ મહિના, બાર મહિના એના બાળકને ઘેર રાખવાની સજા કરે. છાપામાં આવે કે, 'અમુક બાઇએ પોતાના બાળકની કાળજી ન રાખી તેથી બાળકને આટલા માસની સજા થઇ છે.' છાપે-ચડે એટલે શરમાય; કોઇક આપઘાત પણ કરે. ભારતની પ્રજા બાળકોને આવી રીતે કેળવી શકતી નથી. જાપાનમાં સ્ત્રી-શકિત એટલી બધી જાગૃત છે કે તેના મહિલામંડળની સભ્ય સંખ્યા ત્રીસથી ચાલીશ લાખની છે. વાર્ષિક એક યેનની ફી રાખી છે. મહિલામંડળની પાસે કરોડો યેનનું ફંડ છે. દુઃખી અને અશક્ત સ્ત્રીઓને તેમાંથી મદદ મળે છે મહિલામંડળની અનેક શાખાઓ છે

જાપાનની પ્રજા મિતભાષી છે. વગર જોઇતું કોઇની સાથે બોલે નહિ બજારમાં પણ અવાજ અને ઘોંઘાટ નહિં. રાત-દિવસ પોતાના કામ સિવાય બીજી વાત નહી. શેઠ શ્રી. ઇતોની ડાયમંડ મિલ જોવા અમે ગયા હતા. ત્યા એંશી ટકા બાઇઓ કામ કરતી હતી અમે બધી શાળ તપાસી, પણ કોઇ બહેને અમારી સામે ન જોયું, પોતાના કામમાં દરેક મશગૂલ હતી. આપણે ત્યાં તો ઠિહસલો, ધમાલ અને પારકી વાતોના ચાપડા ઝૂડવાને લીધે આપણા કામમાં એકસૂત્રતા નથી. મેનેજર કે શેઠ મિલ તપાસવા નીકળે, ત્યારે ઠિહુસલથી ચેતવી દે. શેઠ જાણે કે બધા કામ કરે છે. બેપરવાઈને લીધે કામમાં નુકશાની આવે છે. બીજી એક પ્રથા એ જોઇ કે માબાપને પૈસાની જરૂર હોય તો પોતાની દીકરીને મિલમાં કામે મોકલે, અને બે વર્ષનો પગાર એડવાન્સ લે. મિલમા હોસ્ટેલ બાંધેલી હોય ત્યાં તે રહે. ખાય-પીએ, સખત કામ કરે અને માબાપને મદદ કરે.

એક વાર જાપાનીઝ માલ ઉપર બ્રિટિશ કોલોનીમાં મોટી જકાત પડી. એવા કોટા કર્યા કે બ્રિટિશ કોલોનીમાં જાપાનનો માલ ન વેચાય. દુનિયાના બજારો સાથે હરીફાઇ થઇ. જાપાનને એની સામે ટકી રહેવાનું હતું. જાપાનીઓમાં દેશભાવના ક્રિયાશક્તિ અને પ્રમાણિકતા હોવાથી મજૂરો સખત કામ કરવા લાગ્યા. એક કલાક વગર પગારે વધારે કામ કરવાનું ઠરાવ્યું અને પોતાના પગારમાં દશ ટકા મરજિયાત કાપ મૂક્યો. મજૂરોની આવી દેશભક્તિ હતી. માલિકો વધારે ઉત્પાદન થાય અને નફો રહે ત્યારે દશથી વીશ ટકા સૂધી મજૂરોને બોનસ વહેંચી આપે. કોઇ પણ જાતનો કચવાટ નહિ, ધાંધલ નહિ; દરેકને સંતોષ અને આનંદ. દરેક ઉદ્યોગને, કારખાનાંઓને ત્યાંના લોકો પોતાનાં દેશની મિલકત માને છે. એ ઉદ્યોગો ઉપર તેમનું જીવન છે.'

બ્રિટિશે જ્યારે જાપાનના માલ ઉપર ભારે જકાત નાખી ત્યારે આખા જાપાનના મજૂરો એકઠા થયા. તેમણે વિચાર કર્યો કે દેશની ઈજ્જત સાચવવી જોઇએ. એમાં જાપાનની પ્રજાની સલામતી છે. આઠ કલાકનો 'ઇન્ટર-નેશનલ મજૂર એગ્રીમેન્ટ' નો કાયદો હતો. એથી ઓછું કામ થાય, વધારે નહિ. મજૂરોએ ઠરાવ કર્યો કે દશ ટકા પગાર ઓછો લેવો અને વધારાની મજૂરી લીધા વિના એક કલાક કામ વધુ કરવું. બ્રિટિશની જકાત પચીસ ટકા વધારે પડી તો મજૂરોએ ત્રીસ ટકા ફાયદો કરી આપ્યો; તેથી ઉદ્યોગધંધા ટકી રહ્યા હિંદમાં આમ બન્યું હોય તો ધંધા ભાંગી પડે.

દેશભક્તિ અને એકતા એ જાપાનનું ખરું બળ છે. જાપાનમાં કોઇ પણ પરદેશી આવીને વસ્યો હોય તો તેના ઘરમાં કામ કરતી જાપાનીઝ બાઇ એ પરદેશીની રહેણીકરણી અને આચારવિચાર ઉપર નજર રાખે અને પોલીસમાં જઇ તેની નોંધ કરાવે. એટલી બધી એના દેશને એ વફાદાર હોય છે. એ લોકો ઘણા જ ચકોર અને બુદ્ધિશાળી છે. ઉપલક દૃષ્ટિએ જોતાં આપણને લાગે કે તેઓ કશું સમજતા નથી; પરંતુ, ખરી રીતે ઝીણામાં ઝીણી વસ્તુ પણ એમના ધ્યાનમાં હોય છે. એમને રાતદિવસે એક જ ઝંખના રહે છે કે, આપણા દેશની ઉન્નતિ કેમ થાય ?'

જાપાનીઝ સ્ત્રીઓ કલાકાર હોય છે કોઇ પણ વસ્તુ ઝપાટાબંધ ગ્રહણ કરી લે છે. સરકારે નવી વસ્તુઓ શીખવવા માટે ઠેરઠેર નિષ્ણાતો

રાખ્યા છે. જેને જે શાખવું હોય તે વિષે તે ખાતાના મુખીને ટેલિફોન કરે. ત્યાંથી નિષ્ણાત આવે, બે દહાડા રહે અને કામ બતાવી જાય. ત્યાંની એસોસીએશન અને સરકાર બંને આ બાબતમાં ખૂબ જાગૃત છે. જાપાનમાં ચામડું બહુ થતું નથી, તેથી જાપાનીઓ લાકડાની સપાટો પહેરે છે અને ઘાસના જાડા રેશામાંથી બનાવીને પણ પહેરે. દેશની જ ચીજ તેઓ વાપરે છે.

ત્યાં પગારનું ધોરણ આપણા કરતાં ઘણું ઓછું છે ત્યા વીવિંગ માસ્તરને બસો યેન મળે છે; આપણે ત્યાં પાંચસોથી હજાર રૂપિયા. ત્યા મેનેજરને પાંચસો યેન મળે છે, તો અહીં એકથી બે હજાર રૂપિયા.

જાપાનના લોકો પોતાને સૂર્યવંશી કહેવરાવે છે. તેમના ધ્વજમા સૂર્યનું ચિહ્ન છે દરેક બાળકના હાથમાં એ ધ્વજ હોય છે. લડાઇના વખતમાં 'જાપાનની ફતેહ' (બાંઝાઇ) એ એમનો રાષ્ટ્રનાદ છે. વિદ્યાર્થીઓ ચાંદ રાખે તેમાં પણ સૂર્ય લટકાવે. જાપાનની પ્રજા સૂર્યપૂજક ગણાય છે

ચીન સાથેની લડાઇમાં શાંઘાઇ આગળ જાપાનનું સૈન્ય પાછું હઠવા લાગ્યું. ચીનાઓનું ભારે દબાણ થયું. એ વખતે સરકારે પ્રજાજોગ એક સંદેશો પાઠવ્યોઃ દેશને ખાતર પાંચ લાખ સૈનિકોની જરૂર છે. કોબે અને નાગાસાકી બધાં બંદરોથી લશ્કરી મનવારો ઊપડશે. જેઓ દેશરક્ષા ખાતર ભોગ આપવા તત્પર હોય તેમણે ગમે તે સ્થળે પહોચી જવું

વાયુ–વેગે સંદેશો પહોચી ગયો અઢારથી પિસ્તાલીસ વર્ષ સુધીના પુરુષો જે વાહન મળ્યુ તેમા બેસીને ચાલી નીકળ્યા. ગાડીથી, રેલવેથી, ઘોડાથી, બાઇસિકલથી કે પછી પગપાળા, મોટરથી ચોવીસ કલાકમા પાચને બદલે દશ લાખ સૈનિકો આવી પહોચ્યા

શહેરની દશ લાખની વસતિ તેમા બીજા દસ લાખ આવી પહોચ્યા, તેમને ખવરાવવું શું ? રાખવા કયા ? સરકાર વિચારમા પડી ગઈ તરત જ એમણે પ્રજાજોગ–શહેરી માતાઓને વિનતિ કરી રેડિયોથી જાહેર કર્યું: 'દેશને માથે સંકટ છે, લડાઇ ચાલે છે ચીન જેવી મોટી પ્રજા સામે જગ છે. પાંચ લાખની માગણી કરેલી પણ દશ લાખ

આવ્યા છે. આપણી પિતૃભકિતની એ નિશાની છે. પણ આ બધાને કયાં રાખવાં ? શહેરની બહેનોએ બધાને પોતાના ઘરમાં બે દિવસ રાખે એવી વિનતિ છે. જેના ઘરમા મનાસ થાય તે લઈ જાય રોજ બબ્બે લાખ મોકલી શકશું એટલી મદદ માતાઓ કરે. ત્રણ કલાક પોતાનુ કામ બંધ રાખે મહેમાનને સાચવે.' સ્ત્રીઓએ તરત જ કામ બંધ રાખ્યું. જે સૈનિકો જ્યાં મળ્યા ત્યાંથી એક-બે એમ પોતપોતાને ઘેર લઇ ગઈ તેમને સાચવી લીધા

પાંચ દહાડામાં પાંચ લાખને મોરચા ઉપર મોકલી આપ્યા બીજા પાંચ લાખને પાછા પોતપોતાને ઘેર જવા કહ્યુ જરૂર પડયે ફરીથી બોલાવવાની ખાતરી આપી, તે દરેકના સરનામાં લઇ લીધાં. આવી દેશભાવના હોય તે દેશ સ્વતંત્રતા જાળવી શકે, તે દેશ ઊંચો આવે આ ભાવના આપણા દેશે અપનાવવાની જરૂર છે. જાપાનીઝ પ્રજાની ઊચી ભાવના અને નીતિમત્તાનું આ પ્રસગ ઉપરથી માપ નીકળે છે

એ દિવસોમાં ગલીકૂચીએ 'બાઝાય' એટલે 'જાપાનની ફત્તેહ' ના નાદ ગાજતા હતા. કાગળના સૂર્ય-ચિહ્ન અંકિત વાવટા ફરકતા હતા. ઠેકઠેકાણે બહેનો રક્ષાબંધન કરતી. હજાર બહેનો હજાર સૈનિકોને આનંદથી શુભાશિષ આપતી. બધા સૈનિકોને કંઇક ને કંઇક બક્ષિસ આપતી. એ વખતે ઘોંઘાટ થવાથી સરકારી કામમા વિક્ષેપ પડયો. રેડિયો દ્વારા વિનંતિ કરાઇ. 'શાંતિ રાખો' વાવટા લઇને સ્ટેશને વિદાય આપવા જેમને જવું હોય તે જાય.

એ સૈનિકો સ્વયસેવક તરીકે જતા હતા. તેમના કુટુંબના નિર્વાહને માટે તેઓ જ્યાં કામ કરતા હોય ત્યાંથી અર્ધો પગાર ચાલુ રહેતો. ત્યાં સૈનિકો પગાર લેતા નથી. દેશસેવા મફત આપે છે ઘણા જ ઓછા પગાર લેનારા હોય છે. માત્ર ૧૫ સેન્ટ સિગારેટ માટે મળે. આ રીતે પાચ લાખ સૈનિકો ઊપડી ગયા.

જાપાનમા અમે ત્રણ મહિના ગાળ્યા થોડા દિવસ બાકી રહ્યા ત્યારે મિત્રોએ વિદાય સમારભો યોજ્યા ઇંડિયન એસોસીએસનની કલબ હતી, તેમા ૧,૨૦૦ થી ૧,૫૦૦ જણ બેસી શકે તેવી સગવડ હતી એ ભાઇઓએ અમને ખાણું આપ્યુ એક હજાર ભાઈબહેનો મળ્યાં તેમાં સાડા ત્રણસો જેટલા જાપાની મિત્રો હતા. તેઓ મોટીમોટી પેઢીના માલિકો હતા સૌ ની

થે ગાઢ વેપારી સંબંધ હતો. યુક્ત પ્રાંતના મિ વાહેજ કરીને એક
દ્વાન ભાઈ ત્યાં છાપું કાઢે છે. તેઓ જાપાની ભાષામા બોલ્યા. અમે
દીમાં બોલ્યા. તેઓ તેનો તરજૂમો કરતા ગયા. આ રીતે મિત્રોને
ળવાની તક મળી તેથી આભાર માન્યો. પછી મેં કહ્યું: જાપાન સૂર્યવંશી
ભારતે જાપાન અને ચીનને ધર્મ અને સંસ્કૃતિ આપ્યાં છે, અંધકાર
ો ત્યાં પ્રકાશ આપ્યો છે, શાંતિનો સંદેશ આપ્યો છે. જાપાન સૂર્યવંશી
તેમ અમારામા પણ ઘણા સૂર્યવંશી છે એ રીતે ધાર્મિક બંધુત્વ છે.
તિ-બંધુત્વ છે ભગવાન બુદ્ધે અમારા દેશમા જન્મ લીધો, પણ તેમનો
ર્મ અહીં અને ચીનમાં ટકી રહ્યો છે. એશિયાભરમા જાપાન શક્તિશાળી
ત છે અમે તમારી પાસે બીજું નથી માગતા, પરંતુ અમે સ્વતંત્રતા
ટે શાંતિની લડત કરીએ તેમા તમે સહાય કરજો. તમારા દેશમા
દીઓ વેપાર કરે છે, તેમના પ્રત્યે તમે જે માન અને પ્રેમ રાખો છો
બદલ આભાર માનું છું જાપાન કર્મવાદી પ્રજા છે સ્ત્રીઓની ઉન્નતિ
ટે જાપાન જગતભરમા પંકાય છે એવુ અમે સાભળેલું. તે અમારા
વાસમા અમે નજરે જોયું. તમારી પ્રજા વીર પ્રજા છે. ઉદ્યમી અને
માણિક છે. શિસ્ત અને વ્યવસ્થા અહીં નમૂનેદાર છે. તમારી પાસેથી
મારે ઘણું શીખવવાનુ છે.'

મારા કથનના જવાબમા મિ ટાબુટી કેશાના મેનેજર મિ. સાસા
રા, જેઓ મુંબઇમા ઘણા વર્ષ રહી ગયેલા તેઓ બોલ્યા: 'ભારત
એશિયાનુ અંગ છે, પરંતુ પરતંત્ર છે તેથી દુ:ખ થાય છે અમારો
પાર દેશદેશાવરમા ખીલવવામાં અને આફ્રિકાનું રૂ આ દેશમાં
ોકલવામા, જે વેપાર અમે નહોતા જાણતા તેમા હિંદીઓએ અમને
દદ કરી છે, તે બદલ જાપાન તમારો બધાનો આભાર માને છે. અમે
મારા દેશને મદદ જરૂર કરશુ આપ અમારા દેશમા આવ્યા તેથી
અમને ખૂબ આનંદ થયો છે' આ રીતે અનેક મેળાવડા અને પાર્ટીઓ
ઈ. જેવું ઉમળકાભેર સ્વાગત કરેલુ તેવી જ ભાવભરી વિદાય આપી.

ટોકિયોમા રાજા મહેન્દ્રપ્રતાપ રહેતા હતા. તેઓ એક મહાન
ાંતિકારી પુરુષ હતા શહેરથી છ માઇલ દૂર એક ઓરડી બાંધી તેઓ
હેતા. વિદ્યાર્થીઓને તેઓ પોતાને ઘેર રાખતા. જાપાની ભાષા તેઓ
ીખવતા. તેઓ માસિક પંદર રૂપિયા ટ્યુશનના લઇ ગુજરાન ચલાવતા.

તેઓને ઇંડિયન એસોસીએન તરફથી મદદ મળતી. સને ૧૯૧૧મ દિલ્હીમાં બૉંબ ફેંકાયેલા ત્યારે તેઓ વિદેશમાં ચાલ્યા ગયેલા. એમની મિલકતમાંથી વૃંદાવનમા 'પ્રેમમહાવિદ્યાલય' નામની મોટી સંસ્થ ચાલે છે. તેમની મુલાકાત એસોસીએશનમાં થયેલી. તેમણે પોતાની જીવનકથા કહી. તેઓ સાઇબિરિયાના રસ્તે રશિયા પહોંચેલા ત્યાંથ જર્મની અને ઇટાલી ગયેલા. હિટલર અને મુસોલિનીને મળેલા. હિંદમા તેઓ ગુનેગાર ગણાતા ભારત સ્વતંત્ર થયું. ત્યાર પછી તેઓ દેશમાં આવ્યા છે. પોતાની આખી જાગીર ત્રીશ ગામની ઉપજનું ટ્રસ્ટ કરી સંસ્થાને અર્પણ કર્યું છે. વયોવૃદ્ધ તપસ્વી વાનપ્રસ્થ જીવન ગાળે છે અનેક ભાષાઓ તેઓ જાણે છે. તેમની મુલાકાતથી મને ખૂબ આનંદ થયો.

મિ. કોબાશી મારા મિત્ર હતા. તેમના માતા ગુજરી ગયાં. તેમની આફ્રિકામાં પેઢી હતી. તેઓ આપણા દેશની જેમ સૂતક પાળે. ઉત્તરક્રિયા વખતે એકથી સો યેન સુધી ચાંદલાની પેઠે રકમ આપે. આપણે ત્યાં અગાઉના જમાનામાં રાખડી મોકલતા તેઓ રિવાજ ત્યાં પણ છે. ગરીબ માણસ પણ ઉત્તરક્રિયા કરી શકે અહીં સપ્તાહ બેસે છે, તેમ ત્યાં પણ બેસાડે, આપણા જેવાજ રિવાજ છે. મેં કાગળમાં ૫૦ યેન મોકલ્યા આશ્વાસનનો તાર કર્યો. એક નાની પાર્ટી પણ આપી.

એક નાનો પણ રમૂજી પ્રસંગ અહીં આપું:

અમારી સાથે અમે એક સુતાર લઇ ગયેલા. મિલના નકશી પાડવાના લાકડાનાં જે કાર્ડ આવે છે. તેમાં સાળ ચાલતી હોય ત્યારે નકશી થાય. બુટ્ટામાં પણ ઉપયોગી. તે જોવા માટે તેમને લઇ ગયેલા. મિસ્ત્રી બહુ ધર્મચુસ્ત હતા, તેથી તેમણે રસ્તામાં કાંઇ ખાધું નહિ બંદરે ઊતરી કોઇકને ઘેર જમ્યા. રસ્તામાં ગોળપાપડી અને ગાંઠિયા ખાધેલા તેથી દાઢ દુઃખવા આવી. મોઢું સૂજી ગયેલું. દવા કરાવી પણ જલદી ન મટ્યુ. દાઢ સખત દુઃખતી હતી. મુંબઇના શેઠ શામજી કાળીદાસ સવાણી ઍન્ડ કું. ની ઑફિસ સામે એક બગીચો હતો. તેમાં મિસ્ત્રી લમણે હાથ દઇ બેઠેલા. અચાનક પોલીસની નજર ગઇ. મિસ્ત્રીને આ રીતે બેઠેલા જોઇને તે તેમની પાસે ગયો અને તેમને પોલીસ-સ્ટેશને ઉપાડી ગયો. મિસ્ત્રી ગભરાયા. ભાષા ન સમજે. પોલીસે પૂછ્યું. 'થાયસો કોણ ?' મિસ્ત્રીને એક શબ્દ આવડતો હતો. થાયસો એટલે શેઠ, તેથી મિસ્ત્રી

બોલ્યા, ' થાયસો દોશી '. પોલીસે દોશીને ટેલિફોન કર્યો. તમારો માણસ અહીં આપઘાત કરે છે. જલદી આવો.' અમે તરત જ મોટર લઈને ત્યાં દોડી ગયા. મિસ્ત્રી બેઠા હતા. અમને જોઇને કહે, ' દાઢ બહુ દુઃખતી હતી. બગીચામાં લમણે હાથ દઈને બેઠેલો, ત્યાંથી આ પકડી લાવ્યો. અમે પોલીસને પૂછયું. ' આને શા માટે પકડયો ' પોલીસ કહે, લમણે હાથ દઇને બેઠેલો.'

' પણ તેથી શું થઈ ગયું ?'

' અમારા દેશમાં આપઘાતની એ નિશાની ગણાય છે. જે આપઘાત કરવાનો હોય તે જ લમણે હાથ દઇને બેસે.' અમે હસીને કહ્યું, 'અમારે ત્યાં તો આખો દેશ લમણે હાથ દઇને બેઠેલો છે અમારા દેશમાં દુઃખની અથવા થાકેલાની એ નિશાની છે.' પછી એણે નોધ કરી રજા આપી

જાપાનમાં ઠેરઠેર બૌદ્ધ મંદિરો આવેલાં છે. નારા નામનુ એક ગામ આવેલું છે ત્યાં બુદ્ધની બેઠેલી મૂર્તિ છે, મોટો ઘંટ લટકાવેલો છે એક લાંબા લાકડાથી દોરી ખેંચીએ એટલે એ વગડે. એ ઘંટ જે વગાડી જાય એને પાછા ત્યાં આવવું જ પડે એમ કહેવાય છે. મંદિર મોટે ભાગે સરકારને હસ્તક હોય છે. પૂજારીને પગાર મળે છે. કોઠીમા ચપટી ચોખા નાખે, ત્રણ તાળી પાડી નમન કરે. ઘૂંટણભર બેસી પ્રાર્થના કરે. મંદિરમા અપૂર્વ શાંતિ એ રીતે દર્શન કરી જાય. લશ્કરી માણસો લડાઇમાં જતા પહેલા ભગવાનને નમન કરીને જાય. તેમના દેશમાં અનાજ ઓછું થાય છે, તેથી તમામ પ્રજા માસાહારી છે; છતા ભગવાન બુદ્ધને ખૂબ માનથી પૂજે છે

અમે નાગોયાના બુદ્ધ મંદિરમા સુદર નૃત્ય જોયુ. પીળા વસ્ત્ર પહેરી આપણે ત્યા જેવું ' દેવદાસી 'નુ નૃત્ય થાય છે તેવું નૃત્ય હતું. જાપાનીઝ ભાષામા મંત્ર બોલતી જાય. સાધ્વી જેવી લાગે, પણ એ સાધ્વી નહોતી. ગૃહિણી હતી. નાચગાન પૂરુ થતા ભગવાનની મૂર્તિ સામે લાંબી થઇ નમન કર્યું. આખે હાથ અડાડી કોઈના સામું જોયા વિના ચાલી ગઇ. આપણી ઉપર એની ભાવનાની ઊંડી છાપ પડે છે. ઈશ્વર સાથે એકતાર થયા હોય તેવું લાગે. તેની સાથે બે સાધુ હતા. તેમની પાસે નાનું વાજિંત્ર હતું. એ વાજિંત્રના તાલ ઉપર તેણે નૃત્ય કર્યું

જાપાનના જેવી કલાકારીગરી મેં ભારતમાં કે યુરોપમાં નથી જોઈ. દરેક વસ્તુ અત્યંત કલામય અને છતા સસ્તી. એ શી રીતે બનાવે છે વેચાણુ કેમ પોસાતું હશે, એ એક અણઉકેલ કોયડો છે.

વિદ્યાર્થીઓ અભ્યાસ કરતાં કરતાં માબાપ ઉપર બોજારૂપ ન થઇ પડાય તે માટે કમાણી કરે છે. વિદ્યાર્થી એક ટ્રાયસિકલ રાખે તેમાં બેસવાની અને પાછળના ભાગમાં માલ ભરવાની સગવડ હોય એ ટ્રાયસિકલ લઈ બજારનાં ઊભો રહે. દુકાન ઉપર જઇને શેઠને વિનતિ કરે, 'એક યેનનું કામ આપો.' ગમે તે માણસનો માલ સ્ટેશને પહોંચાડે અથવા બંદર પર ગોડાઉનમાં લઈ જાય. ૧૬ થી ૧૮ વર્ષ સુધીના વિદ્યાર્થીઓ એ કામ કરે. એક યેન આપો એટલે ખુશ ખુશ થઇ જાય સ્ટીમર કે સ્ટેશન ઉપર બુકિંગ ઓફિસે જઇ નમ્રતાપૂર્વક કલાર્કને વિનતિ કરે: 'મારો શાળાનો સમય થવા આવ્યો છે. આપ જરા વહેલું પારસલ કરી આપશો? હું વિદ્યાર્થી છું.' આમ કહે એટલે કલાર્ક જલદી પતાવી આપે. રસ્તામા તેને માલ ચડાવવામા કે ઓફિસે માલ ઉતારવામાં દરેક માણુસ મદદ કરે. સાંજ સુધીમાં બે યેન પેદા કરે. ખર્ચ એક યેન આવે, એ રીતે એ પોતાનાં માબાપ અને દેશને ઉપયોગી બને

એક વાર અમે શેઠ શામજીભાઇ સવાણીની ઓફિસમાં બેઠા હતા. તેમના ભાગીદાર શ્રી દલીચંદ શેઠને બહાર જવાનું હતું. તેથી તેમણે પોતાના જાપાની હેડકલાર્કને ભલામણ કરી, આજે તમે સૌ રાતના દશ વાગ્યા સુધી કામ કરજો બિલો બનાવજો, અહીં જમજો. તમને વધારે સારું ખાવાનું આપશું. મચ્છી, માચ, ઈંડા, ચાવલ ચા (જાપાનનો દૂધ–ખાંડ વિનાનો) બધું મળશે.' આમ કહ્યું એટલે સૌએ ઊઠીને ત્રણ વખત નમન કર્યું અને બોલ્યા, 'તમારો આભાર. અમને સુંદર ભોજન મળશે. પાચ કલાકનું કામ મળશે; કામ ઉપરાંત એક યેનનું ભોજન. ફરી ઉપકાર!' આવી નમ્રતા, સભ્યતાને શિસ્ત હોય તે રાષ્ટ્ર આગળ આવી શકે

સને ૧૯૩૭મા મારા બાળકો જાપાનના પ્રવાસે ગયેલાં તે વખતનો એક રસિક પ્રસંગ અહીં આપું છું. તેઓ અમારા મેનેજર સાથે ફરવા ગયેલાં. એક વાર કોબેના એક બગીચામા સૌ બેઠાં હતા. કંઈક કામ

માટે ખિસ્સામાંથી તેમણે પાકીટ બહાર કાઢેલું, તે ભૂલથી બાકડા ઉપર પડયું રહ્યું. તેઓ હોટેલમા ચાલ્યાં ગયાં. પાછળથી બાગના રખેવાળને પાકીટ હાથ આવ્યું. તેથી રખેવાળે પોલીસને ટેલિફોન કર્યો : 'કોઈનું પાકીટ અહીં બાગમાં પડી રહ્યું છે તેની અંદર ઘણી મોટી રકમ છે ?' પોલીસે રખેવાળને ઑર્ડર કર્યો કે, 'અહીં આપી જાઓ.' રખેવાળે તરત પોલીસ-થાણે પાકીટ પહોંચતું કર્યું. પાકીટમાં નામઠામ વગેરે હતું. જાપાનમાં કોઈ પણ પરદેશી આવે તો તેની નોંધ પોલીસ ખાતામાં હોય છે. છાપામાં પણ તેની ખબર આપવામાં આવે છે. પોલીસે નામઠામ જોઇ ઊતરવાનું સ્થળ શોધી કાઢ્યું અને હોટેલના મેનેજરને ફોન કર્યો. હોટેલના મેનેજરે તપાસ કરી તો છોકરાઓ સૂઇ ગયેલા. પોલીસને તેણે જવાબ આપ્યો. એ ગૃહસ્થ અમારે ત્યાં છે, પણ સૂઇ ગયા છે. સવારે ખબર આપશું. સવારે છોકરાઓ ઊઠયા, ચા પીવા બેઠા ત્યાં વેઇટરે પૂછયું, આપનું પાકીટ કયાં ? જરા ખિસ્સાં તપાસી જુઓ.' છોકરાઓએ ખિસ્સાં જોયા. પાકીટ ન હતું ફાળ પડી. પાકીટમાં પાંત્રીસ હજાર યેન, થોમસ કુકના ચેકો, રીટર્ન ટિકિટો અને નોટો હતા. હોટેલ-મેનેજરે પોલીસને ફોન કર્યો. પોલીસે સામેથી પુછાવ્યું, 'એ ગૃહસ્થ અહીં આવીને લઈ જશે કે પોલીસની સાથે મોકલું ?' 'અહીં આવીને આપી જાય. તો ઉપકાર.' પોલીસ પાકીટ લઇને આવ્યો છોકરાઓ રાજી થયા અને બક્ષિસ તરીકે ૧૦૦ યેન આપવા લાગ્યા. ત્યારે પોલીસે કહ્યું, 'આપનો આભાર માનું છું, પણ મને બક્ષિસ આપો છો તેથી મારા દેશનુ અપમાન થાય છે સેવા એ ધર્મ છે, બહારના પ્રવાસીઓ માટે કાળજી રાખવી જોઇએ. જેથી અમારો દોષ કોઈ કાઢી ન શકે અમારે ત્યા કોઈને તકલીફ પડી એમ ન લાગવું જોઇએ; એ જ અમારી દેશસેવા છે અમારા દેશની વિદેશમાં આબરૂ વધે એ જોવાનું છે,' આમ કહી નમન કરી પોલીસ ચાલ્યો ગયો.

આ રીતે કોઇ ચીજ નાટકશાળા, કે સિનેમાગૃહમાં ગૂમ થઇ હોય તો તે પોલીસને સુપરત થાય. મહિનાઓ સુધી તેની જાહેરાત અપાય 'મહેરબાનીની કરીને જેની હોય તે લઇ જાય ' એને માટે જુદું ખાતું રાખેલ છે કપાટમાં નામ લખીને મૂકી રાખે, માલિકી સાબિત કરીને લઇ જાય. છ મહિના રાહ જુએ, ગ્રાહક ન મળે તો લિલામ કરી એ રકમ બાલસેવાગૃહમાં મોકલી આપે

યુરોપિયનો અને અમેરિકનોએ જાપાનીઓની પરીક્ષા લેવા બજારમા નોટો વેરેલી. ગીની દાગીના અને પૈસા જ્યા ત્યા મૂકી રાખે. એમણે મનમા ધારેલુ' કે જાપાનીઓ એ ઉઠાવી લેશે; પણ એમણે ચોરીનુ નામ પણ સાભળેલું નહિ તેઓ જે વસ્તુ કે પૈસા મળે તે પોલીસમા સોપી દેતા એ રીતે જાપાનની નીતિમત્તાની તેમને ખાતરી થઈ

જાપાનીઓને નૃત્યકળાનો ખાસ શોખ છે. મોટા નાટયગૃહોમા અમેરિકન, ઇટાલિયન, ભારતીય નૃત્ય એમ તમામ દેશના નૃત્યો શીખવવામા આવે છે

પરદેશના પ્રવાસીઓ ઉપર જાપાનની સભ્યતા, સ્વચ્છતા અને આરોગ્યની સુંદર છાપ પડે તે માટે પાસપોર્ટ આપતા પહેલા દરેકની શારીરિક તપાસ કરે, તેમ ભાષા, રીતભાત, કપડા વગેરે દરેક વસ્તુ તપાસવામા આવે છે, જેથી વિદેશમાં ઉત્તમ આદર્શ રજૂ થઈ શકે જાપાનની પ્રતિષ્ઠા જગતમા કેમ વધે તેનો વિચાર દરેક જાપાની કરે છે. દુનિયામા જાપાનીઓ જ્યા જાય ત્યા તેમની સુંદર છાપ પડે છે આપણા લોકો તો સ્ટીમરમા ચડતા-ઊતરતાં પણ ધમાલ કરી મૂકે દક્ષિણ આફ્રિકામા માડાગાસ્કરમા આપણી રહેણીકરણી, રસ્તા પર ગંદકી કરવાની એવી ટેવ છે કે એને લીધે ત્યા આપણે માટે અમુક રસ્તા ઉપર ચાલવાની પણ મનાઇ કરવામા આવી છે દુનિયામાં આપણી આ ગંદી ટેવોને લીધે આપણી બે-આબરૂ થઇ છે કપડા, ઘર, દુકાન, ભાષા બધુ જ સ્વચ્છ અને સુઘડ હોય તો એક સંસ્કારી પ્રજા તરીકે જગતમા હિંદીઓની આબરૂ ફેલાય

જાપાનમા લશ્કરી તાલીમ ફરજિયાત હોવાથી સ્વચ્છતા, શિસ્ત, નિયમિતતા, સ્વાર્પણ ને નિર્ભયતાના ગુણો કેળવાય છે. આપણે ત્યા પણ ચૌદમા વર્ષથી લશ્કરી તાલીમ ફરજિયાત કરવાની જરૂર છે અને વળી સ્ત્રી-શિક્ષણને ઉત્તેજન મળે, માતાઓ તૈયાર થાય તેવી શિક્ષણ પદ્ધતિ ગોઠવવાની પણ જરૂર છે

જાપાનમા વેપારમા જુઠુ ન બોલાય એવી પ્રથા છે જુઠુ બોલવામા તેઓ મહાપાપ માને છે. જાપાનના વિદ્યાર્થીઓ નાનપણથી સાહસ અને દેશપ્રેમ શીખે તેવો અભ્યાસક્રમ યોજવામા આવે છે. શાળામાં સાહિત્ય,

ઇતિહાસભૂગોળ, વિજ્ઞાન નાટયપ્રયોગો, સિનેમા દરેકમાં દેશની ઉન્નતિ થાય તેવી દૃષ્ટિ રાખવામાં આવે છે. સિનેમાનાં ચિત્રો વેવલાં કે કે અનીતિપ્રેરક નથી હોતા ઐતિહાસિક, ધાર્મિક અને દેશભકિત કેળવાય એવાં ચિત્રો ત્યાં બતાવવામાં આવે છે,

ટોકિયોમાં અમે સંગ્રહસ્થાન જોયું, તેમાં જર્મનીએ રશિયાને ભેટ આપેલી મોટી તોપો હતી. એ તોપો જાપાને રશિયાને હરાવ્યું ત્યારે સને ૧૯૦૬માં ત્યાંથી આણેલી હતી એ. તોપો જાપાનનું સામર્થ્ય બતાવે છે.

પૂર્વ અને પશ્ચિમનો ભેદ જાપાનમાં જોવા મળે છે. પશ્ચિમની સંસ્કૃતિ કરતાં જાપાનમાં આપણને ઊલટું જોવા મળે છે. અમેરિકામાં ભોગવિલાસ, સ્વચ્છંદીપણું, સ્વેચ્છાચાર અને ઉડાઉપણું છે. જ્યારે જાપાનમા સાદાઇ, કરકસર, પ્રમાણિકતા, નીતિ, ધર્મ અને ગૃહ–ઉદ્યોગો છે.

પૂરા ત્રણ માસ અમે જાપાનમાં ગાળ્યા. ઘણું જોયું, જાણ્યું અને ઘણો અનુભવ મેળવ્યો. મિત્રોએ ખૂબ પ્રેમ બતાવ્યો અમે જ્યારે યંત્રો ખરીદવા ગએલા ત્યારે મારાં પત્નીને એકલાંને ગામડાંની એક હોટેલમાં રાખેલાં તેમણે સાડી પહેરેલી, નવો વેશ, નવો ચહેરો, જુદી બોલી જોઈ, ગામડાની સ્ત્રીઓને બહુ નવાઈ લાગતી. તેમને ગામડામાં ફરવા લઇ ગયા તેમની સાથે મિસિસ ટાણુચી હતાં એક સી ડ્રાઇવર ગાડી લઇ આવેલા એ ગાડીમાં મારાં પત્નીને પ્રદર્શનની પેઠે ફેરવ્યાં. પુષ્કળ માલ ખરીદાવ્યો. સાડીઓ લીધી, તે કહે કે પહેરતા શીખવો, બે દિવસ હોટેલમાં રહ્યા ત્યારે રક્ષણ કર્યું આનંદ આવ્યો. ભાષા ન સમજે પોતાને ઘેર બેસવા લઈ જાય, મોટરમા આખા ગામમાં ફેરવ્યા. જોઇ ને બહુ રાજી થાય, એવા માયાળુ લોકો

જાપાનમા ગાળ જેવો કોઈ શબ્દ નથી. બહુ ગુસ્સે થાય, તો કહે ' તમો જાપાનીઝ નથી ! ' એને એ ભારે અપમાનનો શબ્દ માને છે.

અમારા જાપાનના પ્રવાસના દિવસો ખૂબ આનંદમા પસાર થયા. મિત્રોની વિદાય લઇ, ગયા હતા તે જ ઈટાલિયન સ્ટીમરમા રવાના થયા વધારે રોકાવાની ઇચ્છા હતી, પણ લડાઇને કારણે ન રોકાયા

લડાઈ ચાલુ હતી. અમેરિકા અને જાપાન વચ્ચે મતભેદ ઊભા થયા હતા. જાપાનનો ઇરાદો યુરોપની પ્રજાને કાઢી, પોતાની સત્તા જમાવવાનો હતો ટોકિયો યુનિવર્સિટીના પ્રોફેસરે અમને કહેલું કે અમારે એશિયાવાસીઓની એકતા સાધવી છે'

લડાઈનુ જોર પ્રથમ જેવું જ હતું. મિલિટરી અને દારૂગોળો લઈને મનવારો ચીન તરફ ધસ્યે જતી હતી અમે હોંગકોંગ પહોચ્યા, ત્યાં થોડો વખત રોકાયા ત્યાંથી રેશમ અને બીજી વસ્તુઓની ખરીદી કરી, હોંગકોગથી ઊપડી સિંગાપોર થઈ સિલોન આવ્યા

સિલોનના કોલંબો બંદરે ઊતર્યા આ વખતે સિલોન જોવાનો અમારો વિચાર હતો મોટર લઈને અદરના ભાગમા ઊપડયા આખો દિવસ ફરીને સ્ટીમર પર પાછા ફર્યા સિલોન એટલે લકા. આ લંકા તે રાવણની સુવર્ણ લકા હશે કે કેમ, તે કોણ જાણે! પણ ચા કોફી તેજાનાની પેદાશથી સોનાની બની છે. સિલોનમા મોટાં ઘાટા જંગલો અને નવહજાર ફૂટ ઊંચા પહાડો છે. ચા, કોફી, તેજાના અને નાળિયેરીથી છવાયેલો એ ટાપુ લીલોછમ છે જંગલોમા હાથીના ટોળા ફરે રબ્બર, ચા, કોફી પુષ્કળ થાય છે અત્યત સમૃદ્ધ અને રળિયામણો દેશ છે એ દૃષ્ટિએ લંકા એ સૂવર્ણભૂમિ છે

સિલોનથી સીધા મુંબઈ ઊતર્યા સવા ત્રણ મહિનાની સફર કરી અમારી મડળી સુખરૂપ સ્વદેશ આવી ગઈ દિવાળી નજીક હતી મુંબઈની દીપોત્સવી, રોશની અને ખાણીપીણી ખૂબ વખણાય છે, તેથી અમે મુબઈમા દિવાળી કરવાનો નિર્ણય કર્યો.



શ્રી ખીમજીભાઈ નાનજીભાઈ મહેતા



શ્રી ખીમજીભાઈના ધર્મપત્ની તથા પુત્ર-પુત્રીઓ

૩૫

## બીજા વિશ્વયુદ્ધની અસર

જાપાનથી પાછા આવ્યા તે સાલમાં મારા મોટા પુત્ર ચિ. ખીમજીભાઇનાં તથા મારા ભત્રીજા ઝીણાલાલનાં લગ્ન મુંબઈમાં કર્યાં. લગ્ન-પ્રસંગે કોઇ પણ જાતના ખોટાં ખર્ચ ન કર્યાં. ફક્ત બોંતેર રૂપિયામાં પતાવ્યું. ગાંલ્લાની પ્રથા બંધ કરી. જમણ બંધ કર્યાં. નવી પ્રથા પાડી. લગ્નમાં ખર્ચવી હતી તેટલી રકમ દાનમાં આપી. આમ નવો ચીલો પાડયો. દુનિયાના સ્વતંત્ર પ્રજાઓમાં લગ્ન-પ્રસંગે આવું આધળું ખર્ચ કોઈ કરતું નથી. આપણે ત્યાં બે-ચાર માસ અગાઉથી તૈયારીઓ શરૂ થાય છે. હજારો ને લાખો રૂપિયાનો ધુમાડો અને સમયનો વ્યય થાય છે. ખોટા દેખાવો, સમયની બરબાદી, અનાજનો બગાડ દેખાદેખીથી રૂઢીચુસ્ત માણસો સારાસારનો વિચાર ભૂલી જાય છે, એમાં કલેશ પણ થાય છે.

મુંબઈમાં લગ્ન-પ્રસંગ ઉકેલી પોરબંદર આવ્યા. મહારાણા મિલમાં નવા સંચા દાખલ કર્યા. મિલમાં જતી ખોટ બધ પડી. મિલ રૂનું સૂતર કરતી તેને બદલે કાપડ થવા લાગ્યું. શ્રી ભોગીલાલભાઇ શેઠે સારી મદદ કરી. મિલ બંધ કરવાના સોલા બંધ પડયા નામદાર મહારાણા સાહેબ રાજી થયા. નવી મશીનરી આવવાથી મિલનું કામ પાટે ચડયુ. મિલનું કામકાજ સરાડે ચડાવી આફ્રિકા જવા રવાના થયો.

આફ્રિકા જઈને આ વખતે સાઇસલ ફેક્ટરી ઉપર વિશેષ ધ્યાન આપ્યુ. સાઇસલનો ભાવ ટનના ૨૦ પાઉંડ હતો. તેના લડાઈમાં ૨૫૦ પાઉંડ થયા હતા (હાલમા ૭૦ પાઉંડ છે.) સાઇસલનુ કામ સટ્ટા જેવું છે. દુનિયાના તમામ ભાગો કરતાં પૂર્વ આફ્રિકામા વધારેમા વધારે કેતકી થાય છે. વર્ષે દોઢથી બે લાખ ટન રેસાનુ ઉત્પાદન છે. અમારા પ્લાંટેશનમાં દશ હજાર એકરમાં સાઇસલનુ વાવેતર હતું. અઢીથી ત્રણ હજાર ટન રેસા તૈયાર થતા અમારું સાઇસલ તથા જીનેરીઓનું કામકાજ

ભાઈ વલ્લભદાસ સંભાળતા હતા. તેમની તબિયત નરમ રહેતી, મારાથી પહોંચી શકાતું નહિ; તેથી સાઈસલ ફેક્ટરી અને પાંચ જીનેરી વેચી નાખી, તેમને માત્ર ચાર જીનેરીઓનું કામકાજ સોંપ્યું. ફેક્ટરીઓ વેચી ત્યારે રૂ, કપાસ અને સાઈસલના ભાવ નૉર્મલ હતા; પાછળથી વધ્યા.

સને ૧૯૩૯માં લડાઇ શરૂ થઇ.

સને ૧૯૪૦માં ઈટાલિયન લશ્કર પૂર્વ આફ્રિકા નજીક આવવા લાગ્યું. એની અસર યુગાન્ડા ઉપર પણ પડી. કંપાલા વગેરે શહેરો બ્લેકઆઉટ કરવાં લાગ્યાં. ઈટાલિયન હુમલો છેક મોંબાસા સુધી આવી ગયેલો પૂર્વ આફ્રિકામાં અંગ્રેજ લશ્કર થોડું હતું, છતાં અંગ્રેજો દ્રઢતાથી ટકી રહ્યા. પૂર્વ આફ્રિકામાં વસતો એકએક અંગ્રેજ, પોતાનાં વેપાર, ખેતી અને બીજા કામકાજ મૂકી, લડાઇને મોખરે જવા તત્પર બન્યો. લાખોની મિલકત મૂકી દેશને ખાતર તૈયાર થયો દેશ પર આફત આવે ત્યારે સર્વસ્વનો ત્યાગ કરવાની શકિત દરેક સ્વતંત્ર પ્રજામાં હોય છે આપણે પણ સ્વતંત્રતા જાળવવા એ ગુણ કેળવવો પડશે

ઇટાલિયન સૈન્ય નજીક આવતુ ગયું, તેમ સૌનાં મનમાં દહેશત હતી કે એ લોકો બોંબમારો કરશે; શહેરો અને ફેક્ટરીઓ તોડી નાખશે સરકારને ખાંડની જરૂર હતી. બહારથી ખાંડ આવી શકતી ન હતી; તેથી સરકાર ફેક્ટરીઓના રક્ષણ ઉપર ખાસ ધ્યાન આપતી. બધે અંધારપટ હતો.

ધીમે ધીમે પૂર્વ આફ્રિકામાં અંગ્રેજી સૈન્ય વધવા માંડયું. દક્ષિણ આફ્રિકાથી અને હિંદથી કૂમક આવી ઇટાલિયનો પાછા હઠયા. એબિસિનિયા પર પાછી અગ્રેજોની સત્તા સ્થપાઇ ઈટાલિયન કેદીઓને પકડી કેનિયા, યુગાન્ડા લાવવામાં આવ્યા. સૌ ભયમુકત બન્યા. બે લાખ કેદીઓ ઇસ્ટ આફ્રિકામા આવ્યા તેમની પાસે ડામરના પાકા રસ્તા બનાવરાવ્યા

અમારાં મોંબાસાનાં મકાન, ઓફિસ વગેરે સરકારે પોતાના ઉપયોગ માટે કબજે લઇ લીધાં હતા; તેથી મેં કુટુંબને દેશમા મૂકી આવવાનો વિચાર કર્યો અને બાળકોને ભણવાની ગોઠવણ પંચગીનીમાં કરી.

સને ૧૯૪૧ના મે માસમાં અમે દેશમાં આવ્યા મહારાણા મિલનું ઠીક ચાલતું હતું. તેમાં રેશમ-મિલ ચાલુ કરી. સને ૧૯૪૧થી મિલમા પેદાશ થવા લાગી, આ વખતે દેશમાં વધારે સમય ગાળવાનો મેં વિચાર કર્યો યુગાન્ડામાં ભેજવાળી હવાને કારણે લો બ્લડ પ્રેશર રહેતું. તબિયત સારી ન રહેતી જાપાનની સફરમા મેળવેલું વજન ઘટ્યુ હતું. લુગાઝીનુ કામકાજ ભાઈ ખીમજીભાઈએ થોડી આનાકાની સાથે સ્વીકાર્યું હતું ભાઈ વલ્લભદાસની માંદગી વધતાં તેઓ દેશમાં આવ્યા અને તેમનું કામકાજ મારા ભત્રીજા ઝીણાલાલે સંભાળી લીધું લુગાઝીની બાજુમાં જ યુગાન્ડા ટી ઍસ્ટેટ લિ ના નામથી ચાની ફૅક્ટરી શરૂ કરી હતી. આફ્રિકાના કામનો થોડાઘણો બોજો મન ઉપર રહ્યા કરતો; છતા હવાફેર અને વેપાર-ઉદ્યોગના નિરીક્ષણ માટે થોડો વખત દેશમાં રહેવાનો નિર્ણય કર્યો

હિંદી મહાસાગરમા આફ્રિકા જતી સ્ટીમરો, જાપાન લડાઈમાં પડવાથી ડૂબવા માંડી, એટલે છ વરસ સુધી આફ્રિકા જવાયું નહિ, કોઈથી અવાયું નહિ

સને ૧૯૪૨માં પોરબંદરથી હવાફેર માટે હું દાર્જિલિંગ ગયો આપણા દેશમાં હવાખાવાના સ્થળોમાં દાર્જિલિંગ એ ઉત્તમ સ્થળ ગણાય છે. દાર્જિલિંગની પહાડીઓ ઉપરથી હિમાલયના નંદાદેવી અને ગૌરીશંકર (માઉંટ એવરેસ્ટ ?) શિખરો દેખાય છે વીશથી ત્રીશ હજાર ફૂટ સુધીની ઊંચાઈએ આવેલા એ બરફઢાકયાં ઉત્તુંગ શિખરોનો દેખાવ અદ્ભુત છે.

બ્રહ્મદેશ જોવાની ઘણા વખતથી મારી ઇચ્છા હતી, તેથી આ વખતના પ્રવાસમા બ્રહ્મદેશ જવાનો વિચાર કર્યો. કલકત્તાથી વિમાન-માર્ગે બર્મા ગયા ત્યાં આફ્રિકામા રહી ગયેલા કેટલાક જાપાની મિત્રો મળ્યા હિંદી વેપારીઓએ પ્રેમપૂર્વક આવકાર આપ્યો દશ દિવસ માટે જ બર્મા ગયેલો, તેથી ઉતાવળમા રંગૂન માંડલે અને બીજાં મુખ્ય મુખ્ય સ્થળો જોઈ લીધા જાપાની મિત્રોએ મને ખાનગીમા કહ્યુ, 'જાપાન લડાઈમા ઊતરવાનુ છે, માટે જલદી પાછા ચાલ્યા જજો; નહિતર અહીં ફસાઈ જશો'

રંગૂન એક સુંદર શહેર છે ત્યાનુ બૌદ્ધ મંદિર જગપ્રસિદ્ધ છે એક ઊંચી પહાડી પર મંદિર આવેલુ છે સાડા ત્રણસો ફૂટ ઊંચુ તેનુ શિખર સોનાથી મઢેલુ છે, એટલે એને 'શ્વેડેગોન પેગોડા' કહે છે બજાર અને મકાનોની બાંધણી ઘણી આકર્ષક છે. પહોળા અને

સ્વચ્છ રસ્તાઓ પ્રવાસીનું ધ્યાન ખેંચે છે. ત્યાં વેપારમાં સ્રીઓ આગળ પડતો ભાગ લે છે. પેટ્રોલની ફેક્ટરી જોવાની રજા નહોતી; પણ રિફાઇનરી પાંચ કલાક સુધી જોઇ. સાંજે ત્યાં જ રહ્યા; જમ્યા. ભારતના છેલ્લા મોગલ બાદશાહ શાહઆલમને જ્યા રાખેલા તે સ્થાન જોયું. તેનો રોજો જોયો. બર્મા ટિંબરની સૉ મિલો જોઇ, રાઇસ મિલો જોઈ, વેપાર–વાણિજ્ય જોયા. મન ઉપર ભારે અસર થઈ. મનમા થયું, 'આ દેશમાં વેપાર ખીલવવા જેવું છે.' દેશ ઘણો ફળદ્રુપ અને રળિયામણો છે, પણ લડાઈ પાસે હતી, જાપાન તૈયાર હતું. આજ આવે કે કાલ આવે એમ ભણકારા વાગતા હતા; તેથી મોટરમાં માંડલે સુધી જઇ આવ્યા. માંડલેમાં લોકમાન્ય ટિળક મહારાજ અને લાલા લજપતરાય વગેરે દેશભક્તોને રાખેલા, તે રાજા મિન્દમાનનો રાજમહેલ અને કિલ્લો જોયા મિત્રોએ સન્માન અર્થે સભાઓ ગોઠવી, મેળાવડાઓ કર્યા, બર્મીઝ નૃત્ય ગોઠવ્યાં બર્માના વડાપ્રધાન મિ ઉસોને હદપાર કરેલા ત્યારે તે યુગાંડા આવેલા. તેમણે ખૂબ ભાવ બતાવ્યો મિત્રોએ માનપત્રો આપવાની તૈયારી કરી. તેમને અગાઉથી ના પાડી. કોઇ સ્થળે માનપત્રો અપાયાં તેમને સભામાજ પાછા આપ્યા.

મારા મિત્ર, કોલસાના વેપારી શેઠ અમૃતલાલ ઓઝાએ ત્યા શુગર ફેક્ટરી કરેલી. તેમણે કહ્યું : 'અમારી અણઆવડતથી ખોટ જાય છે, માટે તમે જોઇ જાઓ અને કાઇક રસ્તો કાઢો' હુ તેમની ફેક્ટરી જોવા ગયો. ફેક્ટરી જોઇ, જગ્યા જોઈ. મનમા થયુ 'આમા સાહસ કરવા જેવું છે' ફેક્ટરી અધૂરી હતી; જમીન અને વાવેતરમા બીજા વીશ લાખ રૂપિયા નાખે ત્યારે ચાલી શકે; નહિતર ખોટ વધતી જાય અને છેવટે બધ કરવી પડે ભાઇ અમૃતલાલે કહ્યુ આમાં મે છ લાખ રોકયા છે એટલાના શેર અમે લઈ લઈએ, બાકીના તમે ઊભા કરો અને ફેક્ટરી સંભાળો.' હુ ફેક્ટરી સંભાળું તો બીજા મિત્રો શેર લેવા તૈયાર હતા; પરંતું મેં કહ્યું : 'હમણા બે–ત્રણ મહિના બાજવો. જાપાન આવવાની તૈયારી છે વળી ડેવેલપમેન્ટમાં બે–ત્રણ વર્ષ જશે' આમ એ વાત ત્યાં જ પડી રહી; છતા બર્માંમા વેપાર કરવા જેવું લાગ્યું. ખાડના કારખાનાં ઉપરાંત બીજી અનેક વેપારની દિશાઓ ત્યા ખુલ્લી હતી. ચોખાની મિલો, ટિંબર અને તેલનું કામ પણ ઘણું હતું. સને ૧૯૩૨ થી બર્મા છૂટું પડયા બાદ અંગ્રેજોએ બધા વેપાર પોતાના હાથમાં આવે તેવા પ્રયાસ શરૂ કર્યા હતા

બ્રહ્મદેશમાં ૮૦ લાખ ટન ચોખાનું ઉત્પાદન થાય છે. તેમાં બર્મા ૪૦ લાખ ટન વાપરે છે અને ૪૦ લાખ ટન બહાર દેશાવર બોલે છે. ટિંબર અને તેલનું પણ એમ જ છે. વપરાશ ઓછી અને ઉત્પાદન વધારે એટલે ઘણુંખરું પરદેશ ચડે છે. રૂ પણ દોઢ બે લાખ ગાંસડી થાય છે. ત્યાં કેટલીક જીનેરીઓ છે પરંતુ વધારે જીનેરીઓ માટે અવકાશ લાગ્યો. સમય થોડો હતો તેથી થોડું નિરીક્ષણ કરીને, થોડું નજરે જોઈને તથા થોડુ પૂછીપૂછીને હકીકત મેળવી.

અમને બ્રહ્મદેશ વેપારની દૃષ્ટિએ અને રહેવાની દૃષ્ટિએ બહુ ગમ્યો. કુદરતના ચારે હાથ એ દેશ ઉપર છે. ઇરાવતી જેવી મોટી મોટી નદીઓ ત્યા વહે છે. બ્રહ્મી લોકો પ્રમાણમાં લહેરી લાગ્યા. ખાવુંપીવું, મંદિરોમાં બત્તીઓ કરવી, નાચગાન અને મોજમજા કરવાં એમાં વધારે સમય તેઓ ગાળે છે. સ્ત્રીઓ ઘરનું અને દુકાનનું, એમ બંને કામ સંભાળે છે ત્યાં સ્ત્રીઓ પરણીને સાસરે જતી નથી, પરંતુ પુરુષો જાય છે. શિક્ષણ ઘણું છે. લોકો બૌદ્ધ ધર્મ પાળે છે. દરેક પુરુષે એક વખત કુંગી (સાધુ) થવું જ પડે. પીળાં વસ્ત્ર પહેરી છ માસ પગપાળા દેશમાં ભ્રમણ કરે, પછી ગૃહસ્થાશ્રમ માંડે. બ્રહ્મી પ્રજા માંસાહારી છે. હાથમા મોટાં પાંઝા (છરા) રાખે પીવામા પાછું વાળી ન જુએ. ભાતની ખેતી મોટા પ્રમાણમાં થાય છે. એ ખેતીવાડી મુખ્યત્વે ઓરિસ્સા અને બિહારના લોકો કરે છે. આપણે ત્યાં લાખો હિંદી મજૂરો બર્મા છ માસ માટે જાય છે અને ખેતીનુ કામ કરીને વતનમા પાછા આવે છે. ત્યાં હિંદીઓની કુલ વસતિ આશરે ૧૪ લાખની છે. બર્મામા આપણા દેશમાંથી ગયેલા મુસલમાનો ત્યાંની સ્ત્રીઓને પરણ્યા ને પછી તેમાંની કેટલીકને તલ્લાકો પણ આપી. તે મિશ્ર પ્રજાની સંખ્યા લાખોની થવા જાય છે, તેવી હકીકત મને જાણવા મળી મુસલમાન અને બર્મી પ્રજાની મિશ્ર જાતિને ત્યા જારબદી કહે છે એ પ્રજામા ધર્મ-સહિષ્ણુતા ઘણી છે. કુટુબના લોકો બૌદ્ધ, ખ્રિસ્તી કે ગમે તે ધર્મ પાળે તેમા કોઇને કશો વાંધો નહિ ૧ કરોડ અને ૬૦ લાખની કુલ વસતિ છે.

બ્રહ્મદેશ ઘણો સમૃદ્ધિમાન દેશ છે હજુ ઘણો ભાગ ખાલી પડયો છે. ઘણા ઉદ્યોગો ખીલવી શકાય એવો અવકાશ છે. બર્મામા જાપાનીઝ મિત્રો તરફથી મને ખબર મળ્યા કે, જાપાન લડાઈમા પડે તેવો સંભવ છે; તેથી ત્યાના હિંદી ભાઇઓને એ વાત જણાવી, એટલે તેઓ ચેતી ગયા અને ઘણો પૈસો દેશમા મોકલી આપ્યો

અમે આઠમે દિવસે હોલાન્ડના એર વિમાનમાં બેસી પાછા કલકત્તા આવ્યા.

કલકત્તાથી અમે બિહાર પ્લાન્ટેશન અને શુગર ફેક્ટરી જોવા ગયા. તેમાંથી કેટલીક વસ્તુ જાણવા મળી. ત્યાંથી અમે જગન્નાથપુરીનાં દર્શને ગયા.

આપણા પૂર્વજોએ ચાર દિશામાં યાત્રાનાં ચાર ધામ રાખેલાં છે, તેમાં બહુ લાંબી દૃષ્ટિ છે ચાર ધામની યાત્રા કરનારને આખાં દેશનું દર્શન થઈ જાય. એવી યોજના તેમાં છે. વળી ઘણું જોવા જાણવાનું પણ મળે, ઉત્તરમાં બદરી–કેદાર, દક્ષિણમાં રામેશ્વર, પૂર્વમાં જગન્નાથપૂરી અને દક્ષિણમાં દ્વારકા આ ચાર મહાતીર્થો વચ્ચે નાનાં અડસઠ તીર્થ સમાવી દીધાં છે.

જગન્નાથપુરીમાં અમે કોઢિયા, રક્તપિતિયા અને હાડપિંજર જેવા લોકો જોયા. ત્યાં અસહ્ય ગંદકી જોઈ. મંદિરો આસપાસની મૂર્તિઓમાં બીભત્સ નગ્ન મૂર્તિઓ જોઈ ભારે દુ:ખ થયું મિસ મેયો જેવી ટીકાખોર વિદેશી બાઈઓને આવી વસ્તુઓ જોઈને ટીકા કરવાનું મળેલું. ભારતભૂષણ પૂ. પંડિત માલવીયાજી મહારાજે આ મૂર્તિઓ દૂર કરવા ખૂબ મહેનત કરેલી. પૂ. મહાત્માજી આ મૂર્તિઓ જોઈને ખૂબ નારાજ થયેલા. તેઓ દર્શન કર્યા વગર પાછા ફરેલા; છતાં એ મૂર્તિઓ હજી એ જ દશામાં જોવામાં આવે છે. પુરીથી દક્ષિણમાં અમે મદુરા ગયા. ત્યાં મીનાક્ષી દેવીનું પ્રસિદ્ધ મંદિર જોયું. એ મંદિર પ્રાચીન શિલ્પકળાનો ઉત્તમ નમૂનો છે. એની ભવ્યતા અને સુંદરતા દક્ષિણના તમામ મંદિરોમાં ચઢિયાતી છે. મદુરાથી રામેશ્વર ગયા. ભારત માતાને ચરણે ત્યાં ત્રણ સમુદ્ર ભેગા થાય છે: અરબી સમુદ્ર હિંદી મહાસાગર અને બંગાળનો ઉપસાગર. એ દશ્ય અદ્ભુત છે. રામેશ્વરથી ત્રાવણકોર ગયા. ત્યાં રબ્બર તથા ખાંડનાં કારખાનાં જોયાં ત્રાવણકોરથી બાવન માઇલ કન્યાકુમારીનું અપૂર્વ કુદરતી સ્થળ છે. જ્યાં સ્વામી વિવેકાનંદને સમાધિ લાગેલી, તે સ્થાનનાં દર્શન કર્યા. પૂ. બાપુજીએ પણ ત્યાં પ્રાર્થના કરેલી. દક્ષિણના પ્રવાસેથી પાછા ફરતાં અમને ખબર મળ્યા કે, 'જાપાન યુદ્ધમાં જોડાયું છે.' બ્રહ્મદેશમાં એના ભણકારા અમને મળી ચૂકયા હતા.

અમે મુંબઇ થઇ દેશમાં આવ્યા.

૩૬

## હિમાલય યાત્રા [બદરી–કેદાર–ઉત્તર કાશી]

હિમાલય એ ભારતવાસીઓને માટે આત્માની શાંતિનું મંદિર છે. દરેક ભારતવાસીના હૃદયમાં હિમાલય વસેલો છે. હિમાલયનું સ્મરણ થતાં જ સંસારના સુખદુઃખ વીસરી જવાય છે. આત્માની પરમ શાંતિ યાદ આવે છે હિમાલયનાં સર્વે તીર્થ-સ્થળોમાં શ્રી બદરીનાથનું ધામ સૌથી મોટું અને પવિત્ર મનાય છે. હિમાલયમાં અનેક ઋષિ-મુનિઓ હજારો વર્ષ તપ કરીને એ સ્થાનને પવિત્ર બનાવ્યું છે સામાન્ય દુન્યવી ચીજ મેળવવામાં પણ આપણને કેટલી મહેનત પડે છે ? તો પછી આત્મસુખ આપનાર આ પરમધામની યાત્રા વિકટ હોય તેમાં શી નવાઈ ! અમે પ્રવાસની મુશ્કેલીઓ કુટુંબ સમક્ષ રજૂ કરી ભાવિક યાત્રાળુઓની પેઠે સૌ ગમે તેવી અગવડ વેઠવા તૈયાર થયા. પરિણામે મારાં ધર્મપત્ની, મારા પુત્રો-ચિ. ધીરેન્દ્ર તથા ચિ. મહેન્દ્ર તથા પુત્રીઓ-ગિ. સવિતાબહેન તથા નિર્મળાબહેન પ્રવાસમા આવવા માટે તૈયાર થયા. અમારી સાથે ‘શારદા’ માસિકના તંત્રી રાયચુરાજી તથા છત્રાવાના રહીશ ગઢવી મેરુભા પણ જોડાયા.

પોરબંદરના ના. મહારાણા સાહેબ, સગાસંબધીઓ અને મિત્રોની શુભેચ્છાઓ સાથે તા ૨૫મી મે ૧૯૪૪ ગુરુવારને દિવસે પોરબ દરથી અમે રવાના થયા મુંબઈ, દિલ્હી થઇ, તા ૫મી જૂને હરદ્વાર પહોચ્યા. હરદ્વાર એ તપે ભૂમિ બદરી-કેદારનુ મુખદ્વાર છે ત્યા ગંગાસ્નાન માટે હમેશા હજારો યાત્રાળુઓ આવે છે. છેલ્લા પચીસ વર્ષમા હરદ્વારમા યાત્રાળુઓ માટે ઘણી સગવડ થઇ છે. સારા મકાનો, આકર્ષક બજાર, ગંગા-કિનારે સુંદર ઘાટ અને અનેક ધર્મશાળાઓ હરદ્વારના યાત્રાળુઓને સગવડ ને આનંદ આપે છે. સૌથી વધુ સગવડવાળી ધર્મશાળા ‘ભાટિયા ભવન’ને નામે ઓળખાતી હતી તેમા અમારો ઉતારો હતો

અમારી આ યાત્રાનુ વિસ્તૃત વર્ણન “તપોભૂમિ બદરી-કેદાર’ નામના મારા લખેલા પુસ્તકમા આપેલ છે એટલે જિજ્ઞાસુ વાચક ઝીણી

વિગતો તેમાંથી મેળવી લેશે. અહીં એ પ્રવાસ-વર્ણનની ઊડતી આંખી કરાવીશું. હરદ્વારથી ચૌદ માઇલ મોટર-રસ્તે અમે ઋષિકેશ પહોંચ્યાં. ઋષિકેશમાં સ્વર્ગાશ્રમ અને 'કાલી કમલીવાલા' એ નામ પ્રસિદ્ધ છે. હિમાલયના પ્રદેશમાં 'કાલી કમલીવાલા'ની સેવા જાણીતી છે. તેમના સદાવ્રતો, ધર્મશાળાઓ, ઔષધાલયો, પિયાવાઓ વગેરેની પ્રવૃત્તિથી એ સ્થળનું નામ સારાએ ભારતમાં જાણીતું છે. એ સંસ્થા જોવા અમે લક્ષ્મણ ઝૂલા આગળ ગંગાસ્નાન કરી સ્વર્ગાશ્રમમા ગયાં બન્ને બાજુ વૃક્ષોની સુંદર હાર અને રસ્તામાં થોડેથોડે અંતરે આવેલી સાધુઓની કુટિરો જોતા અમે ત્યાં પહોચ્યાં. ત્યાં ગયા પછી અમે જાણ્યું કે કાલી કમલીવાલાના બે શિષ્યોએ તેમની સેવા-પ્રવૃત્તિના બે ભાગ પાડી લીધા હતા. એકને ભાગે સ્વર્ગાશ્રમ અને બીજાને ભાગે સદાવ્રતો, ધર્મશાળાઓ અને ઔષધાલયો આવ્યાં હતાં.

ઋષિકેશથી દેવપ્રયાગ કીર્તિનગર થઇને અમે આગળ વધ્યાં. જેમજેમ અમે કેદારનાથ જતાં ગયાં તેમતેમ હિમાલયનાં બરફઢાંકયાં સુંદર શિખરો દૂરદૂરથી દેખાતાં ગયા ગૌરીકુંડ (ગરમ પાણીના કુંડ)થી સાત માઇલનો રસ્તો ચારે તરફ બરફના ઢગલાઓથી ઢંકાયેલો હતો હિમાલયનો પહાડ કેવો વિકટ છે એનો અનુભવ અમને ત્યાં જ થયો. બરફના માર્ગે આગળ વધતા 'જય કેદારનાથ' 'જય બદરી વિશાલ'ના નાદ કરતાં યાત્રાળુઓ જતાં હતાં. જ્યાં જ્યાં અમારી નજર પડતી ત્યાં ત્યાં રૂના પોલ જેવા બરફથી છવાયેલાં શિખરો ઇશ્વરની મહત્તાનો ખયાલ આપતાં હતાં. સવારના નવ વાગ્યે ફાટાથી નીકળેલા સાંજે ચાર વાગ્યે ગંગાને કિનારે પોણા બસો માઇલ ડોળીમાં અને પગે ચાલીને ૧૧,૭૬૦ ફૂટની ઊંચાઇએ અમે કેદારનાથમાં આવી પહોંચ્યાં.

છેલ્લા દશ વરસમાં રસ્તા ઘણા સુધર્યા છે. દર વર્ષે એક લાખ યાત્રાળુ જાય છે અમારો ઉતારો નેપાળની રાણીના બંગલામાં હતો. મંદાકિનીને કાંઠે આ બંગલો આવેલો છે. ત્યાં દરેક પ્રકારની સગવડ હતી. અમે થાકયાપાકયા રાત્રિ શાંતિથી પસાર કરી.

ઠંડી સખત હતી. સવારમાં ઊઠતા ઠંડીને લીધે હાથ-પગ સૂજી ગયા. ગરમી માટે લાકડાના ઢગલા કરીને સળગાવ્યા, ત્યારે શરીરમાં સ્ફૂર્તિ આવી.

સૂર્યોદય સમયે કેદારનાથના મંદિરની પાછળ નજર કરી તો સૂર્યના સોનેરી કિરણોથી મઢેલો બરફનો ભવ્ય પહાડ જોયો એજ સુમેરુ પર્વત, જ્યા મહાત્મા કાકભુશંડીએ ગરુડજીને શ્રીરામકથા સભળાવી હતી ગાઢા અગિયાર હજાર ફૂટની ઊંચાઇએ અમે ઊભા હતા અને ત્યાથી લગભગ દશેક હજાર ફૂટની ઊ ચાઇએ વાદળ સાથે મળી જતો સુમેરુ પર્વત જોયો જીવનની એ એક અનેરી લહાણુ હતી

સ્નાનવિધિ પતાવી સવારના દશેક વાગ્યે અમે કેદારનાથના દર્શને ગયા ભારતવર્ષના દ્વાદશ જ્યોતિર્લિંગમા કેદારનાથ પણ ગણાય છે લાખો યાત્રાળુઓ ત્યા દર્શને આવે છે અમે પણ દર્શન કરી ઊતારે આવ્યા પૂજામા અમને બે કલાક લાગ્યા શરીર ઠંડા બરફ જેવા થઇ ગયા લોહી થીજી ગયા કેદારનાથથી બદરીનાથ જતા રસ્તામા ઓખી મઠ નામનુ પહાડી ગામ આવે છે ચોમેર પહાડોથી ઘેરાયેલુ ૪,૫૦૦ ફૂટની ઊંચાઇએ આવેલુ એ રમ્ય સ્થાન છે ફરતા પહાડો વચ્ચે ખળખળ વહેતા ગંગાજી ! બગલાના ચોકમા આપોઆપ સમાધિ પ્રાપ્ત થાય એવુ સ્થાન છે

હિમાલયમા એના કુદરતી સૌન્દર્ય વચ્ચે, ગંગાજીના પવિત્ર કિનારે મને જેવા ઊંચા વિચારો આવ્યા તેવા કોઇ સ્થળે આવ્યા નથી હજી એ સ્થાન મનમાથી ખસ્યુ નથી જ્યારે જ્યારે જગત તરફથી આખ ખેંચી મનમા એ સ્થાનનો વિચાર કરૂ છુ અથવા મનથી એ પરમ શાંતિના ધામમા પહોચી જાઉં છુ ત્યારે અનેક વિચારોથી હૃદય ઘેરાઇ જાય છે હું રહ્યો અભણ માણસ ! કોને સમજાવુ ? છત્રીસ કરોડ હિંદુમા કોને કહું ? સળગતી ભઠ્ઠી લઈ આ દુનિયામાથી એક દિવસ વિદાય થવાનુ છે સુખ જેવી વસ્તુનો પડછાયો પણ હજી ભારતવાસીને સાપડયો નથી જ્યા જુઓ ત્યા દુ:ખના પોકારો સભળાય છે સુખનો મારગ બતાવનાર બતાવી રહ્યા છે પણ વર્ષોથી ગુલામીમાં ડૂબેલી પ્રજા હૃદયબળ ગુમાવી બેઠી છે તેને મારા હૃદયની વાત શી રીતે સમજાવુ ? હિમાલયના ઊંચા શિખરોને નમન કરી, ઇશ્વરને યાદ કરી, અશ્રુથી મન શાંત કર્યું ઇશ્વર સૌનો માર્ગદર્શક છે, એમ વિચાર કરી ડાક-બગલામા પાછો ફર્યો

અલકનંદા નદીને સામે કાંઠે બાણાસુરનો કિલ્લો ખંડેર હાલતમા ઊભો છે ગામનુ નામ શોણિતપુર, હજુ ભાંગેલી હાલતમા છે થોડા ઝૂપડા છે

ઓખી મઠથી જોશી મઠ અને ત્યાંથી બદરીનાથ તરફ અમે પ્રયાણ કર્યું. જેમજેમ આગળ વધતા ગયાં તેમતેમ બરફના પહાડો વચ્ચે ગાઢ જંગલો વીંધીને અમારે જવાનું હતું. રસ્તા ભારે વિકટ હતા, છતાં આસપાસના અદ્ભુત દૃશ્યો અજબ શાંતિ આપતાં હતાં. અગાઉ કદી નહિ જોયેલાં એવા કુદરતી દૃશ્યો જોતાં આંખ ધરાતી ન હતી. ચોમેર વિવિધરંગી વનસ્પતિ પહાડને વીંટાઇને ખીલી નીકળી હતી. એક પહાડ તો એવો આવ્યો કે જેની પાસે જતાં સેંકડો જાતનાં અત્તરો એકસામટાં મહેકતાં હોય, અત્તરના જાણે ફુવારા ઊડતા હોય એવી સુગંધ ફેલાઈ રહી હતી. આવી અપૂર્વ સૌરભ ક્યાંથી આવે છે, તેની તપાસ કરતા જણાયું કે આ પહાડના જંગલોમાં કસ્તૂરી મૃગો વસે છે. અને ત્યાં એવી વનસ્પતિ છે કે જેમાંથી અહોરાત સુવાસ નીકળ્યા કરે છે. રસ્તાનો અમારો બધો થાક આ નૈસર્ગિક દૃશ્યો અને સુવાસથી ઊતરી ગયો. પાતાળગંગાનો પહાડ એ આ પ્રવાસનો એક ભયંકર રસ્તો હતો. એ પહાડ સ્લેટ અને રાખનો બનેલો હોય એમ દેખાતો હતો. રાતે વરસાદનું એક જોરદાર ઝાપટું પડે તો ત્યાંથી પસાર થવામાં જિંદગીનો વીમો થઇ જાય. રાત્રે વરસાદમાં પલળીને એ પહાડ ક્યારે ધસી પડશે એ કાંઈ કહેવાય નહિ અનેક મુસાફરોએ ત્યાં જાન ગુમાવ્યા છે. એ પહાડની ખીણમા વહેતી પાતાળગંગા, ખાગી થઇ ગયેલી મોટી શિલાઓ, એનો રાખોડી રંગ; એ બધું વાતાવરણને ભયંકર બનાવે છે. યાત્રાળુ દોડતા હોય તેમ ત્યાંથી ઉતાવળા પસાર થઈ જાય છે. વરસાદની ઋતુમા સત્તાવાળાઓએ રસ્તો બંધ કરેલો છે

એક બાજુ નીલકંઠ પર્વત, એની બાજુમાં સોલ દી પહાડ, સામે દેખાતા અલકનંદાનાં ઊછળતાં નીર, બીજી બાજુ હિંદુ ધર્મની સર્વશ્રેષ્ઠ તીર્થભૂમિ તરીકે ઓળખાતુ ભગવાન વિષ્ણુનું બદરીનાથ મંદિર, મંદિર પર ચળકતો મહારાણી અહલ્યાબાઈએ ચડાવેલો સુવર્ણ કળશ, પહાડી કેડીઓ પર ચાલી આવતી યાત્રાળુઓની કતાર એ બધા જ દૃશ્યો એકસામટા અમારી નજરે પડયાં.

હજારો યાત્રાળુઓ જે સ્થળના દર્શન માટે બરફના ડુંગરાઓ વચ્ચેનો વિકટ પ્રવાસ ખેડે છે, જ્યા પહોંચવા માટે એકેએક શ્રધાળુ હિંદુ જીવનભર તલસે છે અને જેને માટે એક જૂની કહેવત કહેવાય છેઃ

'જે જાય બદરી, એ ન આવે ઉદરી,
'અને જો આવે ઉદરી, તો ન રહે દરીદ્રી'

(એટલે કે જે ભગવાન બદરીનાથનાં દર્શન કરે છે, તેને ફરીથી માતાને પેટ જન્મ ધારણ કરવો પડતો નથી. અને કોઇ પણ સંજોગોમાં મનુષ્ય-જન્મ લેવો પડે તો તેને ધાર્મિકતાનું દારિદ્ર રહેતું નથી)

એવી આ તપોભૂમિમાં પગ મૂકતા જ અમને એક પ્રકારનો અપૂર્વ આનંદ થયો.

મહાન યોગીઓ બ્રહ્મજ્ઞાનીઓ, ગ્રંથકર્તાઓ, અને કવિવરો આ જ ભૂમિમાં વસેલા છે. મનુ ભગવાનનો આશ્રમ અહીં જ હતો. શ્રીકૃષ્ણ પરમાત્મા આ આશ્રમે આવ્યાની હકીકત મહાભારતમા છે. પાંડવો વનવાસ વખતે અહીં આવ્યા. પાણિનિ મુનિનું વ્યાકરણ આ સ્થળે રચાયેલું. વ્યાસ ભગવાન બદ્રિકાશ્રમમાં જ રહેલાં મહર્ષિ વસિષ્ઠે અહીં તપ કરેલું. આમ બદરિકાશ્રમ એ પવિત્ર અને પ્રાચીન ધામ ગણાય છે બદરીનાથમાં પદ્માસન વાળેલી વિષ્ણુ ભગવાનની મૂર્તિ છે. મંદિર બહુ પુરાણું નથી. હજાર-બે હજાર વર્ષનું જૂનું હશે હજારો યાત્રાળુઓ માટે મંદિર નાકડું લાગે.

અમે સ્નાન કરી વિષ્ણુ ભગવાનના દર્શન કર્યા. મનને અપૂર્વ શાંતિ મળી. બદરીનાથમાં યાત્રાળુઓ માટે ધર્મશાળાની સારી સગવડ છે. હિમાલયને લગતી દરેક ચીજ ત્યાં મળે છે, ગારી કસ્તૂરી, ઊન અને શુદ્ધ શિલાજિત પણ મળે પોસ્ટ અને તાર ઓફિસ છે મંદિરના વહીવટ માટે એક કમિટિ છે એકદર વ્યવસ્થા સારી છે હમેશાં સવારના સાતથી અગિયાર અને સાંજના છ થી નવ મંદિર ખુલ્લુ રહે છે મે માસથી નવેમ્બર સુધી છ મહિના દર્શન થાય છે બાકીના છ માસ પહાડ બરફથી ઢકાયેલો છે

હિંદુ ધર્મના ચાર મહાધામોના આ મુખ્ય ધામમાં ત્રણ દિવસ રહી કુદરતના સ્વર્ગીય દશ્યોનો અનેરો આનંદ માણી, ઋષિમુનિઓની તપશ્ચર્યાથી પવિત્ર બનેલી ભૂમિને વંદન કરી અમે ૩૦મી જૂને સવારે સૂર્યોદય વખતે બરફથી છવાયેલા એ પહાડને વંદન કરી પાછા વળ્યા.

મારા જીવનમા તપોભૂમિ બદરીકેદારની યાત્રા સદાયને માટે યાદગાર બની છે સંસારવ્યવહારના કામો કરતા, મને જ્યારે જ્યારે તક મળે છે. ત્યારેત્યારે ચિત્તની શાંતિ અર્થે હું હિમાલયની ગોદમા પહોંચી જાઉં છું.

બદરીકેદારનું તપોવન ચિત્તને શાંતિ આપે છે, જગતમાં સાચું સુખ શેમાં છે એની ઝાંખી કરાવે છે. એ સ્થળે મન ઘણી ઊંચી ભૂમિકા પર પહોંચી જાય છે આત્મ સુખના જ વિચારો આવે છે, આપણી ભારતભૂમિની પ્રાચીન સંસ્કૃતિ પાછી શી રીતે સજીવન થાય એના અનેક વિચારોથી હૃદય ઊભરાય છે. એમાના કેટલાક વિચારો અહીં રજૂ કરીશ. જ્યારથી વર્ણાશ્રમ ધર્મ ખંડિત થયો. ત્યારથી ભારતની ભવ્યતા ઝાંખી પડી. બ્રાહ્મણ એટલે શિક્ષક ક્ષત્રિય એટલે રક્ષક, વૈશ્ય એટલે પોષક, શૂદ્ર એટલે સેવક. એ ચારે વર્ણમાં સમાનતા હતી ઊંચનીચના ભાવ ન હતા, એક્તા હતી; સેવાભાવના હતી. અને સ્વાર્પણ હતું. ત્યારે આપણો દેશ ઉન્નતિની ટોચે હતો

અત્યારે સૌરાષ્ટ્રના લખપતિ ઉદ્યોગવીરો પરદેશ જઈને વસ્યા છે, પરદેશમાં આબરૂ જમાવી છે અને સંપત્તિ મેળવી છે. તેઓ જન્મ ભૂમિમાં આવી વસે. પોતાની બુદ્ધિ, શક્તિ અને ધન દેશનાં હુન્નરઉદ્યોગો ખીલવવામા વાપરે દેશના ગરીબ ભાઈઓને પ્રામાણિક રોજી આપવાના કોડ સેવે. સ્વરાજ–સરકાર તેમને એ માટે જોઈતી અનુકૂળતા કરી આપે તો તેમનું અને જન્મભૂમિનુ બંનેનુ કલ્યાણ થાય.

આજે પ્રજા જાગૃત થઈ છે, દેશ સ્વાધીન બન્યો છે. તે પ્રસંગે પોતાનું સર્વસ્વ દેશને માટે ખર્ચવા સૌએ તૈયાર રહેવું જોઈએ પ્રજાનો શ્રીમંત અને ગરીબ વર્ગ અરસપરસ મીઠો સહકાર કરશે અને ભારત-વર્ષની પ્રાચીન ભાવના જગાડશે, તે દિવસે ભારતમાં સુખ અને શાંતિ થશે.

આજના બધા પ્રશ્નોમા સ્ત્રીઓની ઉન્નતિનો પ્રશ્ન સૌથી ઉપયોગી છે. સ્ત્રીઓને શારીરિક અને બૌદ્ધિક તાલીમ આપવાની ખાસ જરૂર છે. તેમને ઘરને ખૂણેથી બહાર લાવવાની જરૂર છે સ્ત્રીશક્તિ નિર્ભય, સ્વાવલંબી અને સુશીલ બનશે, ત્યારે ભારતભૂમિ ફરીથી દેવતાઓનુ સ્થાન બનશે.

હિંદ એ પ્રાચીન પૂણ્યભૂમિ છે એક દિવસ એવો હતો કે જ્યારે ભારત સંસ્કૃતિની ટોચે પહોંચ્યો હતો એવો દિવસ પાછો વહેલો આવે એવી પ્રાર્થના ગંગા–કિનારે બેઠાબેઠા પ્રભુ પાસે કરી. દૂરદૂર હિમાલયના શિખરો તરફ નજર કરતાં હૃદયમાં ખાતરી થઈ કે આજે નહિ, તો આવતી કાલે ભારતવર્ષ જગતની સમસ્ત પ્રજામાં અગ્રસ્થાન પ્રાપ્ત કરશે

માટે હમણાં કેટલીક જગ્યાએ શાળાઓ થઇ છે. દૂર દૂરથી બાળકો શાળામાં ભણવા આવે છે અમે ઋષિકેશથી ચાર કલાકે દેવપ્રયાગ પહોંચ્યાં.

દેવપ્રયાગ સંગમ પર વસેલું છે. એક બાજુથી અલકનંદા અને બીજી બાજુથી ભાગીરથી આવે છે સંગમ-સ્થાન ઉપર દર વર્ષે હજારો યાત્રાળુઓ આવે છે. એ જગ્યાએ એ નદીનો પ્રવાહ એટલો જોરદાર હોય છે કે પગ લપસ્યા પછી માણસ તરત જ પ્રવાહમાં ઘસડાઇ જાય. મારી પ્રથમ યાત્રા વખતે પાંત્રીશ હજાર રૂપિયા ખર્ચી ત્યાં ઘાટ બંધાવેલો. એ ઘાટ ઉપર સાંજની આરતી વખતે બાલપંડિતનું પ્રવચન રાખવામાં આવ્યું હતું. દેવપ્રયાગના વિદ્વાન પંડિતો, અધ્યાપકો અને શહેરીઓ તેમનું પ્રવચન સાંભળી મુગ્ધ બન્યા. દેવપ્રયાગમાં એક હાઇસ્કૂલ અને સંસ્કૃત પાઠશાળા ચાલે છે. આસપાસના પહાડી પ્રદેશમાંથી માઇલો સુધી ચાલીને વિદ્યાર્થીઓ ત્યા ભણવા આવે છે. તે વિદ્યાર્થીઓને ત્યા રહેવા માટે એક છાત્રાલયની આવશ્યકતા હતી, તેથી તે છાત્રાલયના ચાર ખંડ દશ હજારમાં બંધાવી આપ્યા અને આઠ હજાર રૂપિયા ખર્ચીને એક શ્મશાનભૂમિ બંધાવી.

દેવપ્રયાગ પાસે અલકનંદા અને ભગીરથીના રમણિય કિનારાઓ ને શાંત સ્થળ દરેક પ્રવાસીનુ મન હરે છે બને બહેનોના સંગમ પછી ગંગા નામ પડે છે. ત્યાંથી ખસવાનું મન ન થાય એવી અનુપમ જગ્યા છે. દેવપ્રયાગમાં બે દિવસ રહીને અમે પાછા હરદ્વાર આવ્યા.

એક દિવસ હરદ્વારમાં આરામ લઇ અમે ઉત્તર કાશી જવા નીકળ્યાં ઋષિકેશથી ટીહરી ગઢવાલના રાજાની નવી રાજધાની નરેન્દ્રનગર પહોચ્યા. નરેન્દ્રનગરની ઊંચાઇ દરિયાની સપાટીથી લગભગ ૩,૫૦૦ ફૂટ છે. નાનકડું સુંદર શહેર વસાવ્યું છે. ઉપરથી ચોમેર સરસ દૃશ્ય દેખાય છે. નરેન્દ્રનગરથી આગળ જતાં ત્રણેક હજાર ફૂટ ઊંચે ચઢવું પડે છે, અને ત્યાંથી દૂર દૂર ગંગોત્રી અને બદરી-કેદારના બરફથી ઢંકાયેલાં સફેદ શિખરો દેખાય છે ત્યાથી રસ્તો નીચે ઊતરે છે. એક બાજુ પહાડ અને બીજી બાજુ ઊંડી ખીણ. માત્ર એક જ મોટર માંડ ચાલી શકે તેટલો પહોળો રસ્તો; પહાડી ને ચક્કર હોતાં અનેક વળાંક એમા ગમે તેવા પાવરધા ડ્રાઇવરની ભારે કસોટી થાય તેવું છે. આવા જોખમકારક રસ્તા ઉપર અમને જતી વખતે ને વળતા બે ત્રણ વાર વાહનો સામે

મળ્યા હતા કેવળ ઈશ્વરકૃપાથી જ અકસ્માતથી અમે બચી શકયા. ઋષિકેશથી ટીહરી ૫૧ માઈલ થાય સાત વાગ્યે ઋષિકેશથી નીકળેલા બપોરના એક વાગ્યે પહોંચેલા ટીહરી જોવાનુ વળતા ગણીને અમે ધરાસૂ તરફ આગળ વધ્યા ટીહરીથી ધરાસૂ ૨૭ માઈલ થાય ગગાના કિનારા ઉપર ઊચે ને ઊચે પહાડી પેટાળમા રસ્તો ચાલ્યો જાય છે રસ્તામા અનેક ભયસ્થાનો આવે છે હજી બે વર્ષ પહેલા જ મોટર ચાલી શકે તેવો રસ્તો બનાવેલ હોવાથી રસ્તાનુ સમારકામ ચાલુ હતુ અમે સાજે છ વાગ્યે ધરાસૂ પહોચ્યા બાબા કાલી કમલીવાલાની ધર્મશાળાઓ તો દરેક જગ્યાએ હોય છે અમારો ઉતારો ડાક-બગલામા હતો ત્યા પૂરી સગવડ હતી ધરાસૂ પાસે યમુનાની એક ધારા ગગાને મળે છે, તેથી એ પણ સગમ-સ્થાન ગણાય છે ધરાસૂથી આગળ જવા માટે મોટર-રસ્તો નથી પગપાળા અથવા ડોળીમા જવુ પડે છે અમે માણસો માટે ડોળી અને સામાન માટે ખચ્ચર ભાડે કર્યા ધરાસૂથી ઉત્તર કાશી ૧૯ માઈલ થાય

નવાસ્મા સૂર્યોદય થતા પહેલા અમારી આઠ ડોળીને પાચ ખચ્ચર ઉત્તર કાશી તરફ ચાલી નીકળ્યા શરૂઆતમા અમે કોઈ ડોળીમા ન બેઠા સવારનો ખુશનૂમા પવન અને ગગાજીનો કિનારો! ચાલવાની મજા આવતી હતી બે માઈલ ચાલ્યા પછી બેસવાનુ શરૂ કર્યુ એક બાજુ પહાડી અને બીજી બાજુ હજારેક ફૂટ ઊડી ખીણમા ગગાજી વહ્યા જાય છે, એક ખચ્ચર ચાલી શકે એટલી નાની પગદડી ઉપર અમારો સઘ ચાલ્યો જતો હતો ચાર-પાચ માઈલ ગયા બાદ દૂર દૂર જમ્નોત્રી અને ગગોત્રીના ધવલ શિખરો દેખાયા એ દેખાવ અપૂર્વ હતો એકાદ બે માઈલ ડોળીમા બેસવુ અને માઈલ બે માઈલ ચાલવુ એમ કરતા દશ-અગિયાર વાગ્યે અર્ધે રસ્તે પહોચ્યા અમારી સાથે પુષ્કળ નાસ્તો હતો એક પહાડી ઝરણાને કિનારે અમે પડાવ નાખ્યો ત્યા લહેરથી નાસ્તાપાણી કર્યા થોડો આરામ લીધો અને પાછા ચાલી નીકળ્યા રસ્તે આનદ કરતા સાજે પાચેક વાગ્યે અમે ઉત્તર કાશી પહોચ્યા

અમારા માટે ઉતારાપાણીની સગવડ કરવા માટે એક ભાઈ આગળ ગયા હતા તેમણે વ્યવસ્થા કરી રાખી હતી ઉત્તર કાશીમા શેઠ

બિરલાજીની સુંદર ધર્મશાળા છે તેમાં અમે મુકામ કર્યો ઉત્તર કાશી એ ગંગોત્રી જતાં રસ્તામાં આવતું એક યાત્રાનું ધામ ગણાય છે ચારે બાજુ ઊંચી પહાડીથી વીંટળાયેલું એ તીર્થધામ ગંગાને કિનારે વસ્યું છે ચારેક હજારની વસતિ છે નાનકડું બજાર, તાર-ટપાલ ઑફિસ, પોલિસ સ્ટેશન, ધર્મશાળા, સંસ્કૃત પાઠશાળા, હાઈસ્કૂલ વગેરે સગવડો ત્યાં છે આસપાસ ખેતી થઈ શકે તેવી પહાડીઓ છે ચોમેર પર્વતમાળા હોવાથી શિયાળામાં ત્યાં રહી શકાય છે, ગંગોત્રીમાં બરફ પડવા લાગે ત્યારે ત્યાંના તપસ્વીઓ ઉત્તર કાશી આવીને વસે છે ઉત્તર કાશીમાં એવા સંતોના દર્શનનો લાભ મળ્યો

અમે ગત્રે થાક્યાપાક્યા ખાઈ—પીને સૂઈ ગયા સવારે ગંગાસ્નાન કરી શ્રાદ્ધવિધિ પતાવી જોવા નીકળ્યા ઉત્તર કાશીમાં શ્રી વિશ્વનાથનું પ્રાચીન મંદિર છે બૌદ્ધ ધર્મના આક્રમણમાંથી તે બચી ગયું લાગે છે મંદિરમાં દર્શન કરી અમે ઉત્તર કાશીની કેટલીક સંસ્થાઓ જોઈ અને ત્યાર બાદ મહાત્માઓના દર્શને ગયા

પૂ કૃષ્ણાશ્રમ સ્વામી, પૂ તપોવન સ્વામી, પૂ ગંગાનંદ સ્વામી, પૂ બ્રહ્મપ્રકાશજી સ્વામી અને પૂ ગણેશદત્તજી ગોસ્વામી વગેરે મહાત્માઓના દર્શન કરી અમે પાવન થયા પરમ વિરક્ત, નિજાનંદમાં મસ્ત, જગતની સર્વ ઉપાધીઓથી પર, સાત્ત્વિક મૂર્તિ એવા આ સન્યાસીઓના દર્શન એ દુર્લભ વસ્તુ હતી હિમાલયના મહાત્માઓ મોટે ભાગે મૌન રહે છે, છતાં અમને તેમની અમૃતવાણીનો થોડો લાભ મળ્યો મોટે ભાગે આ સાધુઓ ગંગોત્રીમાં નિવાસ કરે છે, પરંતુ શિયાળાની ઠંડી ઋતુમાં ચાર માસ ઉત્તર કાશી આવી વસે છે 'સંતોના દર્શનથી પાપ ધોવાઈ જાય છે, એમ શાસ્ત્રોમાં કહ્યું છે તેનો અમને પ્રત્યક્ષ અનુભવ થયો તેમની સમીપે બેઠા હોઈએ એટલી વાર દુનિયાની સઘળી ઉપાધિ ભૂલી જવાય છે પૂર્વના પુણ્ય હોય તો જ આવા મહાપુરુષોના સહવાસનો લાભ મેળવી શકાય

અમારું જમવાનું પૂ ગોસ્વામી ગણેશદત્તજીને ત્યાં હતું તેઓ ગામથી ત્રણ માઈલ દૂર ગંગાકિનારે શાંતિ-કુટીરમાં વસે છે તેમનો આશ્રમ ખરેખર શાંતિ-કુટીર છે તેઓએ ખૂબ ભાવથી અમારું સૌનું

સ્વાગત કર્યું. માતાની જેમ ઊભરાતા હૈયે વહાલથી તેઓ અમને ભેટી પડયા, જમાડયા અને આશ્રમમાં રોકી પાડયા. ભોજન ને આરામ કર્યા બાદ ગંગાકિનારે હરિયાળા મેદાનમાં જઇ ને બેઠાં ત્યાં ગોસ્વામીજીની વાગ્ધારા ચાલી. પોતાના જીવનનાં અનેક અનુભવો તેમણે કહી સંભળાવ્યા. પૂ. સ્વામી રામતીર્થજીના જીવનના અનેક પ્રસંગો કહ્યા. પૂ બાપુજી અને પંડિત જવાહરલાલજી સાથેના તેમના અનુભવો તેમણે વર્ણવ્યા બીજે દિવસે પણ તેમનાં પ્રેમાગ્રહને વશ થઇ અમે ત્યાં ગયાં ત્યાં તો દિવસો સુધી રહેવાનું મન થાય તેવું સ્થળ હતું; પણ અમારૂં મંડળ જુદીજુદી દુન્યવી ઉપાધિવાળું હતું. ત્રીજે દિવસે અમે પાછા ફર્યાં.

વળતી વખતે અમે ટીહરીમાં સ્વામી રામતીર્થજીની સમાધિ જોવા ગયાં. ગંગાકિનારે તેમણે તપ કરેલું તે સ્થાન જોયું તથા વિલંગના નદી-કિનારે તેમની સમાધિનાં દર્શન કર્યાં. ટીહરી રાજધાનીનું શહેર હોવાથી ત્યાં આઠ-દશ હજારની વસતિ છે મોટું બજાર, કોલેજ, ધર્મશાળાઓ, તાર-ટપાલ વગેરે તમામ સગવડ છે. બે કલાક ટીહરી રોકાઇ ગયા ને જમ્યા અને રાત પડયા પહેલાં ઋષિકેશ પાછા આવી ગયાં અને મોડી રાતે હરદ્વાર પહોંચી ગયાં હરદ્વારમાં અમારો ઉતારો ગુજરાતી ભુવનમાં હતો. ત્યાં અમે દિવાળી સુધી રોકાવાનો વિચાર કર્યો ચૌદ વર્ષની ઉમર અને ૫૨ રતલ વજનના બાલપંડિત ચંદ્રમૌલીશ્વર જેમનું ટૂંકુ નામ અમે શુકદેવજી રાખ્યું છે, તેમનાં પ્રવચનો રાખ્યાં સેંકડો ભાવિક સ્ત્રી-પુરુષોએ એ પ્રવચનનો લાભ ઉઠાવ્યો. શુકદેવજીના આગળ અભ્યાસ માટે કાશી હિંદુ વિદ્યાપીઠમાં પૂ. ગોસ્વામીજી દ્વારા પ્રબંધ કર્યો તેર વર્ષની બાલવયમાં તેમણે મેળવેલ જ્ઞાન જોઈ સૌ કોઇ ચકિત થતાં હતા પૂ. ઠક્કર બાપાના પરમ શિષ્ય શ્રી છગનલાલભાઇ પારેખે પણ અમને પ્રવાસમાં ખૂબ આનંદ કરાવ્યો. તેમનો વિનોદ, નિખાલસ અને સેવાભાવી સ્વભાવ અમને હંમેશાં યાદ રહેશે. પંદર વર્ષ થયા તેઓ અનાજ-પાણી લેતા નથી. બાફેલાં શાકભાજીથી ચલાવે છે. વર્ષમાં એક માસ ગંગાજળથી અપવાસ કરે છે.

આ પ્રવાસમાં એક બીજા સ્નેહી-પૂ. મહાત્માં ગાંધીજીના પરમ શિષ્ય, છાયા હરિજન આશ્રમના સંચાલક-સ્નેહમૂર્તિ શ્રી રામનારાયણ

પાઠક પોતાની તબિયત અંગે અમારી સાથે પોરબંદરથી ઉત્તર-કાશી આવેલા. ઋષિકેશના બ્રહ્મચારી શ્રી હરજીવનજી, બાલપંડિત શુકદેવજી, તેમના વિદ્વાન પિતા અને કાકા આ બધું સાક્ષર-મંડળ એકઠું થયેલું, તેથી આ વખતના પ્રવાસમાં અમને ઘણો આનંદ થયો. ગંગા-કિનારે હરિદ્વારમાં દિવાળી કર્યા બાદ હું મુંબઈ થઈને પોરબંદર આવ્યો.

છેલ્લી આફ્રિકાની સફરેથી આવ્યા બાદ ફરી હિમાલયનાં દર્શને ગયો. હિમાલય ભારતવાસીઓનો આધ્યાત્મિક ગુરુ છે, તેવી જ રીતે એ ભારતની પ્રજાનો પાલક પિતા પણ છે. આ પુણ્યભૂમિ ઉપર હિમાલય ન હોત તો સગર રાજા ન હોત સગર ન હોત તો પુરુષાર્થ-પરાયણ ભગીરથ ન હોત, ભગીરથ ન હોત તો ભાગીરથી ન હોત અને ભાગીરથી ગંગા ન હોત તો ભારતવર્ષ સહરાનું રણ હોત. હિમાલયમાંથી નવ મહાનદીઓ નીકળે છે. સિંધુ, બ્રહ્મપુત્રા, યમુના, રાવી ચિનાબ, સતલજ, જેલમ અને ઇરાવતી, આ નવ સરિતાઓના પ્રવાહ દ્વારા ભારત નંદનવન બને છે એ પાણી અને ખાતર બંને પૂરાં પાડી જમીનને ફળદ્રુપ બનાવે છે હિમાલયનાં જંગલો વરસાદ લાવે છે ખરે ઉનાળે હિમાલય બરફનાં પાણી વહાવે છે. હિમાલયનાં ઉત્તુંગ શિખરો પવનને રોકી લઈ ઠંડી, ગરમી અને વરસાદની સમાનતા સાચવે છે. હિમાલય એ વિદેશીઓનાં આક્રમણોને રોકનાર મહાન રક્ષક છે. આમ હિમાલય એ ભારતની રાજકીય, આર્થિક, સામાજિક, અને સાંસ્કૃતિક ચતુર્વિધ ઉત્ક્રાંતિનો જનક છે. હિમાલય ઔષધિઓ ને જડીબુટ્ટીનું ધામ, આરોગ્યનો આશ્રમ છે

હિમાલય ન હોત તો ભારત ન હોત તેણે ઋતુ આપી છે. તે વરસાદ આપે છે ઠંડી આપીને ગરમી ઓછી કરે છે. વળી નદીઓ આપી છે જે જમીનને ફળદ્રુપ ને ઉપજાઉ બનાવે છે. તેમાં યે સૌથી અગત્યનું એવું રક્ષણ પણ તે દેશને આપી રહેલ છે



શ્રી મહાત્મા ગાંધી કીર્તિમંદિર, પોરબંદર (સામેથી)



શ્રી મહાત્મા ગાંધી કીર્તિમંદિર, પોરબંદર (બાજુએથી)



પૂ. કસ્તુરબા ગાંધી

# મહાત્મા ગાંધી કીર્તિમંદિર

પૂ. બાપુનાં પ્રથમ દર્શન સને ૧૯૧૫માં મને થયેલાં એવું સ્મરણ છે. મુંબઈમાં લૉર્ડ સિંહાના પ્રમુખપદે કોંગ્રેસ મળી હતી. તે વખતનો પૂ, બાપુનો પોશાક–ધોતિયું, અંગરખું, ખેસ, પાઘડી, હાથમાં લાકડી, એવો અસલ કાઠિયાવાડી પહેરવેશ હતો. મને ૧૯૨૦–૨૧માં કલકત્તા કોંગ્રેસ તથા શાંતિનિકેતનમાં, ને ૧૯૨૨ મા અમદાવાદ કોંગ્રેસ અને સાબરમતીમાં દર્શન કરેલાં તેઓશ્રીના સહવાસનો લાંબા સમયનો લાભ મળ્યો ન હતો. આફ્રિકામાં સ્વરાજની લડતના સમાચાર હું વાંચ્યા કરતો, અવારનવાર ફાળામાં મદદ કરતો

સને ૧૯૩૫માં હું દેશમાં આવેલો ત્યારે પૂ. બાપુને મળવા સેવાગ્રામ ગયો હતો. મારા ધર્મપત્ની પણ સાથે હતાં. અમે શેઠ શ્રી જમનાલાલજીને ઘેર ઊતરેલાં. તે વખતે પૂ. વિજયાલક્ષ્મી પંડિત પણ ત્યા હતાં અમે પૂ બાપુનાં દર્શન કરવા સેવાગ્રામ ગયાં. બાપુજી ફરવા નીકળતા ત્યારે સામાન્ય મુલાકાતો થતી. અમે મળવા ગયાં, તે દિવસે બાપુને મૌન હતું પ્રણામ કરી બેઠાં. બાપુએ ચિઠ્ઠીમાં લખ્યું, 'રોકાશો ને?' મેં હા પાડી કહ્યું: 'અમે આપનાં દર્શને આવ્યાં છીએ.' બાપુ હસ્યા રોજ સાંજે પ્રાર્થના થતી. એમા અમે જતાં. મારા પત્ની રસોડામા બાને મદદ કરતા. અમારા એ દિવસો જીવનમા યાદગાર બન્યા.

ત્યાર બાદ મારે દક્ષિણ આફ્રિકા જવાનું થયું ત્યારે ત્યાં લૉર્ડ હાર્ડિંજની મુલાકાત મને થયેલી. તેઓ સેટલમેન્ટ માટે હિંદ આવેલા ત્યારે ના મહારાણા સાહેબના આગ્રહથી પોરબંદરમાં પૂ. બાપુનુ જન્મસ્થાન જોઇ તેમને હર્ષ અને શોક બને થયા. જગતના એક અવતારી પુરુષની જન્મભૂમિ જોઇને આનંદ થયો; પણ એ અંધારો ઓરડો, અંધારી ગલી અને આસપાસની દુર્ગંધ જોઇને તેમને પારાવાર

દુ ખ થયું તેમણે કહ્યુ . ' તમને આ મહાપુરુષની મહત્તાની કિંમત નથી બીજો કોઇ દેશ હોય તો અહીં કરોડો રૂપિયા ખર્ચી નાખ્યા હોય, તમારા દેશને એમણે શુ આપ્યુ છે અને શુ આપી રહ્યા છે તેની કિંમત નથી આ સ્થળે સુદર ચિરંજીવ સ્મારક થવુ જોઈએ ' આ સાભળી મારા મનમા બહુ લાગી આવ્યુ આ પહેલા પણ મારા મનમા જન્મસ્થાને સ્મારક કરવાના મનોરથ ઊડે ઊડે ઊઠતા હતા આ વિચારથી તેને બળ મળ્યુ મે મનમા નિશ્ચય કર્યો કે બાપુજી રજા આપે તો સ્મારક કરવુ ફરીથી હુ સેવાગ્રામ ગયો ત્યારે પૂ બાપુને વાત કરી ' હુ દક્ષિણ આફ્રિકા જઈ આવ્યો ત્યા આપનો ફિનિક્સ આશ્રમ જોયો લૉર્ડ હાફમેયરની મુલાકાત થઈ, તેમણે આપને સલામ કહેવરાવ્યા છે તેઓ પોરબદર પધારેલા ત્યારે ' આપના જન્મસ્થાને કઈક સ્મારક થવાની જરૂર છે ' એમ કહેલુ ત્યા ગદકી પણ બહુ રહે છે એ મકાનો મળે તો અમે કઇક કરીએ ' પૂ બાપુએ એટલુ કહ્યુ કે, ' ત્યા ગદકી થાય છે એ વાત ખરી, પણ એ મકાનો મારા કુટુબીઓના હાથમા છે હાલ કોણ ચલાવે છે એની પણ મને પૂરી ખબર નથી વિચાર કરીશુ ' આમ એ વાત ત્યા અટકી

મને ૧૯૧૪મા બદરી–કેદારની યાત્રાએ ગયેલો એ વખતે ' પૂ બાપુ આગાખાન મહેલમાથી છૂટીને મહાબળેશ્વર જવાના છે ત્યાથી પચગની બે માસ હવાફેર માટે આવશે ' એવા સમાચાર જોશીમઠમા મને મળ્યા

પચગનીમા મારા પુત્રો ભણતા હતા તેમને અભ્યાસમા મદદ કરના એક શિક્ષક રાખેલા, એમને માટેનુ ત્યા એક મકાન ભાડે હતુ એ મકાન જૂન માસમા પૂ બાપુ માટે ખાલી કરાવ્યુ તેઓશ્રી પોતાની મડળી સાથે આવી પહોચ્યા એ વખતે અમને પૂ બાપુની સેવાનો અણમૂલો લાભ મળ્યો, પચગનીમા પૂ બાપુ ખુશખુશાલ રહેતા, આનદના ફુવારા ઊડતા વહેલી સવારે ચાલીને ફરવા જતા સવારસાજ પ્રાર્થનામા તેઓશ્રીના પ્રવચન સાભળવા મળતા આપણા દેશમા જેમ પર્વતરાજ હિમાલય છે, તે જગતમા અજોડ છે, એવી જ રીતે આપણા મહાપુરુષો પણ અજોડ છે પૂ બાપુને મળવા માટે દેશનેતાઓ આવતા, તેમની વાતો સાભળતા, તેમના દર્શનનો અપૂર્વ લાભ મળતો પચગનીમા કીર્તિમદિર વિષે પણ થોડી વાત થઇ તેઓશ્રીએ ' કુટુબીઓ હા પાડે



કીર્તિમંદિરનું ઉદ્ઘાટન કરવા પધારનાર સરદાર શ્રી વલ્લભભાઈ પટેલનું સ્વાગત




સર । શ્રી કીર્તિમંદિરનું ઉદ્ઘાટન કરવા પધાર્યા તે વખતનું દૃશ્ય

લો પોતાને વાંધો નથી' તેમ કહ્યું. દોઢ માસ રહીને પૂ. બાપુ પંચગનીથી વિદાય થયા અને અમે પાછા પોરબંદર આવ્યાં

નામદાર મહારાણા સાહેબને કીર્તિમંદિર વિષે મેં વાત કરી. નામદાર મહારાણા સાહેબના પ્રમુખપદે પોરબંદરના આગેવાન શહેરીઓની એક સભા મળી. તેમાં આ પ્રશ્ન રજૂ થયો: જન્મસ્થાન પાસે સ્વચ્છતા રહે, એક બાગ બને અને ત્યાં રચનાત્મક પ્રવૃત્તિઓ ચાલે, એવી યોજના સૌએ વિચારી. સને ૧૯૪૫-૪૬-૪૭માં એ વાત ચાલુ રહી એમાં શ્રી માણેકલાલ ગાંધી વગેરે ઓગણત્રીશ હકદારો હતા આજુબાજુમાં આવેલાં મકાનના માલિકોને પણ વાંધો હતો ધીમેધીમે એ બધા વાધાઓ પત્યા. બધાને આશરે રૂપિયા પંચોતેર હજાર આપ્યા

સને ૧૯૪૭મા ભારત સ્વતંત્ર થયું. છ મહિના પછી સૌરાષ્ટ્રનું એકમ થયું, એટલે કીર્તિમંદિરની વાતને ફરી વેગ મળ્યો અને સૌરાષ્ટ્ર કોંગ્રેસના પ્રમુખ પૂ દરબારશ્રી ગોપાળદાસભાઇના હાથે શિલારોપણવિધિ કરાવી

સને ૧૯૪૭ના ડિસેમ્બરમાં પૂ બાપુને મળવા હું દિલ્હી ગયો. હિંદીઓને પૂર્વ આફ્રિકામાં આવતા બંધ કરવાનો કાયદો ત્યાની ધારાસભામા આવ્યો હતો. તેને અંગે મારે પૂ. બાપુ સાથે વાતચીત કરવાની હતી હું પૂ બાપુ તથા પૂ સરદાર શ્રી વલ્લભભાઇને મળ્યો, પૂ. પંડિત જવાહરલાલજીને જાણ કરી તેઓના પ્રયત્નથી છ માસ સુધી બિલ મુલતવી રહ્યુ, પણ આખરે કાયદો પસાર થયો. હિંદીઓને ઇસ્ટ આફ્રિકામા આવવાની મનાઇ થઈ. આપણા દેશમાં ગરીબાઇ વધતી જાય છે, પ્રજા વધતી જાય છે, કેનેડા, પશ્ચિમ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલેન્ડ બધા દેશોમા પુષ્કળ જગ્યા છે, પરંતુ હિંદીઓ માટે, એશિયાવાસીઓ માટે દ્વાર બંધ છે. ગોરાઓએ એક હજાર વર્ષ સુધીની ગણતરી કરીને એ દેશોમા જગ્યા અનામત રાખી છે

ઑસ્ટ્રેલિયામા માત્ર એક કરોડની વસ્તિ છે ત્યા પચાસ કરોડનો સમાવેશ થાય એવડો દેશ અનામત રાખ્યો છે. તેઓ માત્ર કિનારે વસ્યા છે, છતા કોઈને આવવા દેતા નથી ઑસ્ટ્રેલિયા એશિયાનો ભાગ છે આ પ્રશ્ન વિકટ છે. ભારતની પ્રજા જ્યા જ્યા વસે છે ત્યા ત્યાથી તેને કાઢવાના પ્રયત્નો થાય છે. બર્માને સિલોન જેવા પાડોશી દેશોમા પણ એ સ્થિતિ થતી જાય છે

આ પ્રશ્ન પૂ. બાપુ પાસે રજૂ કરવા હું ખાસ દિલ્હી ગયેલો, પરંતુ પૂ. બાપુ, પૂ સરદાર સાહેબ, પૂ. પંડિતજી દેશના આંતરિક પ્રશ્નોમાં ખૂબ ગૂંથાયેલા હતા. દેશના ભાગલા પડવાથી ચોમેર ભારે અશાંતિ હતી, છતાં તેઓશ્રીએ મારી વાત શાંતિથી સાંભળી અને પંડિતજીને ભલામણ પણ કરી

સને ૧૯૪૫ માં બાપુ પાછા પંચગની સવા માસ એ જ મકાનમાં રહેલા, પછી સને ૧૯૪૬માં પધાર્યા પંચગનીમાં પૂ. બાપુ ખૂબ આનંદમાં રહેતા, આનંદના ફુવારા ઊડતા. તેમના ખડખડાટ હાસ્યથી ઓરડા ગાજી ઊઠતા, જ્યારે દિલ્હીમાં ૧૯૪૭ માં તેઓશ્રીના ચહેરા પર નિરાશા, મૂંઝવણ અને વેદના દેખાતી હતી પંચગનીમાં વારંવાર કહેતા, ' હું ૧૨૫ વર્ષ જીવવાનો છું. મારે દેશમાં રામરાજ્ય કરીને જવું છે '

દેશના ભાગલા પડયા પછી એ વસ્તુ ચાલી ગઇ. દિલ્હીમાં કહેલું ' હવે મને જીવવું ગમતું નથી. ' ડિસેમ્બર માસમાં હું દિલ્હી ગયેલો ત્યાં ઠંડીને લીધે મારા હાથમાં કળતર થવા લાગી, તેથી સારવાર લેવા કલકત્તા ગયો. ત્યાં થોડો વખત રોકાયો. સારવાર લીધી, કંઇક આરામ જણાયો. કલકત્તાથી પાછા ફરતાં મુંબઇ થઈ દેશમાં આવ્યો પોરબંદર પહોંચ્યો તેને બીજે જ દિવસે દુઃખદ બનાવ બન્યાના સમાચાર સાંભળ્યા.

આ વખતે મારાં ધર્મપત્ની જિંજામાં હતાં પૂ. બાપુના શ્રાદ્ધદિને હિંદીઓ આફ્રિકનો, યુરોપિયનો અને અન્ય એશિયાવાસીઓ, સૌ નાઇલ નદીને કિનારે ગયા. હજારોની મેદની મળી. નાઇલ નદીના પવિત્ર જળમાં પૂ. બાપુના અવશેષો મારાં પત્નીએ પધરાવ્યા. એ દિવસ યુગાન્ડાના સામાજિક જીવનમાં અપૂર્વ હતો.

પૂ. બાપુનો દેહાન્ત થતાં કીર્તિમંદિરનો વિચાર પાછો આગળ વધ્યો. મકાનો મળી ગયાં હતાં તેનો પ્લાન બનાવ્યો. પૂ. સરદાર સાહેબે પાસ કર્યો. પોરબંદરના જૂના અનુભવી મીસ્ત્રી પુરુષોત્તમભાઈએ તેની રચના કરી, ઝડપભેર કામ ઉપાડયું. બાપુ જેટલા વર્ષ જીવ્યા તેટલા ફૂટ (૭૯') ઊંચું શિખર બાંધ્યું. પૂ. બાપુને પ્રિય એવી રચનાત્મક પ્રવૃત્તિઓ થઇ શકે એવી યોજના કરી. પૂ. સરદાર સાહેબ એના ઉદ્ઘાટન માટે નાદુરસ્ત તબિયત હોવા છતાં સૌરાષ્ટ્ર પધાર્યા. ના મહારાણા સાહેબ, ના. રાજપ્રમુખ, માનનીય વડા પ્રધાન શ્રી ઢેબરભાઈ, અન્ય પ્રધાનો અને સૌરાષ્ટ્રના સંભાવિત નાગરિકો એ પ્રસંગે હાજર રહ્યા હજારોની માનવ–મેદની સમક્ષ પૂ સરદાર સાહેબે કીર્તિમંદિરનું ઉદ્ઘાટન કર્યું.



કીર્તિમંદિરમાંથી વિદાય લેતા ભારતના વડા પ્રધાન શ્રી પંડિત જવાહરલાલ નહેરૂ

એક બાજુ હવેલી, બીજી બાજુ રઘુનાથજીનુ મંદિર, મારે કેદારનાથજી ત્રણે ધર્મસ્થાનોની વચ્ચે દીવાન સાહેબ કળા ગાધી રહેતા રઘુનાથજીના મંદિરમા કથા સાભળતા એ મંદિર સુધારી કાયમ રાખ્યુ પૂ બાપુને એ સ્થળે ધાર્મિક સંસ્કાર મળેલા તે જ સ્થાને કીર્તિમંદિરની રચના થઇ આજે સુદામાપુરીની પેઠે, ભારતવર્ષના હજારો નરનારીઓ કીર્તિમંદિરની યાત્રાએ આવે છે અને ભાવપૂર્વક પૂ બાપુ તથા બાના દર્શન કરે છે

પૂર્વ આફ્રિકામા પૂ બાપુના એક સ્મારક રૂપે ગાધી કૉલેજ બાધવી એવો વિચાર પૂ બાપુના દુ ખદ અવસાન વખતે આવ્યો પૂર્વ આફ્રિકાના હિંદી એજન્ટ પૂ અપા સાહેબ પતની પાસે બધી વાત કરી તેઓ ખુશી થયા અને બધી મદદ કરી તે કામ માટે બે-ત્રણ વાર આફ્રિકાની સફર કરી પ્રો રમણલાલભાઇ યાજ્ઞિકને ખાસ એ કામ માટે રોકયા હિંદી સરકારના શિક્ષણ ખાતાના ઉપમંત્રી હુમાયૂન કબીર પણ ત્યા જઇ આવ્યા ત્યા ગાધી વિદ્યાપીઠ સ્થાપવી એવી યોજના કરવામા આવી અને એમા પાચ લાખ પાઉન્ડનો ફાળો થયો તેમા નાના-મોટા સૌએ મદદ કરી પૂ બાપુ માટે હિંદી અને આફ્રિકનોને સન્માન છે આ કાર્ય માટે કુલ પાચ લાખ પાઉન્ડ એકઠા કરવાના છે, જે લગભગ થઇ જવા આવ્યા છે મહાત્મા ગાધી રાષ્ટ્રીય સ્મારકનિધિમાથી ૫૬૦ લાખ રૂપિયા મળ્યા છે ઇસ્ટ આફ્રિકા ગવર્નમેન્ટે રાયલ ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટ કાઢેલ તેની સાથે મહાત્મા ગાધીજીનુ નામ જોડાયુ છે તેમા ત્રણ કૉલેજો (આર્ટ્સ, સાયન્સ ને કૉમર્સ) આપણા તરફથી ચાલે તેમ લગભગ નક્કી થયુ છે બાકીની ગવર્નમેન્ટ ચલાવશે બહારના વિદ્યાર્થીઓ માટે છાત્રાલયો બધાશે કોઇપણ પ્રકારના ધર્મ કે જાતિના ભેદ વિના તેમા સૌ કોઇ દાખલ થઇ શકશે

જ્યારે મુસ્લિમ ભાઇઓ-ઓની ફ્રોન્ડ-એશિયન મુસ્લિમ માટે પોતાની જુદી કૉલેજ ચલાવે છે

પોરબદરમા મહાત્મા ગાધી કીર્તિમંદિરના દર્શને આપણા રાષ્ટ્રપતિ પૂ રાજેન્દ્રબાબુ તથા ભારતના લાડીલા નેતા અને હૃદયસમ્રાટ પૂ પંડિત જવાહરલાલજી પધાર્યા હતા ઉપરાત પૂ બાપુના અનેક ભક્તો અને દેશપરદેશના મહાન પુરુષો કીર્તિમંદિરના દર્શને પધાર્યા હતા, તેમના દર્શનનો અને પ્રવચનનો અમૂલ્ય લાભ પોરબંદરની જનતાને અને અમને મળે છે



પોરબંદરમાં રાજ્યમાતા રૂપાળીબા-બાગનું નામદાર મહારાણાશ્રીના હસ્તે ઉદ્ઘાટન

પોરબંદરમાં મહાત્મા ગાંધી માર્ગ ઉપર સ્ટેશનેથી શહેરમાં પ્રવેશ કરતાં પાંચ રસ્તા ભેગા થાય છે ત્યાં કન્યા વિદ્યાલય, બાલમંદિર અને પ્રસૂતિગૃહનાં સુંદર મકાનો આવેલાં છે. એ જગ્યાએ રસ્તાને કાંઠે એક તળાવ હતું તેમાં પાણીનો નિકાશ થતો ન હોવાથી ત્યાં જીવજંતુથી દુર્ગંધ ફેલાતી. એ તળાવ પુરાવી નાખીને ત્યાં સ્ત્રીઓ તથા બાળકો માટે એક બગીચો બનાવવામાં આવ્યો અને પૂ. બાપુજી, પૂ. સરદાર સાહેબ, તથા પૂ. પંડિતજીના ત્રણ બાવલાં મૂકવામાં આવ્યાં છે. એની ઉદ્‌ઘાટનક્રિયા ના. મહારાણા સાહેબના શુભ હસ્તે કરવામાં આવી. બાગમાં બાળકોને રમવા માટે હીંચકા તથા વિશ્રામ માટે વૃક્ષો વાવવામાં આવ્યાં છે. શહેરના રાજમાર્ગ ઉપર આવેલો આ 'રાજ્યમાતા રૂપાળીબા બાગ' નગરની શોભામાં વધારો કરે છે.

# મહર્ષિ દયાનંદ મહાવિદ્યાલય

પોરબંદરમા આર્ય કન્યા ગુરુકુળ થયું. પરંતુ કુમારો માટે એ એવી જ સંસ્થાની જરૂર હતી. મહર્ષિ દયાનંદ સરસ્વતી સૌરાષ્ટ્રના એક મહાન સપૂત હતા, જેમણે છેક પંજાબ સુધી આર્ય ધર્મનો વિજયડંકો વગાડયો અને આર્ય સંસ્કૃતિ તથા વૈદિક ધર્મનો પુનરુદ્ધાર કર્યો સમાજ–સુધારણામા તેમનો મોટો ફાળો હતો. હિન્દુ–સંગઠન, સ્ત્રી–શિક્ષણ રાષ્ટ્રની એક ભાષા, એક લીપિ, અછૂત–ઉદ્ધાર વગેરે કાર્યો દ્વારા તેમણે રાષ્ટ્રીય શિક્ષણ ઉપર ભાર મૂકયો. પૂ મહર્ષિની પ્રેરણાથી અનેક આર્ય ગુરુકુળો સ્થપાયા પ્રાતઃસ્મરણીય સ્વામી શ્રી શ્રદ્ધાનંદજીનું કાંગડી ગુરુકુળ સ્થાપવાની આકાક્ષા હતી, તે અમલમા મૂકાઇ

એક વાર વાત નીકળતા ના જામસાહેબ શ્રી દિગ્વિજયસિંહજી બાપુ તથા ના મહારાણી ગુલાબકુવરબા સાહેબ પાસે એ વાત મેં મૂકી તેમણે કહ્યુ, 'અહીં જામનગરમા એવી કોઇ સંસ્થા થાય તો અમને બહુ ગમશે તમે એવી સસ્થા ઊભી કરો, રાજ્ય તરફથી મદદ મળશે મેટ્રિક સુધીનો અભ્યાસક્રમ રાખો તો માસિક એક હજાર રૂપિયા અને સ્નાતક સુધી રાખો તો બે હજાર સુધીની ગ્રાન્ટ આપીશુ

ઉપરની વાતચીત થયા બાદ અમે જામનગરમા ગુરુકુળ સ્થાપવાનો નિર્ણય કર્યો અમારી વિનતિને માન આપી ના જામસાહેબે ૨૦૦ એકર જમીન આપી જેલ સામેના મકાનમા ભાડેથી વિદ્યાર્થીઓને રહેવા તથા ભણવાની તાત્કાલિક સગવડ કરી એક સો જેટલા કુમારો શરૂઆતમા જ આવી વસ્યા સસ્થા શરૂ થઇ

પરંતુ થોડા વખતમા જ હિંદના ભાગલા પડયા સિંધ પાકિસ્તાનમા જવાથી જામનગર પાસે ભારતનુ લશ્કરી થાણું પડ્યું મિલિટરી આવી તેની બાજુમા જ ગુરુકુળની જમીન હતી એમાથી



શ્રી નાનજી કાલિદાસ મહેતા મ્યુનિસિપલ ટાઉનહોલ, કંપાલા

ટલીક જમીન મિલિટરીએ લઇ લીધી. આવી સ્થિતિમાં ભવિષ્યનો વિચાર કરીને ત્યાં સંસ્થા કરવાનું માંડી વાળ્યું.

દરમિયાન સૌરાષ્ટ્રનું એકમ થયું. જૂનાગઢ એકમ સાથે ભળ્યુ. ગુરુકુળના ટ્રસ્ટીઓ સંસ્થાને કોઇ સુંદર સ્થળે ફેરવવાનો વિચાર કરતા હતા. જૂનાગઢથી દશ માઇલ દૂર ચોકીમા નવાબ સાહેબના બંગલા ખાલી પડયા હતા. ગિરનારની ગોદમાં ગુરુકુળ થાય તો સંસ્થા દીપે. ત્યાના હવાપાણી બહુ સારાં છે આથી ગુરુકુળ ચોકીમાં લઇ જવાનો નિર્ણય કર્યો. સૌરાષ્ટ્ર સરકારે સાઠ વરસને પટ્ટે સસ્થાને એ મકાનો ભાડે આપ્યા. લગભગ બે લાખ રૂપિયાનું ખર્ચ કરી મકાનોને સંસ્થાએ યોગ્ય બનાવ્યાં. સસ્થાની ખેતી માટે મોટી જમીન ખરીદી વીશ લાખ રૂપિયાનું અમારા તરફથી ટ્રસ્ટ કર્યું.

મહર્ષિ દયાનંદ મહાવિદ્યાલયમાં આશરે દોઢસો કુમારો આર્ય ગુરુકુળ પદ્ધતિએ શિક્ષણ લેતા હતા. અઢીસો વિદ્યાર્થીઓ રહી શકે તેટલી સગવડ ત્યા હતી. મેટ્રિક સુધીના વર્ગો ચાલતા હતા. ઉદ્યોગ દ્વારા શિક્ષણ આપવાનો વિચાર આપણા પૂજ્ય રાષ્ટ્રપિતા આપણને આપતા ગયા છે. એ પ્રયોગ ત્યાં સફળ થઇ શકશે એમ અમોને લાગ્યું. એક વિદ્યાર્થીદીઠ રૂા ૭૦) ખર્ચ આવતો જ્યારે વિદ્યાર્થી પાસેથી માત્ર રૂા ૪૦ લેવામાં આવતા જેમા રહેવા-જમવા, પાઠયપુસ્તકો, રમતગમતનાં સાધનોનો બધો ખર્ચ આવી જતો. બાકી રૂા ૩૦)ની માસિક ખોટ એક વિદ્યાર્થી દીઠ આવતી જે સ્થાયી ફંડના વ્યાજમાથી અપાતી રૂા. ૬૦ હજાર વાર્ષિક તૂટતા જેમા સરકારી ગ્રાન્ટ રૂા ૧૬હજાર મળતી. વેપારનુ શિક્ષણ આપવાનો પ્રબંધ થઇ રહ્યો હતો અમારી મહેચ્છા તો તે સંસ્થાને આર્ય સસ્કૃતિને અનુરૂપ આદર્શ ગુરુકુળ કરવાની હતી. પરંતુ પુરતી સંખ્યામા તેનો લાભ લેવાતો નહોતો એટલે સંસ્થા બંધ કરવામા આવેલ છે

## ૩૯

# સંતોના દર્શને

દક્ષિણ ભારતમા આપણા ત્રણ મહાન સતો વસતા હતા, શ્રી રમણ મહર્ષિ, શ્રી અરવિંદબાબુ અને સ્વામી ગમદાસજી તેમના દર્શને જવાનો અમારો વિચાર ઘણા સમયથી હતો આ સતત્રિપુટીનુ નામ આજે આખા ભારતવર્ષ અને જગતના સુશિક્ષિત આધ્યાત્મિક સ્ત્રી-પુરુષોમા સારી પેઠે જાણીતું છે તેમના દર્શનાર્થે જવુ એ પણ એક મોટા ભાગ્યની વાત ગણાય અમે સારો દિવસ જોઇ મુબઇથી વિમાનમા બેગલોર પહોચ્યા બેગલોરથી મોટરમા ભગવાન શ્રી રમણ મહર્ષિના આશ્રમે ગયા

અરુણાચળ પર્વતની તળેટીમા તિરુવણ્ણમલૈ નામનુ એક નાનકડું નગર આવલ છે તેની પાસે સુદર પર્ણકુટિઓ આવેલી છે ઘાસથી છાયેલા મકાન જૂના વખતના ઋષિઓના આશ્રમનો ખયાલ આપે છે એક બેઠા ઘાટના મકાનમા સાદી પાટ ઉપર ભગવાન શ્રી રમણ મહર્ષિ બેઠેલા અમે જઇને તેમને પ્રણામ કર્યા તેઓ માત્ર હસ્યા તેમના ચહેરા ઉપર અપૂર્વ શાતિ અને આનદ પ્રસરેલા હતા જાણે કોઇ બીજા જગતમા વસતા હોય તેવુ લાગે આપણા મનમા પણ એક પ્રકારની શાતિનો ભાસ થાય

તેઓ પહેલા એક ગુફામા રહેતા કોઇને દર્શન ન આપતા તેઓશ્રીની તેજસ્વી આખોમા આત્મપ્રકાશ જોઇ શકાતો આ દેહે જ મનુષ્ય પરમ પુરુષાર્થ કરે તો આત્મદર્શન પામી શકે, તે વાતની પ્રતીતિ તેમના દર્શનથી થઈ તેમની આસપાસ અનેક ભક્તો એકઠા થયા છે પ્રાર્થનામા તેઓ ભાગ લેતા, પણ કશુ પ્રવચન કરતા નહિં તેઓ ભાગ્યે જ બોલતા નાના બાળકના જેવુ તેમનુ નિર્દોષ જીવન હતું અમારા પોરબદરના એન્જિનિયર શ્રી મણિભાઇના પુત્ર યુવાન વયથી ત્યા રહે છે બીજા અનેક સ્ત્રી-પુરુષો ત્યા વસે છે દેશ-પરદેશના ભાવિક

અનુયાયીઓ દર્શનાર્થે આવતા. પચાસેક હજારની વસતિવાળું શહેર છે. મોટાં મંદિરો છે. પર્વને દિવસે મોટો વરઘોડો નીકળે. દક્ષિણીઓ ધાર્મિક ભાવનામાં હિંદના બીજા પ્રાંતો કરતાં ચડિયાતાં લાગ્યાં મહર્ષિનાં દર્શને રોજ આસપાસથી સેંકડો ટોળાં આવતા, પ્રાર્થનામાં સામેલ થતા. યુરોપિયનો, ગુજરાતીઓ, સૌરાષ્ટ્રવાસીઓ ત્યાં પર્ણકુટિઓ બાંધી રહ્યા છે મહર્ષિજીના દેહાંત પછી પણ તેમના અનુયાયીઓ એ ભાવનાને ટકાવવા પ્રયાસ કરી રહ્યા છે.

ત્યાંથી અમે પોંડીચરી ગયા. મહર્ષિ અરવિંદબાબુ અમુક નક્કી કરેલા દિવસે જ દર્શન આપતા. તેથી તેમના દર્શનનો લાભ ન મળ્યો, પરંતુ ભારતના એ મહાન યોગીની પ્રતિભાનાં અમને ત્યાં દર્શન થયાં. પોંડીચેરી સમુદ્ર કિનારે પાઘડી પને વસેલું સુંદર શહેર છે. તેમાં દોઢ લાખની વસતિ છે. એ શહેરના દશમા ભાગમાં આશ્રમની પ્રવૃત્તિઓ ચાલે છે. સ્વચ્છતા અને વ્યવસ્થા નમૂનેદાર છે. શ્રી મણીબહેન, જેઓ પોરબંદર આર્ય કન્યા ગુરુકુળમાં હતાં તેઓ, ત્યાં મળ્યાં. ગુજરાતના શ્રી અંબુભાઈ પુરાણી આશ્રમના સંચાલકોમાંના એક છે. આશ્રમનું મોટું છાત્રાલય, ગૌશાળા, અતિથિગૃહ, ઉદ્યોગગૃહ વગેરે મકાનો અમે જોયાં. એક મોટું આશ્રમનું પોતાનું પ્રેસ છે, જેમાં શ્રીઅરવિંદબાબુનાં તત્ત્વજ્ઞાનના પુસ્તકો તથા માસિકો છપાય છે. એ તમામ વ્યવસ્થા આશ્રમવાસીઓ જાતે કરે છે ચારસો જેટલા આશ્રમવાસીઓ હશે મકાનની સંકડાશને લીધે સોએક જેટલા બહાર રહે છે. આશ્રમની તમામ વ્યવસ્થા શ્રી માતાજી સંભાળે છે. અમે પ્રાર્થના બાદ રાત્રે નવ વાગ્યે શ્રી માતાજીના દર્શને ગયા. તેમણે અમને ફળ તથા આશીર્વાદ આપ્યાં ત્યાંનું વાતાવરણ અમને ગહન લાગ્યું થોડો વધારે સમય રહે તે સમજી શકે બે દિવસમાં ખબર ન પડે સંસ્થા જોઈને અમે પાછા મોટર–રસ્તે બેંગલોર ગયા.

મહર્ષિ રામદાસ સ્વામીનું નામ સૌરાષ્ટ્રમાં જાણીતું છે તેમનાં દર્શન અનેક ભક્તોએ કર્યા છે. પોરબંદરના ના. મહારાણા સાહેબ તેમના પરમ ભક્ત છે સ્વામી રામદાસજીએ ભારે સંકટો વેઠી તપશ્ચર્યા કરી છે 'ઈશ્વરનુ સાંનિધ્ય' એ પુસ્તક વાંચવાથી તેમના સાક્ષાત્કારનો ખયાલ આવી શકે છે. પરમાત્મા નિરંજન નિરાકાર છે, મનની ભાવના પ્રમાણે સૌ ઇશ્વરની આરાધના કરે છે. તેની પ્રાપ્તિ અર્થે અનેક સંકટો વેઠે છે. કેટલાક શાંતિપૂર્વક પ્રભુપ્રાપ્તિ કરે છે. રામનામ એ ઇશ્વર–

પ્રાપ્તિનુ અમોઘ સાધન છે ઋષિમુનિઓ તો માર્ગ બતાવી ગયા, તે માર્ગે ચાલવુ અને સુખી થવુ એ આપણા હાથમા છે એ આપણા પુરુષાર્થ ઉપર અવલબે છે ના મહારાણા સાહેબ તેમના સમાગમમા રહેલા તેથી દર્શન કરવાની ખૂબ ઇચ્છા હતી દક્ષિણના એ સતનો સમાગમ કરવા અમે બેંગલોરથી મોટરમા મ્હૈસુર ગયા ત્યાથી આગળ ચાલ્યા બેગલોર અને કાનાનુરની વચ્ચે અનેક ખાડીઓ આવી અમે રસ્તો નકશામા જોયેલો ખાડી આવશે તેની ખબર નહિ આગળ રસ્તો જાય નહિ આખો પ્રદેશ અતિશય રળિયામણો છે સુદર વૃક્ષો અને હજારો ફૂટ ઊચા પહાડો છે કૉફી અને રબ્બરના વાવેતર છે મલબાર કિનારે ઉદ્યોગો ખીલવવાની ખૂબ શકયતા છે આફ્રિકાને ભુલાવી દે એવા રસ્તા અને જગલો વચ્ચેથી પસાર થયા નદીઓ ખળખળાટ કરતી વહી જતી હતી, ત્યા રેલવે થઇ શકે તેમ નથી પહાડોમા ટનલો કરવી પડે અને નદીઓ ઉપર પુલો બાધવા પડે, કરોડોનુ ખર્ચ થાય અમે મોટર રસ્તે ઝપાટાબધ દોડયે જતા હતા એવામા એક ખાડી આવી એ પાર કરી શકાય તમ ન હતુ અમે ત્યા જ અટકી પડયા ચોતરફ નજર કરી તો દૂર એક સિગ્નલ દેખાયો અમને થયુ કે આટલામા સ્ટેશન હોવુ જોઈએ અમે નિરાશ થઇને તાર પણ કરી દીધેલો કે, અમે રસ્તો ભૂલ્યા છીએ, અજળ હશે ત્યારે ત્યા આવશુ ’ એટલામા સ્ટેશન જોઇને અમને આશા ઉત્પન્ન થઇ સ્ટેશને જઇને પૂછયુ ‘કન્હડગઢ તરફ જવાની ગાડી કયારે આવશે ? જવાબ મળ્યો ‘અર્ધા કલાકમા ’ અમને ખૂબ આનદ થયો મોટરમાથી અમે સૌ ઊતરી પડયા અમે ભાડૂતી ટેક્સી લીધી હતી ડ્રાઇવરની પોતાની જ ટેકસી હતી, તે બહુ ભલો હતો આ રસ્તે વચ્ચે નદીનાળા આવશે, તેની તેને ખબર ન હતી અર્ધા કલાક પછી ગાડીમા બેસી અમે વાના થયા

કન્હડગઢ ઊતરી ગામમા ગયા ગામથી ત્રણ માઇલ દૂર મ્હેજ ઊચી ટેકરી પર આશ્રમ આવેલો છે ઘાસથી છાયેલા મકાનો, શાત મનોરમ સ્થાન છે અમે સરસામાન મૂકી સ્વસ્થ થઈ પૂ સ્વામીજીના દર્શને ગયા તેમણે હસીને કહ્યુ ‘તમારો તાર મળ્યો તેથી બીજાઓને દિલગીરી થઈ, પણ મને ખાતરી હતી કે તમે આજે આવશો’ અમને ખૂબ પ્રેમથી આવકાર આપ્યો રાત્રે અમે ભજનમા જોડાયા ભજન સાભળી અપૂર્વ આનદ થયો રાત્રે જમીને થાકયાપાકયા સૂઈ ગયા જે

મકાનમાં ના મહારાણાશ્રી રહેતા તે મકાનમાં અમારો ઉતારો હતો. અમે ચટ્ટાઈઓ પાથરીને સૂતા. ખૂબ મીઠી ઊંઘ આવી ગઇ સવારમાં આશ્રમ જોવા નીકળ્યા. આશ્રમમા હાથઉદ્યોગની સુદર પ્રવૃત્તિ ચાલે છે. સ્વામીજી પૂર્વાવસ્થામાં જે ધંધો કરતા, તે આશ્રમમા ચલાવે છે. રેંટિયા, હાથશાળ, પાવરલૂમ, બ્લીચિંગ અને ડાઇંગ વગેરે કામ ચાલે છે. સો દોઢસો કારીગરો કામ કરે છે આશ્રમવાસીઓ પણ ઊદ્યોગ ચલાવે છે. પૂજ્ય સ્વામીજીને, મેં પ્રશ્ન કર્યો : 'આ ઉપાધિ પાછી કેમ શરૂ કરી? હતું એજ ઠીક હતું.' જવાબમા પૂ. સ્વામીજી હસીને બોલ્યા : 'રામજીની મરજી'

ગૌશાળા અને આશ્રમનો બાગ સરસ છે. આશ્રમનાં માતાજી પૂ કૃષ્ણાબાઈ સૌની સ ભાળ રાખે છે. પવિત્ર અને સેવાભાવી પૂ માતાજી સૌને ખૂબ ભાવપૂર્વક ગાયવે છે. ગરીબોને છાશ અપાય છે. સાંજ–સવાર ભજન અને રામધૂન ચાલે છે સુદર જગ્યા છે દેશાટન કરીને સ્વામીજીએ વતનમાં આવી આશ્રમ સ્થાપ્યો. હવે પોતાના જ્ઞાનનો લાભ પ્રજાને આપે છે.

બપોરે જમીને એક વાગ્યે સ્ટેશને પહોંચ્યા. ગાડીમાં બેસી ત્રણ વાગ્યે જે સ્ટેશને અમે મોટર છોડી દીધેલી તે સ્ટેશને ઊતર્યા ડ્રાઇવર લક્ષ્મણરાવ અમારી રાહ જોતો હતો સાજે ચાર વાગ્યે અમે મેંગલોર પહોચી ગયા મેંગલોર બે લાખની વસતીનુ વેપાર-ઉદ્યોગથી ધીકતું શહેર છે ત્યા અમારે રોકાવાનું ન હતું મોટરમા ફરીને ગામ જોયું. ચાપાણી પી સાજના છ વાગ્યે ત્યાથી રવાના થયા મેગલોરથી બેગલોર ત્રણસો માઇલ દૂર છે અમારે સવારે દશ વાગ્યા સુધીમા બેગલોર પહોચી જવાનુ હતું. રસ્તો જંગલમા થઇને જાય છે વાક–ઘોક અને પુષ્કળ નદીનાળા રસ્તામા આવે છે. છતા રસ્તો બહુ સરસ છે તેથી રાતોરાત નીકળ્યા લગભગ બસો માઇલ ઉપર રાતના બે વાગ્યે મ્હૈસુર પહોચ્યા મ્હૈસુર અગાઉ જોયેલું, એટલે ત્યારે રોકાણ ન કર્યું. અમે હોટેલમાં જઈ સૂઈ રહ્યા ખૂબ થાકેલા તે સવારે આઠ વાગ્યે ઊઠયા. નાહીધોઈ નાસ્તો. કરી દશ વાગ્યે ઊપડયા મ્હૈસુરથી બેગલોર ૯૨ માઈલ દૂર છે. સુદર ડામર રસ્તો છે બાર વાગ્યે બેગલોર પહોચી ગયા હોટેલમા ભોજન લઇ એક વાગ્યે વિમાનમાં ચડયા, તે સાજે પાચ વાગ્યે મુંબઇ પહોચ્યા

આમ અમારી દક્ષિણની યાત્રા પૂરી થઈ.

# આસામનો પ્રવાસ

મુંબઈમા લોહાણા મહાપરિષદ મળી હતી તેમા જ્ઞાતિના અગ્રેસરોના પ્રેમને વશ થઇ મારે પ્રમુખસ્થાન સ્વીકારવુ પડયુ મોટા થવુ હોય તો પહેલા કાટાની પથારી કરી લેવી, પછી સૂવુ અને અનુભવવુ કે કેવી ઊંઘ આવે છે એ હાલત મારી પરિષદના પ્રમુખ થયા પછી થઈ

મારા પરમ મિત્ર શેઠ શિવજીભાઈ શેઠિયા અને મહાપરિષદના ઉપપ્રમુખ શેઠ ખટાઉભાઇ શેઠિયા સાથે કચ્છનો પ્રવાસ કર્યો, તે વખતે આસામના પ્રવાસનો કાર્યક્રમ ગોઠવ્યો તે કાર્યક્રમ અનુસાર અમે કલકત્તા પહોચ્યા કલકત્તામા ત્રણ દિવસ રોકાયા મિત્રોની મહેમાનગતી ચાખી અને આસામ ઊપડયા

આસામના વખાણ ખૂબ સાભળેલા કામરૂદેશ તરીકે તેની ખ્યાતિ ઘણી હતી ચાના બગીચાઓથી આસામ જગપ્રસિદ્ધ બનેલુ છે બ્રહ્મપુત્રા જેવી મોટી નદીઓ ત્યા વહે છે, ચેરાપુજીમા ચારસો પાચસો ઇંચ જેટલો વરસાદ પડે છે અને ગાઢ જંગલો આવેલા છે એ બધા વર્ણનો સાભળી આસામ જવાની ઘણા વખતથી ઉમેદ હતી છેવટે તે પાર પડી

સૌ પ્રથમ દિબ્રુગઢ ગયા, ત્યા હોટેલમા ઊતર્યા ડાક બગલો ભન્યક હતો હોટેલ સાવ રદી હતી એ હોટેલ કરતા તો બજારૂ પણ સારા હોય હોટેલમા એક રાત માડ ગુજારી દિબ્રુગઢમા ચાના મોટા વાવેતર હતા હિંદમા ચાની મોટામા મોટી કપની એન્ડ્રુલ ઍન્ડ કુ ના મૅનેજરે અમને બધુ બતાવ્યુ ચાના વાવેતર જોઈને અમારે આફ્રિકામા કટલોક સુધારાવધારો કરવાનો હતો શ્રી શિવજીભાઇ શેઠિયા અમારી સાથે હતા કઇ પદ્ધતિથી અહીં કામ ચાલે છે તે જોવુ એવો અમારો ઇરાદો હતો તેમાથી અમને ઘણુ જાણવાનુ મળ્યુ આસામમા એશી ટકા ચાના બગીચાઓ યુરોપિયનોના અને વીશ ટકા હિંદીઓના હાથમા છે હિંદીઓમા મોટે ભાગે મારવાડી છે મારવાડી વેપારી કરકસરથી કામ

કરે તેથી પાંચ વરસમાં વેપાર જમાવી શકે છે. હજારો વેપારીઓનો સમાવેશ થાય એટલી ત્યાં જગ્યા છે.

દિબ્રુગઢથી ગોહત્તી વિમાનદ્વારા જઈ શકાય છે. વિમાન દિવસમાં પાંચ વાર જાય ને પાંચ વાર આવે રેલવે પાંચ દહાડે મળે અને સ્ટીમર આઠદશ દિવસે. વચ્ચે પાકિસ્તાન થવાથી અડચણ ઊભી થઇ છે. અમે દિબ્રુગઢથી બપોરે ત્રણ વાગ્યે વિમાનમાં નીકળ્યા. વચ્ચે થોડેથોડે અંતરે વિમાન સ્ટેશન કરતું જતું હતું. ટૂંકેટૂંકે સ્થળે, ઉતરાણ કરવાનું હોવાથી વિમાન ત્રણ હજાર ફૂટથી ઊંચે ચડતું નહિ. રસ્તામાં જંગલો, પહાડો, નદીઓ. શહેરો અને ગામો એ બધું ઉપરથી દેખાય. ગામમાં ફરીને જોઇએ એ કરતાં વધુ રમણીય લાગે. એકસો ઇંચથી માંડીને પાંગસો ઇંચ સુધી વરસાદ એ પ્રદેશમાં પડે છે. અગાઉ કરતાં હમણાં જંગલો કપાવાથી વરસાદ કાંઇક ઓછો થયો છે. અમે ગોહત્તી પહોંચ્યા.

ગોહત્તીમાં ખૂબ વરસાદ પડેલો ખાવાપીવાનું અને રહેવાનું બિલકુલ ખરાબ હતું. તેથી ઝાડા થયા. છતાં બે દિવસ રોકાયા. ગોહત્તીમાં કામાક્ષીદેવીના મંદિરમાં દર્શને ગયા. પહાડ ઉપર અર્ધોએક માઇલ ચાલીને જવું પડયું. એક હજાર ફૂટ ઊંચું મંદિર હતું. કલકત્તાની કાલિમાતાની પેઠે ત્યાં પશુઓનો ભોગ ધરાતો. ભારે ગંદકી હતી. ચીતરી ચડે તેવુ દશ્ય નજરે પડતાં અમે પાછા ફર્યા. ગોહત્તી આસામનું મોટામાં મોટું બંદર છે, બ્રહ્મપુત્રા નદીને કિનારે પાઘડીપને વસેલું છે. સેંકડો લાઇટર્સ મછવા (નાની બોટો) અને વહાણો નદીમાં ફરતા હતાં વેપાર સારો હતો. બંદર જોઇને આનંદ થયો. આસામની રાજધાની શિલોંગ ત્યાંથી ૫૫ માઇલ દૂર થાય છે. ગોહત્તીથી શિલોંગ જતાં ચઢાણ આવે છે. દરિયાઇ સપાટીથી શિલોંગ ૫,૫૦૦ ફૂટ ઊંચું છે, રસ્તામાં અકસ્માત ન થાય તે માટે હોલ્ડિંગ રાખેલ છે. અમે એક મોટર ભાડે કરી ગોહત્તીથી નીકળ્યા અગાઉથી તાર કરી સરકારી હોટેલમાં સગવડ કરાવી હતી અમે બપોરે પહોંચ્યા. સરકારી હોટેલ બહુ સરસ હતી સવાસો કુટુંબ રહી શકે એટલી સગવડ હતી. સખત ઠંડી પડતી હતી. અમારી પાસે સાધનો પૂરતાં હોવાથી કશી અગવડ ન પડી. જમી, આરામ કરી શહેર તથા બગીચાઓ જોવા નીકળ્યા.

આસામનો રાજધાની શિલોગ યુરોપના કોઇ સુધરેલા શહેર જેવું લાગે ખ્રિસ્તી મિશનરીઓએ વર્ષોથી ત્યા પગદંડો જમાવેલો છે

ત્યાંની અજ્ઞાન અને જંગલી પ્રજામાં મિશનરીઓ ઊંડે સુધી પહોંચી ગયા છે. ખ્રિસ્તી ધર્મનો ફેલાવો ખૂબ છે. મિશનની સ્કૂલો, કૉલેજો. કન્યાછાત્રાલયો, ઇસ્પિતાલો ચોમેર દેખાય છે. શિલોંગ તો ખ્રિસ્તીનગર જેવું જ લાગે. એક જ પોશાકમા સજ્જ થયેલી મિશન સ્કૂલની કન્યાઓ ફરવા નીકળે ત્યારે દરેકના પગ એકસાથે ઉપડે, શિસ્તબદ્ધ ચાલ જોઇ આનંદ થાય. સ્ત્રી-પુરુષો દરેકને ફરજિયાત લશ્કરી તાલીમ, એ યુરોપની પ્રજાનું મુખ્ય લક્ષણ છે સ્વચ્છતા, શરીર, મન અને આત્મબળની ખિલવણી, દેશાભિમાન વગેરે ગુણો યુરોપમાં ખીલ્યા છે. જાપાન અને જર્મની એ રસ્તે જ આગળ વધ્યા છે માત્ર અક્ષરજ્ઞાનથી આપણી પુરાણી રૂઢિમાં ફેર નહિ પડે. ત્રણથી અઢાર વર્ષ સુધી જીવનમા સ્વચ્છતા, સુઘડતા, વ્યવસ્થા, નિયમિતતા, પ્રામાણિકતા, નિર્ભયતા વગેરેની તાલીમ ઉપર ભાર મૂકવાની ખાસ જરૂર પડે છે આમા વાદવિવાદને સ્થાન નથી જગત આખાનો પ્રવાસ કરી મારા અનુભવથી તારવેલુ આ સત્ય છે ખ્રિસ્તી મિશનરીઓમાં ત્યાગ અને સેવા કરવાની ભાવના છે, જે અનુકરણીય છે

બીજે દિવસે શિલોંગથી ચેરાપુંજી ગયા ત્યા પણ મિશનની હાઈસ્કૂલો, ઇસ્પિતાલો અને દેવળો હતા સ્થાન ઘણું રમણીય ચોમેર કુદરતના ભવ્ય દશ્યો પથરાયેલા હતાં દૂર દૂર ભારત અને પાકિસ્તાનની સરહદ દેખાતી હતી. બ્રહ્મપુત્રા નદી સર્પાકારે વહી રહી છે ઇમારતી લાકડા અને વાંસથી ભરેલા જંગલો છે. ટર્પેન્ટાઈન એ જંગલના ઝાડોમાથી જ બને છે, એની મને ખબર નહિ એ પેટ્રોલની જેમ પૃથ્વીના પેટાળમાથી નીકળતું હશે એમ હું માનતો હતો, પણ ત્યા જોયું કે ટર્પેન્ટાઈન ઝાડના રસમાથી નીકળે છે શિલોંગમાં તેનુ મોટુ કારખાનું છે. રંગ બનાવવામા, રંગ સૂકવવામાં અને શરીરના વાના દરદ ઉપર એ કામ આવે છે તે ખુશબોદાર અને ઉમદા વસ્તુ છે ખુલ્લું રહે તો ઊડી જાય. આપણા દેશમા નાનામોટા સૌ એ ચીજને જાણે છે

અમે ગયા તે વખતે ત્યાની ધારાસભા ચાલુ હતી ત્રીજે દિવસે ગૌહત્તી પાછા આવ્યા ગોહત્તીથી મણિપુરની રાજધાની ઇમ્ફાલ ગયા મણિપુર એ દસાત લાખની વસ્તીનુ નાનકડુ રાજ્ય છે આસામની કુલ વસતી એક કરોડની છે તેમાં નાનામોટાં ત્રણ રાજ્ય આવેલા છે.

અગ્રેજોએ એ રસ્તેથી બ્રહ્મદેશ જીતેલુ અમે ઇમ્ફાલમા પ્રથમથી ડાકબગલામા ગોઠવણ કરી લીધી હતી માગ મત્રી ભાઈ મોહનલાલ ગણાત્રાને એક ગદેલી હોટલમા રહેવુ પડ્યુ એને ઢોરની કોઢ કહેવી જોઇએ એ વીશીનો માલિક અમદાવાદના રહેલો, ત્યા તે મિલમા મજૂર હતો તેના પત્ની પણ ગુજરાતી હતા ગુજરાતી ઢબનુ પકાવેલુ ખાણુ આખ મીચીને ખાઇ લેવુ પડે, વાસણ-કપડા વગેરે ખૂબ ગદા હતા

અમે શહેર જોયુ મારવાડી શેઠિયાની હવેલીઓ, મોટી બજાર બધુ જોયુ ઘણુ ખરુ કામ તો સ્ત્રીઓ જ કરે બર્માની પેઠે આસામમા પણ પુરુષો આરામ કરે છે મિલ્કતની વારસદાર દીકરી ગણાય, દીકરો નહિ એકદર પ્રજા ખૂબ ગરીબ છે મણિપુર રાજ્યનો કોઈ પણ વતની પાચ-દશ લાખનો આસામી નહિ હોય કોઈના ઘર ઉપર નળિયા કે અગાસી ન જોઇ, તેથી અમને નવાઇ લાગી પણ ભારે વરસાદને લીધે બેઠા ઘાટના મકાનો ત્યા વધારે સગવડવાળા ગણાય પ્રજાનો બાધો મજબૂત નહિ મોગોલિયન બર્મીઝ જાતિની પ્રજા ગણાય છે શરીરે ચદન ચોપડીને બહાર નીકળે તેમનામા ધાર્મિક ભાવના ઘણી દેખાઇ અમે મદિરો જોયા, મહારાજાનો મહેલ જોયો આસામમા મુસ્લિમ વસતી ઘણી ઓછી છે એ દેશના વારસદાર મારવાડી ભાઇઓ જ છે કોઈ જગલ કે ઠેકાણુ ખાલી નથી દાર્જિલિંગમા પણ એમ જ લાગ્યુ

વેપાર માટે એ પ્રદેશમા હજી ઘણો મોટો અવકાશ છે ત્યા કોલસો નીકળે છે પેટ્રોલ તથા ખનીજ નીકળવાનો સભવ છે વિશાળ અને અણખેડાયેલુ સ્થળ છે હવાપાણી જોઇએ તેવા સારા નથી મલેરિયા ભેજવાળી હવા હોવાથી ત્યા ચા વધારે થાય છે હજી લાખો એકર જમીન ખાલી પડી છે, વાસના મોટા જગલ ઊભા છે

અમારે મણિપુરનુ નૃત્ય જોવુ હતુ મણિપુરી નાચના ખૂબ વખાણ સાભળેલા, પરતુ અમે ચાર દિવસ મોડા પડ્યા તેમનો એક મોટો મેળાવડો થયેલો મહારાજાની હાજરીમા એકએક હજાર જોડા એકતાલ સાથે એકરાગથી નૃત્ય કરે છે જ્યારે એ લોકો નૃત્ય કરે છે, ત્યારે સોળે કળાએ ખીલી નીકળે છે વાજિત્રોમા વાસની બનાવેલી એક લાબી ઢોલક તેઓ રાખે છે તેમા જેટલા સૂર કાઢવા હોય, તેટલી ચામડાની દોરી બાધી કાણા પાડી સૂર કાઢે છે ઢોલકને ટકોરા મારીએ તો પાચ મિનિટ

સુધી ગુંજાવર ચાલુ રહે. અમારે એ નૃત્ય જોવું હતુ અમને ખ
મળ્યા કે ત્યાની શાળામાં ઉત્સવ છે અને ત્યા નૃત્ય થવાનુ છે અ
એ શાળાના લાભાર્થે ધર્માદા ખેલમાં વધારે પૈસા આપ્યા અને નૃ
જોયું એનાં હાવભાવ, વેશભૂષા અને નાદ-સૂર જોવા મળ્યા. પહેલ
સમૂહનૃત્યની હારમા ન આવે; છતા અમને કાંઇક કલ્પના આવી શકે

બીજે દિવસે સવારે વિમાનમા ગોહત્તી પાછા આવ્ય
ગોહત્તીમાં એક ખંગાળી હોટેલ સાધારણ સારી છે ત્યા રહેવાની-ખાવા
સગવડતા ઠીક છે

જાપાનની લડાઈ વખતે જાપાનીઝ મણિપુર સુધી પહોચી આવેલા
જાપાન હિંદમા ન ઘૂસી જાય તે માટે અમેરિકાએ ત્યા લશ્કરી જમાવ
કરેલી; વિમાન-ઘર, ડામરરોડ, મોટી બરેકો, અબજો રૂપિયા ખર્ચીને
મકાનો બાધ્યાં છે. એ જંગલ, નદીઓ અને પહાડોમા વર્ષો સુધીન
મહેનત કર્યે ન થાય તેવા રાજમાર્ગો કરોડો ડૉલર પાથરીને કર્યા છે
એ લડાઈમા ભારતને પાયમાલ કર્યું, પરંતુ કેટલીક વસ્તુઓ કામ
લાગી એ બધી જ સાધનસામગ્રી ભારતને મળી, જેમાની કેટલીક
વેડફાઇ ગઇ છે. હજી કેટલીક મિલકત છે, સદુપયોગ થતો નથી
વેપારી સાહસ ખેડનાર માટે ત્યા બહોળુ ક્ષેત્ર છે ત્યા કેટલાક
મારવાડીઓ વસ્યા છે કાઠિયાવાડી કે ગુજરાતી કોઇ નથી :જેમને ત્યા
જવાની ઇચ્છા હોય, તેમને ભલામણ છે ત્યાની પ્રજા ગરીબ છે તેથી એ
પોતે વિકાસ કરી શકે એમ નથી તેમને સરહદ ઉપર પાકિસ્તાનના
જુલમો સહન કરવા પડે છે આપણા સિદ્ધાતો શાતિના હોવાથી
પાકિસ્તાનીઓ ગેરલાભ ઉઠાવે છે અને આસામની પ્રજાને દબાવે છે

આ રીતે આસામનો પ્રવાસ કરી, અમે વિમાનમાર્ગે કલકત્તા
આવ્યા અને બે દિવસ કલકત્તા રોકાઇ મુંબઇ પહોચ્યા



શ્રી પદ્મનાભ મંદિર, ત્રિવેન્દ્રમ્

## ૪૧

## અમરનાથની યાત્રા

કુદરતી સૌંદર્યમાં આપણો મહાન અને પ્રાચીન ભારતદેશ ભારે સમૃદ્ધ છે. ઉત્તરમાં હિમાલયથી માંડીને દક્ષિણમાં હિંદી મહાસાગર અને પૂર્વમાં બંગાળથી માંડીને પશ્ચિમમાં અરબી સમુદ્ર સુધીના તેના વિરાટ વિસ્તારમાં અનેક એવાં સુંદર સ્થળો મોજૂદ છે કે જે જોવાને માટે દેશના ખૂણેખૂણેથી તેમ જ પરદેશોથી પણ અગણિત મુસાફરો રોજ રોજ ખેંચાઇ આવતા હોય છે. આ સર્વ સ્થળોમાં હિમાલયના સૌંદર્યનું વર્ણન શી રીતે કરી શકાય? મહાન કવિઓ અને લેખકોની કલમો વડે એનાં અનેક સુંદર વર્ણનો આલેખાયાં છે.

કુદરતની અનહદ કૃપાનું પાત્ર જગવિખ્યાત કાશ્મિર હિમાલયની ગોદમાં જ આવેલું છે. ત્યાંની બરફથી છવાયેલી ગગનચુંબી પર્વતમાળાઓ લીલીછમ વૃક્ષરાજીઓ, પાણીના ધોધ અને અનેક નાના મોટાં ઝરણાં, તળાવો અને નદીઓ, મહાન બાદશાહોએ અનગળ દ્રવ્ય ખરચીને બનાવેલા મનોહર બગીચાઓ અને યાત્રાનાં સુંદર સ્થળો, અને એ બધાથી વધી જાય તેવો ત્યાનો સ્વાસ્થ્યવર્ધક જલવાયુ વગેરે આકર્ષણોથી ખેંચાઇને લાખો પ્રવાસીઓ દેશ પરદેશોથી કાશ્મિરમાં ખેંચાઇ આવે છે.

કરોડો ભાવિક અને ધાર્મિક વૃત્તિવાળા હિંદુઓ જેનાં દર્શન માટે સદા ઉત્સુક રહે છે એ શ્રી અમરનાથ ભગવાનનું ધામ પણ કાશ્મિરમાં જ છે.

ધાર્મિક દૃષ્ટિએ અમરનાથની યાત્રાનું મહત્વ છે, પરંતુ પ્રકૃત્તિ-પ્રેમીઓ માટે પણ અમરનાથની યાત્રા જીવનનો એક અનુપમ લહાવો બની રહે છે. ત્યા પહોંચવા માટેના રસ્તાઓની દુર્ગમતા અને ભય કરતા અને મુસાફરીમાં વેઠવી પડતી અનેક અગવડોનો ખયાલ કે ચિંતા કર્યા વિના હજારો નરનારીઓ પ્રતિવર્ષે આ મહાન તીર્થની યાત્રાએ એકઠાં થાય છે અને અમરનાથ ભગવાનના દર્શન પામીને જીવન સફળ અને

ધન્ય બન્યું માને છે જગતમા અન્ય કોઈ સ્થળે કદાચ જોવા મળે એટલી કુદરતની સુંદરતા આ સ્થળમા ભરેલી છે એ અદ્ભુત દશ્યો જોઈને કોઈ પણ માનવી મુગ્ધ થયા વિના રહે નહિ એક જાપાની પ્રવાસી કહી ગયો છે કે, "મે આખી દુનિયાની મુસાફરી કરી, જેમા હુ અનેક પર્વતો અને જગલો પણ ઘૂમી વળ્યો, પણ કાશ્મિરમા અમરનાથની ગુફા જોઈને મારા હૃદયને જેવી શાતિ વળી તેવી અન્ય કોઇ સ્થળે મે અનુભવી નથી" એવી જ રીતે એક અગ્રેજ પ્રવાસી પણ કહી ગયો છે કે, "આ સ્થળે આવનાર દરેક યાત્રિક પોતાના કામધધાને અને રોજીદા રગશિયા જીવનને સર્વથા ભૂલી જાય છે અને તેનુ સમગ્ર ચિત્ત અહીના સૃષ્ટિસૌદર્ય અને ભવ્યતામા જ એકાગ્ર બની જાય છે બરફથી છવાયેલી પર્વતમાળામા તેની આખો અને હૈયુ લીન બની જાય છે અને સૃષ્ટિના સર્જનહારની અદ્ભુત શક્તિની તેને ઝાખી થાય છે હરકોઇ યાત્રીના હૃદયને પ્રભાવિત કરવામા અને તેના આત્માને ઉન્નત બનાવવામા આ સ્થાનની પ્રેરણા ભારે અસરકારક બની રહે છે"

વળી એક અન્ય અગ્રેજ પ્રવાસી કહી ગયો છે કે, 'આ સ્થળના કણે કણમા સૃષ્ટિ-સર્જકના અસ્તિત્વની સાક્ષી ભરેલી છે"

આવા અદ્ભુત, ભવ્ય, પવિત્ર સ્થળની યાત્રાએ જવાનો હુ ઘણા વખતથી મનસૂબો કરતો હતો અને છેવટે ૧૯૫૫ના ઓગસ્ટ માસમા એ યોગ બની આવ્યો

મુબઇથી અમે તા ૨૧મી જુલાઈના રોજ વિમાન માર્ગે દિલ્હી જવા ઊપડચા અને ચાર કલાકમા દિલ્હી પહોચી ગયા ત્યાથી બીજે દિવસે સવારે ફરી વિમાનમાર્ગે જ શ્રીનગર જવા ઉપડયા અને અમૃતસર અને જમ્મુ થઇને ચાર કલાકમા શ્રીનગર પહોચ્યા શ્રીનગરમા ચાર દહાડા રોકાઈને તા ૨૭મી જુલાઇના દિવસે અમે પહલગામ પહોચ્યા પહલગામની ઊચાઈ સમુદ્રની સપાટીથી ૭,૨૦૦ ફૂટ છે

યાત્રા માટે આવશ્યક એવી કેટલીક વસ્તુઓ અમે મુબઇથી જ સાથે લઇ આવ્યા હતા, કેટલીક અગાઉથી માણસો સાથે મોકલી આપી હતી અને કેટલીક તૈયારીઓ પહલગામમા જ કરવાની હતી ત્યા પહોચતા માલૂમ પડયુ કે કપડાલત્તા સિવાય બાકીની તમામ વસ્તુઓ ત્યાથી મળી શકે છે, તબુઓ, મ કેલી શકાય તેવા હળવા વજનના

ખાટલા, ગાદલા, રજાઇ ગરમ ધાબળાઓ. ઓવરકોટ, બરફમા ચાલી શકાય તેવી ખાસ બનાવટના જોડા, કાન ટોપી, હાથના ગરમ મોજા વગેરે તમામ ચીજો વેચાતી તેમ જ ભાડે મળી શકે છે એટલું જ નહિ, પણ પ્રવાસ દરમિયાન જેમને ફોટોગ્રાફ લેવાનો શોખ હોય તેમને સારા સારા કેમેરા પણ ભાડેથી અને વેચાતા મળી શકે છે

પહલગામથી પગરસ્તે અમરનાથ ૨૮ માઇલ દૂર છે યાત્રિકોમાથી કેટલાક ડોળીમા કે પાલખીમા, કેટલાક ઘોડા ઉપર અને કેટલાક પગપાળા મુસાફરી કરે છે ડોળી, પાલખી, ઘોડા અને સામાન ઊચકી જવા માટે ખચ્ચરોના ભાડાના દર કાશ્મિર સરકારે મુકરર કરી રાખેલા છે ભોજન માટેનુ જરૂરી સીધુ સામાન પણ સાથે લઇ જવુ પડે છે

અમરનાથની યાત્રાનો માર્ગ અતિશય કઠિન છે, એટલે યાત્રાળુઓએ પ્રવાસમા પડનારી મુશ્કેલીઓ અને અગવડોને બરાબર ખયાલ કરી લઇ, તે વેઠવાની હિંમત હોય તો જ આ યાત્રાનો વિચાર કરવો શરીરે દુર્બલ અથવા કોઇ પ્રકારના દર્દવાળાઓએ તો આ યાત્રાનો બિલકુલ વિચાર જ કરવો જોઇએ નહિં જેમને ઘોડા ઉપર મુસાફરી કરવાનો અથવા પગપાળા લાબી મુસાફરીનો મહાવરો ન હોય તેમણે એ પ્રયોગ કરના જેવો નથી આવા યાત્રાળુઓ જો ડોળી અથવા પાલખીમા જઇ શકે તેમ હોય તેમણે જ આ યાત્રાનુ સાહસ ખેડવુ

યાત્રામા નીચેની ચીજવસ્તુઓ સાથે રાખવી આવશ્યક છે — પૂરતા પ્રમાણમા ગરમ કપડા, તેમા ખાસ કરીને ગરમ ગંજીફરાક, લાબી બાયનુ સ્વેટર, મફલર, ઓવરકોટ, હાથ અને પગના મોજા, કાનટોપી, છત્રી, રેનકોટ, નાનો બિસ્તરો, જેમા પૂરતા પ્રમાણમા ઓઢવા માટે બ્લેકેટ અને ચાદર તેમ જ પાથરવા માટે ગાદલી જોઇએ આવી ગાદલીઓ પહલગામથી ભાડે મળી શકે છે આ સિવાય કેટલીક ઘરગથ્થુ દવાઓ પણ સાથે રાખવી જરૂરી છે યાત્રાના પાચ દિવસ ગણીને તે પ્રમાણે આટો, ઘી-તેલ, ચાવલ, દાળ ઇત્યાદિ ખોરાકની વસ્તુઓ પણ સાથે રાખી લેવી, કારણ કે રસ્તામા કોઇ ઠેકાણે એ ચીજો મળી શકતી નથી વાસી ભોજન કદી કરવુ નહિ થોડો સૂકો મેવો સાથે રાખી લેવો ઇચ્છવાયોગ્ય છે

યાત્રા દરમિયાન ત્રણે સ્થળે પડાવ નાખવો પડે છે એટલે તે માટે તંબુઓ પણ જોઈએ. પહલગામમાં નાના મોટા કદના તંબુઓ ભાડે મળે છે. રસોઈ માટે પણ "ચાલોદરી" ને નામે ઓળખાતો એકાદ નાનો તંબુ રાખી લેવો અને શૌચ માટે જેને જરૂર જણાય તેમણે પણ એક જુદી "ચાલોદરી" સાથે લઈ લેવી. ઉપરાંત રસોઈ બનાવવા માટે સગડી, કોલસા, પ્રાઇમસ (સ્ટવ), કેરોસીન, હરિકેન ફાનસ, જરૂરી વાસણો, નહાવા માટે બાલદી અને એકાદ વીજળીની ટોર્ચ પણ અવશ્ય સાથે રાખવી.

બહેનોને ઘોડા ઉપર બેસીને પ્રવાસ કરવાની ઈચ્છા થાય તો તેમણે પોષાકમાં સુરવાલ, પાટલૂન અથવા પાયજામો પહેરી લેવાથી સુગમતા રહે છે પણ તેના કરતાં ડોળીમાં બેસીને અથવા જેનાથી બને તેણે પગપાળા જ પ્રવાસ કરવો એ વધારે ઠીક છે, દરેક મુસાફરે તળિયે લોખંડની કુંડલીવાળી એક લાકડી અવશ્ય સાથે રાખવી. તેનાથી ચઢાણ ચઢવામા અને બરફમાં ચાલવામાં ઘણી સુગમતા થઈ જાય છે.

સૂવા માટે ફોલ્ડીંગ (સંકેલી શકાય તેવા) ખાટલાઓ તેમ જ જમીન પર પાથરવા માટે ચટાઇઓ પણ ભાડે મળી શકે છે. રસ્તામા વરસાદ આવે ત્યારે તંબુમા પાણી ભરાઇ જાય છે. એટલે પડાવ નાખ્યો હોય ત્યાં સૂઇ રહેવા માટે આ સાધનો પણ આવશ્યક છે.

અમરનાથ જવાનો રસ્તો આષાઢ મહિનાથી ભાદરવા સુદ ૧૫ સુધી સારો રહે છે. પરંતુ યાત્રાને માટે સારામા સારો સમય શ્રાવણ સુદનો ગણાય છે. શ્રાવણ સુદ ૧૫ના દિવસે અમરનાથની ગુફામા ભગવાનનું બરફનું શિવલીંગ સંપૂર્ણ આકારમા રચાઈ જાય છે દર વરસે આ અરસામાંજ છડી મહારાજની આગેવાની નીચે યાત્રા નીકળે છે યાત્રાની શરૂઆત પહલગામથી શ્રાવણ સુદ ૧૨ ના દિવસે થાય છે અને તેમા હજારો યાત્રાળુઓ સામેલ થાય છે એમની સગવડ માટે કાશ્મિરની સરકાર તરફથી રસ્તાઓનુ સમારકામ અને સાફસૂફી અગાઉથી કરાવી રાખવામાં આવે છે. અને યાત્રાળુઓના સંઘ સાથે સરકારી ડૉક્ટરો, ચાલતા દવાખાનાં અને હોસ્પિટલની છાવણીની સંપૂર્ણ જોગવાઇ રાખવામાં આવે છે. આવા સંઘમા જોડાવાથી અનેક પ્રકારના યાત્રાળુઓનો સમાગમ થતાં વિશેષ આનંદ આવે છે પરંતુ કોઈને સંઘની સાથે ન જોડાનાં

એકલા જ યાત્રા કરવાની ઈચ્છા હોય તો તેણે યાત્રા પતી ગયા પછી નહિ પણ તે પહેલાં જઈ આવવુ વધારે સલાહભર્યું છે. કારણકે યાત્રા દરમિયાન પાંચ છ હજાર યાત્રાળુઓ અને તેના દરેકના સરેરાશ ત્રણ મજૂરો ગણતાં આશરે ૫દર હજાર મજૂરો મળી કુલ ૨૦-૨૨ હજાર માણસો થઇ જવાથી આખે રસ્તે ઘણી ગંદકી થઇ રહે છે અને તેના ત્રાસથી હેરાન પરેશાન થઇ જવાય છે.

તારીખ ૩૧મી જુલાઇને દિવસે સવારમાં પહેલગામથી યાત્રાની શરૂઆત થઇ. જમી પરવારીને સાડા અગિયાર વાગ્યે અમે ચંદનવાડી ને રસ્તે પડયા. અમારા કાફલામાં ચાર જણા હતા. ને તેમની વચ્ચે બે ડંડી (ડોળી), બે સવારીના ઘોડા અને સામાન માટે ત્રણ ખચ્ચર અને તે માટે બધા મળીને ૨૧ મજૂરો (દરેક ડંડી દીઠ આઠ તથા ઘોડા અને ખચ્ચર દીઠ અકકેકને હિસાબે હતા.

ચંદનવાડીનો રસ્તો પહાડની એક બાજુ વધારેમા વધારે બે ઘોડા સાથે ચાલી શકે એવડી કેડીવાળો છે. ગંદનવાડી પહલગામથી ૮ માઇલ દૂર છે બીજી બાજુ શેષનાગ તળાવમાંથી નીકળતી લીડર નદી આખે રસ્તે વહેતી જોવામાં આવે છે. અને તેને સામે પારને કિનારે પહાડો ઊંચી વિલક્ષણ વૃક્ષમાળાઓ નજરે પડે છે. વચમાં સ્થળે સ્થળે મકાઈનાં નાના ખેતરો અને તેની નજીકમા તેના રખેવાળોનાં ઝૂપડાં દેખાય છે આવા કેવળ નિર્જન સ્થાનમાં ચાર છ કુટુંબો કઈ આકાક્ષા કે પ્રેરણાથી જીવનમા અનેક વર્ષો ગાળતા હશે એ આશ્ચર્યની વાત છે એમનાં નાના નાના અને તંદુરસ્ત, લાલ ગુલાબ જેવાં રૂપાળાં બાળકો યાત્રાળુઓની પાસે દોડી આવી હાથ લંબાવી, " શેઠ સા'બ, પૈસા દો ! " બોલવા લાગી જાય છે ત્યારે એક તરફથી તેમની સુદરતા અને તંદુરસ્તી જોઇ ને હર્ષ થાય છે ને બીજી તરફથી તેમની આ ભિક્ષાવૃત્તિ જોઈને ખેદ થાય છે એ ભીખ માગવાની તેમનો આદત પાછળ દોષ એ બચ્ચાંઓનો નહિ પણ કારમી ગરીબીનો જ છે અહીંની નાની નાની બાલિકાઓ માથાના વાળની એવી સરસ અને કલામય ગૂંથણી કરે છે કે એની પાછળ તેઓ કેટલો સમય અને શક્તિ રોકતી હશે તેનો ખયાલ કરવો મુશ્કેલ બની જાય છે. નાની બાલિકાઓ કે મોટી વયની સ્ત્રીઓ પાસે આ કેશગૂંફન સિવાય બીજું કોઈ જ આભૂષણ નજરે પડતું નથી કપડા પણ અતિશય ગદા

એ લોકો મહિનામાં એકાદ વાર ભાગ્યે જ સ્નાન કરતા હશે છતાં તેમનાં શરીરની કુદરતી સુંદરતા ઢાંકી રહેતી નથી. આવી બાલિકાઓને પણ પૈસાની માગણી કરતી જોઈને ધરતીથી આટલા ઊંચા પર્વતો પર પ્રકૃતિના અલૌકિક સૌંદર્યની વચ્ચે માનવીની આવી દીનતા ઈશ્વરે કેમ રહેવા દીધી હશે એ વિચારે દુ:ખ થાય છે.

પહલગામથી ચંદનવાડી સામાન્ય રીતે ત્રણથી ચાર કલાકમાં પહોંચી જવાય, પરંતુ અમને ત્યાં પહોંચતાં આઠ કલાક લાગ્યા, કેમ કે આખે રસ્તે યાત્રાળુઓ અને તેમની સાથેના માણસોની કતાર ચાલુ હોવાથી ચાલતાં ચાલતાં એક બીજા સાથે અથડાઈ પડાય તેવી ગિરદી હતી અને તેથી ગતી બહુ ધીમી રહેતી

અમે ચંદનવાડી પહોંચ્યા ત્યાં સાંજના સાત વાગ્યા હતા આ સ્થળની ઊંચાઈ સમુદ્રની સપાટીથી ૯,૫૦૦ ફૂટ છે આ સ્થળનું નામ "ચંદનવાડી" શી રીતે પડયું તે વિશે કશી વિશ્વાસપાત્ર માહિતી મળતી નથી; કોઇ એ કહ્યું કે અગાઉ અહીં ચદનનાં ઝાડો ઊગતા હશે, તેથી એનું નામ પડયું હશે પણ અમે ત્યાં ચંદનનું એક પણ ઝાડ દીઠું નહિ.

ચદનવાડીનાં પડાવ કરી શકાય તેટલી જગ્યાનો વિસ્તાર ફક્ત એક ચોરસ માઇલ જેટલો જ છે અને એટલી સાંકડી જગ્યામા ૧૫ હજાર માણસો અને તેમનો મરસામાન તથા જાનવરોનો સમાવેશ મહામુશ્કેલીએ થઇ શકે તેવું છે.

કાશ્મિરની વસ્તીમાં ૯૦ ટકા મુસલમાનો છે. જેમાં ઘણાખરા મજૂરી અને ખેતી ઉપર ગુજારો કરનારા છે. યાત્રામાં મળતા તમામ મજૂરો મુસલમાન હોય છે. તારીખ ૩૦મી જુલાઇને દહાડે તેમનો ઇદનો તહેવાર હોવાથી યાત્રાની શરૂઆત ૩૧મીથી જ થઇ શકે તેમ હતું. અમે ચંદનવાડી પહોંચીને મજૂરોને કહ્યું કે, "આજે અમારા તરફથી વાસી ઇદની ખુશાલીમા તમને હલવો ખવડાવીશું" અને મજૂરોના મુકાદમને અમારા પંડયા સાથે બજારમાં મોકલી મનગમતી મીઠાઈ લઈ આવવાનું કહ્યુ થોડી વારે પંડયાજીએ પાછા આવીને કહ્યુ કે, "આ લોકો કોઇ પણ હિંદુની દુકાનની મીઠાઇ લેવાની ના પાડે છે અને

અહિ મુસલમાનની કોઈ દુકાન નથી " મજૂરોના મુકાદમે કહ્યું, " અમને કોરું સીધું અપાવી દો એટલે અમારી રસોઇ અમે પકવી ખાઇશુ અમે હિંદુઓનું રાધેલું કશું ખાતા નથી કે તેમનું પાણી પણ પીતા નથી " સીધુ પણ મુસલમાની દુકાનેથી અપાવ્યુ ત્યારે લીધું અતિશય ગરીબી છતા પોતાના મઝહબ માટેની આ ટેક માટે તેમને ધન્યવાદ આપવા જોઇએ !

આને ધર્મચુસ્તી કહો ઝનૂન કહો, કે હિંદુ અને મુસલમાન બેઉ કોમો વચ્ચે સૈકાઓ થયા ચાલી આવતી અણગમા કે નફરતની લાગણી કહો પણ કાશ્મિરના મુસલમાન મજૂરોની આ વૃત્તિ કોઇ રીતે સુખદ તો નહોતી જ !

તે દહાડે તો અમે અમારી " ચોલોદરી " મા ખીચડીશાક પકાવી તબુમા જમી લઇ રાતના ૧૦ વાગ્યે સૂઇ ગયા

બીજે દહાડે ( તા ૧લી ઑગસ્ટ ) સવારમા ચાર વાગ્યે જાગીને નિત્યકર્મ પતાવી લઈ, તબુઓ‌ સ કેલી છ વાગ્યે શેષનાગને રસ્તે પડયા ચદનવાડીથી શેષનાગ ૭ માઈલના અતર ઉપર છે વરસમા આઠ મહિના પહલગામથી ચદનવાડી સુધી તો સરલતાથી આવી શકાય છે

ચદનવાડીથી જ આગળ અમરનાથની ખરી યાત્રા શરૂ થાય છે અને તે રસ્તે વરસમા ફક્ત બે જ માસ જઇ શકાય છે

આ રસ્તે એકાદ માઇલ ચાલ્યા પછી ઝુંઆ ઘાટી અને પીસુ ઘાટી નામની બે ઊંચી ચઢાઈ પસાર કરવી પડે છે પીસુ ઘાટીનુ ચઢાણ બે માઇલ જેટલુ છે અને તેની ઊચાઈ લીડર નદીથી ૨,૦૦૦ ફૂટ જેટલી છે રસ્તો ઘણોજ આટીઘૂટીવાળો અને જરા ચાલતા ચૂકયા તો ગોથું ખાઇને ખીણમા ગબડી પડી રામ રમી જાય તેવો છે મૃત્યુને ભેટવા જતા હોઇએ એવુ લાગે છે પીસુ ઘાટીની ઊંચાઇ સમુદ્રની સપાટીથી ૧૧,૦૦૦ ફૂટની છે પરતુ આવી ભયાનક ઘાટી મજૂરો અને ઘોડા એટલી સહેલાઈથી ચડી જતા હતા કે આપણને આશ્ચર્ય થાય અને તેમને શાબાશી આપ્યા વિના રહેવાય નહિ

અમરનાથની યાત્રાને વિશે " અમરકથા " નામના સંસ્કૃત પુસ્તકમા એક એવી દંતકથા છે કે, ભગવાન શકરે સતી પાર્વતીજીને

"અમરકથા" સંભળાવતા હતા તેમાં પીસુ ઘાટી વિશે આવું વર્ણન આવે છે —

"એક વેળાએ દેવો અને દાનવો ભગવાન શંકરને નમન કરવા માટે પર્વત ઉપર ચડી રહ્યા હતા તેવામાં તેમની વચ્ચે ભગવાન પાસે પહેલા કોણે જવું તે વિશે ઝગડો જાગ્યો અને તેમાથી બંને યુદ્ધ ઉપર ચડી ગયા એ યુદ્ધમાં દેવોની ઘણી ખુવારી થવાથી તેમણે સહાય માટે શંકર ભગવાનની પ્રાર્થના કરી તેથી શંભુએ તેમની સહાય કરીને દાનવોનો નાશ કરી નાખ્યો, એથી પીસુ ઘાટીના ઢોળાવ ઉપર જે મોટા મોટા પથ્થરો છૂટાછવાયા પડેલા જોવામાં આવે છે તે દાનવોના પ્રતીકો છે એમ કહેવાય છે અને જે યાત્રાળુઓ પીસુ ઘાટી ચડી જાય તેમના બધા પાપ મહાદેવજી ધોઈ નાખે છે એમ માનવામાં આવે છે"

પીસુ ઘાટી વટાવ્યા પછી પાછુ ચાર માઈલનું ઉતરાણ આવે છે ને પછી વળી થોડું ચઢાણ આવે છે ને ત્યાંથી થોડે જ આગળ જતા સમુદ્રની સપાટીથી ૧૩૦૦૦ ફૂટની ઊંચાઈએ આવેલું દોઢ ચોરસ માઈલના વિસ્તારવાળું, જોનારને મુગ્ધ કરી મૂકે એવું સુંદર શેષનાગ તળાવ નજરે પડે છે તળાવની પાછળના ભાગમાં બરફના ત્રણ ઊંચા પહાડો છે જે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરના નામે ઓળખાય છે અને તે પહાડોમાંથી બરફની નદી (અંગ્રેજીમાં Glacier કહે છે) ધીમિ ગતિથી વહી જાય છે એ નદીનો બરફ ઓગળે તેના પાણીનું આ તળાવ બનેલું છે એ તળાવની ઊંડાઈનું માપ કોઈ કાઢી શક્યું નથી, લીડર નદી આ તળાવમાંથી નીકળી છે

શેષનાગ તળાવ, તેની પાછળના બરફના પહાડો, બરફની નદી બીજી દિશામાં બરફથી છવાયેલા બીજા પહાડો ઉપરથી પડતા પાણીના ધોધ આ દૃશ્ય ખરેખાત અદ્‌ભુત છે યાત્રાળુની ચિંતાઓ અને માયાવી દુનિયાને આ દૃશ્ય ભૂલાવી દે છે ઈશ્વરની શક્તિ કેટલી અગાધ છે અને માનવી કેવો પામર છે તે સત્યની અહીં પ્રતીતિ છે

શેષનાગ તળાવને વિશે એવી દંતકથા પ્રચલિત છે કે, અહીંની પર્વતમાળાઓની વચ્ચે એક મોટો રાક્ષસ રહેતો હતો અને તે ભયંકર વંટોળિયા ફેલાવીને આસપાસમાં વસતા દેવોને ભય અને ત્રાસથી હેરાન કરતો હતો એથી બચવા માટે દેવો "ત્રાહિ મામ્" નો પોકાર કરતા

ભગવાન શંકર પાસે ગયા. ત્યારે ભગવાને તેમને કહ્યુ કે, " એ રાક્ષસને મેં વરદાન આપેલું છે તેથી તેનો નાશ મારાથી કરી શકાશે નહિ, માટે તમે ભગવાન વિષ્ણુ પાસે જાઓ " દેવો વિષ્ણુ પાસે ગયા અને વિષ્ણુ ભગવાને તળાવમાંથી શેષનાગની પીઠ ઉપર આરૂઢ થઇને હજાર ફેણુવાળા એ નાગને આદેશ આપ્યો કે, "હે નાગાધિરાજ! તમારા સહસ્રમુખો વડે આ રાક્ષસનો સંહાર કરો ' એથી શેષનાગે રાક્ષસ ઉપર તરાપ મારી તેનો નાશ કર્યો તે સમયથી એ તળાવ અને એ પર્વતમાળાનું નામ "શેષનાગ" પડેલું છે.

સમુદ્રની સપાટીથી ૧૩,૦૦૦ ફૂટની ઊંચાઈ પર આવેલા આ સ્થળમાં કોઇ કોઇ યાત્રાળુને શ્વાસ લેવામા મુશ્કેલી પડે છે એવી વાતો સાભળી હતી પણ અમને એવો કોઇ ખાસ અનુભવ થયો નહિ, જોકે થોડી અસર તો દરેકને થાય છે જ. અમે ચંદનવાડીથી સવારે છ વાગ્યે નીકળેલા અને પાચ કલાકમા, સવારે ૧૧ વાગ્યે શેષનાગ પહોચી ગયા હતા સવારે બહુ વહેલા નીકળવાથી યાત્રાળુઓની ગિર્દી બહુ નહોતી તેથી પ્રમાણમા અમે વહેલા પહોચી શકયા હતા, પરંતુ અમારા માણસોને તંબુઓ અને સરસામાન સાથે રવાના થતાં એક કલાકનો વિલબ થવાથી તેમને યાત્રાળુઓની મોટી કતારો સાથે ચાલવું પડયુ ને તેને લઇને તેઓ છેક સાજે ચાર વાગ્યે શેષનાગ પહોંચ્યા એક કલાકના વિલબ માટે આમ પાચ કલાકનો દડ ચૂકવવો પડયો અમારી પાસે ભોજન કે આરામ માટેના કોઇ સાધન ન હોવાથી એટલો સમય અમારે તદ્દન નકામો વીતાવવો પડયો વધારેમાં શેષનાગના આગળના પડાવના સ્થળનુ નામ "વાયજન" પડેલું છે, કેમકે ત્યા ઘણીવાર પવનના મોટા મોટા વટોળિયા ચડી આવે છે એટલે એવા કોઈ વંટોળિયાનો પણ ભય લાગતો હતો પ્રભુ કૃપાથી તે દહાડે વરસાદ નહોતો ઘણી વાર વરસાદ હોય છે ત્યારે ઠડીની હદ નથી રહેતી નબળા માણસોના રામ રમી જાય છે જમીન કીચડવાળી થવાથી માણસો અને ઘોડા લપસીને પપુ મરી જાય છે અમારી યાત્રામા એવી રીતે ૧૭ ઘોડા અને ખચ્ચરો તથા છ માણસો માર્યા ગયા હતા પણ સુભાગ્યે એવી કોઇ આફત આવી નહિ. અને માણસો તથા સામાન વગેરે આવી પહોચતા છેક મોડી સાજે જમી ખાઇને રાતના ૧૦ વાગ્યે અમે થાકયા પાકયા નિદ્રાને શરણે થયા

બીજે દહાડે સવારમાં વહેલાં શેષનાગથી ઊપડી અમે પંચતારિણીને માર્ગે પડયા. સવારના પાંચ વાગ્યે નીકળેલા આઠ માઈલનો પંથ કાપીને ૧૦ વાગ્યે અમે પંચતારિણી પહોંચી ગયા. અમારા માણસો અને સામાન પણ એકાદ કલાક પછી આવી પહોંચ્યાં અમરનાથ અહીંથી ફક્ત ૫ માઇલ દૂર છે એટલે તે જ દિવસે ત્યાં જઇ આવવાનો અમે વિચાર કર્યો પણ એવામાં અમને એવી બાતમી મળી કે છડી મહારાજની પહેલાં કોઇ પણ યાત્રાળુ અમરનાથ જઈ શકે નહિ એવો નિયમ છે અને છડી મહારાજની સવારી બીજે દહાડે–શ્રાવણ સુદ ૧૫ ના દિવસે–વહેલી સવારે નીકળનાર હતી એટલે અમારે ત્યાં સુધી રાહ જોયા સિવાય બીજો ઉપાય નહોતો.

પંચતારિણી તરફ આગળ વધતાં શરૂઆતમાં "મહાગુણ ઘાટ" નામે ઓળખાતો ત્રણ માઈલનો ચઢાવ આવે છે. આ ચઢાવ આખા પ્રવાસમાં ઊંચામાં ઊંચો અને સમુદ્રની સપાટીથી ૧૬,૦૦૦ ફૂટ ઊંચે આવેલો છે. ઉપર ચડતા જઇએ તેમ તેમ ડાબી બાજુ ભયંકર ઊંચાઇવાળી પર્વતમાળા અને જમણી બાજુ ઊંડી ઊંડી ખીણો અને ધીમો બનતો જતો બરફના પાણીના પ્રવાહનો ઘોષ એ અનુભવ સર્વથા અલૌકિક લાગે છે રસ્તો ઘણો કપરો, એક જ ટટ્ટુ કે એક જ માણસ ચાલી શકે તેટલો હોવા છતા અહીં પણ મજૂરો અને ઘોડાઓ સારી પેઠે ટેવાયેલા હોવાથી સહેલાઈથી ચાલ્યા જતા હતા.

મહાગુણ ઘાટ પહોચ્યા પછી ફરી પાછું બે માઇલ જેટલું ઉતરાણ ઊતરીને લગભગ શેષનાગની સપાટી જેટલી ઊંચાઇ પર અમે પંચતારિણી પહોચી ગયા આજ સુધીમા તો એ મુકામ પણ યાત્રાળુઓના તંબુઓ વડે ખીચોખીચ ભરાઇ જતાં મોટો મેળો ભરાયો હોય એવું દૃશ્ય લાગતુ હતું અને વાતાવરણ આનંદમય બની ગયું.

આ સ્થળે પર્વતોમાંથી નીકળતી નદીઓની પાંચ ધારાઓ એકઠી થાય છે, તેથી તેનું નામ 'પંચતારિણી" પડેલું છે ઘણા યાત્રાળુએ શેષનાગ તળાવ તેમ જ પંચતારિણીમાં સ્નાન કરે છે. અમે પણ ત્યા સ્નાન કરીને પછી જ જમવા ગયા. સાંજને સમયે છડી મહારાજના મુકામમા "અમરકથા" નું વાચન થાય છે જેમા યાત્રાળુઓને અમરનાથની યાત્રાનુ મહત્ત્વ સમજાવવામાં આવે છે.

રાત્રે થાળી પીટીને એવી જાહેરાત કરવામા આવી કે. "અમરનાથની યાત્રાની શરૂઆત બીજે દિવસે એટલે કે શ્રાવણ સુદ ૧૫ (તા. ૩જી ઑગસ્ટ)ના રોજ, પ્રાતઃકાળે ૪ વાગ્યે થશે અને ડંડીવાળાઓને સવારના ૪ થી ૮ સુધી આગળ જવા દેવામાં આવશે."

અમે એ સૂચના મુજબ પ્રાતઃકાળે ચાર વાગ્યે ડંડીમાં બેસીને રવાના થયા

સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૧૫ને બુધવાર તારીખ ૩જી ઑગસ્ટ ૧૯૫૫નો દિવસ મારા જીવનમાં ચિરસ્મણીય બની રહેશે. કારણ કે તે દિવસે અમે ભારતની એક અતિ કઠિન ગણાતી યાત્રા પરિપુર્ણ કરીને ભગવાન અમરનાથનાં દુર્લભ ગણાતાં દર્શન કર્યાં.*

પાચ માઈલનો પ્રવાસ કરવાનો હતો. અરધોએક માઈલ પહોચ્યા, તેવામાં અમને સમાચાર મળ્યા કે રસ્તામાં બરફ પુષ્કળ જામેલો હોવાથી અને યાત્રાળુઓની સંખ્યા ઘણી વધી જવાથી ગિરદી ખૂબ થઈ હતી અને યાત્રાળુઓની એક મોટી કતાર રસ્તે થંભી ગઇ હતી એટલે ડંડીઓ અને ઘોડાઓને દશ વાગતાં સુધી આગળ વધવાની મનાઇ કરવામાં આવી હતી. આ સમાચાર સાભળીને ડંડીમા અથવા ટટ્ટુ ઉપર બેઠેલા યાત્રાળુઓ નીચે ઊતરીને પગપાળા આગળ વધવા લાગ્યા. અમે એકાદ કલાક લગી, ગિરદીને ઓછી થવા દેવા માટે, ત્યાં જ રોકાઇ ગયા અને પછી અમારા ડંડીવાળાઓ પહાડના ઉપરના ભાગમાં બરફ ઉપર ચલાવીને આગળ લઇ ગયા. એ રસ્તે જો કોઇ લપસે તો ભગવાન અમરનાથના ધામમા સીધુ પહોચી જવાય એટલું જોખમ હતું પણ આ પ્રમાણે ઉતાવળ ન કરી હોત તો સાજે વેળાસર પહોંચાય તેમ નહોતુ. પછી જરા આગળ જતાં ત્રણ સાંકલ જેટલી ચઢાઇ આવી સ્કૂના આટા જેવા ગોળ ગોળ ફરતા રસ્તાઓ ઉપર થઇને પર્વત ઉપર ચડવાનું હતું છેક ઉપર કે છેક નીચે નજર કરીએ તો કીડીઓના જેવા કદના દેખાતા યાત્રાળુઓની કતારો દેખાતી હતી

* સૌથી કઠિન યાત્રા કૈલાસ—માનસરોવરની ગણાય છે અને તેનાથી સહેજ જ ઓછી પણ બીજી બધી યાત્રાઓ કરતા અમરનાથની યાત્રા વધારે કઠિન છે.

પર્વતની એક બાજુ ઉપર ૧૨૫ ફૂટ પહોળી અને ૭૫ ફૂટ ઊંચી અમરનાથની ગુફાનાં દર્શન થાય છે.

જ્યારે અમે એ ગુફા પાસે પહોંચ્યા ત્યારે અમારાં હૃદય એક પ્રકારની વિશિષ્ટ લાગણીથી ધડકવાં લાગ્યાં. જે તીર્થધામને માટે ઘણુંઘણું સાંભળ્યું હતું અને જેનાં દર્શન માટે હજાર માઇલ ઉપરાતનો લાંબો અને કેટલેક ઠેકાણે કષ્ટદાયક પ્રવાસ ખેડીને અમે આવ્યા હતા. તે દર્શન આખરે પામવાની ઘડી આવી પહોંચતાં હર્ષથી હૈયાં ધબકી ઊઠે એ તદ્દન સ્વાભાવિક હતું. અમારી સાથે બીજા પણ અનેક યાત્રાળુઓ હતા અને તેઓ સૌ અમારી પેઠે જ ગુફાની સમીપ પહોંચતાં જ ભગવાન અમરનાથનાં દર્શન માટે અધીરા બની ગયા હતા. એ વખતનું વાતાવરણ જોતાં એવો ભાસ થયો હતો કે જાણે કે માયાવી દુનિયાનો તમામ મોહ છોડીને યાત્રાળુઓ પ્રભુનાં પવિત્ર ધામમા પહોંચવા માટે પડાપડી કરી રહ્યા હોય! સૌનાં હૃદયમાં એ સમયે માત્ર અમરનાથનું જ રટણ ગુંજી રહ્યું હોય છે.

સૈકાઓ થયાં દર સાલ લાખો યાત્રાળુઓ આ પવિત્ર તીર્થસ્થાનની યાત્રાએ આવતા રહ્યા છે, જેમાં ભારતની અનેક મહાન વિભૂતિઓ પણ આવી જાય છે અને ૧૮૯૮માં અમેરિકાની પોતાની વિજયયાત્રા પૂરી કરીને સ્વામી વિવેકાનંદ અમરનાથનાં દર્શને આવ્યા હતા; સ્વામી રામતીર્થ પણ એ સ્થળે યાત્રા કરી ગયા છે. અને બે હજાર વરસ ઉપર વેદધર્મના પુનરુદ્ધારક ભગવાન આદિ શંકરાચાર્યે પણ અમરનાથની યાત્રા કરેલી હતી એવો વૃત્તાંત મળે છે.

ગુફાની ડાબી બાજુએ નીચે "અમર ગંગા" ને નામે ઓળખાતી અમરાવતી નદી આવેલી છે જેમાં સ્નાન કરવાનું મહાપુણ્ય મનાય છે. આ નદીમાં સફેદ રંગની માટી છે તે ઘણી પવિત્ર મનાય છે અને અનેક યાત્રાળુઓ તેને પ્રસાદ રૂપે પોતાની સાથે લઇ જાય છે. અહીં યાત્રાળુઓ સ્નાનસંધ્યા કરી જનોઇ બદલીને અમરનાથનાં દર્શન માટે ગુફામાં જાય છે. આ ગુફા લગભગ ૮૦ ફૂટ ઊંડી છે અને ખૂબ વિશાલ હોવાથી સેંકડો યાત્રાળુઓ તેની અંદર ઊભા રહી શકે છે. શિવલિંગના દર્શન

યાત્રાળુઓનો એકમામટો ધમારો થાય ત્યારે અકસ્માત ન થાય માટે કાશ્મિર સરકારે એક લોખંડની મજબૂત જાળી બનાવી છે અને તેની બહાર ઊભા રહીને યાત્રાળુઓ દર્શન કરી શકે છે.

આ ગુફામા જમણી તરફના એક ખૂણામા લગભગ આઠ ફૂટ ઊંચું ત્રણથી ચાર ફૂટના ઘેરાવાનું શિવનું લિંગ છે, જેનુ દર્શન અતિશય ાર્ય અને ભક્તિભાવ ઉપજાવનારું થઈ પડે છે. મહિનામાં અજવાળિયા ાડિયા દરમિયાન રોજે રોજ બરફ એકઠો થઈ તેનું શિવલિગ બને ને અંધારિયા પખવાડિયામાં એ બરફ ઓગળવા લાગે છે પરંતુ લિંગ તેના સંપુર્ણ સ્વરૂપમા શ્રાવણ સુદ ૧૫ને દિવસે જ જોવા મળે ેમ કહેવાય છે

વિજ્ઞાનશાસ્ત્રીઓ એવી દલીલ કરે છે કે, સમુદ્રના પાણીમા જેમ ી અને ઓટ થાય છે તેવી જ રીતે આ સ્થળે પણ ઉપરના પર્વતની ાથી ટપકતા પાણીનો બરફ બને છે અને તેનો શિવલિગ જેવો આકાર ઈ જાય છે ચંદ્રના આકર્ષણથી ભરતી થાય છે તેજ પ્રમાણે ચંદ્રના ર્ષણથી આ શિવલિંગ બને અને તે આકર્ષણ દૂર થતાં સમુદ્રમા ઓટ આવે છે તેમ બરફનું આ લિંગ પીગળવા લાગે છે, પરંતુ રો વર્ષ થયા એક જ નિશ્ચિય સ્થળે આવું સંપૂર્ણ આકારનુ શિવલિંગ શ્ચિત સમયે જ શી રીતે બને છે તે વિષે વૈજ્ઞાનિકો કશો ગંતોષકારક ાબ આપી શકયા નથી એથી સ્વાભાવિક રીતે જ એવી માન્યતા દઢ છે કે એ શિવલિંગની રચના પાછળ કોઈ દિવ્ય તત્ત્વ–દૈવી શક્તિ– ર છે અને યાત્રાળુઓને તેના પ્રત્યે જે શ્રદ્ધા એને ભક્તિ ઉત્પન્ન થાય ે યથાર્થ થાય છે

શિવલિંગની રચના વિષે ગમે તે માન્યતા કે મતભેદ હોય, પણ સ્થળે આવતા યાત્રાળુઓને જે માનસિક શાતિ વળે છે, તેમના ારોમા જે પરિવર્તન થાય છે અને તેમના હૃદય જે રીતે પ્રભુમય ો જાય છે તે વિષયમા તો મુદ્દલ મતભેદ નથી એમ સાભળ્યું છે કે મી વિવેકાનંદે જ્યારે આ ગુફામા પ્રવેશ કર્યો ત્યારે તેઓ એટલા ા લાગણીવશ થઇ ગયા હતા કે તેમનુ સમગ્ર શરીર આનંદના વેશથી ધ્રૂજી ઊઠેલુ અને પોતે લગભગ મૂર્છિત બની ગયેલા પાછળથી

તેમણે કહેલુ કે, હુ એટલો બધો હર્ષઘેલો બની ગયેલો કે મને એ લિંગ સાક્ષાત્ ભગવાન શકરનુ જ સ્વરૂપ લાગ્યુ યાત્રાના કોઇપણ સ્થળમા મને આટલી શાંતિ ભવ્યતા અને આનદનો અનુભવ થયો નહોતો મને ભગવાન શભુના પ્રત્યક્ષ દર્શન થયા અને તેમણે મને એવુ વરદાન આપ્યુ કે "તારી ઇચ્છા નહિ હોય ત્યા સુધી તારુ મૃત્યુ થશે નહિ"

ઉપર જણાવ્યા પ્રમાણે ગુફાની પહોળાઈ આશરે ૧૨૫ ફૂટ ઊંચાઈ ૭૫ ફૂટ અને ઊંડાઇ ૮૦ ફૂટની છે યાત્રાળુઓ એક સ્થળે ઊભા રહીને જુએ તો જમણી તરફ શિવલિંગ અને ડાબી બાજુએ બે તરફ બરફ જામેલ દેખાય છે ને તે બન્નેની જે પાટ બની જાય છે, તેમાની એક પાટને શ્રી ગણેશના નામે અને બીજીને સતી પાર્વતીના નામે ઓળખવામા આવે છે

ગુફામા પ્રવેશ કરતા પહેલા યાત્રાળુઓ ચામડાના જોડા ઉતારીને કમોદના છોતરામાથી બનાવેલા ચપલ પહેરી લે છે અને પછી શિવલિંગની પૂજાવિધિ કરી, કાપડ, સૂકોમેવો, યથાશક્તિ દ્રવ્ય વગેરે અર્પણ કરી, શ્રીગણેશ અને સતી પાર્વતીની પૂજા કરી જીવન ધન્ય બન્યુ માને છે એ મોટી ગુફાના ડાબી બાજુના ખૂણામા એક બીજી નાની ગુફા આવેલી છે તેમા એક સન્યાસી બારે માસ ધ્યાનસ્થ દશામા વાસ કરે છે એમ કહેવાય છે અમે પાત્રીસેક વરસની વયના એક સન્યાસીને ત્યા બેઠેલા જોયા ખરા ગુફાની બહાર બારેક જેટલી કોલસાની ગૂણીઓ પણ જોઇ જે રાધવાના કામમા લેવાતી હોવી જોઇએ કેમકે એ પ્રદેશમા એક પણ વૃક્ષ નજરે પડતુ નથી કે જેમાથી લાકડુ મેળવી શકાય એ સન્યાસી બારે માસ ત્યા રહેતા કે કેમ તેની કોઈ માહિતી મળી શકે તેમ નહોતુ અને શકા ઊપજે એવી વાત લાગી

શિવલિંગ, શ્રી ગણેશ અને પાર્વતીની બરફની પાટને જે દ્રવ્ય ભેટ ધરવામા આવે છે તેનો ઉપયોગ શી રીતે થાય છે એ વિષે એક રસપ્રદ હકીકત છે આ યાત્રા પ્રસગે યાત્રાળુઓ સાથે કાશ્મીર સરકારથી એક કેપ ઓફિસ ને મોકલવામા આવે છે અને તેને દેવને અર્પણ થયેલી રોકડ રકમ તથા ભેટનો નિકાલ કરવાની સત્તા રહે છે એ દ્રવ્યના ત્રણ ભાગ પાડવામા આવે છે જેમાથી એક ભાગ યાત્રાના સઘની સાથે જનાર છડી મહારાજ મહતને આપવામા આવે છે આ

મહંત શ્રીનગરમાં રહે છે એક ભાગ પહલગામથી ૨૦ માઈલના અંતર પર આવેલા માટ્નના નામે ઓળખાતા પંડાઓના ગામમાં રહેનારા પંડયાઓને આપવામાં આવે છે. (આ ગામનું મૂળ નામ માર્તંડ હોવું જોઈએ–યુરોપિયનોએ તેને અપભ્રષ્ટ કરીને માટ્ન કહેવા માડેલુ ). ત્રીજો ભાગ પહલગામમાં વસતા મલિક કુટુંબના વંશજોને આપવામા આવે છે. આ બધા ભાગના હકદારોના પ્રતિનિધિઓ યાત્રામા સાથે જ રહે છે, જેથી કોઇને પોતાના હિસ્સામાં કઇ ઓછું મળ્યાની ફરિયાદ રહે નહિ છેલ્લો ભાગ મલિક વંશના મુસલમાનોને આપવાના રિવાજ પાછળ એક દંત કથા પ્રચલિત છે કે અમરનાથની શોધ પહલગામમા વસતા કેટલાક મુસલમાન ભરવાડોએ કરેલી. એ ભરવાડોનાં કેટલાંક ઢોર ખોવાઇ જતા તેઓ તેમની શોધમા નીકળ્યા અને એ શોધમાં ને શોધમા છેક અમરનાથ સુધી પહોચી ગયા ત્યા તેમણે બરફનુ શિવલિંગ તો જોયું પણ સાક્ષાત શંકર ભગવાનના પણ દર્શન કર્યાં એ પછી ભરવાડોએ એ ગુફા બીજાઓને બતાવી એટલે ગુફાની શોધ કરનારાઓ એ માલિક ભરવાડોના વંશજોને દેવદ્રવ્યનો ત્રીજો હિસ્સો આપવામાં આવે છે.

ગુફાની બહાર નીકળીને અમે ઉપર જોયું તો બે સફેદ રંગના કબૂતર અને બે બીજાં અજાણ્યાં પક્ષીઓ નજરે પડયા એવી એક માન્યતા ચાલી આવે છે કે, જે કોઇ અમરનાથની યાત્રાએ જાય તેને જો આ સફેદ કબૂતરો દેખાઈ નહિ તો તેમની યાત્રા નિષ્ફળ જાય અમને કબૂતર દેખાયા એટલે અમારી યાત્રા નિષ્ફળ ગયાનો ભય ટળી ગયો. આ કબૂતરો વિષે એવી એક દંતકથા પ્રચલિત છે કે એક વેળા ભગવાન શંકર સતી પાર્વતીને "અમરકથા" કહી સંભળાવતા હતા અને તેમણે સતીને એવી સૂચના આપેલી કે જ્યા સુધી તમે હોકારો દીધા કરશો ત્યા સુધી હું કથા ચાલુ રાખીશ, પણ જો તમે હોકારો દેવો બંધ કરશો તો હુ કથા પણ બંધ કરીશ કથા ચાલતી હતી તેવામા સતીને નિદ્રા આવવા લાગી. તે વખતે બે સફેદ કબૂતરો એ કથા સાભળી રહ્યા હતા તેમણે જોયુ કે સતી નિદ્રાવશ થઇ ગયા છે એટલે પોતે પણ કથા સાભળવાનો લાભ ખોઇ બેસશે એમ સમજીને તેમણે હોકારો દેવાનું ચાલુ રાખ્યુ અને આખી કથા તેમણે એ રીતે સાભળી તેથી તેઓ અમર બની ગયા એ જ બે કબૂતરો આજ લગી ત્યા વસી રહેલા છે એમ કહેવાય છે

બીજી એક દંતકથા એવી ચાલે છે કે એ બંને કબૂતરો પૂર્વ–જન્મમાં શંકરના શિષ્યો (ગણ) હતા, એક વાર તેમણે ભગવાનની સમાધિમાં વિક્ષેપ પાડયો તેથી ભગવાને તેમને શાપ આપીને કબૂતરો બનાવી દીધા.

દંતકથાની સત્યતા વિશે ભલે મતભેદ હોય; જો એ કબુતરોને ભગવાન શંકરે અમર કર્યા તે જ આજે હજારો વરસથી અહીં વસે છે. કે અમે જોયાં તે કોઈ બીજાં હશે, એ નકકી થઇ શકે તેમ નથી. અને ત્યાંની અસહ્ય ઠંડીમા એ કબૂતરો બારે માસ ત્યાં રહેતાં હશે કે કેમ અને રહેતાં હોય તો શું ખાઇને જીવતાં હશે એ કહેવુ મુશ્કેલ છે, કેમકે ત્યાં બરફ અને પથ્થર સિવાય બીજું કશું જ નથી એટલે આ કબૂતરોની ત્યાંની હાજરી એક અણઉકલ કોયડા જેવી બની રહે છે. માનવીની બુદ્ધિ ઘણી વિચક્ષણ ગણાય છે. પણ આવા કેટલાક પ્રસંગોમાં એ બુદ્ધિ પણ કામ કરી શકતી નથી.

આ ગુફામાં એક બીજો ચમત્કાર એ જોવામાં આવ્યો કે. ગુફાની નીચે અને ગુફાની ડાબી જમણી બંને બાજુએ ખૂબ બરફ જમેલો હોય છે પણ ગુફાની છત ઉપર (બહારના ભાગમા) મુદ્દલ બરફ જોવામા આવતો નથી.

ગુફાની બહાર નીકળીને દૂર નજર કરતાં કૈલાસ પર્વતની ઝાંખી થાય છે, પરંતુ તે દહાડે વાદળા હોવાથી અમે કૈલાસ જોઇ શકયા નહિ હિમાલયનું એ શિખર અમરનાથથી ઘણું દૂર છે અને ત્યા જવાનો રસ્તો પણ જુદો છે.

સવારે સાડા અગિયાર વાગ્યે અમરનાથ ભગવાનના બીજી વાર દર્શન કરીને અમે પંચતારિણીને માર્ગે પાછા વળ્યા

ચા દિવસની આ અતિ કઠિન અને સદા યાદ રહે એવી દુર્ગમ અને દુર્લભ યાત્રા દરમિયાન ડંડીવાળાઓ અને ટટ્ટવાળાઓ અમારા પરિવાર જેવા બની ગયા હતા અને યાત્રા પૂરી થયે તેમને વિદાય આપતાં સ્વાભાવિક રીતે લાગણી થઇ આવી.

આપણા દેશની પ્રજા મોટે ભાગે ધર્મપરાયણ છે. ભારતના ૨૧ કરોડ હિંદુઓ પોતપોતાના ભિન્નભિન્ન સ્વરૂપે માનેલા પોતાના ઇષ્ટ દેવ-દેવીઓની પૂજા-પ્રાર્થના કરે છે. તેઓ ઈશ્વર ઉપરની અખંડ અને અનંત શ્રદ્ધામાં ધર્મની પર્યાપ્તિ માને છે એ શ્રધ્ધાના જોર ઉપર વરસો વરસ સેંકડો કે હજારો માઈલનો કષ્ટભર્યો પ્રવાસ ખેડીને હજારો અબાલવૃદ્ધ નરનારીઓ ભગવાન અમરનાથનાં દર્શને જાય છે. એ યાત્રાની અનેક મુશ્કેલીઓ અને કઠિનતાઓને ગણકાર્યા વિના તેઓ મહા કષ્ટ વેઠીને અમરનાથનાં દર્શન પામ્યાથી જીવનને ધન્ય અને કૃતકૃત્ય બન્યું માને છે હિંદુ ધર્મ આવા શ્રદ્ધાળુઓની શ્રદ્ધા ઉપર જ ટકી રહેલો છે એમ કહેવામા કશું ખોટું નથી ભારતવાસીઓનું લોકજીવન સુરક્ષિત રહેશે ત્યા લગી ધર્મ પ્રત્યેની હિંદુઓની આ નિષ્ઠાને મુદ્દલ આચ આવશે નહિ

અમરનાથની જે પૌરાણિક કથા છે તે ઘણી લાંબી છે અને તેમા ફક્ત ભગવાન શિવનો જ મહિમા ગાવામાં આવ્યો છે અને યાત્રા કેવી રીતે કરવી જોઈએ, રસ્તામા પૂજા કરવા યોગ્ય કયા કયા સ્થાનો આવે છે, કઇ કઇ કથાઓનું શ્રવણ કરવાથી અને કઇ કઈ નદીઓમા સ્નાન કરવાથી કેવા કેવા ફળોની પ્રાપ્તિ થાય છે, ઇત્યાદિ વિષયો ઉપર પણ તેમા વિસ્તારથી ઉલ્લેખ કરવામા આવ્યો છે પરતુ કથામા વર્ણવેલા ઘણાખરાં સ્થળોની અત્યારે કોઇને માહિતી નથી. એ સ્થળો લુપ્ત થયેલા હોય એવું અનુમાન થાય છે એટલે કથામા બતાવ્યા પ્રમાણેની ક્રિયાવિધિ થઇ શકતી નથી

કથામા એક એવી વાત પણ આવે છે કે અમરકથાનું મહત્ત્વ સાભળીને સતી પાર્વતીએ મહાદેવજીને પૂછયું કે, " આ યાત્રા સૌથી વિશેષ ફળદાયક કયારે થાય છે તે કૃપા કરીને કહો " તેના ઉત્તરમા મહાદેવજીએ કહ્યુ કે, " હે પાર્વતી ! યાત્રાનુ સૌથી વધારે પુણ્ય શ્રાવણ માસની પૂર્ણિમાએ મળે છે કેમ કે મહાદેવજીએ પોતાનુ પૂર્ણ સ્વરૂપ રક્ષાબધનની પૂર્ણિમાને દિવસે પ્રદર્શિત કરેલુ છે વળી હે દેવી ! અમરનાથના દર્શન અને પૂજનથી કાશિવિશ્વનાથના જ્યોતિર્લિંગના દર્શન અને પૂજાથી દશ ગણુ, પ્રયાગયાત્રાથી સો ગણું અને નૈમિષારણ્ય તથા કુરુક્ષેત્રની યાત્રાથી હજાર ગણું પુણ્ય પ્રાપ્ત થાય છે '

૪૨

## મલબાર કિનારાની ટૂંકી મુસાફરી

હિંદુસ્તાનનાં યાત્રાધામોની ઘણી વખત યાત્રા કરેલી છે, પરંતુ મલબાર કિનારાનો અમુક ભાગ રહી ગયેલ હતો, જેમકે, કોચીનથી ત્રિવેંદ્રમ સુધીનો ભાગ જે કુદરતી દશ્યો અને વનશ્રીથી ભરપૂર છે–જે દક્ષિણ ભારતનુ નંદનવન કહેવાય છે.

શિયાળાની ઋતુ હોવાથી એક દિવસ મુંબઈ બેઠા મલબાર કિનારે જમીન રસ્તે મુસાફરી કરવાનો વિચાર આવ્યો તેથી હું તથા મારા મિત્ર શિવજીભાઇ શેઠિયા જેઓ કલકત્તામા કોલસાના મોટા વ્યાપારી છે અને કોલિયારીઓ ધરાવે છે, તેઓની સાથે કોચીનથી કન્યાકુમારી સુધી જમીનરસ્તે યાત્રા કરવાનો નિર્ણય કર્યો

અમો તા ૧૯–૧–૫૯ના રોજ સવારના છ વાગ્યે મુંબઇથી એરોપ્લેનમા કોચીન જવા માટે રવાના થયા મુંબઇથી કોચીનનો પાચ કલાકનો રસ્તો છે રસ્તામા બેલાપુર તથા બેંગલોર એરોપ્લેન ઊતરે છે અમો ૧૧ વાગ્યે કોચીન પહોચ્યા

કોચીનમા અમારી કાપડની દુકાન છે ત્યા બધી સગવડતા કરેલી, છતા પણ ભાટિયા ગૃહસ્થ શ્રીમાન શેઠશ્રી મૂળજી જેઠાભાઇવાળા, શ્રી બાબુલાલભાઈ એક ખાનદાન નબીરા છે તેઓને કોચીનમા પોતાના બાપદાદાના વખતથી પેઢીઓ ચાલે છે ઘણી એજન્સીઓ ધરાવે છે ખૂબ પ્રખ્યાત છે અને સારી લાગવગ છે તેઓ ખૂબ આગ્રહ કરીને અમોને પોતાને ત્યા તેડી ગયા અને એક દિવસ રોકયા

અમો કોચીનમા એક દિવસ રોકાયા કોચીનના બે ભાગ છે વચ્ચે ખાડી છે એક ભાગને કોચીન કહે છે જ્યારે બીજા ભાગને અર્નાકોલમ કહે છે ખાડી ઉપર મોટા પુલો બાધેલા છે

અહીં સુંદર બંદર છે ભારત સરકારનુ નેવીનુ સ્થળ છે કહેવાય છે કે કોચીનનુ બંદર શરૂ થતા પહેલા અહીં કોડુંગલુર નામનુ બંદર હતુ અને દેશ પરદેશના જંગી વહાણો અહીં લાગરતા, પરંતુ કુદરતી ફેરફારને લીધે

ત્યા સમુદ્ર આગળનુ બારું પુરાતુ ગયું. આજે કોચીન ભારતના પશ્ચિમ કિનારા ઉપર એક અદ્ભુત નૈસર્ગિક સૌંદર્યમય મહાન બંદર છે. ત્યા વિશ્વના દરેક બદરોની સ્ટીમરો આવજા કરે છે અને ગમે તેવા તોફાનમા પણ સ્ટીમરોને અહીં લાંગરવાની પૂરતી સગવડતા છે ત્રિવેંદ્રમ સુધીનો માલ આ બંદરેથી પરદેશ ચડે છે.

કોચીનમા અમોએ વાસ્કોડીગામાની સમાધિ જોઈ તથા બીજાં જોવાલાયક સ્થળો જોયા અર્નાકોલમ માટે એવી લોકવાયકા છે કે, ઋષિ નાગે તેના છેલ્લા દિવસો અહીં પસાર કર્યા હતા; એટલે ઋષિનાગ કલમ્ ઉપરથી અર્નાકોલમ નામ પડયું હોય તેમ કહેવાય છે,

અહીં સૌરાષ્ટ્ર તથા ગુજરાતના ભાઇઓની વસતી સારી છે. ઘણા ભાઇઓ સારી સ્થિતિમા છે. કેટલાક તો ૧૫૦–૨૦૦ વર્ષ પૂર્વે અહીં આવીને વસેલા છે

અમો બીજે દિવસે કોચીનથી રવાના થઇ અલ્પાઇ પહોચ્યા. કોચીનથી અલ્પાઇ ૩૭ માઈલ થાય છે

અહીં હિંદુઓના સુદર મંદિરો જોવાલાયક છે અહીથી કોપરાં, કોપરેલ, શ્રીફળ તેજાના, ઈમારતી લાકડું વગેરે મોટા પ્રમાણમા દરિયા રસ્તે બહાર જાય છે. રાજ્યનુ બીજા નંબરનું બંદર છે વસતી આશરે સવા લાખની છે અહીં પણ ગુજરાત તથા સૌરાષ્ટ્રના ભાઈઓની વસતી સારા પ્રમાણમા છે

અલ્પાઇમા અમો બપોરે શ્રીમાન શેઠશ્રી લીલાધરભાઈને ત્યા જમ્યા. તેઓ કચ્છના વતની છે અને લગભગ ૧૫૦ વર્ષથી અહીં રહે છે

બપોર પછી અલ્પાઇથી ત્રિવેદ્રમ જવા માટે રવાના થયા અલ્પાઈથી ત્રિવેદ્રમ ૯૦ માઈલ થાય છે રસ્તા પાકા ડામરના છે રસ્તાની બંને બાજુએ ઝાડની ઘટાઓ બંધાઇ ગયેલ છે કોઈ કોઇ જગ્યાએ તો ભગવાન સૂર્યનારાયણના દર્શન પણ થતા નથી

કોચીનથી ત્રિવેદ્રમ સુધી જતા રસ્તામા પૂર્વ તથા પશ્ચિમ બને તરફ સમુદ્ર છે પશ્ચિમ તરફ અરબી સમુદ્ર તથા પૂર્વ તરફ એક મોટી ૮૦ થી ૧૦૦ માઇલ લાંબી કૂવીલોન સુધી કેનાલ છે, તથા માલનો

ટ્રાન્સપોર્ટ આ કેનાલ દ્વારા થાય છે. મોટર બોટો લાઈટરો તથા વહાણોમાં માલ ભરાઈને આ કેનાલ મારફત કોચીન બંદરે પહોંચે છે અને ત્યાંથી પરદેશ ચડે છે. પેસેન્જરો પણ આ કેનાલ દ્વારા મુસાફરી કરે છે.

ત્રિવેંદ્રમ રોમ શહેરની માફક ટેકરીઓ પર વસેલું છે. ત્યાંની વસ્તી ૧૧ લાખની છે ત્યાં બે દિવસ રોકાયા. જોવા લાયક સ્થળોમા કોલેજો, કૌડિયાર પેલેસ (ના. રાજપ્રમુખશ્રીનો મહેલ), લેજીસ્લેટિવ ચેમ્બર, વિક્ટોરિયા જ્યુબિલિ ટાઉન હોલ, યુનિવર્સીટી બિલ્ડીંગ વગેરે મુખ્ય ઈમારતો છે. તથા મ્યુઝિયમ, ઝૂ, આર્ટગેલેરી કે જ્યા તિબેટ, ચીન, જાપાન, બેલાન્ડીશ વગેરેના ચિત્રો છે. રાજા રવિવર્માના પશ્ચિમ રીતિના ચિત્રો તેમ જ મહાન ચિત્રકાર સર નિકોલસ રોરીકના ચિત્રો પણ છે.

એક્વેરિયમ જે એશિયામાં મોટામા મોટું છે અને ખાસ જોવાલાયક છે. કાચની ફ્રેમવાળાં ૨૫ કોન્ક્રીટનાં તળાવોમા જુદી જુદી જાતની માછલીઓ રાખવામા આવેલ છે

શ્રી. પદ્મનાભ સ્વામીનું મંદિર-શેષનાગની અનંત શૈયામા પોઢેલ ભગવાન-આખા હિંદુસ્તાનમા આવુ એક જ મંદિર છે સાતમાળના ગોપુરમ (મિનારા) વાળું આ મંદિર અદ્‌ભુત શિલ્પકળાથી ભરપૂર છે. બીજા ઘણા જોવા લાયક સ્થળો જોયા

અહીં સૌરાષ્ટ્ર તથા ગુજરાતના ભાઈઓની વસતી જૂજ છે ત્રિવેંદ્રમથી કન્યાકુમારી ગયા. તે ૫૪ માઈલ થાય છે

હિંદી મહાસાગર, અરબી સમુદ્ર તથા બંગાળનો ઉપસાગર, આ ત્રણે સમુદ્રનો અહીં ત્રિવેણી સંગમ થાય છે

અહીંનો સૂર્યાસ્ત જોવા જેવો છે. ભગવાન સૂર્યનારાયણ જ્યારે અસ્તાચળ પર પધારે છે ત્યારે ખૂબ નજીક દેખાય છે અને બહુ જ પ્રકાશ ફેલાય છે સૂર્યાસ્ત પછી પણ સંધ્યાનાં કુદરતી દૃશ્યો એટલા સરસ દેખાય છે કે ઘણા લોકો તેનુ નિરીક્ષણ કરવા માટે જ આવે છે, અહીં પૂર્ણિમાને દિવસે જે સમયે સૂર્ય અસ્ત થાય છે તે જ સમયે ચંદ્રનો ઉદય થાય છે એ ખાસ જોવા લાયક છે

અહીં કન્યાકુમારી દેવીનુ ભવ્ય મ દિર છે ત્યા દર્શન કરવા માટે પુરુષોને ફક્ત ધોતિયુ પહેરીને જ જવાની રજા છે સ્નાન કરવા માટે અહીં સુ દર ઘાટો બાધેલા છે

અહી એટમ બોબમા વપરાતી થેરિયમ નામની રેતી પુષ્કળ પ્રમાણમા થાય છે અગાઉ અહીંથી હજારો ટન પરદેશ ચડતી, પર તુ હાલમા આપણી શાતિપ્રિય ભારત સરકારે તેની નિકાસ બ ધ કરી છે

સ્વામી શ્રી વિવેકાન દ અમેરિકા સીધાવ્યા પહેલા અહીં એક શીલા પર બેસીને પ્રભુપ્રાર્થના કરી હતી પૂ મહાત્માજીએ પણ અહી સમુદ્રની વચ્ચે શીલા પર બેસીને પ્રાર્થના કરેલી

અમો સાજે પાંચ વાગ્યે કન્યાકુમારી પહોચ્યા બધા જોવાલાયક સ્થળો જોઇને રાત્રે ૯ વાગ્યે પાછા ત્રિવેન્દ્રમ આવી ગયા

ત્રીજે દિવસે ત્રિવે દ્રમથી કોટાયમ જવા માટે રવાના થયા રસ્તામા સ ગનાશેરી નામનુ ગામ આવે છે થોડા વખત પહેલા જ આપણા રાષ્ટ્રપતિ ડો સર રાધાકૃષ્ણનના વરદ્ હસ્તે ત્યા એક નાયર કૉલેજ ખુલ્લી મુકાઈ છે બીજી એક ખ્રિસ્તિ કૉલેજ પણ છે તે ઘણી સુદર જગ્યા ઉપર બાધેલી છે તથા રમતગમત માટે મોટા મેદાનો તથા બગીચાઓ બનાવેલ છે

કોટાયમ્ ઊ ચી ટેકરી ઉપર આવેલુ હવાખાવાનુ સ્થળ છે વસતી ૪૫ હજારની છે અહીં એક સિમેન્ટ ફેક્ટરી છે પ્રદેશ પહાડી છે, અહી રેલ્વે સ્ટેશન નથી, પર તુ કેનાલ માર્ગે કોચીન સાથે જોડાયેલ છે હાલમા અર્નાકોલમ ક્વીલોનની નવી રેલ્વે લાઈન થવાની છે ત્યારે અહીં રેલવે સ્ટેશન થશે

અહીં એલચી તથા મરીનો પાક મોટા પ્રમાણમા થાય છે મરીની સીઝન હોવાથી રસ્તામા ઠેરઠેર મરી સુકવેલા નજરે પડતા હતા કોટાયમ પછી ચા તથા રબ્બરના પ્લાન્ટેશનો શરૂ થાય છે

કોટાયમથી ટેકડી ગયા અહીં એક સુદર સરોવર છે તેને ' પેરિયાર લેઇક 'ના નામથી ઓળખવામા આવે છે જેની લ બાઇ દશ માઇલ તથા પહોળાઇ બે માઇલ છે તેમાથી કેનાલો કાઢીને વીજળી ઉત્પન્ન કરેલ છે હાલમા પણ તેમાથી નવી કેનાલો કાઢી મોટા મોગ ટબ્બાઇ નો ફીટ કરવાનુ કામકાજ ચાલે છે

સરોવરમા મોટરબોટમા ફરવા માટે ઘણા સહેલાણીઓ આવે છે ત્રાવણકોરના મહારાજાએ અહીં હવા ખાવાનો મહેલ બધાવ્યો છે યુરોપ અમેરિકાથી પ્રવાસીઓ હિંદમા આવે છે તે બધા અહીં આવે છે પૂ પડિતજી પણ થોડા દિવસ આરામ કરવા માટે અહીં રહ્યા હતા

અહીં હાથી, સાબર, રોઝ વગેરે ઘણા રાની પશુઓ જોવા મળે છે કોઈ વાર ચિત્તાના પણ દર્શન થઈ જાય છે

આ બાજુ ખ્રિસ્તી થઈ ગયેલા ખેતી કરીને શ્રીમ ત બનેલા ઘણા કુટુબો વસે છે એક ચોરસ માઈલમા આશરે ૧,૨૦૦ માણસોની વસતી આવે છે આવી ગીચ વસતી દેશના કોઇ પણ ભાગમા નથી

અમો પેરિયાર લેઇકમા મોટરબોટમા ફર્યા હાથીઓ વગેરે જોઇને બપોરે જમીને મદુરા જવા માટે રવાના થયા અહીંથી મદુરા ૮૨ માઈલ થાય છે મદુરાથી તુરત ટ્રેઇન મળી ગઈ એટલે સીધા શ્રી રામેશ્વર ગયા રામેશ્વર એક દિવસ રોકાઇ બધે દર્શન કર્યા ત્યાથી ધનુષકોડી થઈને બીજે દિવસે પાછા મદુરા આવી પહોચ્યા

મદુરામા એક દિવસ રોકાઇ શ્રી મીનાક્ષીદેવીનુ મ દિર જોવાલાયક છે તે જોયુ તથા તળાવ પેલેસ વગેરે જોવાલાયક સ્થળો જોઇને ત્રિચિનોપલ્લી ગયા,

ત્રિચિનોપલ્લીથી તાંજોર ગયા તાંજોર અહીંથી ૩૩ માઇલ થાય છે અહીં શિવપાર્વતીનુ ૧૩૦૦-૧૩૫૦ વર્ષ પુરાણુ મ દિર છે અહીં ત્રાબા-પિત્તળના વાસણો ઉપર હાથકારીગરીનુ કામ બહુ જ સુદર બનાવે છે

તાંજોરથી પાછા ત્રિચિનોપલ્લી આવી મદ્રાસ થઇને દશમે દિવસે પાછા મુબઇ પહોચ્યા

આ આખી મુસાફરી દરમ્યાન મે જોયુ કે મલબાર કિનારાની વસતીનો મોટો ભાગ શિક્ષિત છે અને ૭૫ ટકા ખ્રિસ્તી ધર્મ પાળે છે આખે રસ્તે આમનો કોઈ ભીખારો નથી રસ્તામા મકાનોની હારમાળા ચાલુ જ હોય છે નાના બેઠા ઘાટના પર તુ સગવડતાવાળા ખૂબ સ્વચ્છ અને સુદર મકાનો છે

આખે રસ્તે શિક્ષણ માટે શાળાઓ છે દર ચાર છ માઇલે એક હાઇસ્કુલ તથા દર દશવીસ માઇલે એક કૉલેજ છે

આ વિભાગમા કેળવણી સાથે માનવતાના ગુણો પણ જોવામા આવે છે વિદ્યાર્થી તથા વિદ્યાર્થિનીઓ માથે ચાલ્યા જતા હોય પરંતુ બનેની નિર્દોષ ભાવના જોઇને માન ઊપજે. તેઓના સ્વચ્છ કપડા, નમ્રતા, વિવેક, રસ્તામા આડા ન ચાલતા બને બાજુ ફૂટપાથ પર ચાલવાની ટેવ જોઇને આપણને સ્હેજે માનની લાગણી થાય જ્યારે આપણે ત્યા સૌરાષ્ટ્રમા મે કટલીક જગ્યાએ જોયુ છે કે મનુષ્યોને આડા ચાલવાની કુટેવ પડી ગઇ હોય છે

આ તરફ ઠેરઠેર કેળવણીના ધામો છે, જ્યારે સૌરાષ્ટ્રમા જ્યા જુઓ ત્યા અજ્ઞાનતા નજરે ચડે છે

આ તરફ ખ્રિસ્તી મિશનો ઘણા છે તે લોકોએ પોતાના ધર્મપ્રચારની સાથે માનવસેવા પણ ખૂબ કરી છે બીજા કેટલાક ધર્મોએ ધર્માંતર કરાવવા માટે જે જુલ્મો કર્યા છે તેવા જુલ્મો ખ્રિસ્તી મિશનોએ કર્યા નથી, પરંતુ ગરીબોની સેવા સ્વચ્છતા, ઉચ્ચ શિક્ષણ, માનવતા વગેરે ઉચ્ચ ગુણો પ્રજા તેઓના સહવાસથી કેળવી શકી છે તેઓ અગ્રેજોના સહવાસથી સ્વચ્છતાથી રહેતા તથા કેળવણી લેતા થયા છે, ભાષા તામીલ હોવાથી કશું સમજાય નહિ પરંતુ અગ્રેજોનો પ્રચાર ઘણો છે

આખા મલબાર કિનારા ઉપર વરસાદ ૧૦૦થી૧૫૦ ઇંચ જેટલો પડે છે ત્યાની મુખ્ય પેદાશ નીચે પ્રમાણે છે

શ્રીફળ—જે ત્યાના કલ્પવૃક્ષ સમાન છે ભારતમા નાળિયેરની પેદાશ આ પ્રદેશમા મોટા પ્રમાણમા થાય છે એક વખ્ખત એવો હતો કે આખા જગતને કોપરા તથા કોપરેલ અહીંથી પૂરા પાડતા પરંતુ વખત જતા કોપરેલનો ઉપયોગ ગાબુમા સુગધી તેલોમા તથા ખાવામા વધતો ચાલ્યો તેમા 'શોર્ટેજ' પડતી ગઇ હાલમા ભારત સરકારે નાળિયેરીના વૃક્ષને જોઇતુ ખાતર પૂરુ પાડી ઉત્પાદન વધારવા માટે એક તપાસ સમિતિ નીમી છે

કાથો —નાળિયેર ઉતાર્યા બાદ તેનુ ફળ તથા છાલા જુદા કરવામા આવે છે અગાઉના વખતમા આ છાલાનો ઉપયોગ બળતણ તરીકે થતો પરંતુ સમય પસાર થતા તેમાથી કાથો બનાવવાનો ઉદ્યોગ હાથ લાગ્યો

આ છાલાંને ત્રણ ચાર મહિના ખારા પાણીની જમીનમાં દાટવામાં આવે છે. જેમ વધારે વખત જમીનમાં રહે તેમ રંગ સરસ આવે અને કાથો પણ મજબૂત બને છે. મુદ્દત પૂરી થતાં આ છાલાંને જમીનમાંથી કાઢવામાં આવે છે. ત્યારબાદ કૂટવામાં આવે છે. આ કૂટાયેલાં છાલાંમાંથી તંતુઓ જેને તે લોકો ચગરી કહે છે–તે બને છે. આ તંતુઓમાંથી કાથો બનાવાય છે. રેંટિયાની મદદ જેમ રૂમાંથી સૂતર બને છે. તે જ પ્રકારના લાકડાના એક યંત્રની મદદથી કાથો તૈયાર થાય છે. ઝીણો તથા જાડો એમ બંને પ્રકારનો કાથો તૈયાર થાય છે. આ બધું હાથની મહેનતથી થાય છે. જરૂર પડે ત્યા યંત્રોની મદદ લેવાય છે. પગલૂછણા માત્ર હિંદમાં જ નહિ પરંતુ પરદેશ પણ મોટી સંખ્યામાં ચડે છે. મુંબઇ, કલકત્તા, રંગૂન, કરાંચી વગેરે સ્થળોએ કાથાની ખૂબ માંગ છે. કાથાનો મુખ્ય ઉદ્યોગ અલ્પાઈ ખાતે છે તથા દરેક ગામે નાની મોટી હાથશાળની ફેક્ટરીઓ પણ છે આ ઉદ્યોગ ગૃહઉદ્યોગ તરીકે પંકાય છે. વસતીનો અર્ધો ભાગ આ ઉદ્યોગ ઉપર નભે છે.

મરી:—અહીંથી નિકાસ થતી વસ્તુઓમાં મરી અગ્રગણ્ય સ્થાન ભોગવે છે. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન મરીનું સૌથી વધારે ઉત્પાદન કરનાર ઇન્ડોનેશિયામાં ખાના ખરાબી થતા મલબારના મરીને સારો આવકાર મળ્યો. મરીનો હંડ્રવેટનો ભાવ રૂા. ૧૨૫) હતો તેમાંથી વધીને રૂા. ચાર હજાર જેટલો થયો અમેરિકા લગભગ ૭૫ ટકા જેટલો માલ ખરીદ કરતું ઇન્ડોનેશિયા ફરીથી મરીનું ઉત્પાદન વધારવા લાગ્યું એટલે અહીંના મરીની ખપતી વિલાયતમા ઓછા ભાવે થાય છે હાલમા તેનો હંડ્રવેટનો ભાવ રૂા. એક હજાર આસપાસ છે. મરીનુ વાવેતર વાડીઓ તથા ખેતરોમા ઝાડો ઉપર વેલા ચડાવીને થાય છે વાવ્યા બાદ ત્રણેક વર્ષે ફળ આવે છે. તેના ઝૂમખા થાય છે, પાકે ત્યારે ઉતારીને સુકાવે છે. સુકાય ત્યારે કાળાં થાય છે મરી થોડા વર્ષ રાખી મૂકવાથી બગડતાં નથી એક એકર જમીનમા ત્રણ ચાર હંડ્રવેટ મરી તૈયાર થાય છે મરીની સીઝન નવેમ્બરથી એપ્રિલ સુધીની ગણાય છે. અહીં તેની ખેતી બાણું હજાર એકરમાં છે અને ઊપજ લગભગ અઢાર હજાર ટન થાય છે એંસી ટકા માલ પરદેશ ચડે છે, એટલે આશરે પંદર હજાર ટનની નિકાસ થઇ તેની કીંમત રૂા ત્રણ કરોડ જેટલી થાય, તેટલા

પ્રમાણમાં મરી આપણને ડોલરની પેદાશ કરાવે છે તથા નિકાસ જગાત પણ મળે છે.

આ ઉપરાંત કાજુ, સોપારી, એલચી, હળદર, ચા, કોફી, રબ્બર વગેરે ઘણી પેદાશ થાય છે.

આફ્રિકા અને બીજા દેશોમાથી ઘણા હિંદી ભાઇઓ દેશમાં ફરવા આવે છે. તેઓ દિલ્હી આગ્રા વગેરે મુખ્ય શહેરો જોઇ ને ચાલ્યા જાય છે અને માને છે કે પોતે દેશ જોઇ લીધો તે લોકોને મારી ખાસ સલાહ છે કે ઉત્તરમા જેવી રીતે હિમાલયમા સમૃદ્ધિ ભરી પડી છે તેવી રીતે દક્ષિણમાં મલબાર કિનારો સમૃદ્ધિથી લચી પડયો છે. આ તરફ લોકો આવે નહિ ત્યાં સુધી દેશની સાચી સમૃદ્ધિની સમજણ પડે નહિ. બીજા દેશોને પણ ભુલાવી દે તેવી સુદરતા તથા સમૃદ્ધિ અહીં ભરી પડી છે આફ્રિકાની અંદર કોંગો જે લીલો દેશ કહેવાય છે તેનાથી પણ લીલો અને સુદર આ પ્રદેશ છે. બીજા દેશોના પ્રવાસીઓ ગાઇડ જોઇને આ તરફ પ્રવાસે આવે છે, પરંતુ આપણા દેશબાંધવોને આવીબાબતમા રસ નથી તેમ જ જ્ઞાન પણનથીતેવું જોવામાં આવે છે

# પૂર્વ આફ્રિકા તથા ઇથોપિયાની મુલાકાત

છેલ્લા આઠેક વર્ષથી પૂર્વ આફ્રિકા ગયો ન હતો ત્યાંથી બધાનો ખૂબ જ આગ્રહ હતો અને બેલ્જીયમ કોંગોના બનાવોથી ત્યાંની જે પરિસ્થિતિ હતી તે બાબત પણ જવાની જરૂર જણાતા તા ૧૮-૭-૬૧ના રોજ વિમાન માર્ગે નાઈરોબી પહોંચ્યા આ મુસાફરીમા માત્ર છ કલાક જ લાગ્યા ત્યારે વહાણની પ્રથમ સફર યાદ આવી કે જ્યારે માત્ર મોંબાસા પહોચતા દોઢ માસ લાગતો

અત્યારે તો પૂર્વ આફ્રિકાની જાણે કે કાયાપલટ થઇ રહી છે ત્યાના સર્વાંગી વિકાસમા આપણો હિન્દીઓનો બહુ મોટો ફાળો છે ત્યાની સ્થાવર-જંગમ મિલકતો, ઇન્કમટેક્સ અને અન્ય પ્રશ્નોની સમજણ પાડવા માટે નાઇરોબી, કીસુમુ, ટરોરો, મ્બાલે, મભાટીઆ, જિંજા, કંપાલા, મ્વાઝા, મોંબાસા વગેરે સ્થળોએ વેપારીઓ તેમજ પબ્લીકે યોજેલ મિટીંગોમા ત્યાની પરિસ્થિતિ જોયા બાદ આપણા ભાઇઓને કહ્યુ કે “ લગભગ દોઢસો વર્ષોથી આપણો અહિ કાયમનો વસવાટ છે સેંકડો વર્ષોનો જૂનો સબંધ છે આપણે આ દેશને આપણુ વતન જ માન્યુ છે આ દેશના વિકાસમા આપણો મોટો હિસ્સો છે એટલે આપણે કોઇએ ગભરાવાનું કશુ કારણ નથી આ દેશમા વિપુલ સમૃદ્ધિ છે, સ્વતંત્રતા મળતી જાય છે એટલે વિદેશોમાથી પુષ્કળ મૂડીનુ રોકાણ થશે અને હજુપણ ઘણો વિકાસ થશે એટલે જો આપણે અત્યારે છોડી દઈશુ તો મોટી ભૂલ ગણાશે બ્રિટિશ હકુમત હોવાથી બેલ્જીયમ કોંગોના બનાવોનુ પુનરાવર્તન નહિ જ થવા દે માટે જરાપણ ન ગભરાતા શાંતિથી અને નીતિથી કામ કર્યે જવુ નીતિ સાચી હશે તો કાંઈ વાંધો નહીં આવે ”

આ પ્રમાણે બધાને હૈયાધારણ આપી જૂના મિત્રોને મળી જૂના સભારણા તાજા કરી ખૂબ આનંદ કર્યો જે કાંઈ જરૂરી અને વ્યવહારુ

સૂચનાઓ આપવી હતી તે આપી. ત્યાંની ભાષાઓના નિષ્ણાત અને પીઢ, સેવાભાવી, આગેવાન રાજદ્વારી કાર્યકર, અમારા પરમ અને સ્નેહી શેઠશ્રી કાકુભાઈ કાલિદાસને સાથે લઇ બધે ફર્યા અને ઈથોપિયાની મુલાકાતે ગયા .

ઈથોપિયા દેશ કેનિયાની સરહદે આવેલો છે. જૂના ઇરિયાના રાજ્ય સહિતનો આ દેશનો વિસ્તાર આશરે ચાર લાખ ચોરસ માઈલમા છે અને વસ્તી એક કરોડ એંશી લાખની છે. દેશનો મોટો ભાગ ઊંચાણ જમીનવાળો છે. પર્વતો પણ ઘણા છે. જેમાં કેટલાકની ઊંચાઇ બારથી પંદર હજાર ફૂટની છે. ગ્રેટ રીફ્ટ વેલી અને એવી ઘણી ઘાટીઓ આ દેશમાં છે. ઊંચાણવાળો પ્રદેશ હોવાથી આબોહવા સારી છે. દેશનું મોટું સરોવર લેઇક તાના છે જેમાંથી બ્લ્યુ નાઈલ નામની નદી નીકળે છે જે સુદાન તરફ વહીને વ્હાઈટ નાઇલને મળે છે

આ દેશમાં રાજાશાહી છે. વર્તમાન શહેનશાહ "હીઝ ઇમ્પીરિયલ મેજેસ્ટિ, હેઈલ સેલાસી ફર્સ્ટ, એમ્પરર ઓફ ઇથોપિયા—રાજાઓના રાજા, પ્રભુના ચૂંટેલા જૂડાહના રાજ્યકર્તા સિંહ " એ નામે ઓળખાય છે. તેમની હકુમત નીચે દેશ તેર પ્રાંતોમાં વહેંચાયેલો છે. દરેકનો વહીવટ શહેનશાહ દ્વારા નિંમાયેલ ગવર્નર જનરલ કરે છે, રાજ્યનુ નિશાન સિંહ છે. જંગલોમાં પણ પુષ્કળ સિંહો અને હાથીઓ છે.

બહારથી ત્યાં જવા માટે વિમાન માર્ગ જ વધુ અનુકૂળ પડે છે અંદરના ભાગમાં પણ રસ્તાઓ સારા ન હોવાથી સરકારે વિમાન રસ્તે જ વ્યવહાર વિકસાવ્યો છે અને ૩૦ જેટલા શહેરો વચ્ચે માણસો અને માલની હેરફેર હવાઇ માર્ગે થાય છે. આવડા મોટા દેશમાં બે જ રેલ્વે લાઇન છે કારણ કે ડુંગરાળ પ્રદેશ હોવાથી રેલ્વે ખર્ચાળ થઇ પડે. મુખ્ય મુખ્ય શહેરો વચ્ચે કયાંક બસ સર્વીસો પણ છે. બાકી અંદરના ડુંગરાળ અને ખડકાળ પ્રદેશમાં વ્યવહારના સાધન તરીકે મોટે ભાગે ખચ્ચરોનો ઉપયોગ થાય છે.

લોકો સ્વદેશાભિમાની છે. મોટો ભાગ ખેતીપ્રધાન છે ઊંચાણવાળી જગ્યાએ પણ ખેતી કરવાની તેઓની જૂની કળા છે ચોથા સૈકાથી દેશમાં ખ્રિસ્તી ધર્મ પાળવાની શરૂઆત થયેલી છે. શહેનશાહ ખ્રિસ્તી ધર્મના રોમન કેથોલિક સંપ્રદાયના છે. ઇસ્લામ ધર્મ પણ સારા પ્રમાણમાં છે.

વેપારીઓ મોટે ભાગે પરદેશીઓ છે જેમાં આશરે પચાસ હજાર આરબો છે. આ સિવાય ઇટાલિયનો, ગ્રીકો અને આર્મેનિયનો છે હિંદીઓ પણ છે પરંતુ તેઓની સંખ્યા માત્ર પંદરસોની જ છે. જેમા સાતસો જેટલા એડીસઅબાબામાં, અઢીસો જેટલા આસ્મારામાં અને બાકીના હરરહર તથા દીરદવા જેવા મોટાં શહેરોમાં છે પરંતુ કોઈના હાથમાં મોટો ઉદ્યોગ નથી. ત્યાંના વસવાટ માટે કોઇને હક્કો નથી કોઇને જમીન પણ મળતી નથી. બે કરોડની વસતી વચ્ચે એકાદ બે ખાંડના કારખાનાં અને બે નાની કાપડની મિલો છે થોડા વખતથી રાજ્યની ભાગીદારીમા શ્રી બિરલા શેઠે કાપડની મિલ શરૂ કરી છે જે સારું કામ કરે છે. આખા રાજ્યમા રાજ્યની પોતાની બેંક સિવાય બીજી બેંક નથી અને બીજાઓને બેંક સ્થાપવાની છૂટ પણ નથી.

અહિની રાષ્ટ્રભાષા અહારિક છે જે હિબ્રુ અને અરેબિક બન્ને ભાષાઓ સાથે સંકળાએલ છે. ત્યારબાદ અંગ્રેજીનું સારું સ્થાન છે એટલે અંગ્રેજી જાણનારને આ તરફ બહુ મુશ્કેલી પડતી નથી. અમુક ભાગોમા અરેબિક ભાષા પણ બોલાય છે

દેશમા કેળવણીનું પ્રમાણ બહુ ઓછું હતુ. હાલમા શહેનશાહ તરફથી વધારવાના પ્રયાસો થઇ રહ્યા છે. પાચ વર્ષ પૂર્વે તેઓ ભારત આવેલા ત્યારે કેરલ પ્રદેશમાંથી પાંચસોથી છસો જેટલા રોમન કેથોલિક સંપ્રદાયના ગ્રેજ્યુએટોને કેળવણી આપવા માટે શિક્ષકો તરીકે ત્યાં લઈ ગયા છે. હવે તો દેશમા જૂદી જૂદી કૉલેજો પણ છે તથા દેશના ઘણા વિદ્યાર્થીઓ વિદેશોમાં જૂદા જૂદા ક્ષેત્રોમાં તાલીમ લઇ રહ્યા છે

દેશમા પ્રવેશ માટે સાધારણ રીતે અન્ય દેશો જેવી જ પ્રથા છે ચાલુ પાસપોર્ટમા ઇથોપિયા માટેનો વિસા હોય તો ચાલે આવા વિસા જે તે દેશની ઇથોપિયન કચેરીઓમાંથી મળી શકે છે. જતા પહેલા અને ત્યાથી આવતા પહેલા કોલેરા તથા યલો ફીવરનાં ઇન્જેકશનો લેવા પડે છે પ્રવાસીઓએ મુલાકાતનું પ્રયોજન રોકાણ, આર્થિક સદ્ધરતા વગેરે વિગતો આપવી પડે છે પેસેન્જરોનો બોનાફાઇડ (જરૂરી) સામાન જકાતમાથી મુકત ગણાય છે અન્ય સામાન્ય કરવેરા આપવા પડે છે, વિદેશના ચલણ ઉપર અંકુશ હોવાથી પ્રવાસીઓને

ત્યાંનું ચલણુ મળી શકે છે જે ડાલર અને સેન્ટમાં છે. એક ઇથિપિયન ડોલરની કિંમત ૦-૪૦ અમેરિકન ડૉલર જેટલી ગણાય છે.

દેશની મુખ્ય પેદાશ કૉફી, તેલિબિયાં, જંગલી જનાવરોનાં ચામડાં, ઢોર, તેજાના મધ, માખણુ, લાકડું અને થોડું ખનિજ છે. આ વસ્તુઓની મોટી નિકાસ થાય છે. દેશનો મુખ્ય પ્રાંત કાફા નામનો છે. ત્યાં આપમેળે પુષ્કળ કૉફી ઊગે છે, આ કાફા ઉપરથી કૉફી નામ પડયું હોય એ બનવા જોગ છે.

લોકોનો મુખ્ય ખોરાક અંજીરા છે. જે બાજરી, ઘઉં, જવ અથવા એક જાતના ઝીણા દાણા થાય છે તેને પલાળીને તેમાંથી ગોળ કેક જેવું બનાવે છે જે શાકભાજીની કરી સાથે ખવાય છે. આ સિવાય ચીઝની પણ સારી વાનગીઓ મળે છે. પાણી ભારે હોવાથી હોટેલોમાં મીનરલ વોટર એટલે સોડાનો ઉપયોગ વધુ થાય છે.

દેશમાં સમૃદ્ધિ પુષ્કળ છે, પરંતુ જૂનવાણી હોવાથી વિકાસ થઇ શકયો નથી. હવે થતો જાય છે અન્ય દેશોની સરખામણીમાં અહિં ભાષાની મુશ્કેલી વધુ લાગે. કોઇ આપણી ભાષા સમજી શકે નહિ બધું કામકાજ પુરાણી રીત રસમો પ્રમાણે ચાલે. એથી ઝડપી ઉકેલ થતો નથી. એડીસઅબાબા જેવા શહેરમાં વસતી ગણતરી થઇ નથી એ જાણીને ખૂબ નવાઈ લાગી. અને સાચી સંખ્યા જ જાણવા મળે નહિ, કોઈ ચાર લાખ કહે તો કોઈ બે લાખ કહે, જેને જેમ ઠીક લાગે તેમ કહે.

રાજ્યનું પાટનગર એડીસઅબાબા દેશની વચ્ચે સમુદ્રની સપાટીથી લગભગ ૮૨૦૦ ફૂટની ઊંચાઇએ આવેલું છે. એડીસઅબાબાનો અર્થ થાય છે 'નવું ફૂલ' ત્યાં જાતજાતનાં ફૂલો થાય છે યુકેલીપ્ટસની ઝાડીઓ વચ્ચે વસેલા આ શહેરમા શાહી કુટુમ્બના અને ઉમરાવોના ઘણા પુરાણા મહેલો છે સેંટ જ્યોર્જનુ દેવળ તથા શહેરની પશ્ચિમે આવેલું જૂના ચિત્રકામવાળું અને ઘટના ઘુમટવાળું મરિયમનું દેવળ જોવા જેવા છે. નેશનલ લાયબ્રેરીમા ઉપલે મજલે આવેલ સંગ્રહસ્થાન છે તે તથા ત્યાંના મ. રાણીની હસ્ત ઉદ્યોગની નિશાળ કે જ્યા બાલિકાઓને હસ્ત ઉદ્યોગનું સરસ શિક્ષણ અપાય છે તે પણ જોવા જેવી છે શહેરના મુખ્ય

રસ્તા ચર્ચીલ રોડપર નવાજૂનાનું અજબ મિશ્રણ જોવા મળે છે. એક બાજુ અદ્યતન આલીશાન ઈમારતો હોય તો બીજી બાજૂ જૂના વર્ગોને ભરવાડો ઉઘાડે પગે ઘેટાં બકરાંના ટોળાંને દોરી જતા હોય. ન્યુ માર્કેટમાં તો લગભગ ખુલ્લામાં જ માલ રાખીને વેંચવા બેસવાની પ્રથા છે. એટલે ત્યા પુષ્કળ ઘોંઘાટ હોય છે અને ગધેડાં, ઢોરો તથા ઊંટોની વણઝાર તેમાં ઉમેરો કરે છે શહેરમાં ફરવા માટે લીમિયા સાથે ટેક્સીઓ મળી શકે છે. આ બધું પ્રમાણમાં ઠીક ઠીક ખર્ચાળ હોય છે

આ શહેરથી બીજે નંબરે આસ્મારા આવે છે. જૂના ઈરીટ્રીઆ રાજ્યની રાજધાની હતું અને લડાઈ પહેલાં ઇટાલિયનોના કબજામાં હોવાથી પ્રમાણમાં અદ્યતન લાગે છે. લગભગ ૭૯૦૦ ફૂટની ઊંચાઇ એ પહાડી આબોહવાવાળું શહેર છે. અહિ બિઅર અને સાચીસ બનાવવાનાં કારખાના તથા નાના મોટા ઉદ્યોગોની ફેક્ટરીઓ છે. અહિંથી જૂદે જૂદે સ્થળોએ વિમાન માર્ગે જઇ શકાય છે.

દેશનું મુખ્ય બંદર જીબુટી છે જે ફ્રેંચ સોમાલીલેન્ડમાં છે અને દેશનું પોતાનું બીજૂં બંદર મસાવા છે આ બંદરો હોવાથી તે આધુનિક છે. અહિંથી રેલ્વેમાં અને બસમાં આસ્મારા જઇ શકાય છે

દેશનુ અતિ પ્રાચીન શહેર એક્ષમ જે રાણી શેબાની રાજધાની હોવાનું મનાય છે. અત્યારે તો તે સામાન્ય ગામડું છે પણ ત્યાં બારીક કોતરકામવાળા પથ્થરના પ્રાચીન સ્થંભો જોવા જેવા છે ઇ. સ, ૧૬૬૫માં બંધાએલ સેન્ટ મેરીનું દેવળ હજુ પણ છે જેમાં અગાઉના રાજામહારાજાઓનો રાજ્યાભિષેક થતો જૂના વખતના તાજ અને પોષાકો હજુપણ આ દેવળમાં સાચવી રાખવામાં આવ્યા છે આ દેવળમાં અત્યારસુધી પુરુષો જ જઈ શકતા હતા પરંતુ હવે સ્ત્રીઓ પણ જઇ શકશે. આસ્મારાથી મોટર રસ્તે ત્યા જઇ શકાય છે આ સ્થળ ઉપરાત તાના સરોવરને કિનારે આવેલુ. ગોંડાર નામનું પુરાતન શહેર પણ પોતાના ઐતિહાસિક અવશેષો જેવા કે જૂના દેવળો, જૂના મઠો અને જૂના ચિત્રકામ માટે પ્રખ્યાત છે.

આ સિવાય દીરદવા પણ સારું શહેર છે. ત્યાં આપણા ગુજરાતી ભાઈઓનું મહાજન તથા તેઓ દ્વારા સંચાલિત શ્રી દીરદવા મહાજન સ્કૂલ પણ છે.

ઈથોપિયામાં બધે ફરીને પાછા લુગાઝી આવ્યા ત્યાંથી બધાની ભાવભરી વિદાય લઈને બરોબર એકસો દિવસ પછી વિજ્યાદશમીને દિવસે જ પોરબંદર સુખરૂપ પહોંચી ગયા. ખરેખર પૃથ્વીનો છેડો તે ઘર જ છે અહિ આવીને બધાને મળ્યા ત્યારે મનને ખૂબ આનંદ આવ્યો.

૪૪

## ઉત્તર ભારતનાં તીર્થસ્થાનોની યાત્રા (૧૯૬૨)

ભગવાન શ્રી રામચંદ્રજીના જન્મસ્થાન અયોધ્યાના દર્શન કરવાની ઘણા સમયથી ઈચ્છા હતી એટલે અમોએ મુંબઈથી પ્રથમ કાશીપુરીની યાત્રા માટે પ્રયાણ કર્યું

અત્યારે આપણા દેશમા યાત્રા અને પ્રવાસ પર્યટનોની ભૂખ ઉઘડી છે સાધારણ માણસ પણ જૂના અને નવા તીર્થોની યાત્રાએ જવા આતુર હોય છે, ત્યારે સરકાર તરફથી યાત્રાળુઓને તથા પ્રવાસીઓને જેમ બને તેમ વધુ સગવડતાઓ આપવી જોઈએ ત્યારે આપણા દેશમા આથી ઉલટુ જ છે દેશના વાહન વ્યવહારના વહીવટમા બધે અધેરજ ચાલે છે અને ખૂબ ખોટા ખર્ચાઓ ચડે છે, પરિણામે નવા નવા કરવેરાઓ નખાતા જ જાય છે પછી ઉહાપોહ થાય ધારાસભામા વિરોધ થાય પ્રશ્નો પૂછાય અને લાગતા વળગતાઓ તરફથી ગરીઆ અપાય અને લૂલા બચાવો થાય આવુ ચાલતુ જ રહે છે કોઈપણ સરકારની આવી ખોટી ખર્ચાળ પદ્ધતિ લાંબો સમય ટકી શકે નહિ કમ્યુનીઝમ ચીન કે રશિયામાથી નહિ આવે, એને બોલાવવા નહિ જવુ પડે, આપણે પોતે જ આપણા વહીવટમાથી ઉત્પન્ન કરીશુ

મુંબઈથી અમો દિલ્હી ગયા ત્યાથી બનારસ માટે બપોરના વિમાનમા અમારી બે રીટર્ન ટિકિટોની સીટો રીઝર્વ કરાવવા માટે આઠ દિવસ અગાઉ લખેલુ અને બે ત્રણ તાર પણ કરેલા ત્યા જવાબ મળ્યો કે બપોરના વિમાનમા જગ્યા હોતી નથી આથી રાતના આઠ વાગ્યે ઉપડતા વિમાનમા જગ્યા મળશે છતા દિલ્હી ગયા બાદ તપાસ કરી તો બનારસ થઈને કલકત્તા જતા બપોરના ૩૬ સીટના વિમાનમા ૧૬ સીટો ખાલી બનારસ પહોચીને વળતી મુસાફરી માટે ૧૫ દિવસ અગાઉ બે સીટો રીઝર્વ રાખવા માટે નોંધ કરાવેલી વેઈટીંગ લીસ્ટમા નામ લખાવેલુ છેક ચૌદમે દિવસે જવાબ મળ્યો કે જગ્યા ખાલી નથી છતા આગલા અનુભવથી ખાત્રી હતી જ કે જરૂર જગ્યા હશે ત્યા ગયા અને

તપાસ કરી, તો બે ને બદલે ચાર સીટો ખાલી. આ બાબતમાં દિલ્હી, કલકત્તા, મુંબઈ બધે પત્રો લખ્યા ત્યારે જવાબ મળ્યો કે દિલગીર છીએ હવેથી આવું નહિ બને ''

આવું આંધળું રૂશ્વતખોર તંત્ર ક્યાં લઇ જશે? આ અમારો એકનો નહિ અનેકનો પોકાર છે રેલવે અને હવાઈવ્યવહારમાં તો લગભગ દરેક જગ્યાએ આવું જ ચાલે છે; અને દેશનું અઢળક ધન વેડફાય છે. આમા લોકોની સહાનુભૂતિ સત્તાધારી પક્ષ પ્રત્યે શી રીતે રહે? ભવિષ્યના રાજકર્તાઓને તથા પ્રજાને બન્નેને સહન કરવું પડશે આમાંથીજ ઓચિંતો વિસ્ફોટ થાય. પ્રભુ સહુને સદ્‌બુદ્ધિ આપે.

તા ૨૮-૨-'૬૨ના રોજ કાશી પહોંચ્યાં જામનગરની શ્રીઆણદા બાવાની સિદ્ધપીઠ-જગ્યાના પૂજ્યપાદ મહંતશ્રી શાન્તિપ્રસાદજી કે જેઓશ્રીએ કાશીમાં બાર વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરીને આચાર્યપદ પ્રાપ્ત કરેલ છે અને જેઓશ્રી અમારા પરમ શુભચિંતક છે. તેઓશ્રી આ સમયે કાશીપુરીમાં બિરાજતા હતા ત્યા ગીતા ભુવન પાસે મિશ્રપોખરામા તેઓની સિદ્ધપીઠ હરિહરાશ્રમના નામથી જાણીતી છે. ત્યા અમે ઉતર્યા

બીજે દિવસે તા ૧-૩-'૬૨ ના રોજ પૂજ્યપાદ શ્રીશાન્તિપ્રસાદજી મહારાજ નાથે પતિતપાવની ગંગામૈયામાં મારા પત્ની તથા રામભક્ત, કથાકાર શ્રીયુત મોહનલાલભાઈ સહિત સ્નાન પૂજા કરીને શ્રી કાશી વિશ્વનાથજીના દર્શન કર્યા

શ્રી કાશીવિશ્વનાથજીનુ અત્યારનુ જે મદિર છે તેની દિવાલની બાજુમા જ જૂનુ મંદિર છે તેમા નીચેનો અર્ધો ભાગ રાખી ઉપરનો ભાગ તોડીને ઔરંગઝેબે મસ્જિદ બંધાવી છે કાશીવિશ્વનાથ તો જગતના મહાન રક્ષક અને શિવસ્વરૂપ છે. તો પછી મદિરને ઠેકાણે મસ્જિદ કેમ થઇ? એ અધશ્રદ્ધાળુઓએ વિચારવા જેવું છે પ્રભુ આપણને શિખવે છે-કે બીરૂ બનો નહિ કર્મવાદી બનો સગઠિત બનો અને ધર્મનું રક્ષણ કરો. પણ કોઈ સમજ્યું નહિ ધર્મ અને મંદિરોનુ રક્ષણ કરવું એ આપણી ફરજ છે છતા પણ દેવો ચમત્કારથી રક્ષા કરે તો ભલે. પરિણામે મંદિરો અને મૂર્તિઓ ખડિત થઇ. ધર્મને નામે સંગઠન કરી મરી ફીટયા હોત તો આજે ભારતનો ઇતિહાસ જુદાજ અક્ષરે લખાત, પરંતુ આપણે અંધશ્રદ્ધા

વહેમો કુરૂઢીઓ, વાડાબંધી અને અંદરોઅંદરના ઝઘડામાંથી કદી બહાર આવ્યા નહિ. બધા ધર્મો સરખા છે. બધામાં સત્ય અને નીતિને રસ્તે જ પ્રભુને પામવાનો આદેશ આપેલો છે. કોઇ ધર્મમાં એવું લખેલું નથી કે બીજા ધર્મવાળાઓને તલવારથી વટલાવી પોતાના ધર્મમાં ભેળવવાથી કલ્યાણ થશે અને પ્રભુ રાજી થશે. છતાં પણ ધર્મનો સાચો માર્ગ ભૂલી માત્ર ધર્મના આંધળા ઝનૂનમાં મોગલ બાદશાહોએ આવાં ભયંકર કૃત્યો કર્યાં અને બદલામાં મોગલ સામ્રાજ્ય અને મોગલવંશને નાબુદ કર્યો

શ્રી કાશીવિશ્વનાથજીનાં મંદિરે થઇ પરમ પૂજ્ય પંડિત શ્રી મદનમોહન માલવીઆજીના ભગીરથ પ્રયત્નોથી સ્થપાએલ શ્રી કાશી હિંદુ વિશ્વવિદ્યાલય જોવા ગયા ભારત અને વિદેશના દશ હજારથી વધુ વિદ્યાર્થીઓ આ યુનિવર્સીટીમાં અભ્યાસ કરે છે. ચાર હજાર જેટલા વિદ્યાર્થીઓ સંસ્થાની હોસ્ટેલમાં રહે છે. વિશ્વવિદ્યાલયનું ક્ષેત્રફળ કુલ ચાર ચોરસ માઇલમાં છે. અહિ કાશી વિશ્વનાથજીનું એક મંદિર વીશ વરસથી બંધાય છે. જેની ઊંચાઇ ૨૫૦ ફૂટ અને લંબાઇ, પહોળાઇ પણ સવિશેષ છે અનેક દેશોના નિષ્ણાંત શિલ્પિઓ દ્વારા આ કલાત્મક મંદિર બંધાઈ રહ્યુ છે

સાંજે ચાર વાગ્યે કાશીથી બાર માઇલ દૂર સારનાથ જોવા ગયાં અહિ બે હજાર વર્ષ પહેલાનુ બાંધકામ જમીનમા દટાઈ ગયેલ હતું તે ખોદી કાઢવામાં આવેલ છે આ સ્થળે બુદ્ધ ભગવાને સહુ પ્રથમ ધર્મોપદેશ આપેલો જેની યાદગીરીમા સમ્રાટ અશોકે એક ભવ્ય અને કલાત્મક સ્તૂપ બંધાવેલ છે જે દેશ વિદેશથી આવતા પ્રવાસીઓ માટે ખાસ આકર્ષણ બની રહેલ છે આ સ્થળે પૂરાણા સ્મારકો, બૌધ વિહારો, જૈન મંદિર, સારનાથનુ મંદિર, ચાઇનીઝ મંદિર, સારંગનાથ મહાદેવનું મંદિર વગેરે જોયા. બહારથી આવતા બૌધ યાત્રીઓ માટે શ્રી બિરલાજીએ અહિ એક મોટી ધર્મશાળા બંધાવેલ છે. તિબેટ, આશામ, ચીન, જાપાન કંબોડીઆ તથા શીલંકાના અનેક બૌદ્ધ યાત્રીઓના સંઘ અહિ જોયા. તેઓ લાંબા થઇને તથા મૌન સેવીને શાંતપૂર્વક પ્રાર્થના કરતા હતા આ દૃશ્ય જોયું ત્યારે ધર્મ ઉપરની સાચી શ્રદ્ધાની મનુષ્ય જીવન ઉપર કેવી અસર થાય છે અને મનુષ્યને માખણથી પણ નરમ બનાવી તેમા કેવો નમ્ર ભક્તિભાવ ઉત્પન્ન કરે છે તે સમજાયું

સાંજના પાછા વળતાં જામનગરની કબીર સાહેબની જગ્યાના પૂ. મહંતશ્રી શાંતિદાસજી મહારાજે અહિ બંધાવેલ શ્રી કબીર કીર્તિમંદિરનાં દર્શન કર્યાં. ત્યાં ચિત્રકૂટવાળા પૂજ્ય મહાત્મા શ્રી રણછોડદાસજી મહારાજનાં પણ દર્શન થયાં.

બીજે દિવસે સવારે ગોસ્વામી શ્રી તુલસીદાસજીને શ્રી હનુમાનજીએ માનસિક દર્શન આપીને શ્રી રામચંદ્રજીનાં દર્શન કરાવ્યાં હતાં એમ શ્રી તુલસીદાસજીકૃત રામાયણમાં છે. તે સ્થળે શ્રી ગોસ્વામીજી સ્થાપિત હનુમાનજીનાં તથા ૩૦૦ વર્ષ જૂની શ્રી ગોસ્વામીજીની હસ્તલિખિત રામાયણનાં દર્શન કર્યાં.

ત્યાંથી એનીબેસન્ટ કોલેજના પ્રિન્સીપાલ શ્રી રોહિતભાઇને તથા તેમનાં પત્નીને મળ્યાં આ દંપતી સુરતનાં વતની છે અને ભારે વિદ્વાન છે. શ્રી રોહિતભાઇ પોતે બનારસ થિયોસોફીકલ સોસાયટીના પ્રમુખ છે. અને દર વર્ષે પોતાના ખર્ચે દેશ-વિદેશની યાત્રાઓ કરી, ભક્તિપૂર્ણ આધ્યાત્મિક વ્યાખ્યાનો આપી જનતાની સુંદર સેવા કરે છે. એકાદ વર્ષ પહેલાં તેઓ પૂર્વ આફ્રિકા આવેલા ત્યારે એમના જ્ઞાનનો લાભ અમોને મળેલો.

ત્યારબાદ મહાસત્યવાદી મહારાજા હરિશ્ચંદ્ર જે સ્થળે બેસીને કર ઉઘરાવતા હતા તે ઘાટ જોયો જેને ઘરે તેઓ વેચાયા હતા તે હરિજનના વારસોનુ મકાન આ સ્થળે છે ત્યા ગયા. તેના કમ્પાઉંડમા શિવમંદીર છે ત્યાં રોજ સવારસાંજ પૂજા આરતી થાય છે. આ ઘાટ ઉપર અત્યારે પણ આ લોકો મૃતદેહોના અગ્નિસંસ્કાર માટે અગ્નિ આપે છે અને તેનો પાંચ આના કર લે છે.

સાંજના કાશીથી ૧૮ માઈલ દૂર ગોમતી ગંગાના સ્થાન ઉપર આવેલ મહર્ષિ માર્કંડેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં. આ સ્થાન ઘણું જૂનું અને ખૂબ રમણીય છે.

બીજે દિવસે તા. ૩-૩-૬૨ના રોજ બનારસ હિંન્દુ યુનિવર્સીટીના ઉપકુલપતિશ્રી ભગવતો સાહેબ તરફથી ચહાપાણીનું આમંત્રણ હતું જલપાન બાદ તેઓશ્રીએ ત્યાના બધા ગુરુજનો સાથે ઓળખાણ કરાવી મહાગુજરાતમાંથી અહિ યુનિવર્સીટીની પરીક્ષા આપવા માટે આવતાં ભાઇબહેનોને અહિ ઉતરવાની સગવડ ન હોવાથી સને ૧૯૪૫માં અમોએ

એક બ્લૉક બંધાવેલો જે અમોએ જોયેલ ન હતો તે આ વખતે જોયો. આ બ્લોકને કંપાઉંડ બનાવવા જરૂર હોવાથી રૂા. સાત હજાર આ વખતે આપ્યા. વિશ્વવિદ્યાલયની અધ્યયન, સંચાલન, વ્યવસ્થા વિ. પ્રવૃત્તિઓ જોઇ

બીજે દિવસે મહાશિવરાત્રી હોવાથી મારા પત્નીએ વિદ્યાર્થીઓને તથા ગરીબોને આપવા માટે કાપડ ખરીદ્યું

બપોર બાદ વીશેક વર્ષ પહેલાં અહિં એક ભારતમંદિર બંધાએલ છે તે જોવાં ગયાં અગાઉ આ મંદિર જોઇને અત્યારે અમોએ પોરબંદરમાં પણ એક ભારતમંદિર બનાવરાવેલ છે, કાશીપુરીના આ ભારતમંદિરમા નીચેના ભાગમાં ભારતમાતાનો આરસમાં ઉપસાવેલ જે નકશો છે તે એકદમ કાળો પડી ગયો છે દિવાલ પરના ચિત્રોના રંગો પણ ઉડી ગયા છે. તેમ જ ઠેકાણે ઠેકાણે પક્ષીઓની ચરકને લીધે અક્ષરો પણ પૂરા ઉકેલી શકાતા નથી અમો ગયા ત્યારે એક યુરોપિયન દંપતી પણ જોવા આવેલ આવી રીતે વિદેશથી હજારો માણસો આ જોવા માટે આવતા હશે. તેઓ આવું જોઇને આપણા માટે કેવા ખયાલો બાંધે ? આપણા દેશ માટે મનમા તેઓ સારી અસર લઇને જાય તે માટે સરકારે આ બાબતમાં પૂરતું લક્ષ આપી આવાં સ્થાનો સુધારવાની અને સાચવવાની ખાસ જરૂર છે

બીજે દિવસે મહાશિવરાત્રી હોવાથી ગંગાસ્નાનાદિનાથી પરવારીને મારાં ધર્મપત્નીએ વિદ્યાર્થીઓને, ગરીબોને તથા અપંગોને કપડા આપ્યાં ત્યારબાદ મણીકર્ણિકા ઘાટે ગયા આ સ્થળે મહાસ્મશાન હોવાથી ચોવીસે કલાક મૃતદેહો આવતા જ હોય છે આ ઘાટ પર પદ્મસ્થાન નામનો એક ચોતરો છે જેના ઉપર અગાઉ રાજા મહારાજાઓને તથા રાજમાન્ય વ્યક્તિઓને જ અગ્નિદાહ આપી શકાતો પરંતુ હવે તે નિયમ રહ્યો નથી અત્યારે રૂા ૨૫૦, આપીને આ ચોતરા પર કોઇપણ મૃતદેહને અગ્નિદાહ આપી શકાય છે

અહિંથી પંચગંગા ઘાટ ગયા આ સ્થળ વિષે કહેવાય છે કે અકબર બાદશાહના સમયમા અહિં જગન્નાથ પંડિત નામના મહાસમર્થ વિદ્વાન્ કવિ થઇ ગયા તેઓએ લગ્ન કરેલા નહિ આથી અકબર બાદશાહે તેનુ કારણ પૂછતા તેઓએ જણાવ્યું કે "મારે યોગ્ય કોઇ

કન્યા મળશે તો લગ્ન કરીશ." બાદશાહે પૂછયું કે "આવી કોઇ કન્યા આપના ખ્યાલમાં છે?" ત્યારે કવિએ જવાબ આપ્યો કે "હા. આપના મહેલમાં લવિંગિની નામની એક સુંદર કન્યા છે, જે સર્વથા મારે યોગ્ય છે. તે જો ખુશી હોય તો હું જરૂર તેની સાથે લગ્ન કરીશ." આથી બાદશાહે લવિંગિનીની શુદ્ધિ કરાવી બન્નેનાં લગ્ન કરી આપ્યાં. પણ ધર્મના ધૂરંધર રક્ષકો એવા બ્રાહ્મણો આ કેમ સાંખી શકે? ભેગા થઇને કવિને જ્ઞાતિ બહાર મૂકયા સામે કવિ પણ એટલાજ મક્કમ. વળી જનતાના લાડીલા અને મહાવિદ્વાન હોવાથી સમાજને ખપ પણ ખરો. આથી બ્રાહ્મણોના આ પગલાં સામે ઉહાપોહ થયો. એટલે બ્રાહ્મણોએ એવી આકરી શરત મૂકી કે "ગંગાજીના ઘાટના ઉપલા પગથીએ તમો બન્ને બેસો અને ગંગામૈયા ત્યાં આવીને તમોને નવરાવે તો જ તમો શુદ્ધ છો એમ માનીએ અને જ્ઞાતિમાં લઈએ." કવિએ આ શરત માન્ય રાખી અને નકકી કરેલા સમયે આ સ્થળે બધા એકઠા થયા પોતાની પત્ની સહિત ઘાટના ઉપલે પગથીએ બેસીને કવિરાજે સ્તુતિ શરૂ કરી. એકએક શ્લોક બોલતા ગયા તેમતેમ ગંગાજીના નીર એક એક પગથિયું ચડતાં ગયાં. બરાબર બાવન શ્લોકો પૂરા થયા ત્યાં ગંગામૈયાએ ઉપર આવીને બન્નેને નવડાવી પોતાની ગોદમાં સમાવી લીધાં કવિવર અમર થઇ ગયા અને આ સ્તુતિ પણ ગંગાલહરી નામે અમર થઈગઈ આ સ્તુતિમાં બાવન શ્લોકો છે. ( આ હકીકત ઇતિહાસમાં કે કોઇ પુસ્તમાં વાંચેલ છે પરતુ અત્યારે બરાબર યાદ નથી )

આ ઘાટ જોઇને ભગવાન કાશીવિશ્વનાથનાં દર્શન કરવા ગયાં. બપોરના બે વાગ્યા હતા છતાં પણ મંદિરમાં અપાર ભીડ હતી ત્યાંથી અન્નપૂર્ણા માતાનાં મંદિરે દર્શન કરી પાછા આશ્રમે આવ્યા

કાશીનાં લગભગ દરેક દેવમંદિરોમાં ખૂબજ ગંદકી જોવામાં આવે છે. ફરસબંધી ઉપર ખૂબ પાણી અને કીચડ હોવાથી યાત્રીઓ લપસીને પડી જવાના દાખલાઓ બને છે ભીડમાં ધક્કામૂક્કી અને વ્યવસ્થાનાં અભાવને લઇને બહેનોની મર્યાદા બિલકુલ જળવાતી નથી. રસ્તાઓ અને ગલીઓમા ઠેરઠેર ગંદકીના એવા થરો જામ્યા હોય છે કે ત્યાંથી પસાર થતાં પણ ઘૃણા છૂટે. ઇશ્વરે આપણને સ્વર્ગ આપ્યુ છે પણ આપણે તેને નર્ક બનાવી દીધું છે, આવા તીર્થ સ્થાનોમાં ખૂબ વ્યવસ્થા

અને સ્વચ્છતા હોવી જોઇએ ત્યાં ભરપુર ગંદકી અને અપાર અવ્યવસ્થા જોવામાં આવે છે. સ્નાન કરતી વખતે પણ બહેનોની મર્યાદા જળવાતી નથી લોકો આને ધર્મ માનતા હોય તો ભલે બાકી અમો આને અધર્મ-અંધધર્મ માનીએ છીએ. ઇશ્વરને અમો પણ માનીએ છીએ પરંતુ તે આવી બુદ્ધિવિહિન અંધશ્રદ્ધાથી નહિ જ આટઆટલા દેવદેવીઓ આપણી પાસે હોવા છતા કેટલાયે હિન્દુઓ તાજિયા પૂજે છે. આ કઇ જાતનો ધર્મ અને કઇ જાતની શ્રદ્ધા છે તેજ સમજાતુ નથી. જેને પોતાના જ ઇશ્વર, દેવ કે ધર્મમા શ્રદ્ધા નથી તે વ્યક્તિ નાસ્તિક કરતા પણ એક પગથિયુ નીચે ઉતરેલી ગણાય અને તે માટે તો મુસલમાનો કાફૂર કરીને બોલાવે છે.

તા. ૫-૩-'૬૨ના રોજ મારા પત્ની પૂજ્યપાદ શ્રી શાતિપ્રસાદજી મહારાજ તથા શ્રીયુત્ મોહનભાઈએ ગઈ કાલે આપવાના બાકી રહેલા કપડા આપવામાં, જમવાનુ આપવામા અને ગાયોને ઘાસચારો આપવામાં સવારનો સમય વિતાવ્યો

બપોર બાદ કલકતાવાળા શ્રીમાન શેઠશ્રી રતનલાલ સુરેકાજી કે જેઓ હાલ કાશીમા રૂા પાચ લાખ ખર્ચીને શ્રી રામચરિત માનસમંદિર બંધાવી રહ્યા છે તેઓશ્રી અમોને મળવા આવ્યા હતા. તેઓ સાથેની દેશ દેશાવરની તથા ધર્મ સંબધી વાતોથી ઘણો આનંદ આવ્યો.

સાંજના મહામૃત્યુંજય પતંજલિકૂળમાં દર્શન કર્યાં. આ સ્થળે ભગવાન પતંજલિએ શેષ સ્વરુપે વ્યાકરણાચાર્ય પાણિનીમૂનિને ઉપદેશ આપેલ એમ કહેવાય છે નાગપંચમીને દિવસે આ સ્થળે અનેક પંડિતો એકઠા મળીને શાસ્ત્રાર્થ કરે છે. બાજુમા એક કુંડ છે જેનું પાણી ખૂબ ગંદુ છે આમા સ્નાન કરવાથી કોઢ જેવા અનેક રોગોનો નાશ થાય છે એવી માન્યતા છે એ પણ અંધશ્રદ્ધાની બલિહારી છે જો આવા ગંદા પાણીમા નહાવાથી કોઢ મટતો હોય તો આપણા દેશમા કેટલાય કોઢવાળા મનુષ્યો છે. જેમને ત્યા લઇ જઇને નવડાવી આવવાં જોઈએ કે જેથી દેશમાથી કોઢ અદૃશ્ય થઈ જાય અને તેને માટે ખાસ દવાખાના તથા ડાકટરો રાખવા પડે છે તેની જરૂર જ પડે નહિ.

આપણાં શાસ્ત્રોમાં કાશીખંડનાં આપણાં દેવમંદિરો ખૂબ જ પુણ્યવાળાં વર્ણવેલાં છે સ્થાનની મહત્તા અલબત્ત છે જ પરંતુ ત્યાં સ્વચ્છતા, શાંતિ અને વ્યવસ્થાનો બિલકુલ અભાવ છે. દરેક મંદિરોનાં વ્યવસ્થાપકો અને પૂજારીઓ વાતાવરણ શાંત વ્યવસ્થિત અને સ્વચ્છ રાખે તો તેની અસર આવનારા યાત્રીઓ ઉપર પડયા વગર ન જ રહે અને પોતાની પ્રતિષ્ઠા અને આવક પણ વધે. ધૂપદીપથી વાતાવરણને પવિત્રતાથી ભરી દેતાં, સુઘડ, સ્વચ્છ અને શાંત જૈનમંદિરો, બૌદ્ધમંદિરો, પારસીઓનાં મંદિરો તથા ખ્રિસ્તીઓનાં દેવળોમાં આપણે જઇએ ત્યારે કુદરતી રીતે જ આપણી ચિત્તવૃત્તિ શાંતિ અનુભવે છે અને મનમાં પવિત્ર વિચારો આવે છે. આપણા તીર્થધામોના વ્યવસ્થાપકોએ આ વસ્તુ ખાસ સમજવા જેવી છે અને જેને સમજવું જ નથી તેને માટે સખત કાયદાની જરૂર છે.

બીજે દિવસે સવારના ચિત્રકૂટ, પ્રયાગ, કાનપુર, અયોધ્યા વગેરે સ્થળોએ જવાનું હોવાથી બધાં તૈયારીઓમાં લાગી ગયાં.

તા. ૬–૩–'૬૨ના રોજ સવારના એ સ્પેશિયલ મોટરમાં પૂજ્યપાદ શ્રી શાંતિપ્રસાદજી મહારાજ સાથે રવાના થઇ પ્રથમ વિંધ્યાચલ પર્વતમાં વિરાજતાં વિંધ્યવાસિની દેવીનાં દર્શન કર્યાં. મહા માસ હોવાથી અહિ કાંઇક મેળા જેવું હતું અને ખૂબ ભીડ હતી મંદિરના ચોકમાં કાશીનાં મંદિરોથી પણ ચડી જાય તેવી ગંદકી. કોલાહલ અને અવ્યવસ્થા જોઇને ભારે દુઃખ થયું. અને વિચાર આવ્યો કે પવિત્ર જગ્યામાં આવી ગંદકી, અવ્યવસ્થા અને કોલાહલ ભારત સિવાય બીજે નાણા ખર્ચવા છતાં જોવા ન જ મળે રસ્તાઓ ઉપર અને બજારમાં પણ એ જ સ્થિતિ. હલવાઇઓ અને મિઠાઈવાળાઓની દુકાનમાં ખાવાપીવાની વસ્તુઓ ઉપર અપરંપાર માખીઓ, ભૂલેચૂકે પણ જો આવી વસ્તુઓ ખાઇએ તો જરૂર સામે ચાલીને જ માંદગીને આમંત્રણ આપીએ

વિંધ્યવાસિની દેવીના મંદિરેથી રવાના થઈ પ્રયાગ શહેરમા ફરીને ચિત્રકૂટ જવા રવાના થયા અને લગભગ સાંજે ચિત્રકૂટ પહોચ્યા

મેસર્સ સાધુરામ તુલજારામવાળા શ્રીમાન શેઠશ્રી રતનલાલજી ગોયંકાજી જેઓ હાલ કલકત્તા રહે છે તેઓની ચિત્રકૂટમા ધર્મશાળા છે

ત્યા અગાઉથી ખબર આપેલ હોવાથી ઉતરવાની વ્યવસ્થા થઇ ગઇ હતી, આથી જેવા ત્યા પહોચ્યા કે તુરતજ ધર્મશાળાના મુનિમ શ્રી મોતીલાલ ગિરિજી સામે આવીને ધર્મશાળામા લઇ ગયા, તેઓએ બનતી સગવડતા કરી રાખેલી એટલે સ્વસ્થ થઇને ભોજનાદિથી પરવારી નિદ્રાધીન થઇ ગયા

બીજે દિવસે સવારે કામદૃગિરિ (ચિત્રકૂટ પર્વત)ની પ્રદક્ષિણા પગે ચાલીને કરવી એમ બધાએ નકકી કર્યું એટલે ચાલતા થયા આ પહાડનો ઘેરાવો કુલ સાડાચાર માઇલનો છે રસ્તામા આવતા દેવમ દિરોમા દર્શન કરતા કરતા વનયાત્રા દરમિયાન ભગવાન રામચ દ્રજીએ જે સ્થળે મુખપૂજા કરેલી ત્યા થોડો સમય રોકાઈ આગળ ભરતમિલાપના સ્થળે ગયા આ સ્થળે પહોચતાજ ભગવાન શ્રી રામચ દ્રજી અને ભરતના ભવ્ય અને વિશ્વભરમા અજોડ ભ્રાતૃભાવની કલ્પના માત્રથી મનમા અકલ્પ્ય ભાવો જાગે છે અને મસ્તક તથા હૃદય આપોઆપ એ મહાન વિભૂતિઓને નમી પડે છે સમસ્ત સૃષ્ટિમા અદ્વિતીય મહાકાવ્ય રામાયણે આપણને શુ શુ નથી આપ્યુ ? પ્રજાપ્રેમ, કર્તવ્યપરાયણતા, સ્વામિભક્તિ, નીતિ સદાચાર, ભ્રાતૃભાવ, મિત્રપ્રેમ, ગુરુભક્તિ, વચનપાલન, અને સહુથી શ્રેષ્ઠ એવો નિર્મળ ચારિત્ર્યનો આદર્શ એકે સદ્ગુણ એવો નથી જે રામાયણે આપણને ન આપ્યો હોય જેની ઉપર આપણી આધ્યાત્મિક સ સ્કૃતિના સર્જન અને ચણતર થયા છે એવા ગુણો આપણા ઋષિ મુનિઓએ આપણી સામે મૂકયા - આપણે એમાથી કાઈક આપણા જીવનમા ઉતારી જીવનને સાર્થક કરીએ પર તુ આપણે તે પ્રત્યે દુર્લક્ષ સેવીએ છીએ જ્યારે ઉન્નતિ ઇચ્છતિ વિશ્વની અન્ય પ્રજા આપણા આવા બહુમૂલ્યવાન ગ્ર થોમાથી પ્રેરણા મેળવી પ્રગતિ કરી રહી છે

આ સ્થળે ભગવાન શ્રી રામચ દ્રજીના ચરણો તથા અ ગુઠાના નિશાન છે અહીંથી થોડે દૂર પીલી કોઠી નામની જગ્યાએ કામદૃગિરિની પ્રદક્ષિણા પૂરી થાય છે ત્યાથી મોટરોમા બેસી ભરતકૂપ તરફ ગયા

ભરતકૂપ વિષે ગોસ્વામીજી તુલસીદાસે રામાયણમા લખ્યુ છે કે રાજ્યાભિષેક માટે દરેક તિર્થોના જળ મ ગાવેલ તે શ્રી અત્રિમુનિની આજ્ઞાથી શ્રી ભરતજીએ આ સ્થળે કુવામા પધરાવ્યા હોવાથી આ કૂપનુ

નામ ભરતકૂપ પડયું છે. આ સ્થળેથી શ્રી રામચંદ્રજીની ચરણ પાદુકાઓ લઈને શ્રી ભરતજી અયોધ્યા પાછા ગયા એમ કહેવાય છે.

બપોરપછી ચાર વાગ્યે મહાસતી અનસૂયાજીનો આશ્રમ જોવા ગયાં. આ સ્થળ ખૂબ સુંદર છે. બન્ને બાજુ ઊંચા સુંદર પહાડો વચ્ચે વહી જતી સભર નદી, કલકલ વહેતાં ઝરણાં, લીલીછમ વનરાઝ, શીતળ વાયુ, શાંત અને એકાંત વાતાવરણ, આ તપોવન મન ઉપર એવી સુંદર અસર કરે છે કે ત્યાંથી ખસવાની ઇચ્છા ન થાય. સતી શિરોમણી માતા અનસૂયાના સતીત્વના પ્રભાવથી સૃષ્ટિના આદ્ય દેવો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશે પણ તેઓને ત્યાં જન્મ લીધો. અને એ મહાયોગી પુત્ર ગુરુ દત્તાત્રેયે દરેક પ્રાણી પાસેથી ગુણ ગ્રહણ કરવાનો જગતને આદર્શ આપ્યો એવી એ મહામાતાના પરમ મંગલમય સતીત્વનો પ્રભાવ અહિ આવનારના મનના ઊંડાણને સ્પર્શી જાય છે. અહિ સતિ અનસૂયાની દહેરી, શ્રી અત્રિમુનિની દહેરી, ગુરુદત્તાત્રેયની દહેરી, તથા નદી કિનારે જે સુંદર સ્થળે વૃક્ષ નીચે બેસીને સતી અનસૂયાએ ભગવતી સીતાજીને ઉપદેશ આપેલો તે સ્થળનાં પણ દર્શન કર્યાં. અને મનને ઘણી શાંતિ અને આનંદ થયો. ત્યાંથી આગળ સ્ફટિકશિલા, જાનકીકુંડ, વગેરે સ્થળોએ દર્શન કરી પૂજ્ય શ્રી રણછોડદાસજી મહારાજની જગ્યાનાં દર્શન કરી તેઓશ્રીને પ્રણામ કરી રાત્રે આઠ વાગે ધર્મશાળામાં પાછા ફર્યાં.

તા ૮-૩-'૬૨ના રોજ સવારના ચિત્રકૂટથી કાનપુર જવા રવાનાં થયાં અને બપોરે બાર વાગ્યે પ્રયાગ પહોચ્યાં. ગામમાં ભોજન માટેની સૂચના આપીને સ્નાન કરવા માટે ત્રિવેણી સંગમ પર જવા માટે વિચાર કર્યો. ઘાટ ઉપર પહોંચતા જ હોડીવાળાઓએ ઘેરી લીધા. સંગમ પર જવા માટે દશગણા ભાવ બતાવવા માડયા, પાછા કેમેય કેડો મૂકે નહિ. જેમ તેમ કરી એક જણ સાથે નકકી કર્યું ત્યાં ભિખારીઓ, સાધુઓ અને પંડાઓ પહોચ્યા અને એવા હેરાન કરી મૂકયા કે ઘડીભર તો સ્નાન કેમ કરવું તે વિચાર થઈ પડયો. આ લોકો અંદરોઅંદર મળી ગયા હોય છે અને યેનકેન પ્રકારેણ યાત્રાળુઓ પાસેથી કેમ પૈસા પડાવવા એજ ધ્યેય હોય છે એને માટે અવનવી અનિચ્છનીય તરકીબો કરતા કરે છે. યાત્રાળુ મનમાં પવિત્ર ભાવના અને ઉમગો લઇને આવાં સ્થળોએ આવે પરંતુ આવા વાતાવરણથી એવા ત્રાસી જાય કે બીજીવાર આવતાં જરૂર વિચાર કરે

આ બધી હેરાનગતીમાંથી છૂટી માંડમાંડ સ્નાન કર્યું ત્યારે બપોરના બે વાગ્યા. શહેરમાં આવી જમીને કાનપુર જવા રવાના થયા પ્રયાગથી કાનપુર ૧૨૦ માઈલ થાય છે. રાત્રે આઠ વાગ્યે કાનપુર પહોંચ્યાં

અમારી પોરબંદરની મહારાણા મિલ્સના કાનપુરના એજન્ટ મેસર્સ શિતલપ્રસાદ શ્યામલાલ વાળા શ્રીમાન શેઠશ્રી રાધાકૃષ્ણ ટંડનજી તથા બાબુ ગોપીનાથ ટંડનજીનો અમારી સાથે ખૂબ ગાઢો સંબંધ છે તેઓનો ખાસ આગ્રહ હતો કે અમારે તેઓને ત્યાં જ ઉતરવુ. આથી સીધાં તેઓને ત્યાં ગયા ત્યાં તેઓના સમસ્ત કુટુમ્બ પરિવારે-તેમના પિતાજી, માતાજી તથા તેમનાં પત્નીએ અમારું ભાવભર્યું સ્વાગત કર્યું. કાનપુરમા તેઓનો મોટો બગલો છે પરંતુ અમોને સંપૂર્ણ શાંતિ અને આરામ મળે તે માટે શહેરની ધમાલથી દૂર પંદર માઇલ પર બિઠુર નામનું એક ગામ છે ત્યાં ગગા કિનારે તેઓનો એક મોટો ફળફળાદિથી અને અનેક જાતનાં ફૂલોથી ભરપૂર સુંદર બગીચો છે પોતે મહેનત કરીને નવી જાતનાં સુંદર ગુલાબો ઉગાડેલ છે. આ બગીચામા સંપૂર્ણ સગવડતાવાળો તેઓનો એક બંગલો છે ત્યા અમોને ઉતારો આપ્યો. તેઓના કાકાશ્રી અમારી સાથે બિઠુર આવ્યા તથા તેઓ પોતે તથા તેમના ભાભીશ્રી પણ ત્યાં અમારી સાથે રહ્યાં અને જ્યા સુધી અમો ત્યા રોકાયા ત્યા સુધી ખાસ રસોયો રાખી અમોને ત્યાંની અવનવી વાનગીઓ બનાવરાવીને જમાડી ખૂબ તકલીફ ઉઠાવીને અમારી સુખસગવડો જાળવી અને ખૂબ ખૂબ ખાતર બરદાસ કરી.

કાનપુર પંદર લાખની વસ્તીવાળું ખૂબ જૂનુ શહેર છે. ૧૮૫૭ના સ્વાતંત્ર્ય સગ્રામના અગ્રણી સેનાપતિ નાનાસાહેબ ફડનવીસે અહિ રહીને ખૂબ સંગ્રામ ખેલેલો, તેમની એક પ્રતિમા કાનપુરમાં છે અનાજના વેપારનુ મોટુ મથક છે, મિલો છે, ગુજરાતીઓ પણ સારા પ્રમાણમા છે. એક ગુજરાતી શાળામા ૫૦૦ થી ૭૦૦ બાળકો ભણે છે તે જોઇ. આ શાળાનુ મકાન પોરબંદર નિવાસી શેઠશ્રી ચત્રભુજ શિવજીએ પોતાના તરફથી બંધાવી આપ્યું છે બ્રહ્માવર્ત નામના સ્થાનનાં દર્શન કર્યા. અહિ કાર્તક માસમા મોટો મેળો ભરાય છે ઘાટ બાંધેલો હોવાથી જગ્યા સારી લાગે છે પરંતુ અહિ પણ ગદકી હોવાથી સ્થાનની સુદરતા નષ્ટ થઇ જાય છે.

બિઠુર, પેશ્વાના સમયમાં ખૂબ સમૃદ્ધ શહેર હતું. આજે ભંગાર હાલતમા છે. શ્રી નાનાસાહેબ ફડનવીસનાં મકાનો અહિ હોવાનું કહેવાય છે તેઓ અહિ રહેતા તેની યાદગીરીમાં ઉત્તર પ્રદેશનો વડાપ્રધાને થોડા સમય પહેલાં જ તેઓની એક કાંસાની પ્રતિમાનું અનાવરણ કરેલ છે.

એક શ્રીમંત મારવાડી પેઢી મેસર્સ જે. કે કંપની જેની ઘણી ફેક્ટરી અને બહોળો વેપાર છે તેઓ વીસ લાખ રૂપીયાથી વધુ કિંમતનું એક મંદિર કાનપુરમાં બંધાવે છે તે જોયું. મંદિરની ઇમારત ઘણીજ સુંદર છે. પરંતુ બાંધકામમાં સ્થળ અને સમય બન્નેનો ખ્યાલ રાખીને કરવું જોઇએ તે ઘણીવાર નથી થતું. પરિણામે અઢળક દ્રવ્ય ખર્ચવા છતા એવી ખામીઓ રહી જાય છે કે કાયમની હેરાનગતિ ઊભી રહે છે. આપણા દેશમાં કબૂતરોનો ખૂબ ત્રાસ છે એટલે ખાસ કરીને દેવમંદિરો જેવાં સાર્વજનિક સ્થળોના બાંધકામોમાં કુંભીઓ એવી રીતે બેસાડવી જોઇએ કે જેથી કબુતરો બેસી શકે નહિ સુંદર કલાત્મક જગ્યા પર કબુતરો બેસી, માળા કરે અને ગંદકી કરીને સ્થાનની સુંદરતા અને સ્વચ્છતા બગાડી નાખે છે

કાનપુરથી વચ્ચે એક દિવસ લખનૌ જોવા ગયા. અત્યારે ઉત્તર પ્રદેશની રાજધાનીનું આ શહેર પણ ઘણું જૂનું છે પાચથી છ લાખની વસ્તીવાળા અને મુસ્લિમ બાદશાહોના એશઆરામ તથા વૈભવ વિલાસની સાક્ષીરૂપ આ રંગીલા શહેરના રસ્તાઓ પહોળા અને સુંદર છે. મુસ્લિમ સામ્રાજ્યના સમયની ઘણી ઇમારતો અત્યારે પણ મોજુદ છે. જે બધી જોવા લાયક છે. તેમા બડા ઈમામવાડાનું નવાબનુ બંધાવેલ ૨૦૦ વર્ષ જુનું મકાનનું સ્થાપત્ય અદ્ભુત છે. ચારથી પાંચ હજાર માણસો એકી સાથે બેસી શકે એવડા આ મહાલયમા જાતજાતની ગેલેરીઓ છે. અનેક છુપી કરામતો છે અમુક સ્થળોએ એવાં ગુપ્ત કાણાંઓ છે કે તેમાથી બહારથી આવતા દુશ્મનોની તમામ હિલચાલ દેખાઇ આવે. એક સ્થળે એવી કરામત છે કે દિવાલ સામે મોં રાખીને વાત કરવામા આવે તો આખા મહેલમા સંભળાય. બાદશાહોના આવા મકાનો અને કિલ્લાઓ જોઈને સહેજે પ્રશ્ન થાય કે આવા દરેકમા છૂપી કરામતો અને ભુલભુલામણી શા માટે કરવામા આવી હશે? તેનો ઉત્તર

સ્પષ્ટ છે કે માત્ર પોતાની જ સલામતી માટે, બાદશાહોને પોતાની સલામતીનો હરપળે ડર રહેતો એટલે તો બીજાનો બહુ ઓછો વિશ્વાસ કરતા. આથી સાબિત થાય છે કે જુલ્મી બાદશાહો પ્રત્યે પ્રજાને પ્રેમ ન હોતો નહિતર આવી મજબુત કિલ્લેબંધી કરવાની શી જરૂર ? અને કર્યા છતાં સલામતી કેટલે અંશે જાળવી શકાઇ? પરિણામ શું આવ્યું ? મુસ્લિમ સામ્રાજ્યો નાસ પામ્યાં પણ કાળ ગયો અને કહેણી રહી ગઇ. પોતાના અંગત મોજશોખ, ભોગવિલાસ, એશઆરામ, અને સુખ સગવડતા ખાતર બાંધેલાં મહાલયો રહી ગયાં સાથોસાથ પોતે સર્જેલાં ખંડીએરો પણ રહી ગયાં. તૂટેલા કિલ્લાઓ અને ભવ્ય મહેલોનાં ભંગાર ખંડેરો વિધુર વિલાસ જેવાં અત્યારે રૂદન કરે છે અને સાક્ષી પૂરે છે.

લખનૌ શહેર પોતાની જૂની કલાત્મક ઇમારતો, રંગીલાપણા તથા મોજશોખને લઈને પ્રખ્યાત છે ગોમતી નદીને કિનારે આપણી અત્યારની સરકારે શહીદોનું એક સ્મારક બનાવ્યું છે તે પણ ખૂબ સુંદર છે. આ બધું જોઈ કાનપુર પાછા આવ્યા.

શ્રીમાન શેઠશ્રી ટંડનબાબુએ કાનપુરમાં બફે ડીનર યોજી મોટા મોટા વેપારીઓને આમંત્રણ આપી સહુનો પરિચય કરાવ્યો. બધા સાથે વેપાર ધંધાની તથા બીજી વાતચીતો થઈ અમોએ વિદેશમાં વસતા આપણા પચાસ લાખ ભારતીય ભાઇઓનો ઈતિહાસ કહ્યો અને ખૂબ આનંદ આવ્યો.

બીજે દિવસે અયોધ્યા જવા માટે શેઠશ્રી ટંડન બાબુની રજા માંગી તેમણે રોકાવા ખૂબ ખૂબ આગ્રહ કર્યો પરંતુ સમય ઘણો થઇ ગયો હતો. તેઓના પ્રેમાળ,આતિથ્ય અને કુટુંબ ભાવથી ગદગદિત થઇ તેમનો ખૂબ આભાર માની રજા લીધી અને બપોરના એક વાગ્યે રવાના થઈ રાત્રે આઠ વાગે અયોધ્યા પહોંચ્યાં.

અયોધ્યાના નામ માત્રથી જ દરેક હિંદુના મનમાં ભગવાન શ્રી રામચંદ્રજીનું સ્મરણ થાય અને મનમાં સ્વાભાવિક રીતે જ અવનવા ભાવો જાગે. એટલે અમારા મનમાં પણ અયોધ્યા રોકાવાની ખૂબ જ ઇચ્છા હતી એટલે પહોંચ્યાં ત્યાંયે ઉતરવા માટે સારા સ્થળની તપાસ

કરી. પણ ગામમાં એકપણ સારી લોજ કે હોટેલ નહિ. ધર્મશાળાઓ જોઈપણ લગભગ ખંડેર જેવી કાંઇપણ સારી વ્યવસ્થા નહિ પાયખાનાનું ઠેકાણું નહિ, ભયંકર ગંદકી, પાણીના નળની તકલીફ, મુંબઇના એકાદ બે ગૃહસ્થોએ ધર્મશાળાઓ બંધાવેલ છે તે જોઇ, પરંતુ ત્યાં પણ એજ સ્થિતિ, એની ગંદકીનું વર્ણન શબ્દોમાં થઈ શકે તેમ નથી, નર્કમાં રહેવું અને આ ધર્મશાળામા રહેવું બને સરખું. સરયૂ નદીને કાંઠે એક સારી ધર્મશાળા છે એમ સાભળ્યું એટલે ત્યાં ગયાં પરંતુ ત્યાં ધર્મશાળા પણ સારી નહોતી અને જગ્યા ન હતી. હવે શું શું કરવું ? અયોધ્યાથી ચાર માઇલ દૂર ફૈઝાબાદ નામનું મોટું શહેર છે અને જીલ્લાનુ તે મુખ્ય મથક છે એટલે ત્યાં કાઇક સગવડ મળી રહેશે એમ ધારી ત્યાં જવાનો વિચાર કરતાં હતાં ત્યાં અચાનક યાદ આવ્યું કે સ્ટેશને જઇએ તો ત્યાં રીટાયરીંગ રૂમોમાં કે વેઇટીંગ રૂમમા રાત પૂરતી તો સગવડ કદાચ થઈ રહે એટલે ત્યાં ગયા સ્ટેશનની બાજુમા જ એક રેસ્ટ હાઉસ ખાલી હતું ત્રણ રૂમો, રસોડું, બાથરૂમ, ફલશનાં જાજરૂ એકંદરે સારી સગવડ હતી તે ખોલાવી સાફસૂફ કરાવી જોઇતી સગવડ કરાવી હવે જમવાનું શુ કરવું ? ખૂબ મોડું થઈ ગયું હોવાથી રસોઇ તો થઈ શકે તેમ નહતું ગામમાં તપાસ કરી, એક વીશીમા ગયા. એ કદાચ ત્યાં સારી ગણાતી હશે. પરંતુ તેની ગંદકી યાદ કરીએ તો અત્યારે પણ કમકમાટી છૂટે છે જેમ તેમ થોડુંથોડું પરાણે ખાઈ રેસ્ટ હાઉસમાં સૂઈ ગયા રાત્રે મચ્છરોનો પણ પૂરો ત્રાસ મચ્છરદાનીઓ સાથે હતી એટલે સારું થયું. નહિતર બીજે દિવસે અચૂક મેલેરિયામા પટકાઇ જવું પડે

બીજે દિવસે ૫ ડાણીને લઇ સરયુમા સ્નાન કરી દર્શન માટે નીકળ્યા. ગામની વસ્તી આશરે ૨૦ થી ૨૫ હજારની હશે જેટલા પ્રાચીન મંદિરો છે તેમાથી ઘણા તોડીને મુસલમાન બાદશાહોએ મસ્જિદો બંધાવી છે જે અત્યારે પણ મોજુદ છે. ભગવાન રામચંદ્રજીના જન્મસ્થાનના મહેલ ઉપર પણ મસ્જિદ બનાવેલ છે જેનો ઝઘડો કોર્ટમા ચાલે છે અત્યારે ત્યા ફરતી પાકા સળિયાની રેલીંગ કરી લીધી છે અંદર કોઈ જઈ શકતું નથી. બહારથી દર્શન કરી શકાય છે. સરકારે પૂજા કરવા માટે બે સાધુઓ રાખેલા છે મહાસત્યવાદી હરિશ્ચંદ્રનો મહેલ હતો એમ કહે છે ત્યા પણ મસ્જિદ બંધાવેલ છે અને તેઓએ

સ્થાપેલ મહાદેવજીનુ મ દિર તોડી, લીગ ઉખેડીને ત્યા પણ મસ્જિદ બનાવેલ છે એનો મિનારો હજુ પણ ખવાઇ ગયેલી હાલતમા ઊભો છે આ બધુ જોઇને દિલમા ભારે ગ્લાની થઈ દેશમા હિન્દુઓની ભારે બહુમતી હોવા છતા માત્ર સ ગઠ્ઠનને અભાવે જ આપણે ધર્મ અને દેશનુ રક્ષણ કરી શકયા નહિ "સ્વધર્મે નિધનશ્રેય" એ આપણુ એક સૂત્ર છે અને એ જ ધર્મના અનુયાયીઓ પોતાના ધર્મનુ રક્ષણ ન કરી શકે તો પછી ધર્મ શી રીતે ટકી શકે ?

ધર્મની સાચી ભાવના અત્યારે પણ કયાક જ જોવામા આવે છે તિર્થસ્થાનોમા જઈ, સ્નાન કરી ટીલા ટપકા કરી મ દિરોમા દર્શન કરી પાઇ પૈસો મૂકયો એટલે બધા પાપો ધોવાઇ ગયા અને સ્વર્ગમા જગ્યા નક્કી થઇ ગઈ એમ આપણે માનીએ છીએ આવી જડ થઈ ગયેલી માન્યતા કેવળ અ ધશ્રદ્ધાજ છે જ્યાસુધી ધર્મને નામે છળ કપટ, દ્વેષ, અસત્ય, ધતીંગ અને અનાચાર ચાલશે ત્યા સુધી નક્કર અને સાચા ધર્મને કદી ઓળખી શકશુ નહિ

અયોધ્યામા બધે ફરી બપોરના રેસ્ટ હાઉસમા રસોઇ બનાવરાવેલ તે જમી આરામ કરી સાજના ચાર વાગ્યે કાશી જવા રવાના થયા રસ્તામા સ્વ રફી મહમદ કીડવાઈ સાહેબના જન્મસ્થાન બારાબ કી થઈ રાત્રે ૯ વાગ્યે કાશી પહોચ્યા આ રીતે કાશીથી રવાના થઇને આઠ દિવસે પાછા કાશી પહોચ્યા ત્યા બે દિવસ રોકાયા, આરામ કર્યો, સહુને હળ્યા મળ્યા અને આનંદ કર્યો

તા ૧૬-૬-૬૨ના રોજ હરદ્વાર જવા માટે દિલ્હી સુધી વિમાનમા જવુ હતું એટલે બધાની પ્રેમભરી વિદાય લઇને એરપોર્ટ ઉપર આવ્યા યોગાનુયોગ તે જ વખતે અમેરિકાના પ્રમુખશ્રી કેનેડીના પત્ની શ્રીમતી કેનેડી પણ પધારેલા હોવાથી તેમના દર્શનનો અનાયાસે લાભ મળ્યો અને વિમાનમા દિલ્હી આવ્યા

## ૪૫

## શ્રી હરદ્વાર-કુંભમેળો તથા ગંગોત્રી યમુનોત્રીની યાત્રા

આપણા શાસ્ત્રોમા કુંભમેળા બાબત એવુ વર્ણન છે કે દેવો અને દાનવોએ મળીને સમુદ્ર મંથન કર્યું ત્યારે ચૌદ રત્નો નીકળ્યા, એમા જ્યારે અમૃત નીકળ્યુ ત્યારે તેની વહેંચણી માટે ઝઘડો થયો, અને સ્વર્ભાનુ નામનો દાનવ (જે પાછળથી રાહુ તથા કેતુ નામે જાણીતો થયો) અમૃતનો કુભ લઇને ભાગ્યો આ દોડાદોડી અને ઝપાઝપીમા કુભમાથી હરદ્વાર, પ્રયાગ, ઉજ્જૈન તથા નાશિક એમ ચાર જગ્યાએ અમૃત ઢોળાયુ. આથી આ ચાર સ્થળો અતિ પવિત્ર તીર્થ ગણાયા દર ત્રણ વર્ષે એક સ્થળે કુભમેળો ભરાય છે એટલે એક સ્થળે એકવાર કુંભમેળો ભરાયા પછી બાર વર્ષે પાછો ત્યા ભરાય

કુભમેળા પાછળનો ઉદ્દેશ તો એ હોઈશકે કે આ નિમિત્તે માણસો આવા પવિત્ર સ્થળોએ આવે, સાધુ સંત-મહાત્માઓના દર્શન કરે, ધર્મધ્યાન કરે, અનેક મનુષ્યોના સંસર્ગમા આવે તેથી દરેક પ્રાતની રહેણીકરણી આચાર વિચાર જુએ તેમાથી ઘણુ જાણવાનુ મળે, દેશાટન થાય અને થોડા પવિત્ર વિચારો લઇને ઘરે પાછા આવે પરંતુ આ ભાવના અત્યારે તો લુપ્ત થઇ ગઇ હોય એમ લાગે છે આપણા ધર્મનુ એક સૂત્ર છે 'सत्यमेव जयते' પંરતુ આપણા ધર્મગુરુઓએ પોતાના સ્વાર્થ અને અહભાવ માટે અંદરોઅંદર લડીને ધર્મને વિકૃત કરી નાખ્યો છે કુટેલા તુબડા જેવા ગુરુઓ ભવસાગર તારે તો નહિ ઉલટુ પોતે તો ડૂબે સાથે પોતાના અનુયાયીઓને પણ ડૂબાડે એવુ અત્યારનુ વાતાવરણ થઇ ગયુ છે ઘણા મનુષ્યો એવા પણ હશે કે જે ખરખર ધર્મ પ્રત્યે સાચી શ્રદ્ધા અને ભાવનાથી તીર્થસ્થાનમા આવ્યા હશે, પરંતુ એવાની સંખ્યા બહુ જ જુજ તેમા પણ ખાસ કરીને આપણા દેશની માતાઓમા ધર્મ પ્રત્યે જે શ્રદ્ધા અને પવિત્ર ભાવના જોવામા આવે છે તેવી પુરુષોમા જોવામા આવતી નથી આપણો ધર્મ આવી માતાઓની શ્રદ્ધા અને ભક્તિ વડે જ ટકી રહ્યો છે

હરદ્વાર કુંભમેળો દોઢ માસ ચાલ્યો. મહાશિવરાત્રી, ફાગણ સુદી ૧૫, ફાગણ અમાસ અને રામનવમી એ ચાર મોટાં સ્નાન હતાં. દેશને ખૂણેખૂણેથી આશરે ૧૫ થી ૨૦ લાખ માણસો આવ્યાં હશે. ભિખારીઓ અને સાધુઓની સંખ્યા આશરે એકાદ લાખની હશે. એક માણસ દીઠ રહેવા જમવા અને ભાડાના ખર્ચના આશરે ૫૦ થી ૬૦ રૂપીઆ ગણવામાં આવે તો પણ આશરે રૂા. ૧૦ કરોડ ખર્ચાયા હશે. શ્રદ્ધાળુ શ્રીમંતો તથા મોટા મોટા સાધુઓ કે જેને મહામંડલેશ્વર ૧૦૮ કે ૧૦૦૮ કહેવામાં આવે છે તેમણે એકસો જેટલે ઠેકાણે ભોજનાલયો ખોલ્યાં હતાં. આવા મંડલેશ્વરો પાસે પાંચસો હજાર કે બે હજાર સાધુઓની જમાત હોય તેમણે દોઢ માસ સુધી પુષ્ટીકારક ભોજન આરોગ્યાં હશે રોજ એકાદ મહામંડલેશ્વરની સવારી ધામધૂમથી નીકળે, સહુ પ્રથમ બેન્ડ વાજાં હોય, ત્યારબાદ મિલીટરીના હથીયારબંધ ઘોડેસ્વારો વ્યવસ્થા અને રક્ષણ માટે હોય, પછી મહામંડલેશ્વર હાથી ઉપર સોનાની અથવા રૂપાની અંબાડીમાં બિરાજતા હોય ચમ્મર ઢોળાતા હોય, હાથી પાછળ તેમનો શિષ્ય સમુદાય મોટરોમા કે ઘોડાગાડીઓમાં હોય તેમની પાછળ ડંકા નિશાનો હોય; ભેરી, તૂરી, નગારાં વાગતાં હોય તેની પાછળ પેદલ પોલીસો અને તેની પાછળ મેળાના યાત્રાળુઓ ગંગામૈયાની અને મહામંડલેશ્વરની જય બોલાવતા જાય, આમ ઠાઠમાઠથી સવારી નીકળે. દશબાર આવા મોટા મોટા મહામંડલેશ્વરો, નાગાબાવાઓ, વૈરાગીઓ, ખાખીઓ વગેરે હતા એની રોજ વારાફરતી સવારી નીકળે. તેમના હાથી, ઘોડા, તંબુઓ, રાવટીઓનો જબ્બર રસાલો દશદશ માઇલના ઘેરાવામાં ફેલાઈ ગયેલ. હરદ્વાર એક મહાનગરી બની ગયુ.

આવા મંડલેશ્વરોમાં બધા પાસે હાથીઓ ઘરના હોતા નથી કેટલાક તો હાથી-અંબાડી વગેરે રોજના એક હજારથી પંદરસો રૂપીએ ભાડેથી લીધેલા હોય છે આવો આડંબર જોઇને મહર્ષિ દયાનંદને પારાવાર દુ:ખ થયેલું. આપણને પણ થાય કે આપણા ગરીબ દેશમાં નાણાંનો કેટલો દુર્વ્યય થાય છે. આમાં કેટલાક ખરેખર સંતો, તપસ્વીઓ અને મહાત્માઓ હશે, પણ મોટા ભાગના તો ગેરૂઆં કપડાં રંગીને વગર મહેનતે ઉદરપૂર્તિ અને આરામ કરનાર ભારતને ભારરૂપ ભિખારીઓનો હતો. એનાં દર્શન કરવાથી પુણ્ય થાય કે પાપ તે તો ઇશ્વર જાણે.

આ મહામંડલેશ્વરોને પાછુ અંદરોઅંદર બને પણ નહિ સરકાર પાસેથી મોટી મોટી જમીનો ભાડે લઈને ત્યા અનેક તંબુઓ, રાવટીઓ ઊભા કરી દીધેલાં, તેમાં તેના અનુયાયીઓ અને ન માનતા હોય તેવા યાત્રીઓ પણ ઉતરી શકે ભોજન માટે જમાત તરફથી વ્યવસ્થા હોય છતાં યાત્રીઓને પોતાની સગવડ કરવી હોય તોપણ કરી શકે, પરંતુ જતા પહેલાં મહંતશ્રીના ચરણમાં યથાશક્તિ ભેટ ધરવી જ જોઇએ તેમા ચાલે નહિ, એટલે ત્યા તો ધર્મને નામે દુકાનો મંડાઈ ગઈ હતી અને ટંકશાળ પડતી હતી. પોતાના ગ્રામ, પ્રાંત અને દેશમાં કેટલા ભૂખે મરે છે તે ભૂલી જઇને તીર્થોને કાઠે માત્ર ધર્મને નામે પારકું અનાજ ખાઇને આવા સાધુઓ અઢળક નાણું વેડફે છે

ખ્રિસ્તી ધર્મના પાદરીઓની જેમ આપણા સાધુઓ સાચા મીશનરી બની સેવાનું વ્રત લઇને ભારતના લાખો ગામડાઓમા બબ્બે પાંચપાચ બેસી જાય અને લોકોની સેવા કરે, સાચી દોરવણી આપે બાળકોને ભેગા કરી ધાર્મિક શિક્ષણ આપે, કથા વાર્તા કરે, માદાઓની સેવા કરે, એવી રીતે સમયનો સદુપયોગ કરે તો ખરેખર દેશની કાયા પલટ થઈ જાય જનતા જાગૃત બને, આપણો નક્કર અને સાચો ધર્મ જે અત્યારે લુપ્ત થઇ રહ્યો છે તે પાછો સજીવન થાય

સાધુઓને કુટુંબ કે પાછળ વારસ તો હોતા નથી તેમ છતા તેઓને પૂજાવાનો પૈસા ભેગા કરવાનો અને તેનો દુરુપયોગ કરવાનો કેટલો બધો ભૌતિક મોહ લાગ્યો છે, પરંતુ કાળનો પ્રવાહ એવો પ્રચંડ છે કે તેની સામે કોઈ ટકી શકે નહિ

રાજા મહારાજાઓ ગયા દશ વીશ વર્ષે મુડીવાદીઓ પણ ખલાસ થઇ જશે સાથે સાથે પોકળ ધર્મ અને દેશને ભારરૂપ એવા તેના ચલાવનારાઓ પણ આપોઆપ નાશ પામશે આજે આપણે જોઇએ છીએ કે પચાસ લાખની વસ્તીવાળા તિબેટને સામ્યવાદી ચીન હડપ કરી ગયું બધા મઠોમા મિલિટરીના થાણા નાખી દીધા, અનેક ધર્મગુરુઓ (લામાઓ)ને પકડી પકડીને, હાથમા કોદાળી પાવડા પકડાવીને ખેતરોમા કામે લગાડી દીધા અને જેઓ સામે થયા તેને ગોળીથી ઠાર કર્યા કૈલાસ માનસરોવરની યાત્રાએથી તાજેતરમા પાછા આવનારાઓ કહે છે

કે તિબેટના બધા મઠો ખાલી છે, અને બધે જ લશ્કરી ચોકીઓ બેસી ગઈ છે આપણા ધર્મગુરુઓ નહિ સમજે તો આવી જ દશા થવાની કાળની ગતિને કોઇ રોકી શકયું નથી.

દેશનું સમાજનું કે પોતાનું કલ્યાણ કરવું હોય તો તમામ સાધુસંઘોએ નિશ્ચય કરવો જોઇએ કે કોઈપણ જનસેવા આપ્યા વગર ભિક્ષાવૃત્તિ કરનાર, અને તેને ઉત્તેજન આપનાર બન્નેનો બહિષ્કાર કરવો જોઇએ, તો જ સાચો વૈદિક (સનાતન) ધર્મ ટકી શકશે. માત્ર ટીલાં ટપકાં કરી મંદિરોમાં ઝાલરો વગાડવાથી કે અશુદ્ધ મંત્રોચ્ચારથી ધર્મ ટકી શકે નહિ, આમાં એકલા સાધુઓનો વાંક પણ નથી ભારતની અંધશ્રદ્ધાળુ પ્રજા પણ એટલી જ જવાબદાર છે આવા સાધુઓને ઉત્તેજન અને પોષણ કરી તેમને ધર્મથી વિમુખ બનાવીએ તેનું આપણે પ્રજાએ પણ પ્રાયશ્ચિત કરવું પડશે.

કુંભમેળામાં કેટલાક ઉચ્ચ કોટીના મંતોના પણ દર્શન થયાં તેમાં ખાસ દિલ્હીમાં યમુના બજારમાં આવેલ ગીતાપ્રચાર ભવનવાળાં પરમ વિદુષી બ્રહ્મવાદિની મહામંડલેશ્વરી ૧૦૮ માતાજી ગીતાભારતીજીના દર્શનથી મનને બહુ પ્રસન્નતા થઈ. તેઓશ્રીની અઢાર દિવસની ગીતાજી પરની કથા સાંભળીને મુગ્ધ બની ગયાં ઓગણીસ વર્ષની ઉંમરમાં પણ શું અદ્દભુત જ્ઞાન, શું વિદ્વતા, અને શુ તેજ છે? હૃદય અને મસ્તક બન્ને આપોઆપ ઝુકી જાય. પોતે તદ્દન નિસ્વાર્થભાવથી અને જન-કલ્યાણના હેતુથી જ માત્ર ગીતાનો પ્રચાર કરે છે. આપણો દેશ આવી પવિત્ર માતાઓના પુણ્ય તથા તપના બળે જ ટકી રહ્યો છે.

આ સિવાયના પ્રખર વિદ્વાન શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રીજી, નડિયાદવાળા પ્રજ્ઞાચક્ષુ મહાત્માશ્રી ગંગેશ્વરજી મહારાજ, વૃંદાવનવાળા મહામુનિરાજ વિદ્વાન સંતશ્રી તથા કલકત્તાવાળા મહાત્માશ્રી વગેરેનાં ધાર્મિક, શાન્તિદાયક, તથા પ્રેરણાત્મક પ્રવચનોથી મનને ખૂબ શાન્તિ થઇ.

કુંભમેળામાં વ્યવસ્થા માટે ઉત્તર પ્રદેશની સરકારને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે. આની પહેલાં પ્રયાગમાં કુંભમેળો ભરાયો હતો ત્યારે સાધુઓના સરઘસ વખતે ધસારો થવાથી બે થી ત્રણ હજાર માણસો કચડાઇને મરણ પામ્યા હતાં આ વખતે સરકારનો

બંદોબસ્ત ખરેખર પ્રશંસનીય હતો. દશ હજાર જેટલા પોલીસો હરકોઇ વખતે તૈયાર જ હતા. પાંચ હજાર જેટલા સ્વયંસેવક ભાઇ બહેનોએ માત્ર સેવાની ભાવનાથી જ વ્યવસ્થા જાળવવાનું ભગીરથ કાર્ય ઉપાડી લીધું હતું. આટલી અફાટ માનવ-મેદની હોવા છતાં એટલી બધી સુંદર વ્યવસ્થા અને સફાઈ હતી કે જે અત્યારે પણ નથી. હરદ્વાર શહેર અને તેની આજુબાજુ જવાલાપુર ઋષિકેશ લક્ષ્મણઝૂલા સુધી કોઈ મકાન, કોઈ ઝૂપડું કે પશુઓનો કોઈ તબેલો પણ એવો નહતો કે જ્યાં વારંવાર જંતુનાશક દવાઓ ન છંટાઇ હોય એક પણ માખી કે મચ્છર નહિ. બસો પાચસો વારને અંતરે કામ ચલાઉ જાજરૂઓ અને મુતરડીઓ બનાવેલ. જે દર ત્રણ ત્રણ કલાકે સાફ થઈ જાય. ગાડાં, ટાંગા કે બીજા કોઈ પશુઓની વિષ્ટા પડી કે તરતજ સાફ થઈ જાય.

સ્ટેશનથી હરકી પેડી અને ભીમગોડાના રસ્તાપર કોઇપણ વાહનને ચાલવાની મનાઈ, સાઇકલ પણ નહિ. આને માટે માણસોનો ટ્રાફીક ઓછો હોય તેવા દૂરના રસ્તાઓ રાખ્યા હતા અને તે પણ 'વન વે' સાંજે છ વાગ્યે રેડીઓ, લાઉડસ્પીકર બધું બંધ. સો સો ફૂટને અંતરે પોલીસ પહેરો જાપ્તો એવો સખત કે જરાક ભૂલ થઇ એટલે તરત પકડી લે. તરત કેમ ચાલે અને તરત ફેંસલો. જેવો ગુન્હો તેવી સજા દંડ અગર જેલ દંડ ત્યાંને ત્યાં વસુલ થઈ જતો ન ભરાય તેમ હોય તો મોટરવાન તૈયાર જ હોય તેમા રૂડકી જેલમાં લઈ જાય તમામને માટે એક સરખો કાયદો જરાપણ ભેદભાવ નહિ. મોટા મોટા મહંતો અને મહામંડલેશ્વરોને પણ કાયદા પાલન માટે કડક સૂચનાઓ અપાઇ ગઈ હતી

આનો એક દાખલો આપું છું ગુજરાત ભવનમાં એક ગરીબ વૃદ્ધ માણસ રહે છે તે યાત્રાળુઓના ગાઇડ તરીકે કામ કરે છે. અને જે મળે તેમાથી ગુજરાન ચલાવે છે. એક યાત્રાળુ સાથે તેઓ ઋષિકેશ, લક્ષ્મણઝૂલા થઈ સ્વર્ગાશ્રમ ગયા. યાત્રાળુ ત્યા કપડાં કાઢી નહાવા ગયા. પાછળથી પેલા વૃદ્ધને બીડીની તલપ લાગી. પણ બાકસ નહોતું એટલે બાજુમાં લેવા ગયા. ત્યાં યાત્રાળુઓની બંડી ઉપડી ગઇ. અ દર રીટર્ન ટિકિટ અને રૂા ૪૩)ની રકમ હતી. ફરિયાદ થઇ. પોલીસ આવીને મેજિસ્ટ્રેટ પાસે લઇ ગયા. પેલા વૃદ્ધને પૂછ્યું કે "ગાઇડ તમો હતા"? તો કહે

કે "હા" પૂછયું કે બડી કેમ કરતા ઉપડી ગઇ? તો કહે કે "હુ બાકસ લેવા ગયો હતો અને પાછળથી ઉપડી ગઇ મને ખબર નથી" મેજિસ્ટ્રેટ કહે કે "તમારે ધ્યાન રાખવુ જોઇએ પણ રાખ્યુ નથી માટે તમો ગુનેગાર છો" અને ફેસલો આપ્યો કે ૧ વર્ષની સખત મજૂરી સાથે કેદ

ગુજરાત ભવનમા ખબર પડી એટલે બીજા યાત્રાળુઓ ગયા અને વિનતી કરી કે ગરીબ માણસ છે વૃદ્ધ છે એટલે છોડી મૂકો પરંતુ પોલીસ કહે કે ફેસલો અપાઈ ગયો છે એમા અમારાથી કાઈ ફેરફાર થાય નહિ તેને મોટરમા રૂડકી જેલમા લઇ જઇએ છીએ તમે રૂડકી જાવ અને અપીલ કરો તો થાય" આથી રૂડકી ગયા વકીલ રાખી અપીલ કરી, ઘણી આજીજીઓ કરી ત્યારે સજા ઘટાડીને છ મહિનાની કરી આપો સખત બદોબસ્ત હતો

કડક જાપ્તાને લઇને મોટી ચોરીઓ થયાનુ સભળાયું નથી કે મોટી જાનહાની પણ થઈ નહિ સાભળવા પ્રમાણે માત્ર ત્રણ જ મૃત્યુ થયા તેમા એક ગુજરાતી બહેન નહાવા જતા લપસીને ગંગાજીમા પડયા અને તણાયા, તેને બચાવવા માટે એક પોલીસ પડયો, પરંતુ પેલા બહેને તેનુ ગળુ પકડી રાખ્યુ એટલે બેઉના પાણી ભરાઈ જવાથી મૃત્યુ પામ્યા

ઠેકાણે ઠેકાણે લાઉડ સ્પીકરની વ્યવસ્થા હતી કોઇનુ કાઈ ગુમ થયું હોય કે કોઇને કાઈ મળ્યુ હોય તે ત્યા જઇને જાહેરાત કરી દે પોલીસ પોતાની પાસે રાખે અને જાહેરાત આપે જેનુ ખોવાયુ હોય તે ખાતરી કરીને આવીને લઇ જાય

ગગાજી પાર કરવા માટે ત્રણ પાકા પુલો તો છે અને બીજા નવ કામ ચલાઉ બનાવેલા તે પાછા બધા 'વન વે' (એકમાર્ગી) અમુક પાર કરવા માટે અને અમુક પાછા આવવા માટે,

સ્નાન કરવા માટે પણ નિશ્ચિત સમય જ, સવારના સાડા આઠથી સાડા દશ સુધી પબ્લીક માટે, અને સાડા દશથી સાંજના આઠ સુધી સાધુઓની જમાતો માટે સમય ન રહેત થાય એટલે નહાયા હોય કે ન નહાયા હોય પણ કપડા પહેરીને ચાલવા જ માડવુ જોઇએ એવા જનાક ભૂલ થઇ ગોઈલે તરત પકડે તરત કેમ ચાલે અને તરત દંડ ગણે

રામનવમીનું છેલ્લું સ્નાન થયું અને પંદર દિવસમાં તો હરદ્વાર પાછું હતું તેવું થઈ ગયું,

ત્યારબાદ અમો લક્ષ્મણ ઝૂલા આવ્યા. ત્યાં ત્રણેક વર્ષથી અમોએ શાંતિ–કુટીર નામનું એક મકાન અમારા ટ્રસ્ટમાંથી બનાવરાવ્યું છે ત્યાં એક મહિનો રહ્યાં સાધુસંતોનો સમાગમ કર્યો અને આરામ કર્યો.

ઉત્તરાખંડમાં આ તીર્થધામોમાં કેટલાક પ્રાતઃસ્મરણીય મહાત્માઓ થઇ ગયા જેને અત્યારે પણ લોકો શ્રદ્ધાથી અને ભક્તિભાવથી યાદ કરે છે. તેમાં બાબા કાલીકમલીવાલાનું સ્થાન સહુ પ્રથમ છે. તેઓશ્રીએ સ્થાપેલ પંચાયતી ક્ષેત્ર દ્વારા અત્યારે પણ અનેકવિધ સેવાઓ થઈ રહી છે. આ ક્ષેત્રનો માસિક ખર્ચ આશરે રૂા. એક લાખનો છે. આવકમાં ઋષિકેશમાં ઘણા મકાનો છે તેનું ભાડું તથા જમીન છે તેની ઉપજ આશરે વાર્ષિક ત્રણથી ચાર લાખ રૂપિયા છે અને બાકી સખી ઉદાર ગૃહસ્થોના દાનથી જ આ સંસ્થા ચાલે છે. ઋષિકેશના ક્ષેત્રમાં રોજ બપોરના હજારો ભિક્ષુકોને તૈયાર રસોઇ જમવાની મળે છે. તથા ગરીબોને કપડાં, ઠંડીમા કામળાની મદદ અપાય છે. આ સિવાય ગઢવાલના ચારે યાત્રાધામો બદ્રિનાથ, કેદારનાથ, ગંગોત્રી અને યમનોત્રીના રસ્તા પર દશ દશ માઇલને છેટે તેઓની ધર્મશાળાઓ છે તથા અન્ન ક્ષેત્રો પણ ચાલે છે. આ ઉપરાંત યાત્રીઓને યાત્રીઓમાં પડતી કોઇપણ મુસ્કેલી તેઓ દ્વારા નિવારી શકાય છે, તેઓના મુખ્ય વ્યવસ્થાપક શ્રી જંગબહાદુરજી શર્મા ખૂબ સેવાભાવી અને ઉત્સાહી હોવાથી આ ક્ષેત્રની સેવાઓ દિનપ્રતિદિન વધતી જ જાય છે. સરકાર માન્ય એક સુવ્યવસ્થિત ટ્રસ્ટ છે જેના ટ્રસ્ટીઓ મોટા મોટા શ્રીમંત મારવાડીઓ છે.

આ સિવાય સ્વ પૂ. ગોસ્વામીજી ગણેશદત્તજીની માનવ સેવાઓ પણ ખાસ ઉલ્લેખનીય છે. જનસમાજ ઉપર તેઓના ઘણુ અનેક ઉપકારો છે હરદ્વાર ગીતાભવન, તથા પંજાબ મહાવીરદલ એ તેઓશ્રી દ્વારા સ્થાપિત સેવાભાવી સંસ્થાઓ છે. મહાવીરદલની સેવાઓ વર્ણવવા માટે તો એક પુસ્તક જોઈએ. આ સિવાય ઘણી શાળાઓ તથા કોલેજો તેઓશ્રીએ શરૂ કરાવી અમુલ્ય વિદ્યાદાનનો પ્રવાહ શરૂ કર્યો છે. હરદ્વારથી પાંચ માઇલ દૂર શ્રી ગંગામૈયાને કિનારે શાંત અને એકાંત સ્થળે તેઓશ્રીએ પોતાની ઉત્તરાવસ્થામાં સપ્તર્ષિ મંડળની સ્થાપના કરી છે જેનું ઉદ્દઘાટન

બકરા પર માલ લાદી સામે મળતા હતા ઉનાળામા આવે સ્થળે આવેલા ભેંસોના માલધારીઓ ગુજ્જરો પણ બરફ પડવો શરૂ થઇ ગયો હોવાથી નીચે આવતા હતા આ વણઝારો સામી મળતી હતી હરસીલથી નવ માઇલ દૂર ભૈરવઘાટી સ્થળની સુંદરતા પણ નિરાળીજ છે ધોળે દિવસે બીક લાગે તેવી ઝાડી, સૂસવાટ કરતો પવન, પહાડોની કંદરા એ બધુ આ નામને સાર્થક કરતુ હોય તેમ લાગે છે, ભૈરવઘાટીથી તો સીધો રસ્તો છે

ગંગોત્રી પહોચ્યા પંડાજી અગાઉથી ગયેલા મંદિર બંધ થવાની તૈયારીઓ હતી પરંતુ અમો સમયસર પહોચ્યા બેચાર દિવસ મોડુ થયુ હોત તો બંધ થઇ જાત ૭૦૦ થી ૮૦૦ માણસની વસ્તીવાળા ગામમા ત્યારે ૨૦-૨૫ માણસો હતા અને ૨૦ જેટલો અમારો કાફલો આટલી જ વસ્તી નહાયા-ધોયા, દર્શન કર્યા બ્રાહ્મણો, સાધુઓને જમાડયા અને રાત રહી બીજે દિવસે સવારે રવાના થયા

આવા સુંદર પવિત્ર સ્થળો છોડતા મનમા મીઠી ગ્લાની થાય છે ફરીને કયારે જોઇશુ ? એવો ભાવ મનમા ઉત્પન્ન થાય છે

ગંગોત્રીથી રવાના થઇ ચોથે દિવસે ઉત્તરકાશી આવ્યા ઉત્તરકાશીથી ગંગોત્રી ૫૬ માઇલ થાય છે ઉત્તરકાશી અત્યારે તો જિલ્લો બની ગયેલ છે ગામ પણ મોટું છે ઘણા સાધુસંતો-તપસ્વીઓ રહે છે ત્યા બે દિવસ રોકાયા અને ધરાસુ આવ્યા

કાર્યક્રમ ગંગોત્રી યમુનોત્રી બન્ને જગ્યાએ જવાનો હતો પરંતુ ધરાસુ પહોચતા સમાચાર મળ્યા કે યમુનોત્રીને રસ્તે બરફ પડવો શરૂ થઈ ગયો છે અને મંદિર બંધ થઈ ગયુ છે એટલે લક્ષ્મણઝૂલા આવ્યા ત્યા બે દિવસ રોકાઇ દિલ્હી થઇ આસો સુદી ૧૩ ને દિવસે પોરબંદર આવી ગયા તે સમયે યમુનોત્રી નહોતા જઈ શકયા એટલે આ વખતે થયુ કે જઈ આવીએ કાલની કોને ખબર છે!

આ વખતે પૂ. શ્રી ભક્તિબા દેશાઇ પણ અમારી સાથે હતા તેઓએ અગાઉ બદ્રીકેદારની તથા ગંગોત્રીની યાત્રા પેદલ કરેલી અને આ વખતે અમારી સાથે યમુનોત્રીની કઠિન યાત્રાએ આવ્યા વૃદ્ધ શરીર હોવા છતા તેઓની શ્રદ્ધા અને આત્મ-વિશ્વાસ અજબ છે અને એ-

શ્રદ્ધાથી જ આવી કઠિન યાત્રા તેઓ સહજમા કરી શકયાં તે બદલ તેમને જેટલા ધન્યવાદ દઈએ તેટલા ઓછા છે.

ઋષિકેશના એક વેપારી પેઢી મેસર્સ ગિરનારીલાલ જુગમંદરદાસ જૈન વાળા શ્રીમાન શેઠશ્રી ઈન્દ્રસેનજી જૈન અમારા ખાસ સ્નેહી છે. પોતે ટેહરી ગઢવાલના વતની છે. ઘણે ઠેકાણે દુકાનો છે, બહોળો વેપાર છે. ખૂબ વગવસીલો છે, અને પોતે ખૂબ સેવાભાવી અને ઉત્સાહી છે. તેઓની પોતાની બસ છે. તેમાં અમોને લઈને ઋષિકેશથી ધરાસુ થઈને છેક બરકોટ સુધી બસ લઈને આવ્યા. પોતાની ઇચ્છા તો અમારી સાથે છેવટ સુધી યમુનોત્રી આવવાની હતી કે જેથી અમોને કશીપણ તકલીફ પડે નહિ પરંતુ અમોએ તેઓને ખૂબ કહ્યુ કે ચિંતા કરવાની જરૂર નથી ત્યારે પોતે પાછા ગયા તેઓશ્રીએ અમોને દરેક વખતે અને, દરેક સ્થળે ખૂબ મદદ કરી છે તે બદલ તેઓશ્રીનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

ઋષિકેશથી ધરાસુ થઇને બારકોટ સુધી લગભગ ૧૬૦ માઇલ બસમાં અને ત્યાંથી લગભગ ૪૦ માઇલ પેદલ જવુ પડે છે બરકોટથી યમુનોત્રી જવા અને પાછા બરકોટ આવવા માટે બે ડોલીઓ કરેલી. અર્ધા પૈસા એડવાન્સ પણ આપેલા પરંતુ જ્યાં પહોચ્યા ત્યાં ડોલીવાળા જ મળે નહિ પાછા ઋષિકેશ આવી મુકાદમને પકડી પોલીસને સોંપવો પડયો. કેસ કર્યો ત્યારે પૈસા પાછા મલ્યા અને નવા ડોલીવાળા શોધવા પડયા. અને વધારે પૈસા આપવા પડયા

ગઢવાલના ચાર તીર્થસ્થળો બદ્રિનાથ-કેદારનાથ, ગંગોત્રી અને યમુનોત્રીમા – યમુનોત્રીનો યાત્રા-માર્ગ સહુથી વિકટ છે લગભગ સાડા અગિયાર હજાર ફૂટ ઊંચે આવેલ છે છેલ્લા ચાર માઇલમાં તો કોઇ વાહન જઈ શકતુ નથી માત્ર પગપાળા જ જવાય છે. પરંતુ તેમાં પણ એવી સાવચેતી રાખવી જોઇએ કે જરાક ચૂકયા કે થઇ રહ્યું. ખાડા ટેકરા અને પથ્થરોવાળા આ માર્ગની યાત્રાએ મોટે ભાગે સાધુઓ સન્યાસીઓ જ જાય છે.

રસ્તાના દરેક સ્થળોએ કાલીકમલીવાલાની ધર્મશાળાઓ છે અમુક સ્થળોએ જંગલખાતાના રેસ્ટ હાઉસો પણ છે

યમુનોત્રી પહોચ્યાં સાધુસંતોને જમાડયા દેવદર્શન કર્યા આ સ્થળે ગરમ પાણીના કુડો છે તેમા એક કુડમા એવુ ગરમ પાણી રહે છે કે તેમા ચોખાની પોટલી બાધીને રાખવાથી માત્ર પાચ મિનિટમા ચડી જાય પછી તેને સુકવીને રાખી મૂકે, એનો પ્રસાદ વહેચાય

બીજો એક ૨૦'×૧૫' નો કુડ છે ત્યા સ્ત્રીઓ અને પુરુષો સાથે નહાય છે આથી મર્યાદા જળવાતી નથી એમ અમોને લાગ્યુ આથી ત્યાના પડાશ્રી સત્યશરણજી રાજગઢીવાળાને બહેનો માટે એક કુડ તથા કપડા બદલાવવાનુ છાપરૂ રૂા ૫ હજારના અમારા ખર્ચે છ માસમા બનાવરાવી આપવાનુ કહ્યુ છે

યમુનોત્રીથી પાછા લક્ષ્મણઝૂલા આવ્યા ત્યા અઠવાડિયુ આરામ લઇને પાછા મુબઇ આવવા માટે મોટરમા દિલ્હી જવા રવાના થયા રસ્તામા મુજફરનગરથી ૧૮ માઇલ દૂર ગગાને કિનારે શુક્રતાલ નામની જગ્યાના દર્શન કર્યા આ સ્થળે બાલયોગી શ્રી શુકદેવજીએ રાજા પરીક્ષિતને શ્રીમદ્ ભાગવત સભળાવી મોક્ષ અપાવ્યો એમ કહેવાય છે પતિતપાવની ગગામૈયાને કિનારે ઘટાટોપ વૃક્ષોથી શોભતુ શાત રમણીય સ્થળ છે અહિ શ્રીકૃષ્ણનુ મદિર, શુકદેવજીનુ મદિર તથા રાજા પરીક્ષિતનુ મદિર છે ધર્મશાળાઓ પણ છે

અહિ દર્શન કરીને દિલ્હી ગયા ત્યાથી વિમાન માર્ગે મુબઈ ગયા ત્યા કુટુમ્બ-સ્નેહીઓ-મિત્રોને મળીને આનદથી લગભગ સાડાત્રણ માસની યાત્રા કરી પાછા પોરબદર આવ્યા

# ઉપસંહાર

જીવનના અનુભવો લખવાની શરૂઆત કરી ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે આટલાં બધાં પ્રકરણ થઇ જશે. મને અનુભવની વાતો કહેવાની ટેવ ખરી, પરંતુ અભણ માણુસ હોવાથી કહી ન હતી

'યુરોપનો પ્રવાસ' અને 'તપોભૂમિ બદ્રી–કેદાર' એ બંને મારા અનુભવની વાતો છે. મને નાનપણુથી સારી ચોપડીઓ વાંચવાનો શોખ હતો.

નાનપણુમાં મને નાસ્તા માટે બે–ચાર આના મળતા તેમાંથી નાસ્તો ન લેતાં હુ ચોપડીઓ ખરીદતો.

સફરમા પણ મારી સાથે પુસ્તકો હોય, કંઇક પણ સમજશક્તિ આવી હોય તો તે વાચનથી અને દેશાટનથી આવી છે સારાં પુસ્તકોમાંથી અને દેશ પરદેશ ફરીને મે જ્ઞાન મેળવ્યુ છે નોવેલો મેં વાંચી નથી, ચંદ્રકાતના ત્રણેય ભાગમાંથી વારંવાર દૃષ્ટાંતો વાંચ્યાં છે. ઐતિહાસિક પુસ્તકો વાંચતો. એક વાર મારા એક મિત્રને પુસ્તક લખવું હતું તે પંદર દહાડા રોટલા હાથે ઘડયા. બરડા ડુંગરમાં ઘુમલીનાં સંશોધન માટે અમે ખૂબ ફરેલા સોન કંસારણ અને લાખાપત બાબરિયાની વાત જાણવા માટે સિંદૂર અને શીકો લઈ જઈ પાળિયા ઉપર ઘૂંટી અક્ષર લખ્યા, ગામડે ગામડે આવા પાળિયા ઊભા છે. આવું લોકસાહિત્ય સ્વ. મેઘાણીભાઇએ દેશને અણિશુદ્ધ આપ્યુ છે. મેહ ઉજળી, હલામણ જેઠવો, સોન–કંસારી વગેરેના શુદ્ધ પ્રેમના આ કિસ્સા અમે વાચેલા અને સાભળેલા ઘણી વાર અમારે ત્યા મેરો અને નગડિયાના રજપૂતો વચ્ચે સગ્રામ થતા તેમા ઘાયલ થાય તેને લોહી તરબોળ ખાટલે નાખી લાવતા ત્યારે આવી લોકવાર્તાઓ યાદ આવતી. આજે પણ એ યાદ આવે છે. વિયોગના પુસ્તકો પણ સરસ આવતાં આજે તો ખરો પ્રેમ, ખરી ભકિત, ખરું શૌર્ય, સાચા હૃદય ભાગ્યે જ જોવા મળે છે જ્યા જોઈએ ત્યા કૃત્રિમતા દેખાય છે,

આફ્રિકામાં બાઈસિકલ ઉપર એક દિવસમાં સો માઇલ અને પગપાળા પચાસ માઇલની સફર કરતો ત્યારે થાકીને વચ્ચે વિસામો લેવા લાંબો થઈ ઝાડ નીચે સૂતો. એ વખતે થેલામાં એકાદ ચોપડી સાથે હોય તે વાંચતો. પુસ્તક ન હોય ત્યારે આકાશ સામે જોઇ અનેક વિચારો કરતો. જગતની અંદરના સુખદુઃખ એ શું ? ઇશ્વર ક્યાં હશે ? ભગવાને જગત શા માટે બનાવ્યું હશે ? નાની ઉંમર, થોડો અભ્યાસ એટલે અનેક વિચારો આવતા ક્યાંય ભગવાન મળે તો પૂછી જોઇએ. એમ થતું પણ એ બાળપણનું અજ્ઞાન હતું. આજે બધું સમજાય છે. સુખદુઃખ કેવળ મનની માન્યતા છે. હૃદયમાં ઉત્પન્ન થયેલી છાયા છે.

નાની ઉંમરે ધંધામાં જોડાવાથી હું બહુ ભણી શકયો નહિ એ દુઃખ મનમાં રહી ગયું. એટલે મારા બાળકોને મેં ભણાવ્યાં મારા ત્રણેય દીકરાઓને તેમની ઇચ્છા અને સગવડતા મુજબ ઓછોવત્તો અભ્યાસ કરાવ્યો. મારી બંને પુત્રીઓને સ્નાતિકા-ગ્રેજ્યુએટ કર્યા બાદ ઇંગ્લેંડ અને અમેરિકા મોકલીને તેમની ઇચ્છા મુજબ અભ્યાસની સગવડ કરી આપી મારા પુત્રોને પણ જાપાન, યુરોપ, અમેરિકા વગેરે સ્થળે મોકલ્યા જગત-પ્રવાસ કરાવ્યો એ રીતે મેં મારી ફરજ બજાવ્યાનો સંતોષ લીધો

આપણે જે જગ્યામાં ખૂબ જ આનંદ કર્યો હોય કે જ્યા આપણે સુખી થતા હોઈએ તે જગ્યા દેશમાં હોય કે પછી ભલે તે પરદેશમા હોય; પણ તે આપણને બહુ જ સાંભરી આવે છે આવા સુખદાયક સ્થળનાં સંભારણા સ્મરણપટમાંથી કદી પણ ખસી શકતાં નથી જ્યારે એવી જગ્યાની યાદી આપણા હૃદયમા સ્ફુરે છે, ત્યારે આપણને કોઇ વર્ણવી ન શકાય એવો આનંદ થાય છે અને એ ટાણે ભૂતકાળનાં એ પુરાણાં સ્મરણો હજુ કાલે જ બન્યા હોય તેવા તાજાં લાગે છે ઉપર દર્શાવેલ કોઇ કુદરતી ભાવ અને ઘણી યે વાર ઇસ્ટ આફ્રિકાના પ્રદેશોના હૃદયમા થઈ આવે છે. કેમકે એ સ્થળ લાગતા સ્થળો સાથે પણ આપણો સંબંધ કોઇ પૂર્વના ઋણાનુબંધ બંધાયો હોય છે.

મને ૧૯૦૧ થી આજ દિવસ સુધીમાં મેં આફ્રિકાની ૪૭ સફર કરી છે સામાન્ય રીતે દર વર્ષે એક સફર તો થતી; પણ વચ્ચે વચ્ચે

કેટલીક વાર ત્યાં ઉપરાઉપર રોકાઈ પણ જતો, તેમ એકાદ વાર અહીં પણ રોકાઇ ગયેલ વિધિની વિચિત્રતા તો એ છે કે, આમ છતાં હાલના કાયદા પ્રમાણે હું આટલી આટલી ત્યા સફર કરી આવ્યો છું ને મેં ત્યાંના વિકાસમા યથાશકિત ફાળો આપેલ છે છતાં હું ત્યાંનો વતની થવાને પાત્ર નથી બનતો, કેમકે ત્યા ઉપરાઉપર પાચ વર્ષ અખંડ એટલે કે ચાલુ રહેવું જોઇએ તે હુ રહ્યો નથી.

× × × ×

વેપારનાં કામકાજમાં તથા સંસ્થાઓનાં સંચાલનમા મને કેટલાક ઉત્તમ સાથીદારો મળ્યા છે; તેથી જ આટલા બધા કામને હું પહોચી વળ્યો છું. ભાઇ વલ્લભદાસ આફ્રિકામા સાઇસલનું કામકાજ સંભાળતા. તેઓ બીમાર પડયા તબિયત એટલે સુધી લથડી કે તેમને દેશમાં લાવવા પડયા. ત્યાં તેમની ખૂબ સારવાર કરી. તેમને કેન્સરનુ દર્દ થયુ. એ દરદ જીવલેણ નીકળ્યુ તેમના અવસાનથી મને ભારે આઘાત લાગ્યો. તેઓ મને સગા ભાઇથી વિશેષ હતા, તેમનો પ્રેમ ભરત જેવો હતો લક્ષ્મણ જેવી તેમની ભકિત હતી, તેમણે મને પૂછયા વિના કોઇ કામ નથી કર્યું સગા ભાઈઓ સાથે નહોતો તેવો પ્રેમ, તેવી મીઠાશ, ભાઇ વલ્લભદાસ તરફથી મળ્યાં. તેમણે રાત-દિવસ જોયા વિના કામ કરેલું. તેમની મહાયથી રૂનો આટલો વેપાર ખીલવી શકયો તેમનુ સ્મરણ થતાં હૈયુ ભરાઇ આવે છે

મોટાભાઇનો દેહાત ૨૪ વર્ષ પહેલા થતા કુટુબનો બધો વહેવાર મારે માથે આવી પડયો એ બધા બોજાઓ કુટુંબના વડીલ થઇએ ત્યારે સમજી શકાય

મારા નાના ભાઇ મથુરાદાસ ટાગાનિકામાં કામકાજ સંભાળતા ત્યા તેમણે વેપાર ખીલવ્યો પાછળથી તેઓ જુદા થયા અને સ્વતત્ર કામકાજ શરૂ કર્યું દારેસલામમા તેમણે આર્યસમાજ મંદિર સ્થાપ્યુ. કન્યાશાળાઓ સ્થાપી, સાર્વજનિક કામો વિકસાવ્યા તેમનું દુઃખદ અવસાન થયુ. મારા જીવનમા એક સાથી અને સગા ભાઇની મોટી ખોટ પડી.

અત્યારે આફ્રિકાનું કામકાજ મારા ચિ મહેન્દ્રભાઇ સંભાળે છે લુગાઝી શુગર ફેક્ટરી, ટી ફેક્ટરી, કૉફી ફેક્ટરી ઓઇલ રીફાઇનરી

અને થોડી જીનેરીઓ – એટલું કામ ત્યાં રાખ્યુ છે મહેતા એન્ડ સન્સ આફ્રિકા લી એજન્ટ તરીકે વહીવટ ચલાવે છે દેશમા મહારાણા મીલ્સ, જીનપ્રેસ, શ્રી સૌરાષ્ટ્ર સીમેન્ટ એન્ડ કેમીકલ ઈન્ડસ્ટ્રીઝ લી રાણાવાવ, સોલ્ટ વર્કસ આટલો બિઝનેસ રાખ્યો છે જે મારા પુત્રો સંભાળે છે. આ કામકાજમા શ્રી જેઠાલાલભાઈ ગઢીઆ (ચી ધીરેન્દ્રભાઈના મામા ) મને છેલ્લાં વીશ વર્ષથી કિંમતી મદદ કરી રહ્યા હતા તેઓશ્રીના તાજેતરના અવસાનથી અમોને ન પૂરી શકાય તેવી ખોટ પડી છે

આર્ય કન્યા ગુરુકુળનુ કામ ચિ નવિતા બહેને ખૂબ ઉત્સાહથી ઉપાડયુ અને ખીલવ્યુ તેની પાછળ નવ વર્ષમા જાત ઘસી નાખી મારી નાની પુત્રી ચિ નિર્મળા બહેન બનારસ યુનિવર્સિટીની બી એ ની પરીક્ષા પસાર કરી એમની સાથે જોડાઈ ગુરુકુળ અને ચિ સવિતા બહેનની અંગત સેવાશુશ્રૂષામા રહ્યાં ત્યારબાદ થોડા વખત પહેલા જ તેઓએ પ્રભુતામા પગલા માંડયાં છે ચિ સવિતા બહેન તબિયતને કારણે હવાફેર માટે બહાર ગયાં છે, તેથી એ કાર્યની સભાળ અમે જાતે જ રાખીએ છીએ મને તથા મારા ધર્મપત્નીને કન્યાગુરૂકુળ મહાતીર્થ જેવુ બન્યું છે

મારા ભાઈઓ અને સાથીદારોએ વેપારના કામમા મને સહાય કરી શિક્ષણકાર્યોમા મારી પુત્રીઓ અને કેળવણીકાર મિત્રોની મદદ મળી પરંતુ મારા નાનામોટા તમામ કામોમા, વેપાર રોજગાર તેમ જ સાર્વજનિક કાર્યોમા—જંગલના, પહાડોના, દરિયાઈ તથા હવાઈ માર્ગોના પ્રવાસોમા મારી સાથે રહેનાર મારા ધર્મપત્નીનો સહકાર મને કન્યા-કેળવણી માટે ય નિરંતર મળ્યો છે તેમના તરફથી મને હમેશા પ્રોત્સાહન મળ્યુ છે

આફ્રિકાના જંગલોમા જીનેરીઓના નિરીક્ષણ અર્થે હું મોટરમા જતો ત્યારે ઘણી વાર મારા પત્ની મારી સાથે આવતા ભાગીદારોના કુટુંબો સાથે એકરૂપ બની જતા દેશમા આવવાનુ થતુ ત્યારે સ્ટીમરના પ્રવાસોમા મોટે ભાગે સાથે રહેતા કામકાજ અને આનંદ-પ્રમોદમા હોશભેર ભાગ લેતા એરોપ્લેનના પ્રવાસમા પણ તેઓ સાથે જ હોય છે મારી હિમાલયની યાત્રાઓમા એક શ્રદ્ધાળુની ભાવનાથી સાથે આવેલા

ગયે વર્ષે મારાં પુત્રી ચિ. સવિતા બ્હેનની સારવાર માટે તેઓ સ્વીટ્ઝર્લાંડ ગયાં હતાં. તે વખતે તેમણે આખા યુરોપનો પ્રવાસ કરેલો. મારી માફક તેમનું નિશાળનું ભણતર થોડું છે; પરંતુ ધાર્મિક સંસ્કાર અને વ્યવહારૂ જ્ઞાનથી મારા દરેક કાર્યમાં તેમણે સમજપૂર્વકનો સાથ આપ્યો છે. લાખોની રકમના ધર્માદામાં તેમણે સંમતિ આપી છે એટલું જ નહિ; પોતાની રકમોના દાન પણ આપેલાં છે

જીવનના કપરા સમયમાં તેમનાં હૂંફ અને પ્રેરણાં મને મળ્યા છે. મારાં સાહસ અને ઉન્નતિમાં તેમનો હિસ્સો છે

આફ્રિકામા વેપાર વધારવો હિંદી ભાઈઓને ત્યાં વસાવવા, આપણા દેશની બેકારી ઓછી કરવી, એ મારી એક ધૂન હતી. બરડા પ્રદેશના મેર તથા બીજા આશરે બે હજાર જેટલા ભાઈઓને આફ્રિકા લઇ ગયેલો. તેમાંના મોટી સંખ્યામાં આફ્રિકા જઈ વસ્યા. તેમનાં ગામોમાં આફ્રિકાની કમાણી આવવાથી ગામ તરતાં થયા, રમકસ વધ્યાં, ખેતીવાડી સુધરી. તેમના દેશાવરના વસવાટથી સ્વભાવમાં પણ ભારે પરિવર્તન થયું છે. હવે હિંદીઓ માટે કાયદા કડક બનતા જાય છે આફ્રિકાના મૂળ વતનીઓ જાગ્યા છે, તેઓ પરદેશી સત્તાને હાંકી કાઢવા તત્પર બન્યા છે આ સ્થિતિમાં હિંદીઓ માટે આફ્રિકાનું સ્થાન છૂટતું જાય છે.

હું બહુ ઓછું ભણેલો છું આપબળેને વડીલોના પુણ્યેજ મળ્યુ તેનાથી સંતોષ માનું છું. લાભ–હાનિ ભાગ્યની વાત છે ધાર્યું હોત તો બીજા દશબાર ઉદ્યોગો જરૂર ઊભા કરી શકત. હજી શક્તિ છે પણ ઇચ્છા નથી

મહાત્મા તુલસીદાસજીએ શ્રી રામાયણમાં એક દોહામાં કહ્યુ છેઃ

'તબ લગ કુશલ ન જીવ કહૅં,
સપને હુ મન વિસરામ,
જબ લગ ભજત ન રામ કહૅં,
સોક ધામ તજી કામ.'

અંતરની સર્વ ઇચ્છાઓ છોડીને મન જ્યારે શ્રીરામનું રટણ કરતું થાય ત્યારે જીવને શાતિ મળે અને આત્માનું કલ્યાણ થાય.

આ મારા જીવનના અનુભવોનો સાર છે.

॥ ૐ શાંતિ : ॥

# પરિશિષ્ટ

૧ હાલની પરિસ્થિતિ અંગે કેટલાક વિચારો
૨ સદાચાર
૩ દાનની યાદી

## હાલની પરિસ્થિતિ અંગે કેટલાક વિચારો

હાલની આપણા દેશ તથા દુનિયાની પરિસ્થિતિ અંગે મને જે વિચારો આવે છે, તે અહીં મારી ભાંગીતૂટી ભાષામાં રજૂ કરું છું

ભારતમાં અત્યારે જે રાજ્ય-વહીવટ ચાલે છે તેમાં ઘણાં બુદ્ધિશાળી મહાપુરુષો છે, ઘણાં પવિત્ર અને ત્યાગી પુરુષો છે. તેમણે દેશને માટે જીવન આપી દીધાં છે. કોંગ્રેસનું ધ્યેય ઊંચું છે. તેના પ્રમુખ પૂ. પંડિતજી દેશના મહાન નેતા છે રાષ્ટ્ર-પ્રમુખ પૂજ્ય રાજેન્દ્રબાબુ તથા બીજા અનેક નેતાઓ દેશને ઊંચો લાવવા રાત-દિવસ જહેમત ઉઠાવી રહ્યા છે. પરંતુ તેમની મહેનતના પ્રમાણમાં દેશની ઉન્નતિ જલદી થતી નથી. તેનું કારણ કોંગ્રેસ જેવી મહાન સંસ્થા આજે પ્રયત્ન કરી રહી છે, છતાં અત્યારે જે વાદો ઊભા થયા છે, તેનેલીધે દેશની ઉન્નતિ રૂંધાય છે. સામાન્ય જનતામા બુદ્ધિભેદ ઊભા થાય છે, માણસ માણસ વચ્ચે અંતર વધતાં જાય છે. એ વસ્તુ દેશની શાંતિ અને પ્રગતિ માટે જોખમકારક છે એમ ઘણાને લાગે છે.

### બેકારી ટાળવાના ઉપાયો

આજે દેશમા જે મૂડી છે, તે બધી એકઠી કરીને સરખે ભાગે વહેંચી આપવાથી દેશમાં સમૃદ્ધિ નહિ વધે અને અસમાનતા દૂર નહિ થાય આપણા દેશમા આશરે ચૌદથી પંદર અબજની નોટો તથા આશરે પચ્ચીસ અબજનું જઝવેરાત મળી કુલ લગભગ પાત્રીસ-ચાલીશ અબજની મિલકત હશે. જો તે દરેક માણસને વહેંચી આપવામાં આવે તો દરેકને ભાગે લગભગ એકસો રૂપિયા આવે, પરંતુ તેમ થવાથી દેશનુ દારિદ્ર ફીટે નહિ પૂ સરદારશ્રી પણ એમ કહેતા એમ થવાથી ઉલટુ દેશના મોટા ઉદ્યોગો તૂટી પડે, ભૂખમરો વધે બેકારી ટાળવા માટે માણસોને કામ કરવાની જરૂર છે દેશમા જે શ્રમશક્તિ પડેલી છે તેને કામે લગાડવી જોઈએ આગળના જમાના સાથે સરખામણી કરવા જઇશું તો પાછા ગુલામ બની જઇશું અને જગતના વાદો સામે ટકી નહિં શકીએ

આપણા દેશના ભણેલા માણસો જાત-મહેનત કરી શકતા નથી. તેમને એવી જાતની કેળવણી મળી નથી. લશ્કરી તાલીમ લે તો મહેનત પ્રત્યે તિરસ્કાર ઓછો થાય, શિસ્ત પળાય અને નવજીવન આવે.

આપણા દેશની બેકારી ટાળવા માટે ખૂબ લાબી દષ્ટિએ વિચાર કરી યોજના ઘડવી જોઈએ અત્યારે ચાલી રહ્યા છે તે પ્રયાસ પૂરતા નથી આપણા દેશની વસતી સને ૧૯૮૧મા ૬૦ કરોડની થશે એવો અદાજ એક બે મિત્રોએ મને કહેલો. તેમના પોષણ માટે નાના મોટા ઉદ્યોગો વધારવા જોઈએ આજે દુખી ભારતમાથી બિનજરૂરી ચીજો પાછળ અઢળક ધન પરદેશ ઘસડાઈ જાય છે તે તરફ સરકાર, પ્રજાનો સમજુ વર્ગ, વ્યાપારીઓ, ધર્મગુરુઓ, સાધુ-સતોનુ ધ્યાન દોરવાની જરૂર છે ભૂદાન અને સપત્તિદાન માટે દેશવ્યાપી ચળવળ આજે ચાલી રહી છે ચા, બીડી, તમાકુ, પાન સિનેમા વગેરે વ્યસનો ઘર કરી ગયા છે તે છોડાવવાની પણ જરૂર છે આવા વ્યસનોની પકડ એ મહારોગ છે તે ટાળવા માટે જીવન અર્પણ કરનારાઓની પ્રથમ જરૂર છે સૌ પહેલા આપણા દેશમા જેમ અફીણબધી કરી તે પ્રમાણે બીજી બાબતોમા પણ કરવુ જોઈએ

## બીડી-સીગારેટ

આજથી સો વર્ષ પહેલા ગામડામા બીડી-તમાકુ ન હતા, હોકો કોઈક ઠેકાણે જોવામા આવતો તે પણ પોતાના વાડામા તમાકુ પેદા કરીને, દિવસમા બે વખત હજારે એકાદ માણસ પીતો અત્યારે સેંકડે એશી ટકા બીડી-તમાકુ અને સીગારેટના વ્યસની થઈ ગયા છે હવે તો સ્ત્રીઓ પણ પીતી થઈ ગઈ છે, એ ભારે દુખદ છે તેમા કરોડો રૂપિયા અને તદુરસ્તી બન્નેની હાનિ થાય છે છાતીના દરદો, દમ ક્ષય વગેરેના ભોગ બને છે તેને લીધે ઘરમા, બજારમા રસ્તા ઉપર જ્યા જુઓ ત્યા ગદકી વધારી મૂકે છે અનાજને બદલે લાખો એકરમા તમાકુ વવાય છે તેને કીમતી ખાતરો અપાય છે અફીણ પેઠે જ આ વસ્તુ બધ કરવાની જરૂર છે, જેથી લોકોની તદુરસ્તી જળવાય નાના કુમળા બાળકો પણ આ વ્યસનોનો ભોગ બને છે, તેથી સૌ પ્રથમ આને માટે ઝુબેશ ઉઠાવવાની જરૂર છે તેની પાછળ બાકસના કારખાના શરૂ થયા છે, જે કરોડો રૂપિયા ઘસડી જાય છે તથા લાખો ટન જગલના લાકડા ખાઈ જાય છે ઝાડ પાછા વવાતા નથી વળી બીડીના પાન માટે ઝાડના કુમળા પાદડા કપાય છે, જેથી વરસાદ માટે ઉપયોગી જગલો નાશ પામે છે, પરિણામે વરસાદ ઘટે છે

, સિગારેટની પણ એ જ હાલત છે, એની પાછળ વિલાયતી મશીનરી ાગળો તથા રસાયણો વપરાય છે: અમારી પોતાની ફેક્ટરી હતી થી મને ખબર છે.

ચા

આજથી પચાસ વર્ષ પહેલાં ચા ન હતી. ચાએ ઘી, દૂધ તથા ગસનો દુષ્કાળ પાડયો છે. અત્યારે એક માણસના દર મહિને ઓછામાં ઓછા દશથી પંદર રૂપિયા ચામાં જાય છે. તેની પાછળ કપ-રકાબીના કારખાનાં ઊભા થયાં, કોલસા લાકડા વગેરેની બરબાદી થાય છે તેની પાછળ હિંદમાં અત્યારે દર વર્ષે બાવીસ લાખ ટન ખાંડ જોઇએ છે ને હજુ કેટલી વધારે જોઇશે એનું અત્યારે અનુમાન કરી શકાય નહિ પણ માણસો તંદુરસ્તી માટે ખાંડ ખાય એમા હરકત નથી, પણ લાખો ટન ખાડ જે ચામાં વપરાય છે. તે તંદુરસ્તીને હાનિકર્તા છે. યુરોપ ઠંડો દેશ છે, ત્યાં ચાની જરૂર હોય, આપણા ગરમ દેશમાં તેની જરૂર નથી. છતાં પણ આખો દિવસ ચાના કાઢા કરીને પીધે રાખે છે તે મીઠું ઝેર થઇ જાય છે તેની ગતાગમ લોકોને નથી પરિણામે ધાતુક્ષીણતા, મંદાગ્નિ અને હાડકાં તથા શરીર ગળે છે. અત્યારે લાખો એકર જમીનમાં ચાનું વાવેતર થાય છે. આપણે ત્યાં અનાજની તંગી છે, બહારથી મંગાવવું પડે છે. જે જમીનમાં સારામાં સારા ચોખા થાય તેમાં ચાનું વાવેતર કરાય છે. શેરડીની અંદર પણ ટ્રાન્સપાર્ટ માટે લાખો વેગનો તથા મોટરલોરીઓ રોકાય છે. ઉપરાંત છ થી આઠ લાખ ટન બહારથી મંગાવવી પડે છે. જે દેશ ગોળથી ચલાવતો અને તંદુરસ્તી ભોગવતો તે અત્યારે પશ્ચિમનું આંધળુ અનુકરણ કરી, ગંદકીવાળી, અનેક જાતના રોગોના ઘર જેવી, જ્યાં ઊભા રહેવાની પણ ઇચ્છા ન થાય તેવી સડેલી હોટેલમા ચા પીએ છે. પશ્ચિમની હોટેલો તથા ચા બનાવવાની રીત અને આપણી રીતમાં આસમાન જમીનનો ફેર છે. ત્યા કેટલીક સ્વચ્છતા અને સુઘડતા હોય છે. અહીં ગામડે ગામડે ચાનો હોટેલો વધતી જાય છે. તે દેશને કયાં લઈ જશે તે સમજાતુ નથી જ્યા સુધી આપણે ત્યા આ ખરાબી છે ત્યાં સુધી ભારતમાથી ગરીબી અને ભૂખમરો નહિ જાય સમાજ-સુધારકોએ આ કામ હાથ ધરવું જોઇએ.

ખટારા-બસો

ખટારા-બસો વગેરે વાહન વ્યવહારો આજ-કાલ ખૂબ વધી ગયા

છે તેમા કેટલીક ખોટી દોડાદોડી થાય છે મોજશોખની ચીજોમા વપરા છે દેશમા ગરીબી છે છતા અબજો રૂપિયા મોટરબસ, પેટ્રો લુબ્રિકેટિંગ, ટાયર, ટ્યુબ, તથા સ્પેરપાર્ટસ પાછળ ખર્ચાય છે આખ દેશનો હિસાબ ગણીએ તો દરરોજ કરોડો રૂપિયાનુ આધણ થાય છે આમા માત્ર પચાસ ટકા ઉપયોગી અને પચાસ ટકા બિનઉપયોગ દોડાદોડી થાય છે ગમે તેવા સાધારણ માણસને પણ બસમા મુસાફરી કરવાની ટેવ પડી ગઇ છે લડાઇ પહેલા આવુ કશુ ન હતુ

## સિનેમા

સિનેમાએ આજકાલ લોકોના જીવન ભ્રષ્ટ કર્યા છે એમાથી અનેક દોષો આવે છે માનવતા અને ચારિત્ર્યની હાની થઇ છે એણે દુરાચાર વધારી દીધા છે કેટલાય કુટુબોની બરબાદી કરી છે તેની દેખાદેખીથી તેવી જાતના કપડા, ચાલચલગત, ટાપટીપ રાખવાની ફેશન થઈ પડી છે સિનેમા અનેક સ્ત્રી-પુરુષોને વિકારી વાસના પોષવાનુ સાધન થઈ પડયુ છે નાના કુમળા બાળકો માટે તે મીઠુ ઝેર છે દેશને તે કયા લઈ જશે તેની સમજણ પડતી નથી જોકે સિનેમાની ગણતરી એક ઉદ્યોગમા થાય છે, પરતુ તેને માટે સરકારે તેનુ રાષ્ટ્રીયકરણ કરી પ્રજાને અનુકૂળ સારા સસ્કારો આપે તેવા ઉપયોગી ચિત્રો ઉતારવા જોઇએ આજકાલ નાની બાલિકાઓએ કમકસતા ફરાકથી પોતાની છાતીના ભાગોની મર્યાદા મૂકી છે પગ ઉઘાડા હોય છે અર્ધ નગ્ન જેવો ડ્રેસ તજવો જોઇએ યુરોપમા પણ મે આવુ નથી જોયુ

આ સિગારેટ, સિનેમા, મોટર-વાહનો વગેરે ધીમા અને મીઠા ઝેર છે ગરીબી વધારનારા અનિષ્ટ ઝેર છે

## ફોટોગ્રાફી અને ફટાકડા

દેશમા આજે ફોટોગ્રાફીનો શોખ ખૂબ વધી ગયો છે ગમે તે યુવાનને ખભે કેમેરો લટકતો દેખાશે, તેમા એ મગરૂબી માનશે તેને લીધે દેશમાથી ચિત્રકળાનો નાશ થયો છે જરૂરી અને બિનજરૂરી ફોટા લેવાનુ આજકાલ વ્યસન થઈ પડયુ છે તેમા પોતાને મોટા કલાકાર માને છે દેશના કરોડો રૂપિયાની તેમા બરબાદી થાય છે કેમેરા, ફિલ્મ તથા તેને લગતા રસાયણો ભારતમા બનતા નથી

હિંદુસ્તાનમા દર વર્ષે દિવાળી ઉપર લગભગ દશ કરોડ રૂપિયાના ફટાકડા ફોડાતા હશે તેમા ઘણી જીવહાનિ થાય છે આગ લાગે છે ને તેથી કરોડો રૂપિયાની નુકશાની પણ થાય છે આ પણ એક જાતનો રોગ છે તેમાથી બચવા માટે કાગ્રેસે આ પ્રશ્ન હાથ લેવો જોઇએ અને સરકારે પણ જરૂરી કાયદા કરીને એ બદી અટકાવવા બનતો પ્રયાસ કરવો જોઇએ

ભારતમા માનવતા, સદાચાર સદ્બુદ્ધિ અને આરોગ્ય-સુખાકારી લાવવા હોય તો ઉપરની વસ્તુઓને તિલાજલી આપવાની જરૂર છે આ ચીજોને લીધે ઘણાખરા માણસોએ શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શકિત ગુમાવી છે અને ગુમાવતા જાય છે

કેટલીક બાબતો એવી છે કે પ્રજા સમજાવવાથી ન સમજે તો પણ પ્રજાહિતનો વિચાર કરી તેને માટે સખત કાયદા કરવા જોઇએ જાપાને આયાતબ ધી કરવા માટે કડક પગલા લીધા ત્યારે ત્યાના લોકો સ્વદેશી વસ્તુ બનાવતા અને વાપરતા થયા હતા હુડિયામણ તથા ડોલર મળે છે ત્યા સુધી કોઇ વેપારી આવા ધ ધા મૂકશે નહિ

સો વર્ષ પહેલા આપણા વડવાઓને કોઇ પણ જાતના વ્યસન હતા નહિ, તેઓ લાબુ નીરોગી આયુષ્ય ભોગવતા આજે પણ ગામડાના કેટલાક ખેડૂતો ને માલધારીઓ એવુ સાદુ જીવન ગાળે છે

આપણાથી આ વસ્તુઓ સિવાય ન ચાલે એ કેવળ મનનુ જ કારણ છે અફીણ હવે મળતુ નથી તો તેના વિના કેમ ચાલે છે ?

લાખો ટન તમાકુ અને કરોડો રતલ ચા થાય છે પરદેશમા મોકલવા માટે ચા વવાય તે જરૂરનુ છે વેપારી દૃષ્ટિએ આ બધી બાબતનો વિચાર કરવો જોઇએ તેમ થાય તો દેશની સમૃદ્ધિમા વધારો થાય

## આયાત-નિકાસ

આપણે ત્યા આશરે એક અબજ રૂપિયાનુ ઝીણા તારનુ રૂ બહારથી આવે છે અને અહીથી હલકામા હલકુ આશરે દશ કરોડની કીંમતનુ રૂ નિકાસ થાય છે આપણા રૂના ભાવ ગાસડીના આશરે ત્રણસો

છે. જ્યારે બહારથી આયાત થતા રૂના ભાવ આશરે હજારથી પંદરસો હોય છે. આપણા વ્યાપારની આ સ્થિતિ છે જો બારીક માલ બનાવતી મિલો પોતે જ જેટલી કીંમતનું કાપડ નિકાસ કરે તેટલી જ કીંમતનું રૂ આયાત થાય તો સરકારે કશું જ એકસચેંજ આપવું ન પડે. આ પ્રમાણે છૂટ આપવામાં આવે તો દેશના પૈસા બહાર ન જાય અત્યારે માંડ પચાસ થી સાઠ કરોડનું કાપડ બહાર જતું હશે

## સહકારની ભાવના

હજુ આપણા દેશની પ્રજાને–આ મારો દેશ, આ મારા ભાઈઓ એમને માટે તન, મન અને ધન વાપરી છૂટવું એવી વૃત્તિ નથી. ગામડામાં જૂના વખતમાં અરસપરસ સહકારથી કામ કરતા તેવું પણ આજે રહ્યું નથી.

જર્મનીમાં હું ઉપચાર કરવાર ગયેલો ત્યારે એક નાના ગામડામાં મકાન ભાડે લઈ રહ્યો હતો તે વખતે મેં જોયેલું કે ઇટાલિયન અને જર્મન ખેડૂતો લણતી વખતે, એક લત્તાનાં તમામ સ્ત્રી–પુરુષો એક ખેડૂતના ખેતરમાં લણવા જાય. એક–બે દિવસમાં જ તેનું બધું કામ પૂરું કરી આપે. પછી સૌ બીજાના ખેતરમાં જાય. આમ વારાફરતી અરસપરસ મળીને લણણીનું કામ પતાવી દે. કોઈના ઘરમાં પાંચ જણ હોય અને કોઇના ઘરમાં ત્રણ હોય, કોઇને એક જ દીકરો કામ કરે તેવડો હોય તો કોઇને ચાર જુવાનજોધ હોય, તો જેને ચાર દીકરા હોય તેના માબાપ કહે છે કે...પ્રભુનો પાડ માનીએ છીએ કે જેથી અમે પાડોશીને એટલી વધારે મદદ કરી શકયા. એને એક જ દીકરો છે તો મદદ કરવી જોઈએને ?

આપણા દેશમાં પણ પહેલા આવી સહકારની ભાવના હતી, સંપ અને સુમેળ હતો. પણ આજે એથી ઉલટું જ દેખાય છે લાંબા સમય સુધી પરદેશી ધૂંસરી નીચે રહેવાથી પ્રજામાં અનેક અવગુણો ઘર કરી ગયા છે. વિશ્વાસઘાત, વગર કારણે જુઠું બોલવું, ચોરી, ઇર્ષા, અપ્રામાણિકતા, નજીવી બાબતમાં ખૂનો, છેતરપિંડી, આળસ વગેરે દોષો પ્રજામાં દેખાય છે. જે પ્રજા કર્મવાદી છે તેનામાં સદ્‌ગુણ કેળવાય છે. જે પ્રજા નિષ્ક્રિય છે ત્યાં પાપ ભેગા થાય છે. સંપ ન હોય ત્યાં દુઃખ પેદા થાય છે. કુસંપ હોય ત્યાંથી લક્ષ્મી વિદાય લે છે.

એક વેપારીના ઘરમા કુસ૫ હતો ગૃહકલેશથી કટાળી લક્ષ્મીજી ઘર છોડી જવા તૈયાર થયા ડાહ્યા વેપારીએ કહ્યુ 'જાઓ તો ભલે, પણ મારા હાથ પર ઉપર પગ દઈને જજો ' લક્ષ્મીજી કબૂલ થયા તેણે દાનની શરૂઆત કરી, બીજાના ભલામા રાજી રહેવા લાગ્યો ઘરમા સ૫ વધ્યો પુણ્ય વધ્યુ, શાતિ થઇ અને લક્ષ્મીજી રોકાઈ ગયા લક્ષ્મીજી બોલ્યા કે, હવે, હું જઇ શકતી નથી જે દુ ખે જતી હતી તેનુ તમે નિવારણ કર્યુ '

આપણામા પરસ્પર પ્રેમ, ઉદારતા અને સહકારની ભાવના જામશે ત્યારે જ દેશની ઉન્નતિ થશે બીજા દેશોની જેમ આપણી પ્રજાના માનસ ઘડાવા જોઇએ તેના માટે પુરુષાર્થ અને પરિશ્રમ કરવાની જરૂર છે આજે કદાચ એની ખબર નહિ પડે, દશ વર્ષ પછી જણાશે એમા એવુ બનશે કે જે પૈસાના લાલચુ હશે, જેઓ પૈસા માટે જ બુદ્ધિનો ઉપયોગ કરે છે તેઓ દેશને ખાઈ જશે

ઉદ્યોગો ચલાવવામા, રાજ્ય-વહીવટ ચલાવવામા પેઢી-દર પેઢીના અનુભવીઓની શક્તિનો સદુપયોગ થવાની જરૂર છે આજે દેશને આગળ વધારવા આપણા મહાન નેતાઓ રાત-દિવસ જહેમત ઉઠાવી રહ્યા છે છતા ચોમેર અસતોષ અને નિરાશા વધતા જાય છે મીઠા ઝેરની માફક દેશ સ્વાર્થ અને સકુચિતતામા સપડાતો જાય છે દરદ વધતા વાર લાગતી નથી દરદનુ નિદાન થતા અને તેને કાબૂમા લાવતા વાર લાગે છે

આજે બાળકોને કિશોરો પર સ્વછદતાના ખોટા સસ્કારો પડે છે તે વાતાવરણમા ખાધેલા અન્નનુ લોહી બનશે, તેનુ વીર્ય બનશે અને તેમાથી જે આજની પ્રજાના સતાનો થશે, તે કેવા થશે તેની કલ્પના કરો સને ૧૯૧૪ થી ૧૯૧૯ સુધી ચાલેલા મહાયુદ્ધ પછી પેદા થયેલી યુરોપની પ્રજાઓ કેવી થઈ? તેમનામા લડાઇનુ માનસ કેળવાયુ પરિણામે કેવી મહામારી પ્રજા થઇ એ આપણે જોયુ એ પ્રજા અને ૧૯૩૯મા ભરજુવાન બની અને ૧૯૩૯ થી ૧૯૪૯ સુધીમા તે જગતનો નાશ કરવા તત્પર બની આપણે હજી એ દિશામા ઘસડાતા જઇએ છીએ

આ બધુ કહેવા-લખવા માટે હુ ઘણો નાનો માણસ છુ, પૂ બાપુજીએ ભારે તપશ્ચર્યા કરીને સ્વરાજ અપાવ્યુ તેનો પૂરેપૂરો લાભ મળતો નથી દિનપ્રતિદિન પ્રજા કગાળ બનતી જાય છે દેશની સપત્તિ વહેચી દેવાથી કે ઝૂટવી લેવાથી આપણે સજીવન નહિ થઇ શકીએ, પરતુ એકબીજાના સહકારથી, રાષ્ટ્રભાવનાથી, કાર્યશક્તિથી ઉન્નત થઇશુ જાપાને આઠ વર્ષમા ચમત્કાર કરી બતાવ્યો, ભારે શક્તિ કેળવી દશ વર્ષ ચીન સાથે લડયુ મહાયુદ્ધમા જાપાનની હાર થઇ, પાછુ પોતાના કર્મવાદના જોરે આઠ વર્ષમા બેઠુ થવા લાગ્યુ છે એવુ સર્જન આપણે ત્યા પણ થવુ જોઇએ પશ્ચિમનુ અનુકરણ આપણા સસ્કારને અનુરૂપ નથી ભારતની પ્રજાનુ પેટ એ પચાવી નહિ શકે જાપાને જે કાઈ કર્યુ તે પોતાની સસ્કૃતિ અને તાકાત વિચારીને કર્યુ આપણે પણ આપણી સસ્કૃતિ, શક્તિ અને પરિસ્થિતિ પ્રમાણે આગળ વધવુ જોઇએ

જર્મની છેલ્લા મહાયુદ્ધમા સાવ ભાગી પડયુ હતુ છતા દશ વર્ષમા તે પાછુ બેઠુ થવા લાગ્યુ છે વીર જાતિ હોવાથી અમેરિકા જેવો બળવાન અને સમૃદ્ધિમાન દેશ તેની દોસ્તી કરવા નીકળ્યો છે એ જ રીતે આપણે આપણા વીર પૂર્વજોનો વારસો દીપાવવો જોઇએ

## ભીખનો પ્રશ્ન

બીજા દેશોમા ભીખ માગવી એ શરમજનક ગણાય છે, જ્યારે આપણા દેશમા ભીખ માગીને ખાવામા માન સમજે છે બીજા દેશોમા ભીખ માગવી એ ગુન્હો છે જ્યારે આપણે ત્યા એને ધર્મ માન્યો છે આ વસ્તુ ગભીરતાથી વિચારવા જેવી છે આજે આપણા દેશમા પચાસેક લાખ જેટલા સ્રી-પુરુષો સમાજની ઉપર કેવળ બોજારૂપ બન્યા છે તેમને ફરજિયાત કામ આપવુ જોઇએ ઓછામા ઓછુ છ થી આઠ કલાક કામ કરવુ જોઇએ રાજના સરેરાશ આઠ આનાનુ કામ કરે તો પણ રોજના પચીસ લાખનુ કામ થાય મહિનાના સાડાસાત કરોડ અને વર્ષના નેવુ કરોડ થાય દરેક જણ રેટિયો કાતે તો પચાસ લાખ રેટિયા ચાલે માણસો બેઠાબેઠા ખાય છે એટલે એક અબજનુ નુકશાન થાય છે જનસેવા એ ઇશ્વર-સેવા છે એમ સમજી દરેક સપ્રદાયે

સાધુ-સંસ્થાઓ દ્વારા તેવા નિયમો ઘડવા જોઇએ. શ્રી રામકૃષ્ણ મિશનના સાધુઓ જે રીતે સેવા કરે છે, તે સૌને માટે દાખલારૂપ છે

આપણા દેશમાં લોકશાહીનો એક મહાન પ્રયોગ ચાલી રહ્યો છે. તેને સફળ બનાવવા ગ્રામ-જનતાને તાલીમ આપવાની જરૂર છે. આપણા ભજનિકો, કથાકારો, સંગીત-શાસ્ત્રીઓ નાટય-કલાના જાણકારો કોઇ પણ મોટા બદલાની આશા વિના આ કામ ઉપાડી લે તો સ્વતંત્ર પ્રજા તરીકેનું ભાન લોકોમાં જાગ્રત થાય. સરકારે આ દિશામાં વિચાર કરી યોજના કરવી જોઇએ અને પ્રજાના આગેવાનોએ એમાં સહકાર આપવો જોઇએ. અર્ધો કરોડ જેટલા સાધુઓ માગીને ખાય છે. સમાજ ઉપર બોજારૂપ થઈ પડયા છે. તેમની આવડત પ્રમાણે કામ આપવું જોઇએ ગામદીઠ બબ્બે સાધુ બેસે. ગામ તેમને ભોજન-કપડાં પૂરાં પાડે તેઓ લોક-સેવાનું આ ઉપયોગી કામ ઉપાડી લે. સાધુઓને પાછળ વારસો પડયો રહેતો નથી. તેઓ આવા સત્કાર્યોથી માનપાન મેળવી શકે. આ જમાનામાં હવે કોઈ ભગવા કપડાંની સેવા નહિ કરે, પરંતુ સેવાભાવ દેખશે તેની પૂજા કરશે. પહેલાંની માફક સાધુઓએ પ્રજાના સાચા સેવક અને ગુરુ બની હૃદય સાથે એકરૂપ થઇ લોકોને દોરવા જોઇએ, બર્મા ચીન, જાપાન વગેરે દેશોમા સ્વચ્છતા, આરોગ્ય, ગૃહઉદ્યોગ, દેશરક્ષા વગેરે બાબતોની તાલીમ સાધુઓ દ્વારા આપવામાં આવે છે.

## સંગીત અને નૃત્યકલા

બાળપણનાં સંસ્મરણો લખતી વખતે ગ્રામ-પ્રજાના જૂના વખતમા ગરબા, રાસ, ગરબી વગેરે નિર્દોષ આનંદની વાતો મેં લખી છે. સંગીત અને નૃત્ય એ માનવજીવનમા આરોગ્ય અને રસ પૂરનારા છે ભારતીય નૃત્યકલા પ્રાચીન કાળથી જગતમા આદર પામેલી છે તેમાં આપણે ખૂબ પ્રગતિ કરીએ છીએ, પરંતુ આજે નૃત્યકળાને નામે મોટે ભાગે વિલાસ પોષાઇ રહ્યો છે. શાળાઓ કે શેરીઓમા નાની કુમારિકાઓ અને યુવતીઓ નિર્દોષ ગીતો ગાઈને આનંદ મેળવે, તે સમાજને પોષક છે, પરંતુ આજકાલ સિનેમાના અર્ધનગ્ન દૃશ્યો વિકારોત્તેજક ગાનતાનનું અનુકરણ થાય છે તેમા ભારતની પડતી છે યુવક-યુવતીના જીવન એથી વેડફાઇ જાય છે. પશ્ચિમનું આધળુ અનુકરણ કરવાથી કેટલીક બાબતોમાં આપણે પાછા પડયા છીએ. આધુનિક નૃત્યકળાનુ પણ એવું જ છે જીવનની

ઉન્નતિ માટે, આત્માના શુદ્ધ આનંદના સાધન તરીકે નૃત્યકલા જરૂરી છે, એ સ્વીકારવા છતા આજે જે જાતનો પવન વાય છે તે ભારે નુકશાનકારક છે એમ મને લાગે છે તેનાથી ભાવિ પ્રજાને બચાવી લેવાની દરેક માત-પિતાની, શિક્ષકની, સમાજના આગેવાનની અને પ્રજાકીય સરકારની ફરજ છે

આપણી ભારતીય કલા–સંસ્કૃતિ ઊંચા પ્રકારની છે પ્રાચીન કાળથી તેમા આપણે કુશળતા મેળવેલી છે મારા પરદેશના પ્રવાસોમા જગતના અન્ય દેશોની કલા સંસ્કૃતિનો મને પરિચય થયો છે ત્યા પણ મારા કલાકારો છે મારા જાપાનના પ્રવાસમા મે જોયુ કે જે કોઇ જાપાનીઝ પરદેશ જવા ઇચ્છે તેની પ્રથમ તપાસ થાય છે જાપાનની પ્રતિષ્ઠા વિદેશમા જાળવી શકે તેવાઓને જ પરમીટ મળે છે આપણે ત્યા પણ આવુ નિયમન આવશ્યક છે આપણી કલા–સંસ્કૃતિનો પરિચય વિદેશીઓને સુયોગ્ય રીતે કરાવી શકે તેવા કલાકારોને જ પરમીટ મળવી જોઇએ અમારા આ વિચારો 'વિશ્વવાત્સલ્ય' ના તા ૧૬–૧–'૫૫ના અંકમા સુદર રીતે રજૂ થયેલા હોઈ, તે લેખમાથી કેટલાક મહત્ત્વના અવતરણો અહીં આપીએ છીએ

"સ્વરાજ્ય આવ્યા પછી આપણા દેશમાથી અનેક સાસ્કૃતિક પ્રતિનિધિમંડળો પરદેશ જાય છે અને એ જ રીતે પરદેશથી આપણા દેશમા આવે છે એમા નૃત્યકારો હોય છે, સાહિત્યકારો ને સંગીતકારો હોય છે અને બીજા પણ હોય છે તેઓ ત્યા જઈને ભારતીય સંસ્કૃતિના પ્રતિનિધિ તરીકે એક બે મહિના ગાળી આવે છે અહીંની કલાનો પણ ત્યાના લોકોને પોતાની શક્તિ મુજબ ખયાલ આપે છે

સંસ્કૃતિની વ્યાખ્યા કરવી કોઈપણ વ્યક્તિ માટે અઘરૂ કામ છે એ જેટલુ સાચુ છે તેટલુ જ એ પણ સાચુ છે કે નૃત્ય, ચિત્રકલા કે સાહિત્ય–સંગીતમા સંસ્કૃતિ સમાઇ જતી નથી જરૂર, એ કલાઓમા ભારતીય જીવનના ધબકારા હોય છે એમા ભારતીય જીવનનુ દર્શન હોય છે, પણ સમગ્ર સંસ્કૃતિ એમા સમાઇ જતી નથી એટલે ભારતીય કલાનુ ગમે તેટલુ નિરૂપણ કરવામા આવે તો પણ એ ભારતીય કલાનુ પ્રદર્શન છે બીજા દેશોને ઉત્કૃષ્ટ ભારતીય કલાનો પરિચય થાય છે, પણ ભારતીય સંસ્કૃતિ તો એથી પણ ઘણી ઊંચી વસ્તુ છે વિશાળ વસ્તુ છે

"આ એક વાત થઈ તેવો જ એક બીજો મુદ્દો છે' એક સુંદર નૃત્યકાર કે સંગીતકાર કલાના બહારના સ્વરૂપમાં નિપુણ છે પણ તેના જીવનમાં વ્યસનો છે વૈભવ ને વિલાસ છે, લોભ અને મહત્ત્વાકાંક્ષાથી તે મસ્ત બનેલો છે, તેના જીવનમાં કામ અને ક્રોધ છે આવી વ્યક્તિ ગમે તેટલો સફળ કલાકાર હોય છતાં શું આપણે તેને ભારતીય સંસ્કૃતિના પ્રતિનિધિ કહી શકીશું ખરા ?

"એટલે જ્યારે એક દેશ બીજા દેશમાં સાંસ્કૃતિક પ્રતિનિધિ મોકલે ત્યારે તેણે ઘણું વિચારવું જોઈએ સંસ્કૃતિ એટલે કલા, સાહિત્ય કે સંગીત નહિ સંસ્કૃતિ એટલે જીવન જેના જીવનના પ્રત્યેક વ્યવહારમાં ભારતીય જીવનનું દર્શન નીતરતું હોય તે આપણે મતે ભારતનો સાચો પ્રતિનિધિ ગણી શકાય, કારણકે ભારતીય સંસ્કૃતિ એ તો જીવનનો આધ્યાત્મિક સાક્ષાત્કાર અને તેનાથી પ્રેરિત થઈ જિવાતું રાષ્ટ્રીય પ્રજાજીવન છે જીવન છે એટલે ભૌતિક વસ્તુઓ તો રહેવાની, એનો ઉપયોગ પણ થવાનો પરંતુ જીવન એ બધી વસ્તુઓથી પર છે જીવન દ્વારા ચૈતન્યનો પૂરેપૂરો સાક્ષાત્કાર કરવો એ સાદાસીધા શબ્દોમાં કહીએ તો ભારતીય સંસ્કૃતિનો નિચોડ છે એમાં કલા આવશે પણ તે જીવનને આવા ઉન્નત ધ્યેય તરફ લઈ જતી હશે તેમાં નૃત્ય હશે પણ તે ઇંદ્રિયોને બહેકાવી ભોગ તરફ ન ઘસડી જતાં ચૈતન્યનું દર્શન કરાવશે એના તાલ, શરીરના પ્રત્યેક અંગમાં આવતી એકાગ્રતા નૃત્યકારને સમગ્ર રીતે ચૈતન્યમાં લીન કરી દેશે ત્યાં સંગીત હશે, તો પણ માત્ર હસવા કે કાનને મુગ્ધ કરવા નહિ પણ સ્વરસાધના દ્વારા એ મહાન ચૈતન્યના સાક્ષાત્કાર કરવાને એટલે કલાઓ દ્વારા ચૈતન્યની અભિવ્યક્તિ થતી હશે જે કોઈ જોશે તેનું અંતર પણ આ અમૂલ્ય અનુભવથી છલકાતું હશે દુનિયાના બીજા દેશોની અપેક્ષાએ આપણી પાસે ભૌતિક રીતે એમને આપવાનું ઘણું ઓછું છે આપણી પાસે એવો વૈભવ નથી, પણ ચૈતન્યની સાધનાના હજારો વર્ષનો અનુભવ છે આ અનુભવમાંથી જે પ્રેરણા સમગ્ર રાષ્ટ્રને મળે છે, જે અદૃષ્ટ રહીને પણ ભારતીય જીવનને આગળ લઈ જાય છે તે છે ભારતીય સંસ્કૃતિ આ સંસ્કૃતિના પ્રતિનિધિ સમા આપણા પ્રતિનિધિ-મંડળો હોવાં જોઈએ પ્રતિનિધિ-મંડળોમાં જનારા ને મોકલનારા સૌ આ અંગે વિચારે"

## માતૃત્વની ભાવના

'ભારતીય સ્ત્રીનુ સ્વરૂપ અને તેની જવાબદારી' વિષે સુપ્રસિદ્ધ હિંદી માસિક 'कल्याण' મા હિંદી સાહિત્યના સમર્થ લેખક શ્રી હનુમાનપ્રસાદ પોદ્દારે એક મનનીય લેખ લખ્યો છે તેમાથી કેટલોક મહત્ત્વનો ભાગ અહીં આપ્યો છે વિદ્વાન લેખકના હૃદયસ્પર્શી વિચારો વાચકવર્ગને ઉપયોગી નીવડશે એવી આશા છે

"વર્તમાન યુગમા બધા લોકોમા સ્વતંત્રતાની આકાક્ષા જાગૃત થઈ છે સ્ત્રીના હૃદયમા પણ એનુ સ્થાન હોવું એ સ્વાભાવિક છે સ્વતંત્રતા પરમ શ્રેષ્ઠ ધર્મ છે અને પુરુષ તેમ જ સ્ત્રી, બ નેને સ્વતંત્રતા હોવી જ જોઈએ એમા સ દેહ નથી એ પણ પરમ સત્ય છે કે જ્યા સુધી બ ને સ્વતંત્ર નહિ થાયે ત્યા સુધી યથાર્થ પ્રેમ ઉત્પન્ન થશે જ નહિ! પરંતુ વિચારણીય પ્રશ્ન એ છે કે બ નેની સ્વતંત્રતાના ક્ષેત્ર તથા માર્ગ બે છે કે એક જ સત્ય હકીકત તો એ છે કે પુરુષ તેમ જ સ્ત્રીનો શારીરિક તેમ જ માનસિક વિકાસ નૈસર્ગિક દૃષ્ટિથી કદાપિ એકસરખા હોતા નથી તેથી જ બ નેની સ્વતંત્રતાના ક્ષેત્ર તેમ જ માર્ગ પણ બે જ હોય છે બ ને પોતપોતાના ક્ષેત્રમા પોતપોતાના માર્ગ પર ચાલી સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકે છે એ જ સ્વધર્મ છે જ્યાસુધી સ્વધર્મ યથાર્થ સમજાશે નહિ ત્યાસુધી કલ્યાણની આશા નથી સ્ત્રી ઘરની શોભા છે તે સ્નેહમયી માતા તેમજ આદર્શ ગૃહિણીના રૂપમા જ છે એ જ તેની નૈસર્ગિક સ્વતંત્રતા છે તેથી જ કહેવામા આવ્યુ છે કે દશ શિક્ષક કરતા અધિક શ્રેષ્ઠ આચાર્ય છે સો આચાર્ય કરતા અધિક શ્રેષ્ઠ પિતા છે અને હજાર પિતા કરતા અધિક શ્રેષ્ઠ વ દનીય તેમ જ આદરણીય માતા છે

'સ્ત્રીનુ આ સનાતન માતૃત્વ એ જ તેનુ સ્વરૂપ છે તે માનવતાની નિત્ય માતા છે ભગવાન રામ-કૃષ્ણ, ભીષ્મ-યુધિષ્ઠિર, કર્ણ-અર્જુન, બુદ્ધ-મહાવીર, શ કર-રામાનુજ, ગાધી-માલવિયા વગેરે સર્વ મહાપુરુષોનુ સર્જન સ્ત્રીએ જ કર્યું છે તેનું જીવન ક્ષણિક વિષયી આનંદ માટે જ નથી પણ તે તો જગતને પ્રત્યેક ક્ષણ આનંદ આપનારી સ્નેહમયી જનની છે તેનામા પ્રાણની હૃદયની પ્રધાનતા છે જ્યારે પુરુષમા દેહની

પ્રધાનતા છે તેથી જ પુરુષની સ્વતંત્રતાનું ક્ષેત્ર શરીર છે અને સ્ત્રીની સ્વતંત્રતાનું ક્ષેત્ર પ્રાણ-હૃદય છે સ્ત્રી ભલે શરીરે દુર્બળ હોય પરંતુ તે પ્રાણથી, હૃદયથી તો પુરુષ કરતા સદાય અતિ શક્તિશાળી છે તેથી જ પુરુષ એટલા ત્યાગની કલ્પના કરી શકતો નથી જેટલો ત્યાગ સ્ત્રી તદ્દન સહજ ભાવે ઘણી સહેલાઇથી પણ કરી શકે છે તેથી જ સ્ત્રી અને પુરુષ સર્વ ક્ષેત્રોમા સમાન ભાવથી સ્વતંત્ર નથી આમ કહેવું તે અનુચિત તો ન જ ગણી શકાય

"વિદેશીઓનું કૌટુંબિક જીવન ઘણુ ખરુ છિન્નભિન્ન થયું છે સંયુક્ત કુટુંબ જે દયા, પ્રેમ, સ્નેહ, પરોપકાર, સેવા, સંયમ અને શુદ્ધ અર્થવિતરણ કરનારી એક મોટી સંસ્થા છે જેમા દાદા-દાદી, કાકા-કાકી, ભાઇ ભાભી, દિયર-જેઠ, સાસુ-સસરા, મામા-મામી, ભાઇ-બહેન, માસા-માસી, ભાણેજ-ભાણજી, ભત્રીજો-ભત્રીજી વગેરેની એક મહા-સુશૃંખલાથી પૂર્ણ વ્યવસ્થિત સંસ્થા હોય છે અને જેના ભરણપોષણ માટે ગૃહસ્થ પોતાને ધન્ય અને કૃતાર્થ સમજે છે એ સંયુક્ત કુટુંબનું ત્યા નામનિશાન પણ નથી રહ્યું સ્વતંત્રતા તથા સમાનાધિકારના ઝઘડાએ ત્યાના સુંદર અને સુશોભિત ઘરો ઉજ્જડ કરી દીધા છે, તેથી જ ત્યા નજીવી બાબતમા કલહ અશાંતિ છૂટાછેડા તેમ જ આત્મહત્યા વગેરેના બનાવો બને છે

"એ ભ્રમ દૂર કરવો જોઇએ કે વર્તમાન યુરોપ-અમેરિકામા સ્ત્રીઓ સ્વતંત્ર હોવાથી સુખી છે અને તેમને વર્તમાન શિક્ષણથી સાચો લાભ થયો છે કદાચ માની પણ લઇએ કે કેટલાક અંશમા લાભ પણ થયો હોય તો પણ ત્યાનું વાતાવરણ, ત્યાની પરિસ્થિતિ, ત્યાની રીતિનીતિ, ત્યાના રિવાજરસમ, ત્યાની સંસ્કૃતિ અને ત્યાનું લક્ષ્ય વગેરે બધા જુદા છે અને આપણા જુદા છે ત્યા કેવળ ભૌતિક વિકાસ જ જીવનનું લક્ષ્ય છે આપણું લક્ષ્ય છે પ્રભુપ્રાપ્તિ વિલાસ વાસનાનો ત્યાગ અને ઇંદ્રિયસંયમ એ જ પ્રભુપ્રાપ્તિનું સર્વોત્તમ સાધન છે એ ખ્યાલમા રાખીને જ આપણે આપણી શિક્ષણપદ્ધતિ રાખવી પડશે એમ કરીશું ત્યારે જ આપણા દેશની સ્ત્રીઓ આદર્શ માતા તેમ જ ગૃહિણી બની જગતનું કલ્યાણ કરી શકશે"

## ધાર્મિક તહેવારોના ઉત્સવો

આપણા ધર્મશાસ્ત્રોએ લોકજીવનમા આનંદની સાથે ધર્મભાવના પ્રગટે તે માટે જુદાજુદા તહેવારોના પ્રસંગે ઉત્સવો ઊજવવાનુ નક્કી કરેલુ હતુ રામનવમી, જન્માષ્ટમી, નવરાત્રિ, દિવાળી વગેરે તહેવારોમા મોટા મેળાઓ ભરાય અને ગામેગામ ઉત્સવો ઊજવાય સ્ત્રીપુરુષો અને બાળકો તમામ આમા નિર્દોષ આનંદ મેળવતા આજે એ જમાનાની ધર્મભાવના લુપ્ત થતી જાય છે કેટલીક જગ્યાઓએ તો ધર્મને નામે નર્યું ગાંડપણ જોવા મળે છે શ્રદ્ધાપૂર્વકની ભાવના હોય તો હૃદયમા દયા, પ્રેમ, ઉદારતા વગેરે ગુણો કેળવાય પણ ધર્મને નામે નાટકની ખગળ ભવાઈઓ ભજવાય, જન્માષ્ટમી જેવા પવિત્ર તહેવારો જુગારના અખાડા બને, આ વસ્તુ ભાવિ પ્રજાના જીવન ઉપર બહુ ખરાબ અસર કરશે

આવા તહેવારોના પ્રસંગે ઊજવાતા ઉત્સવોનુ સ્વરૂપ બદલાવી તેનુ રૂપાન્તર કરવાની જરૂર છે લોકજીવનનુ ઘડતર થાય તેવા ધાર્મિક અને શૈક્ષણિક સંવાદો રચી આવા પ્રસંગ ભજવવા જોઈએ સારા કથાકારો સુંદર કથાઓ કરે, ભજનિકો ભજનો ગાય રાસમંડળીઓ નિર્દોષ આનંદ માણે તો તહેવારોની પવિત્રતા સચવાઈ રહે

જૂના વખતમા આપણા ધાર્મિક તહેવારો વહેતા ઝરણાની પેઠે લોકજીવનમા નિર્મળ ભાવના રટતા હતા દરેકની ધર્મતૃષા એનાથી છીપતી હતી આજે એ શ્રદ્ધા દેખાતી નથી નિર્મળ ઝરોવરને આપણે સંકુચિત ગંધ મારતુ ખાબોચિયુ બનાવી દીધુ છે તેને લીધે આવા ધર્મને કોઈ ઓળખી શકતુ નથી ખ્રિસ્તી અને ઇસ્લામ ધર્મ ઉપરના તેમના અનુયાયીઓની શ્રદ્ધા જીવંત છે તેમણે ધર્મને જીવતો ગણ્યો છે આપણે એવી શ્રદ્ધા કરાવવી પડશે

ધર્મ જીવંત હશે તો મૃત્યુના મુખમાંથી સંજીવનતા પ્રાપ્ત થશે ધર્મ બગડ્યો તો આખુ રાષ્ટ્ર ડૂબશે આથી ધર્મભાવના એજ કલિયુગમા તારનાર નૌકા છે

આપણી બાળાઓ ખ્રિસ્તી ઢબના ફ્રૉકો પહેરવા માંડી છે ગોઠણ સુધી પગો ઉઘાડા રાખે છે એ તો ઠીક પણ ચમકના ફ્રૉકો પહેરવાથી

છાતીનાં પ્રદર્શન થાય છે. ગોવાનીઝ ખ્રિસ્તીઓ બદન ઢીલુ ખૂલતું પહેરે છે. આપણે એનાથી દૂર નીકળી ગયા છીએ, છેલ્લે પાટલે બેઠા છીએ દેશના આગેવાનો અને સમાજ સુધારકોએ આ વસ્તુ ઉપર ધ્યાન આપવાની જરૂર છે

## ગુનાહિત કૃત્યો

આજકાલ ગુનાહિત કૃત્યો દિનપ્રતિદિન વધતાં જાય છે. ચોરી, લૂંટ મારામારી તેમજ ખૂનોનુ પ્રમાણ વધતું જાય છે. એનું કારણ ભય જેવી કે માનવતા જેવી વસ્તુ રહી નથી જેલોમાં આજે કેદીઓને બચત રકમમાથી ચા, બીડી, રેડિયોની છૂટ છે. વર્ષમાં અમુક દિવસ ઘેર કુટુંબને મળવા જવા દે છે કેદી ગૃહસ્થી હોય તો બાળબચ્ચાં અને પત્ની સાથે મોજમજા કરી આવી શકે મારા સાભળવા પ્રમાણે આવી છૂટ મળતી હોય તો ચોર–લુંટારાઓને ઘર કરતા જેલ વધારે પસદ પડે જેલમા શારીરિક અને માનસિક કષ્ટ સાથે એને સુધારવાના સાધનો હોય તો માણસ ફરીથી ગુનો કરતા અટકે આજની જેલોની સગવડોથી રીઢા ગુનેગારને ઉત્તેજન મળે છે

આજની કોર્ટોના કેસ ચાલે છે તેમા પુરાવો ન મળે એટલે પુરાવાને અભાવે ગુનેગાર નિર્દોષ છૂટી જાય છે ખૂનજેવા ગભીર કેસમા વાતી નાક્ષા કયાથી લાવે ? ખૂની જામીન પર છૂટા ફરતા હોય ત્યા સાક્ષી થવાની હિંમત કોણ કરે? સાક્ષી આપનાર સાથે વેર બધાય સૌરાષ્ટ્રમાં અને આખા દેશમા છેલ્લા સાત વર્ષના ગુનાઓનું સરવૈયુ કાઢીએ તો જણાશે કે ચોરી, લુંટફાટ અને ખૂનના ગુનાઓ પરાકાષ્ઠાએ પહોચ્યા છે

ગરીબ, અનાથ, અસહાય સ્ત્રીઓ ઉપર બળાત્કારના કિસ્સાઓ બને છે આવે વખતે સાક્ષીપુરાવા કયાથી મળે? ચાર પાચ જેટલા નરાધમો એકીવખતે એક નિર્દોષ અબળા ઉપર બળાત્કાર ગુજારે તેના પુરાવા હોઇ શકે ખરા? આબરૂ જવાની બીકે કેટલાયે કેસો ભ્રાહ જતા હશે ન્યાય મોઘો થયો છે નિરાધાર સ્ત્રીઓ કોની પાસે ફરિયાદ કરે? આવી નીચતા અનીતિની હદ આવી છે એમ બતાવે છે બીજા કોઇ દેશમા આવો બનાવ બન્યો હોય તો એ ઘડીભર ચલાવી ન લે એવા નર–રાક્ષસોનુ નામનિશાન જગતમાથી ભૂંસી નાખે

આજકાલ સ્ત્રીઓએ પણ મર્યાદામાં રહીને વર્તવાની ખાસ જરૂર છે. કેટલીક સ્ત્રીઓ ઝીણા, કસકમતા અને આકર્ષક પોષાકમા સજ્જ થઈને હરેફરે ને પોતાની મર્યાદા ન જાળવે તો માણસો એમને રંજાડે એમાં મુખ્ય દોષ તો સ્ત્રીઓનો જ ગણાય. તેઓએ મર્યાદા પૂરેપૂરી જળવાય એવો શિષ્ટ પોશાક જ પહેરવો જોઇએ. વળી તેઓ પોતાનું રક્ષણ પણ ન કરી શકે એ પણ નબળાઇ જ ગણાય સૌ કોઇએ પોતાનું રક્ષણ કરી શકે એટલું આત્મબળ તો કેળવવું જ જોઇએ સ્ત્રીઓ ઉપર કોઇ કુદૃષ્ટિ ન કરે એવું આત્મબળ કેળવ્યે જ છૂટકો છે. શાળાઓ, કોલેજો અને મહિલામંડળ જેવી સંસ્થામા આવા શિક્ષણ માટેના પ્રબંધો ખાસ થવા જોઇએ. સ્ત્રીઓની કોઈ છેડ કરે કે તેઓને રંજાડે તેનો ન્યાય મેળવવો એ પણ ઘણું કપરું કામ છે; કેમકે આપણે જોઇએ છીએ કે કાયદાની છટકબારીમાથી આવા ગુનેગારો છૂટી જાય છે ને પરિણામે સ્ત્રીઓની ફજેતી થાય છે આથી મર્યાદામાં રહીને જ સ્ત્રીઓ પોતાનું રક્ષણ સરળતાથી કરી શકે છે. આત્મબળ કેળવવાનું તેમજ સ્વરક્ષણ કરવાની તાકાત મેળવવાનું કામ સ્ત્રીઓનું છે એ ખરુ; પણ તેને માટે સ્ત્રીઉપયોગી સાર્વજનિક સંસ્થાઓએ ખાસ કાળજી રાખવાની જરૂર લાગે છે.

રાવણ અને દુર્યોધન જેવા મહાશક્તિશાળી રાજાઓએ સ્ત્રીઓની છેડતી કરી તો તેમના શા હાલ થયા? આપણા ધાર્મિક ગ્રંથોમા એનુ તાદૃશ વર્ણન કરેલું છે. એની ગંભીરતા સમજાવવા મોટાં પુરાણ રચાયાં સીતામાતા અને મહાસતી દ્રૌપદીજીની લજ્જા ઉપર હાથ નખાયો તેથી ભારતના બે મહાન ગ્રંથો રામાયણ અને મહાભારત રચાયા. હિંદુ પ્રજાને ધર્મભાવના, નીતિમત્તા ખાસ કરીને શિયળરક્ષા અર્થે સર્વસ્વનો ભોગ આપવાના પાઠ શીખવવા આ ગ્રંથોની રચના થઇ છે

આજે આપણે સ્વતંત્ર પ્રજા તરીકે આ વસ્તુનો વિચાર કરવાની જરૂર છે. પ્રાચીનકાળમાં ભારે નીતિમાન પ્રજા તરીકેનો આપણો વારસો છે આવા નરાધમો આવા કૃત્યો કરી શકે છે, પુરાવાને અભાવે છૂટી જાય છે આવી વસ્તુના પુરાવાની જરૂર ન હોવી જોઇએ એક અસહાય, દુખિયારી અબળાના નિઃશ્વાસ આપણા ઉદ્વેગ કાન ઉપર નહિ સંભળાય તો એ પ્રભુના દરબારમાં સંભળાયા વગર રહેશે નહિ એ નિઃશ્વાસ અનીતિના મૂંગા સાક્ષી બનનારને ભરખી જશે

આવાં હિચકારાં કૃત્યો પ્રજાને અધોગતિ તરફ લઇ જનારાં છે. એમ ઊંડા દુ:ખ સાથે અમારે લખવું પડે છે. આવા કૃત્યો ફરીથી ન બને તે માટે સરકાર અને પ્રજાએ મળી તત્કાલ ચાંપતા ઈલાજો લેવા જોઇએ અને ગુનેગારોને આકરી શિક્ષા થવી જોઇએ એમ અમને લાગે છે

## વર્તમાનપત્રો

વર્તમાનપત્રો વિષે કંઈ પણ અભિપ્રાય આપવો તે અમારી શક્તિ બહારનું ગણાય. છતા ભારતીય પ્રજાના હિતની દૃષ્ટિએ અમારા નમ્ર વિચારો અહીં રજૂ કર્યા છે

અત્યારના યુગમા વર્તમાનપત્રો એક મહાન શક્તિ ગણાય છે અને પ્રજાનુ સંસ્કાર-ઘડતર કરવાનું એક મોટું સાધન પણ છે વર્તમાનપત્રોના વિદ્વાન સંસ્કારી સંપાદકો પોતાના આદર્શ વિચારો લેખિની દ્વારા પ્રજાના દરેક વર્ગ સમક્ષ રજૂ કરી પ્રજામાં ઉત્તમ સંસ્કારો રેડી રહ્યા છે

પરંતુ, આપણે ત્યા કેટલાક પત્રો એવાં પ્રસિદ્ધ થાય છે કે જે આ ઉંચા આદર્શને બાજુ પર મૂકી વિવેક, મર્યાદા ચૂકી જઇને અતિશયોક્તિભર્યા લખાણો પ્રજા પાસે મૂકવામા ગૌરવ માને છે અમારે ખેદપૂર્વક કહેવું પડે છે કે કોઇક એવા દાખલા પણ બને છે કે જેમા ગંદા પ્રચાર દ્વારા પૈસા પડાવવાની કોશિષ કરવામા આવે છે જેમની ઉપર આવા આક્ષેપો વગેરે થાય છે તેઓ કોર્ટમા જઈ શકતા નથી, કારણકે તેમ કરવાથી કોર્ટના અટપટા પ્રશ્નોના જવાબોમાં બહેનદીકરીઓની મર્યાદા જળવાતી નથી અને લાબા સમય સુધી કેસનો અંત આવતો નથી

આવી કક્ષાના પત્રો નિર્દોષ ને અજ્ઞાન પ્રજાના હાથમા જવાથી ખરાબ સંસ્કારો ફેલાય છે જરૂર જણાય ત્યા ભૂલ દર્શાવવી જોઇએ; પણ તે એવી રીતે રજૂ થવી જોઇએ કે જેથી વર્તમાનપત્રોની ખાનદાની અને સંસ્કારિતાની પ્રજામાનસ ઉપર સારી છાપ અંકિત થાય

વિદેશોમા ઉપર જણાવી તેવી કક્ષાના પત્રો ઉપર અંકુશ હોય છે. સામાન્ય માણસો સમાજના, સરકારના અને પરમેશ્વરના ડરથી નીતિની મર્યાદા સાચવે છે એ મર્યાદા તૂટે એટલે માણસ અંકુશ વિનાનો બની જાય છે ભારતના સંસ્કૃતિ, ધર્મ અને આદર્શની પ્રણાલિકા જળવાઇ

રહે અને પ્રજામાં ઉચ્ચ સંસ્કારો રેડાય તે દષ્ટિથી વર્તમાનપત્રોએ, સરકારે અને સમાજસુધારક ભાઈબહેનોએ આ ગંભીર પ્રશ્નનો વિચાર કરવો જોઈએ એમ અમારું માનવું છે.

## મિલ-કારખાનાં અને મજૂરો

અમારા મિલમેનેજર શ્રી જદુરાયભાઈ હમણાં જાપાનના ઉદ્યોગો જોઈ આવ્યા. તેમના અનુભવો સાંભળ્યા એ ઉપરથી જાણવા મળ્યું કે આપણે ત્યાં એક કારીગર ૧૨ થી ૧૬ સાળ ચલાવે છે, જ્યારે જાપાનમાં ૪૦ થી ૬૦ ચલાવે છે. અહીંના કારીગર ૪૨૦ ત્રાકનું ત્રણથી ચાર સ્પિન્ડલ ચલાવે છે. જ્યારે જાપાનમાં ૪૨૦નાં ૧૦ ફ્રેમ ચલાવે છે. આજે મિલ-ઉદ્યોગમાં વિકાસ થાય તે હેતુથી મશીનરીમાં સુધારો કરવાની સરકાર પાસે માગણીઓ કરીએ છીએ તો સરકારને બેકારી વધવાની ભીતિ લાગે છે. ઓછું ઉત્પાદન થવાથી જે ખર્ચ વધે છે તેનો બોજો છેવટે ખરીદનાર પ્રજા ઉપર પડે છે. મજૂરોનું રક્ષણ કરવા જતાં, વધારે પડતા બોજા થશે તો પરિણામે ઉદ્યોગો ભાંગી પડશે.

પરદેશમાં માલ મોકલવામાં ખોટા ખર્ચ વધી જાય છે તેને લીધે પરદેશનાં બજારોની હરીફાઈમાં આપણે ટકી નહિ શકીએ. સને ૧૯૧૪થી ૧૯૨૧ સુધી લડાઈમાં આપણે દરેક દેશમાં પગપેસારો કર્યો હતો. હિંદનો માલ દરેક દેશાવરમાં જતો. સને ૧૯૨૩થી જર્મની અને જાપાને દુનિયાના બજારો પકડી લીધાં. તેની સામે હરિફાઈમાં આપણે ટકી ન શકયા. આજે હિંદુસ્તાનનો માલ ૨૦ ટકા માંડ જાય છે. વેચાણ ઘટવાથી કેટલાક ઉદ્યોગો ભાંગી પડયા. સરવાળે વેપાર ગયા. ઉદ્યોગો ગયા, પ્રજાના-શેર-હોલ્ડરોના ૨૦ વરસમાં કરોડો રૂપિયા ગયા. આપણા દેશના મજૂરો કારીગરો રૂપિયો લઈ ૧૪ આનાનું કામ કરે, જ્યારે બીજા દેશોમાં રૂપિયો લઈને ૧૮ આનાનું કામ આપે છે. આ કારણે આપણે ત્યાં ચીજો મોંઘી પડે છે.

કામદારોના હિતનું રક્ષણ પૂરેપૂરું થવું જોઈએ એમાં બે મત હોઈ ન શકે, પરંતુ મજૂરોના રક્ષણ અંગેના કેટલાક કાયદા એવા છે કે જેને પરિણામે ઉદ્યોગોને હાનિ પહોંચે, ઉત્પાદન ઘટે, માલ મોંઘો પડે, પ્રજાને વેઠવું પડે. કોઈ મજૂર કામ ન કરતો હોય, વધાનનો હોય, તો પણ તેને કાઢી ન શકાય વળતર આપીને પણ છૂટો ન કરી શકાય.

આવો કાયદો છે સ્ત્રી–પુરુષે લગ્ન કર્યા હોય એ છૂટા થઇ શકે છે, પણ ઇન્ડસ્ટ્રીઝમાથી બિનજરૂરી હોય તેવા મજૂરને માલિક છૂટો ન કરી શકે આ જાતના કાયદા કોઈ બીજા દેશોમા હોય એવુ અમારી જાણમા નથી આ કાયદાની પાછળ સરકારનો હેતુ સારો હશે પરંતુ તેનો ગેરલાભ ઉઠાવાય છે આ કાયદાની ઓથે કારીગરો બેદરકાર અને આળસુ બને છે કામ ન કરે તેને પણ રજા ન આપી શકાય એ તો ઉદ્યોગોને મજા કરવા જેવું થયુ

આજે મોટા ઉદ્યોગો ચલાવવા એ ગુનો હોય એવી દશા હોય છે કોઇ કારીગર ગુનામા આવ્યો તો તે સાબિત કરવુ પડે તેને માટે લડવા કોર્ટમા વકીલ રાખવો પડે ખર્ચ કરવો પડે ઉદ્યોગો ખીલવવાનુ બાજુ પર રહે અને આ જાતના ઝઘડામાથી ઉંચા ન અવાય આ જાતના કાયદાઓ અમારી સમજમા ઊતરતા નથી હુ મારી જાત-અનુભવની વાત લખુ છુ દેશ સ્વતત્ર થયા પછી ઘણા શ્રીમતો ઉદ્યોગો ઊભા કરવા ઇચ્છે, પોતાની વ્યાપારી બુદ્ધિનો દેશના હિત માટે સદુપયોગ કરવા ચાહે, પરતુ તેઓ ખોટા ઝઘડાથી કટાળીને બેસી રહે છે, આ કરતા તમામ ઉદ્યોગોનુ રાષ્ટ્રીયકરણ થઇ જાય તે ઇચ્છવા જેવુ છે તેમા જેઓ કામ કરે તે પ્રમાણે વળતર આપે

આ વસ્તુ ગભીરપણે વિચારવાની જરૂર છે આમા દેશની સમગ્ર પ્રજાનુ હિત સમાયેલુ છે

## અસ્વચ્છ રહેણી

દક્ષિણ આફ્રિકામા હિંદીઓ હડધૂત થાય છે તેમા ગોરાઓની રગદ્વેષની સૂગ કારણભૂત છે એ ખરુ, પરતુ તેમા આપણી ગદી ટેવો પણ એક કારણ છે, એમ આપણે દુ ખ સાથે કબૂલ કરવુ જોઇએ અમારા વિદેશના પ્રવાસોમા અમે જોયુ કે આપણા ભાઇઓ જ્યા જાય ત્યા ભારે ગદકી કરી મૂકે છે રેલવેના ડબાઓમા, સ્ટેશનોમા, રેસ્ટોરામા, વેઇટિંગ રૂમમા થૂકવુ, પાનની પિચકારીઓ મારવી, નાકમાથી લીંટ કાઢવી, દાતણ કરવું, હાજતે જવુ, કોઈ પણ સ્થળે જોયા-વિચાર્યા વિના ગદકી કરવી એ ટેવોને લીધે આપણે પરદેશોમા હડધૂત થઇએ છીએ

આપણો ભારત દેશ નદનવનસમાન સુદર છે એની પણ આપણે એવી દશા કરી મૂકી છે ભગવાને આપણને સ્વર્ગ આપ્યુ, તેને આપણે

નરક જેવુ બનાવ્યુ અને જેને નરક જેવી જગ્યાઓ મળી તેને તેમણે સ્વર્ગ સમી સુદર બનાવી જેઓ ગદકીમા રહે તેના વિચારો, માનસ લોહી, શરીર બધુ ગધાઇ ઊઠે છે જે દેશ, જે પ્રજા સ્વચ્છતાથી રહી શકે, સુદર રહી શકે, તેનુ મુખકમળ સુદર બને છે તેમના સ્વભાવ, વાણી, હવાપાણી, વાયુમડળ સુદર સુવાસિત થઈ જાય છે

આપણે હિંદીઓએ આપણી ગદી ટેવોને લીધે હાથે કરીને અધોગતિ કરી છે આપણા કેટલાક દોષો આપણામાથી ઊભા થયા છે, એમા ભગવાનનો કે બીજાનો દોષ નથી આ બૂરી ટેવને લીધે દેશમા બીમારીઓ, રોગો, ઝેરી જતુઓ ફેલાય છે તેને લીધે મરણપ્રમાણ વધે છે કોઈના ચહેરા ઉપર ખરી તદુરસ્તી જોવા મળતી નથી આપણી આ કુટેવો પ્રજા અને સરકારે મળીને દૂર કરવી જોઈશે દેશપરદેશથી ભારતની મુલાકાતે આવતા વિદેશીઓ હિંદીઓની ગદી રહેણી હોવાની છાપ લઈ જાય છે તે આપણે માટે શરમજનક છે

છત્રીશ કરોડની ભારતીય પ્રજા ધારે તો ગામડાઓને સુદર બનાવી શકે, નદનવન જેવા કરી શકે આજે આપણા ગામડાઓની બાધણીમા કોઈ યોજના નથી કોઈ પ્લાન નથી અનેક જાતના વાકાચૂકા અને ખાડાટેકરા, કશી મર્યાદા વિનાના પશુ સાથે રહેવાના મકાનો હોય છે આમા સરકારનો દોષ નથી, દોષ આપણો પોતાનો છે આપણે ભૂખે મરતા હોઇએ કે દુખ ભોગવતા હોઇએ તો તે આવા માનસિક પાપોને લીધે ભોગવીએ છીએ સરકારને ગાળો દેવાથી આપણી કુટેવો નહિ ટળે સરકાર રસ્તો બતાવે છે એ રસ્તે ચાલવાનુ કામ આપણુ છે બૂરી આદતો છોડાવવા માટે સરકાર સખ્તાઇ કરે તો તેની સામે હડતાળો પાડવી, બળવો પોકારવો એ યોગ્ય નથી એનો અર્થ એ થાય કે સરકારે પ્રજાને ગમતી નકામી વસ્તુ પણ કરવી પ્રજાને અસ્વચ્છ અને અવ્યવસ્થિત રહેવુ ગમે તે કેમ ચલાવી લેવાય ? ચીનની સરકારે ગદી ટેવો દૂર કરવા ભારે સખત કાયદાઓ કર્યા હતા

આપણો દેશ સ્વતત્ર થયો છે આપણી સામે બે વસ્તુ આવીને ઊભી છે અવનતિ અને ઉન્નતિ આપણે શું પસદ કરશુ ?

## આજની કેળવણી

આજે સંસ્થાઓ અને શાળાઓમાં જે શિક્ષણ અપાય છે તેમાં માતાપિતાના સંસ્કાર પડતા નથી. બાળકો પોતાના માતાપિતા પાસેથી જે મેળવે છે, તે બીજા કોઈની પાસેથી મેળવી શકતા નથી ગમે તેવી અભણ માતા હશે તે જે સંસ્કાર પોતાના બાળકને આપી શકશે, તે ભારે ઉચ્ચ શિક્ષણ પામેલી શિક્ષિકા નહિ આપી શકે આજે બાળકો માબાપોથી સાવ અતડા બની ગયા છે તેમનામાં માબાપોની આમન્યા રહી નથી, માબાપ પ્રત્યે માન કે પૂજ્યભાવ રહ્યો નથી માબાપ પાસેથી જે વંશપરંપરાગત ખાનદાની, વિનય, મર્યાદા, નીતિમત્તા, પ્રમાણિકતા, સચ્ચાઈ, ટેક, સેવાભાવ, સહનશીલતા વગેરે ગુણો કેળવવા જોઈએ, તે આજના શિક્ષણમાં મળતા નથી આજના બાળકોમાં આ મોટી ખામી રહી જાય છે શિક્ષણશાસ્ત્રીઓ, અધ્યાપકો અને વાલીઓએ મળીને આ મહાન પ્રશ્ન વિચારવો જોઈએ આજે છોકરાઓ સમજણા થતાંજ સ્વચ્છંદી બની જાય છે એ માબાપના કે શિક્ષકના કે સરકારના કોઈના કહ્યામાં રહેતા નથી આપણી ભાવિ પ્રજા સાવ નિરંકુશ બની રહી છે વાતવાતમાં બળવો પોકારવો, હડતાળો પાડવી, શિક્ષકોના ખૂન કરવા સુધીની સ્વચ્છંદતા વધી ગઈ છે આ એક ભારે જટિલ કોયડો છે ઓછામાં ઓછી બાર વર્ષની ઉંમર સુધી બાળકોને માતાની દેખરેખ નીચેજ કેળવણી મળે તેવી ગોઠવણ થવી જોઈએ, એ એક તાત્કાલિક કરવા જેવો ઉપાય અમને લાગે છે

### જીવનધોરણ

આપણું જીવન ધોરણ દિવસે દિવસે ઘણું ઊંચું થતું જાય છે અગાઉના જમાનામાં બહુ થોડી પૂંજીમાં ધંધા કરી શકતા જીવન સાદા હતા માસિક પાંચ રૂપિયામાં સુખી હતા તેવા આજે દશ ગણી આવક છતાં સુખી નથી ચોમેર ભૂખ અને દુઃખના પોકાર પડી રહ્યા છે ઊંચું જીવન કોને કહેવું એ એક સવાલ છે સિગારેટ, ચા, સિનેમા અને મોટરબસનો ઉપયોગ એ ઊંચા જીવનની નિશાની ગણાય છે વિદેશી ભભકાબંધ કપડાં તથા ચીજોની વપરાશ એને ઊંચું જીવન કહેવાનું હોય તો તે દેશને નીચે લઈ જશે આપણા દેશમાં ચીજવસ્તુ સસ્તી થશે ત્યારે જ દેશમાં સુખ આવશે આજનું ખર્ચાળ જીવન તો આપણને વિનાશ તરફ લઈ જશે

આજે વેપારીને બદલે ખેડૂતો સંગ્રહ કરવા લાગ્યા છે અલબત્ત પોતાની મહેનતથી ઉપજાવેલી વસ્તુઓ સાચવવાનો દરેક ખેડૂતને હક છે. પરંતુ સટ્ટો અને સંગ્રહ એ બને વેપારને ખૂબ ખરાબ કરે છે તેને કાયદાનું સખત હાથે પાલન કરાવીને દબાવી દેવાની જરૂર છે.

## વિદેશ વસતા હિંદી ભાઈઓના પ્રશ્નો

આપણે સ્વતંત્ર થયા ત્યાર બાદ ઘણા વેપારીઓ એક અગત્યની વાત સરકાર પાસે મૂકે છે જે હિંદી ભાઈઓ વિદેશમાં વેપાર કરી ત્યાંથી પાંચ પૈસા કમાઈને દેશમા ધન લાવે છે, તેમની સંપત્તિ આપણા દેશમા છૂટથી આવવા દેવી જોઈએ. ભારે ઈન્કમ-ટેક્ષને કારણે એ સમૃદ્ધિ અહીં આવી શકતી નથી. દક્ષિણ આફ્રિકા, પોર્ટુગીઝ આફ્રિકા, માંડાગાસ્કર, મોરિશ્યસ વગેરે સંસ્થાનોમાં આપણા વેપારી ભાઈઓની સંપત્તિ રૂંધાઈ રહી છે આ બાબતમાં મોટા વેપારીઓએ ઘણી વખત સરકાર પાસે ફરિયાદ કરી છે માન નાણાપ્રધાન પાસે વસ્તુ રજૂ કરી છે; પરંતુ તેનો ઉકેલ આવ્યો નથી

ભારત બહાર આશરે પચાસ લાખ ઉપર હિંદીઓ વસે છે, તેઓ વિના હરકતે વાર્ષિક એકસો રૂપિયા મોકલી શકે તો પણ ચાલીસ કરોડ રૂપિયા દેશમાં આવે. આપણે બીજેથી ઉધાર લેવા જઈએ છીએ જ્યારે આપણા પોતાના ભાઈઓ દેશમાં દ્રવ્ય લાવવા માગે છે, તેમની સામે આકરા કાયદાઓ ઊભા છે. પાકિસ્તાનમાં બહારથી આવતી સંપતિ માટે જગાત નથી તેઓ માને છે કે પોતાની પ્રજા પાસે દેશમાં ધન હશે તો કામ લાગશે આપણે વખતસર ચેતી જઈને આ કાયદાઓ નહિ સુધારીએ તો સંભવ છે કે આપણા અબજો રૂપિયા વિદેશમાં રહી જાય કદાચ પાકિસ્તાનથી અહીં આવ્યા તેવી હાલતે પહોંચે લૂગડે આવવું પડે પછી પાછળથી કમિશન બેસાડવામાં આવે તેનાથી કશું વળતું નથી હજી થોડી ઘણી છૂટ પૂર્વ આફ્રિકામાંથી લાવવા માટે રહી છે, પરંતુ તેની ઉપર ઈન્કમટેક્ષનો કાયદો ઊભો છે.

કોઈ પણ ભારતવાસી પરદેશથી અહીં આવે તે વધારેમા વધારે ત્રણ માસ અહીં રહી શકે. વધારે સમય રહે તો તેને ઈન્કમટેક્ષ ભરવો પડે તેવો કાયદો છે. તેને અનેક જાતની સતામણી થાય, છેવટે હેરાન થઈને તે પાછો જાય ફરી દેશમાં આવવાનું નામ ન લે એવી સ્થિતિ છે.

વિદેશ વસતા ભારતવાસીઓ ભારતથી અલગ પડતા જાય છે, જમૈકા, ફીજી વગેરે દૂરના ટાપુઓમા વસતા હિંદીઓ ભાગ્યે જ પાછા આવે છે તેઓ ત્યા ધર્મપરિવર્તન પણ કરીનાખે છે આ રીતે આપણી કોલોની વઈ ન શકે આની ઉપર સવેળા ધ્યાન આપવાની જરૂર છે ભારતનો વેપારઉદ્યોગ જેમજેમ વધતો જશે તેમતેમ આપણો માલ વેચવાના બજારો જ્યા ભારતના વતની વસતા હશે ત્યા ઊભા થઈ શકશે. તેઓ આપણા વગર પગારના દલાલો બનશે

અત્યારે જ્યા અગ્રેજોના સસ્થાનો છે જ્યા અગ્રેજોનો વસવાટ છે ત્યા ઇગ્લડનો માલ ખપે છે તેવી રીતે પોર્ટુગીઝ, ફ્રેંચ, ઇટાલી વગેર પોતપોતાના દેશનો માલ પોતે વસે છે ત્યા વેચે છે ભારતવાસીઓ પણ ભારત સાથે સારો સંબધ હશે તો પોતાની કોનોનીમા ભારતનો માલ વેચશે તેમન પોતાની સપત્તિ અહીં લાવવા, આવીને દેશમા નિરાતે રહેવાની અનુકૂળતા મળશે તો આપણો વેપાર એ કોલોનીમા જીવતો રહી શકશે આફ્રિકા અને વિદેશથી આવતા હિંદી ભાઈઓને આજે ભારતના બદરો ઉપર કસ્ટમમા ભારે અગવડો પડે છે આફ્રિકાથી આવનારાઓને જામનગર, પોરબદર, મુબઈ અને દક્ષિણના બદરોમા કસ્ટમની હાડમારી વેઠવી પડે છે બબ્બે દિનસ સુધી તેમનો માલ ઊપડી શકતો નથી બહારથી કમાઈને દેશમા દ્રવ્ય લઈ આવતા આપણા ભાઈઓને આપણે શકાની દૃષ્ટિએ જોઈએ છીએ જ્યાર કરાચીમા બહારથી કમાઈને આવનારની પેટીઓ ખોલાતી નથી દરેક ચીજ લાવવાની છૂટ છે કસ્ટમની આ હાડમારી ભારતમા વહેલી તકે દૂર થવાની જરૂર છે

## ઉન્નતિના માર્ગો

ભારતની ઉન્નતિ માટે ત્રણ માર્ગો છે

(૧) જર્મની અને જાપાનની પેઠે સૌ કામ કરે મહેનત ઉઠાવે અને ઉત્પાદન માટે બજારો ઊભા કરવામા આવે તો આપણે ટકીશુ

(૨) સામ્રાજ્યવાદીઓના પેઠે કોલોની જમાવી ત્યાથી ધનદોલત ચૂસી લાવવી ( એને માટે આપણી શક્તિ નથી ઇચ્છા પણ નથી )

(૩) ભારતમા ખનીજ પદાર્થો શોધી, તેનો વધારો કરવો, જેમકે સોનુ, ચાદી, તાબુ, કલાઇ, જસત, લોઢુ, સીસું, એલ્યુમિનિયમ, પેટ્રોલ તેલ વગેરે કીમતી દ્રવ્યોના ઉત્પાદનથી દેશ સમૃદ્ધ બની શકે

સ્વદેશરક્ષા

છેલ્લે આપણા દેશના રક્ષણનો સવાલ આવે છે આપણા આગેવાનો–રાજ્યકર્તાઓ–તેને માટે પૂરેપૂરા જાગૃત છે અને જરૂરી તકેદારી રાખે છે આપણુ લશ્કર પણ બહાદુર અને દેશ પ્રત્યે વફાદાર છે મારા તાજેતરના હિમાલયના પ્રવાસમા ઉત્તર કાશીની એક લશ્કરી છાવણી મે જોઇ હતી ધર્મશાળામા તેઓની સાથે રહેતા જાણી શકાયુ કે ખૂબ આનદ અને દેશપ્રેમ તેમનામા ભરેલા હતા એ સૈનિકોએ રાત્રે ભજન અને દેશભક્તિના સવાદો કરેલા, તેમાથી દેશને માટે મરવાની તેમની તૈયારી સ્પષ્ટ જોઇ શકાતી હતી ભારતની દરેક સરહદ ઉપર આપણા લશ્કરો પડેલા છે, દરિયાઇ અને હવાઇ લશ્કરો પણ સદાય તત્પર છે પરતુ, દેશની સ્વતત્રતાનુ રક્ષણ માત્ર લશ્કરથી થઈ શકતુ નથી, સમસ્ત પ્રજાએ તૈયાર રહેવાની જરૂર છે આપણા પાડોશી આક્રમણની સામે પ્રજાએ તૈયાર રહેવાની જરૂર છે આપણે ફક્ત વાતો કરીએ છીએ એ આક્રમણ વખતે સ્થિર ચિત્ત ટકી રહેવાની તૈયારી કરવી જોઇએ ગામેગામ અને શહેરેશહેર સ્વયસેવક તૈયાર થવા જોઈએ ૧૮ થી ૩૦ વર્ષ સુધીના દરેક સ્રીપુરુષને તાલીમ આપવી જોઇએ અને જરૂર પડયે લડાઈના મોરચા ઉપર પહોચી જવાની દરેક ભારતવાસીએ તૈયારી રાખવી જોઈએ પોતાના અગત સ્વાર્થનો વિચાર કરવાથી આપણો મહાન દેશ હજાર વર્ષ ગુલામ રહ્યો

પૂ મહાત્માજી અને હજારો હિંદીઓના આપભોગથી સ્વતત્રતા સાપડી છે, તો તેનુ ગમે તે ભોગે રક્ષણ કરવુ તે આપણા સૌની પવિત્ર ફરજ છે

દેશમા મારા કરતા અનેક ડાહ્યા પુરુષો છે, સમજુ અને શક્તિશાળી પુરુષો છે, જેઓ દેશને ખાતર તન–મન–ધન સર્વસ્વના ભોગ આપી રાતદિવસ મહેનત કરી રહ્યા છે, છતા પણ મારા જીવનના અનુભવોના સાર રૂપે જે સૂઝ્યુ તે મે અહીં લખ્યુ છે તેમા કોઇ ઠેકાણે કદાચ મારી ભૂલ પણ થતી હોય તો ક્ષમા ચાહી, વાચકવર્ગ વિવેકપૂર્વક આમાથી સાર ગ્રહણ કરશે એવી આશા સાથે વિરમુ છું

# મહિલા-કોલેજ, ભારત મંદિર અને નેહરુ પ્લેનેટેરિયમ.

ગુરુકુલ મહિલા આર્ટ્સ કોલેજ એ સ્ત્રી શિક્ષણ માટેની ઉચ્ચ અભ્યાસ માટે ચાલતી આર્ટ્સ કોલેજ છે સ્પેશિઅલ ઇંગ્લિશનુ જેની અંદર ખાસ વિષય તરીકે સ્નાતક કક્ષા સુધીનું શિક્ષણ અપાય છે, તેવી આ પોરબંદરમા એકજ સંસ્થા છે તે ઉપરાત સ્પેશિઅલ ગુજરાતી, સ્પેશિયલ સંસ્કૃત, સ્પેશિઅલ હિન્દીના અને સ્પેશિયલ અર્થશાસ્ત્રના વિષયો છેવટની કક્ષા સુધી શિખવવામા આવે છે સહાયક વિષયોમા ગુજરાતી, અંગ્રેજી, હિન્દી, સંસ્કૃત, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર વગેરે વિષયો પણ લઇ શકાય છે અર્થશાસ્ત્રનો ખાસ વિષય પણ એમા શિખવાય છે

આ સંસ્થાને પોતાનુ ગણાય એવુ સરસ સુસજ્જ નાટક ગૃહ છે અને તેના પુસ્તકાલયમા માતબર પુસ્તકોનો સંગ્રહ છે, પુસ્તકાલય આ સંસ્થાની જેમ એક વિશિષ્ટ અસ્કયામત છે તેમ ઇતર પ્રવૃત્તિ ઓમા નૃત્ય, નાટક, ગરબા, શાસ્રીયસંગીત, ગાયનવાદન તેના નાટ્યઘરમા શિખવવામા આવે છે કોલેજમા વિદ્યાર્થીનિ બહેનો માટે તરવાને માટે વિશાળ સ્નાનાગર તથા ફરવાને માટે સુંદર ઉદ્યાન પણ કોલેજ સાથે સંલગ્ન કરેલ છે ઉપરાત દર અઠવાડિયે એક દિવસ આજુબાજુ પર્યટન માટે ગુરુકુલની પોતાની બસની બગવડતા અપાય છે કોલેજના વિદ્યાર્થી બહેનો દર વર્ષે ઉત્તમ પરિણામ લાવીને ત્યાના શિક્ષણની અને ગુરુવન્દની પ્રતિષ્ઠામા વધારો કરે છે

ઇ સ ૧૯૫૫મા આ સંસ્થાનો આરંભ થયો હતો તેના વિશાળ મકાન તથા હોસ્ટેલમા લગભગ ૩૦૦ થી ૪૦૦ બહેનો સમૂહમા સાથે રહી ભણી શકે એટલી સગવડ છે હાલ હોસ્ટેલમા રહી ભણતી તેમજ ડે સ્કૉલર તરીકે નગરમાથી આવતી લગભગ ૨૦૦ બહેનો તેમા અભ્યાસ કરી રહેલ છે અને માત્ર યુનિવર્સિટીના વિષયોમાજ નહીં પણ સર્વાંગીણ શિક્ષણની અહીં જે તકો ઉપલબ્ધ

છે તેનો લાભ લઈ રહી છે. અત્યારે આ કોલેજ સૌરાષ્ટ્ર યુનિવર્સિટી સાથે સંલગ્ન થએલી છે.

ગુરુકુલ સંસ્થાની પ્રેરણાથી આ મહિલા કોલેજ ઉદ્દભવેલ છે. આર્ય કન્યા ગુરુકુલમાં ૭૦૦ બહેનો ધોરણ ૪ થી ૧૧ સુધી ગુરુકુલમાં રહી અભ્યાસ કરે છે અને મેટ્રિક થયા પછી બહેનોના ઉચ્ચ અભ્યાસ માટે ખૂબજ માંગણી થતાં મહિલા કોલેજની માંગણી આવતા તે માટે સગવડતાઓ કરી ઉચ્ચ અભ્યાસ માટે મહિલા આર્ટ્સ કોલેજ ચાલુ કરવામાં આવી અને સંસ્થામાં રહીને ૨૦૦ બહેનો ભણી શકે, તેટલી સગવડતા કરવામાં આવેલ છે. અત્યાર સુધી નાના મોટા ધર્મકાર્યમાં અને સાંસ્કૃતિક કાર્યો તથા ગુરુકુલ, કોલેજ તેમજ ઈતર શિક્ષણ કાર્યો માટે અહીં અને આફ્રિકા મળીને રૂપિયા ત્રણ કરોડની સખાવત કરેલ છે

આ કોલેજના મકાનનુ ખાતમુહૂર્ત તા. ૬ઠ્ઠી ડિસેમ્બર ૧૯૫૪ના રોજ તે વખતના સૌરાષ્ટ્ર રાજ્યના મુખ્ય પ્રધાન માનનીય શ્રી ઉછરંગરાય ઢેબરના વરદ્ હસ્તે કરવામાં આવ્યું હતુ. જેઓ એક વખતે હિન્દી મહાસભાના પ્રમુખ તરીકે પણ વરાયેલા હતા આ શુભ પ્રસંગે પોરબંદરના યુવરાજશ્રી ઉદયભાણસિંહજી સાહેબ, દેના બેંકના ચૅરમેન અને મર્જક સ્વ. પ્રાણલાલભાઈ દેવકરણ નાનજી અને સૌરાષ્ટ્ર રાજ્યના અન્ય પ્રધાનોએ પણ હાજરી આપી હતી. પોરબંદર પંથકમાં આ રીતે ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમા આ કોલેજ પ્રથમ હતી અને તે પણ બહેનો માટે. તે સમયે હજુ યુવાનો માટેની ઉચ્ચ શિક્ષણ અર્થેની કોલેજનો જન્મ થયો ન હતો. આ કોલેજના મકાનો તથા હોસ્ટેલ ચાર મહિનાના ટૂંકા સમયમા ઉભા કરવામાં આવ્યા હતાં અને તેનું ઉદ્ઘાટન તે વખતના સૌરાષ્ટ્ર રાજ્યના રાજપ્રમુખ અને નવાનગરના મહારાજાશ્રી દિગ્વિજયસિંહજીના વરદ હસ્તે અનેક સંભાવિત નરનારીઓની ઉપસ્થિતિ વચ્ચે અને માનવંતા મહેમાનોની શુભેચ્છા સાથે કરવામાં આવ્યુ હતું.

આ મહિલા કોલેજના પ્રાર્થનાખંડ ઉપર એક એક્યાંશી ફૂટ ઊંચું શિખર બનાવી તેના ઉપર નટરાજની વિશાળ મૂર્તિ પ્રતિષ્ઠાપિત કરવામા આવી છે, અને તેનું ઉદ્ઘાટન પૂજ્ય દત્તાત્રેય બાલકૃષ્ણ

કાલેલકર સમા ઋષિકલ્પ પુરુષ, વિદ્વાન મનીષી અને દેશભક્ત આચાર્યને હાથે કરવામાં આવ્યું હતું.

ગુરુકુલ તથા મહિલા કોલેજનું શિક્ષણ સર્વાંગીણ અને સંપૂર્ણ બને તેટલા માટે આ કોલેજના સામીપ્યમાં જ એક વિશાળ ઉદ્યાન વચ્ચે ભારતમંદિરની રચના કરવામાં આવી છે. ખંડની વિશાળતાનો ખ્યાલ આપવા એટલું ઉમેરવું જરૂરી છે કે આ ભારત મંદિરનો વિશાળ ખંડ ચોવીસ સ્તંભોને આધારે રચવામાં આવેલ છે અને તેની છન્નું બાજુએ ભારતીય સંસ્કૃતિ, ધર્મ અને જીવન પરંપરાને સમૃદ્ધ કરનારાં મહાપુરુષો તથા મહાન સ્ત્રીઓના રંગીન મૂર્તિ શિલ્પો રચવામા આવેલાં છે; જેમાં વૈદિક યુગથી માંડીને અર્વાચીન યુગ સુધીના ભારતના સુપ્રસિદ્ધ નરનારીઓ, વિદ્વાનો, ધર્મસંસ્થાપકો, ઋષિઓ, પૌરાણિકપાત્રો, મહાભારત અને રામાયણના સુપ્રસિદ્ધ નરનારીઓ, મનીષીઓ, દેશભક્તો, સાધુચરિત પુરુષો અને સન્નારીઓના શિલ્પોનો સમાવેશ થાય છે. હોલની બરાબર વચમાં વિશાળ કદનો આ સેતુ હિમાલયનો ભારતનો નકશો, તેનાં શહેરો, નદીઓ, અને સાગરો શુદ્ધ આરસપહાણમાથી કોતરી કાઢી ઉપસાવવામાં આવેલો છે. દિવાલો ઉપર સુંદર સૂત્રો તથા દેશદેશના નયન રમ્ય દૃશ્યો રીતે ચિતરાવવામાં આવેલાં છે

ભારતના લાડીલા પંત-પ્રધાન સ્વ પંડિત જવાહરલાલ નેહરુની સ્મૃતિમા જવાહરલાલ નેહરુ પ્લેનેટેરિયમની સ્થાપના કરવામા આવેલી છે, તે 'તારા મંદિર' તરીકે લોકપ્રિય થએલું છે તેની અંદર જર્મન બનાવટનું મધ્યમ કદનુ પ્લેનેટેરિયમનુ યંત્ર મુકવામા આવેલું છે. તેના ચુમ્મોતેર ફૂટ ઊંચા ડોમ ઉપર પંડિત જવાહરલાલ નેહરુની પોરબંદરના શ્વેત પથ્થરમાથી કંડારેલી ચૌદ ફીટની વિશાળ મૂર્તિ આરુઢ કરવામા આવેલી છે તેના એક હાથમાં મશાલ છે અને બીજો હાથ સમસ્ત વિશ્વને જાણે વિશ્વશાંતિ, સહઅસ્તિત્વ અને વિશ્વ બંધુત્વ માટે નોતરી રહ્યો હોય, એમ અંતરિક્ષમાં લંબાવ્યો છે અવકાશ-યુગના પ્રેમી અને વિજ્ઞાનની પરમ તમન્ના ધરાવનાર આ પુરુષની સ્મૃતિ એ રીતે જાળવવાની પરમ કૃપાળુ પ્રભુએ પ્રેરણા આપી,

અને લગભગ ત્રણ લાખને ખર્ચે આ રાષ્ટ્રીય સ્મારક સંપૂર્ણ થયું, તેની ઉદ્દઘાટન–વિધિ ભૂતપૂર્વ કેન્દ્રીય રેલ્વે પ્રધાન માનનીય શ્રી એસ. કે. પાટીલના વરદ હસ્તે કરવામાં આવી અને પોરબંદરને રાષ્ટ્રીય સ્મારકોની ત્રિપુટી સાંપડી. કીર્તિમંદિર, ભારતમંદિર, તારામંદિર, આમ માત્ર પોરબંદરની જનતાના જ નહીં, પણ સમસ્ત ભારતવર્ષની જનતાનાં અર્વાચીન તીર્થસ્થાનો બની ગયાં છે. અને તેમાંથી દેશભક્તિ સંસ્કૃતિ અને ધર્મશીલતાની જે ઉચ્ચ સુગંધ ફોરે, તેનો છાનો છાનો સંસ્પર્શ ગુરુકુલની તેમજ મહિલા કોલેજની સેંકડો બહેનોને પ્રાપ્ત થાય છે અને તેમના જીવનના દૃષ્ટિકોણ ઘડવામાં, તેને સમૃદ્ધ કરવામા તેમજ યથાશક્તિ આચરણમાં મૂકવા માટે આસપાસનું વાતાવરણ પ્રેરણારૂપ બની જાય છે પ્રત્યેક માજે ભારતમંદિર, તારામંદિર, અને ગુરુકુલના દર્શન કરવાને આગંતુક યાત્રિકોની ભીડ જામે છે અને પોરબંદરનું જે કંઈ ઉત્તમ છે અને દર્શનીય છે તેને નીરખીને ભારતવાસીઓ આનંદ અને પ્રેરણા મેળવે છે. આ ત્રણેય સંસ્થાઓનું સર્જન લગભગ પંદર લાખ રૂપીઆને ખર્ચે થએલું છે અને આર્ય કન્યા ગુરુકુલની સન્નિધિમા આવેલા આ ત્રણેય સ્થળો ભારતીય સંસ્કૃતિ, વિશ્વશાંતિ અને આવતા અવકાશ યુગની આગાહીનો સંદેશ આપી જાય છે સંસ્કૃતિ, શિક્ષણ, દેશભક્તિ અને ધર્મભાવનાનો આ ત્રણેય સ્થાનો ગુરુકુલની વિદ્યાર્થિનીની જાતે કળશરૂપ બની જાય છે અને આ ભૂમિમાં એક વિરાટ સાંસ્કૃતિક પુરુષાર્થની મૂર્તિ ખડી કરે છે

સૌરાષ્ટ્ર સિમેન્ટ એન્ડ કેમિકલ્સ પબ્લિક લિમિટેડની સ્થાપના કરી પોરબંદરથી દશ માઇલ દૂર આવેલા રાણાવાવ નામના નાનકડા ગામને એ ઔદ્યોગિક વસાહત પૂરી પાડી (અને આઝાદી બાદ પાકિસ્તાન થવાને લીધે નિસ્તેજ બની ગએલા આ નાનકડા ગામને એની જાહોજલાલી પાછી પ્રાપ્ત થઇ) બરડા પર્વતની તળેટીમા નાખેલા આ સિમેન્ટ પ્લેન્ટને અદ્યતન યંત્રોથી સજ્જ કરવામા આવેલો છે અને તેનુ બીજુ વિસ્તૃતિકરણ પૂરુ થયુ છે અને ત્રીજા વિસ્તૃતિકરણ માટે તૈયારી ચાલી રહી છે એ સૌ કાર્યમા મહેતાકુટુંબનો હિસ્સો નાનો સૂનો નથી મારા મોટા પુત્ર ચિ ખીમજીભાઇ મહેતા તથા વચલા પુત્ર ચિ ધીરેન્દ્ર મહેતા તેના મેનેજીંગ ડાયરેક્ટર્સ તરીકે આ પાયાના ઉદ્યોગનુ સંચાલન, સંવર્ધન અને સંગોપન કરી રહ્યા છે અને બહુજ થોડા વર્ષોમા આ પ્લેન્ટ આથક રીતે તરતો થઇ ગયો છે અને તેમ કરીને ખાનગી સાહસની સફળતા કેટલી ઝડપી અને ફલપ્રદ બની શકે છે, તેનો પરચો પોરબંદરના આ સિમેન્ટ ઉદ્યોગે આપેલો છે

મહારાણા મિલ્સની સ્થાપના વિષે અગાઉ ઉલ્લેખ કરવામા આવેલો છે છતા મારે અત્રે ઉમેરવુ જોઇએ કે છેલ્લા સાતેક વર્ષમા આ કાપડ મિલની પણ સમગ્રતયા કાયાપલટ થઇ ગઈ છે અને તેની અંદરથી અદ્યતન વસ્ત્રની જાતો અને કક્ષા જે નીકળી રહી છે (તેને લઇને સમસ્ત ભારત વર્ષની આગવી વીસ મિલોમા તેણે અગત્યનુ સ્થાન મેળવ્યુ છે) તેના વસ્ત્ર ઉત્પાદન અને સૌન્દર્ય ઉપર લોકોની ચાહના ઢળતી થએલી છે મહારાણા મિલ્સમા સ્વયંસંચાલિત શાળો દાખલ કરવામા આવી છે અને બાર ભિન્ન ભિન્ન રંગોમા એકી સાથે વસ્ત્રડિઝાઇનોનુ મુદ્રણ કરતુ સ્કીન પ્રિન્ટીંગ મશીને કાપડના શોભનકક્ષામા ઓર ઉમેરો કરેલો છે આ બધુ કેવળ મહેતા કુટુંબના આર્થિક સહયોગથી થયુ છે અને તેના નવસર્જન અને નવનિર્માણ ચિ ધીરેન્દ્રભાઇની દષ્ટિનો અને સુરુચિનો તથા તેમની પ્રગતિશીલ દષ્ટિનો પુરેપૂરો લાભ મળેલો છે એટલે જ આજે ટેરીન, ટેરીકોટન, સિલ્ક ટેરીસિલ્ક, ઓર્લોન ઇત્યાદિ વસ્ત્રની જાતો ભારત વિખ્યાત બની ગઇ છે

આઝાદીના છેલ્લા બે દશકામાં જાહેર અને ખાનગી ક્ષેત્રોમાં પ્રવૃત્તિ તો બહુ જ થએલી છે પરંતુ પૂજ્ય મહાત્મા ગાંધીજીના દેશ અને માનવતાના પરમ સ્વાત્માર્પણ પછી દેશ સ્થિર હતો તેના કરતાં તેની સ્થિતિ વધારે ડામાડોળ બની છે ઇ સ ૧૯૪૭માં દેશ આઝાદ બન્યો અને સ્વપ્ન અને પુરુષાર્થની ભાવનાનું એક જબરજસ્ત મોજું દેશમાં ફરી વળ્યું કમનસીબે ઇ સ ૧૯૪૮ પૂ બાપુનો આત્મિક દેહવિલય થયો અને એમની શહાદતના ઊના ઊના લોહીથી એમણે આપણને ચેતવ્યા કે દેશના અંતરાત્મામાં હજુ બધું સમુસૂતરું નથી રાજકીય આઝાદી આપણે મેળવેલી છે પણ હજી અંતરનું સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું નથી દ્વેષ, વેરઝેર, હિંસા, કુસંપ હજી આપણી નાડમાંથી ચાલ્યા ગયા નથી નહીંતર આ પરમ અહિંસક મહાત્માનું પ્રાર્થનાભૂમિ ઉપર ખૂન થાય, ભારત અને પાકિસ્તાનના વિભાજન થતાં લોહીની નદીઓ વહે એ કેમ બને ? દોઢસો વર્ષની ગુલામી પછી અને સ્વાતંત્ર્ય પર્વના શુભ દિવસ પછી એકાદ વર્ષે આ હૃદયને હલબલાવનારી બીનાઓ બને એ વાત આપણને વિચારતા કરી મૂકે છે કે દેશના હૃદયમાં આ દર્દ કેટલું ઊંડું ગયેલું છે દેશના મહાન સરદાર, મક્કમ સુકાની અને લોકપ્રિય નેતા સરદાર સાહેબે વિદાય લીધી અને દેશના બહારના અને અંદરના રક્ષણ ખાતર જાગૃત રહેનાર એક પ્રતાપશીલ અને ભવ્ય સેનાની આપણી વચ્ચેથી ચાલ્યો ગયો અનેક દેશી રાજ્યોમાં વિભાજીત થએલ હિન્દને તેણે પોતાના અપૂર્વ પ્રતાપ, બુદ્ધિ ચાતુર્ય, રાજનીતિ અને ઉદારતાથી એક તંતુએ સાંકળી દીધું અને સેંકડો રાજવીઓએ પોતાના રાજ્યો દેશને ચરણે ધરી દીધા અને દેશની એકતામાં જબરજસ્ત ફાળો આપ્યો સરદારશ્રીએ આપેલા વચનોમાં ચલિત થવાની આજે વિચારણા ચાલી રહી છે, તેની પાછળ બીજા ગમે તેટલા સબળ કારણો બીજાને લાગતા હોય, તો પણ અપાએલા વચન તોડવામાં આપણી સંસ્કૃતિની શોભા નથી અને તે બાબતમાં એકપક્ષી નિર્ણય ન કરવો એ દેશની નીતિરીતિ અને સંસ્કૃતિ પ્રતિષ્ઠાને અનુરૂપ છે એમ કહી શકાય

છેલ્લા વીસ વર્ષમાં દેશમાં ત્રણ પંચવર્ષીય યોજના થઇ અને ચોથીને આરે આપણે આવી પહોંચ્યા છીએ દેશના લોકો હતાશ તો

અનુભવે પરંતુ લોકનાયકો પોતે પણ પરિણામની પરિસ્થિતિથી આકુળ વ્યાકુળ થઇ રહ્યા છે અને એક પછી એક ઉદ્દામ પગલાં લઇને દેશની વિશીર્ણ થએલ આર્થિક પરિસ્થિતિને કડે કરવા આપસ આપસમાં રાજકીય ચર્ચા અને ઝંઝાવાત મચાવી રહ્યા છે. જાહેર ક્ષેત્રમાં નંખાએલાં કારખાનાંઓએ દેશના ઔદ્યોગિકરણ માટેના પાયાનું ચણતર કર્યું છે પરંતુ તેના ઉત્પાદન, ખર્ચ અને નફા વચ્ચે બહુજ જૂજ ઉદ્યોગમાં પ્રેરણા આપે એવું અનુસંધાન જળવાએલું લાગે છે. અબજો રૂપીઆ આ ઉદ્યોગોમાં હોમ્યા પછી યે દેશ દેવાદાર બનતો જ ગયો છે અને તેમાં ઉત્તરોત્તર વધારો થવાનાં ચિહ્નનો નજરે પડે છે સમાજવાદી ઢબની સમાજ રચનાની સિદ્ધિ માટે લોકોએ આપેલા કરવેરા તેમજ પરદેશી સહાય છતાં આ ઉદ્યોગો પૂરતી ઉત્પાદન ક્ષમતા બતાવી શકયા નથી એટલુંજ નહીં પણ લાભનું સફળ પાસું શોધી શકયા નથી અલબત જાહેર કે ખાનગી ઉદ્યોગો સ્થપાય તેથી દેશને તે સ્થળો પૂરતો લાભ થાય પરંતુ જો કોઈ ઉદ્યોગ પછી તે ખાનગી હોય કે જાહેર – એ પોતાની આર્થિક ક્ષમતા બતાવી ન શકે તો દેશનો આર્થિક ઉદ્ધાર એટલો વિલંબમાં પડે એ દેખીતી વસ્તુ છે ખાનગી ઉદ્યોગોની બિનકાર્યક્ષમતા ઉપર કયારેક કટાક્ષ કરવામાં આવે છે અને કેટલીક બાબતમા તે સાચો છે છતાં જે કરવેરાના જુદા જુદા પ્રકારના જતરડામાંથી એણે પોતાની જાતને સલામત રાખવાની હોય છે અને ઉદ્યોગની પ્રત્યેક પ્રક્રિયાએ જે કરભારણ લાદવામા આવે છે તે તેની પેદાશ, વિતરણ અને ઉપભોગને મોંઘા બનાવે છે અને ખૂબ જ કાળજીપૂર્વક ઉછેરાતા ખાનગી ઉદ્યોગોને પણ સહન કરવું પડે છે સમાજવાદને નામે સમાજવાદની ધૂન ચાલી રહી છે અને વિચારીને કદમ મૂકવા કરતા આધણીકિયુ સાહસ કરવાની વૃત્તિ વધતી જાય છે સમતોલતા, સહમતિ, અનુસાશન, સ્વતંત્રતા, સંયમ, અને સફળ સર્જનશીલતા એ લોકશાહીના સાચા સદ્દગુણો છે એ ગુણોને જ્યા સુધી આપણે વહીવટી તંત્રમા, રાજ્ય માર્ગી પ્રવૃત્તિમા, આર્થિક વિધાનમા અને ઔદ્યોગિક પ્રતિષ્ઠાનમા વિકસાવી નહીં શકીએ ત્યાસુધી કેવળ આર્થિક પદ્ધતિ ફેરવવાથી તેમા પરિવર્તન લાવવાના સાધનોનું નવનિરુપણ કરવાથી કે લોકશક્તિ કેળવવાથી કશું બનવાનુ નથી. સંપત્તિનુ ઉત્પાદન થયા પછી, તેનું યોગ્ય વિતરણ કર્યા પછીયે,

જેનામા એની વહેચણી કરવામા આવશે અને જે સાધનો અથવા વ્યક્તિઓ દ્વારા એનો પ્રબધ કરવામા આવશે, તોપણ તેને પૂર્ણ કરવા માટે જે ચારિત્ર્ય, વ્યવસ્થા શક્તિ, તત્ત્વનિષ્ઠા અને લોક સેવાની ભાવના જોશે નહી તો એક ભારે વિવાદપૂર્ણ સ્થિતિમા દેશ આવી પડવાનો ભય રહે છે યોગ્ય સ્થાને, યોગ્ય માણસ એ આપણો બધા ક્ષેત્રોનો પ્રશ્ન છે અને એવા સમર્થ માનવીઓનો એક કાર્યાન્વિત સમૂહ દેશમા આપણે જ્યાસુધી ઉત્પન્ન કરી નહીં શકીએ અને તેમને કામે લગાડી નહીં શકીએ, ત્યાસુધી આર્થિક રચનામા ફેરફાર કે સાધનોનુ પરિવર્તન આપણને બહુ મદદરૂપ નહીં થઈ પડે એવુ લાગે છે પોતાના દેશનુ અનિષ્ટ ઇચ્છે એવો કોઈ માનવી હજી ધરતી ઉપર પાકયો નથી, છતા ખ્યાસી વર્ષની પાકટ ઉમરે પરમાત્માએ જે થોડીક શકિત આપી છે અને અનુભવ દર્શન આપેલુ છે તે દ્વારા આટલા શબ્દો લખતા લખતા ચે ક્ષોભ થાય છે આપણા દેશમા દીર્ઘદષ્ટિવાળા રાજપુરુષો નથી એમ કહેવાનો આશય નથી પરતુ એમના દીર્ઘદષ્ટિ અને ડહાપણનો પરિવર્તનની આ સવેદનાશીલ પ્રક્રિયાનો લાભ લેવામા નહીં આવે અને કેવળ ધક્કેજ જઈશુ તો ભવિષ્યમા શુ હશે તે કોઇ કહી શકે તેમ નથી

છેવટમા એટલી જ પ્રાર્થના કરીશુ કે દેશ એના આજની વિષમ સ્થિતિમાથી બહાર આવો, તે આર્થિક, સાસ્કૃતિક અને આધ્યાત્મિક રીતે સમૃદ્ધ બનો અને પોતાની સસ્કૃતિના પાયા ઉપર એક એવા નવાયુગનુ નિર્માણ કરો કે જેથી ભારતમાતા અજર અમર રહે અને તેના કોટિ સતાનો અનેક રીતે સજ્જ, સમૃદ્ધ, અને સુસસ્કૃત બને



# સદાચાર

લેખક. પૂજ્યપાદ ૧૦૦૮ સ્વામીશ્રી દયાનંદજી મહારાજ

[અમો પોરબંદરમાં શ્રી આર્યકન્યા ગુરૂકુળ શિક્ષણ-સંસ્થામાં જે સંસ્કાર આપવાના મહાસાગરમા બિન્દુ સમાન પ્રયત્ન કરી રહ્યા છીએ, તેનો આદર્શ પૂ. મહર્ષિ દયાનંદજી મહારાજના 'આર્યમહિલા' માસિકમાં પ્રગટ થયેલા એક લેખમાં મૂર્તિમંત થાય છે. આપણા પૂર્વજોના ઉચ્ચ સંસ્કારો ભાવિ પ્રજામાં રેડવાના અમારા ઉદ્દેશને અનુરૂપ 'સદાચાર' અંગેના પૂ. સ્વામીજીના મનનીય વિચારો આ લેખરૂપે રજૂ કર્યા છે. પશ્ચિમી કેળવણી વ્યવહારુ જીવન પૂરતી જ આવશ્યક છે. બાકી ભારતીય સંસ્કૃતિનો મહાન વારસો સાચવવા માટે જે શિક્ષણ આવશ્યક છે તેનું સુંદર નિરૂપણ આ લેખમાં પુ. મહર્ષિજીએ કરેલું છે. અમો જે સંસ્થા ચલાવી રહ્યા છીએ તે અમારી આકાંક્ષાની પ્રતિકૃતિ છે. ઉપર્યુક્ત શિક્ષણ-સંસ્થામાં જે કાર્યકર્તાઓ સેવા આપી રહ્યા છે તેઓ આ ભાવનાને વરેલા છે

લેખનું અક્ષરશ. ભાષાતર અહીં આપ્યુ છે મૂળ સંસ્કૃત શ્લોકો લેખનું આભૂષણ છે સદાચારનું સમગ્ર અવલોકન આ લેખમાં અસરકારક રીતે અપાયેલું છે ]

'જે શારીરિક પ્રવૃત્તિ અનુસાર ધર્મ આવે, તેનું નામ સદાચાર. વિવિધ શારીરિક ક્રિયાઓ, જેવી કે વ્યાયામ, એ તો આપણાં અંગોનુ સંચાલન માત્ર છે, એથી આપણો સ્થૂલ દેહ અવશ્ય બલવાન અને ભર્યોભર્યો બને છે, પણ તેની ક્રિયાને આત્માની ઉન્નતિ સાથે કશો જ સંબધ નથી. તેથી આવી શારીરિક પ્રવૃત્તિઓને આપણે આચાર કહી શકીએ નહિ પરંતુ જ્યારે આવી પ્રવૃત્તિ કોઇ ધાર્મિક હેતુ ધ્યાનમા લઇ કરવામા આવે, ત્યારે પરિણામ એ આવે કે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે શરીરોની ઉન્નતિ તો થાય છે, સાથેસાથે આત્મોન્નતિ પણ શક્ય બને છે. આથી જ તો ધર્માનુસારી ક્રિયાને 'આચાર' કહેવામા આવે છે આમ 'આચાર' અને 'ધર્મતત્ત્વ' એના સામ્યને લઇને જ આર્યશાસ્ત્રોમા

આચારને 'પ્રથમ ધર્મ તરીકે જ નહિ પરમ ધર્મ તરીકે પણ બિરદાવ્યો છે. મનુસંહિતામાં કહ્યું છેઃ

'શ્રુતિ સ્મૃતિએ આચારને પ્રથમ ધર્મ માન્યો છે; મનુસંહિતામાં કહ્યું છેઃ નિત્ય આચારશીલ બનીને આત્મશીલ પણ બન !'

આમ શ્રુતિ-સ્મૃતિએ ઉપદેશેલો આચાર પ્રથમ ધર્મ છે. બ્રાહ્મણોએ સર્વદા આચારશીલ બની આત્માની ઉન્નતિ સાધવી જોઈએ. આ જ પ્રમાણે કાશીખંડમાં પણ લખ્યું છે કે :

" 'આચાર એટલે પરમ ધર્મ અને તપ. આચારથી પાપનો વિનાશ અને આવરદાની વૃદ્ધિ થાય છે.'

આપણા જીવનની સાબિતિરૂપી આપણો સ્થૂલ દેહ છે અને આચાર અને સ્થૂલ શરીર વચ્ચે સીધો સંબંધ છે; સ્થૂલ દેહ પવિત્ર હોય તો સૂક્ષ્મ દેહ પણ આધ્યાત્મિક સિદ્ધિ મેળવવામાં સાધનરૂપ બને છે, તેથી જ ભગવાન મનુએ આચારને 'પ્રથમ ધર્મ' કહ્યો છે આત્મોન્નતિ માટે પ્રયાસ કરીએ. પરંતુ આચારશીલ ન હોઈએ તો ફળ મળતું નથી; તેથી જ આર્યશાસ્ત્રમા આચારને 'પરમ ધર્મ' કહ્યો છે. 'મનુ-સંહિતા' માં એક શ્લોક છે કે ·

आचाराद् विच्युतो विप्रो न वेदफलमश्नुते ।
आचारेण तु संयुक्तः संपूर्णफलभाग् भवेत् ॥
एवमाचरतो दृष्ट्वा धर्मस्य मुनयो गतिम् ।
सर्वस्य तपसो मूलमाचारं जगृहुः परम् ॥

આચારભ્રષ્ટ બ્રાહ્મણ વેદજ્ઞાનનું ફલ પામી શકતો નથી. માત્ર આચારવાન જ તે પામે છે. આમ આચારથી ધર્મપ્રાપ્તિ થઈ શકે છે એમ જાણીને જ મુનિઓએ આચારને તપસ્યાનુ મૂળ તથા પરમધર્મ ગણેલ છે.' આમ, આચાર પ્રથમ તેમ જ પરમ ધર્મ છે એ સાબિત થયું. આમ હોવાનું કારણ શું છે, તે તો આચારરૂપી વૃક્ષની સંપૂર્ણતા તથા ફલ આપવાની શક્તિ પર વિચાર કરીએ ત્યારે જ જાણી શકાય. આચારવૃક્ષ સંબંધે શાસ્ત્રમાં વર્ણન છે કે :

धर्मोऽस्य मूलान्यमवः प्रकाण्डो वित्तानि शाखाच्छदनानि कामाः ।
यशांसि पुष्पाणि फलञ्च पुण्यं असौ सदाचारतरुर्महायान् ॥

'સદાચાર રૂપી મહાન વૃક્ષનું મૂળ છે ધર્મ, થડ છે આવરદા, ડાળીઓ છે ધન, પાંદડાં છે કામના ફૂલ, યશ અને ફળ છે પુણ્ય' આમ આ કલ્પવૃક્ષ અતિ મહાન છે. હવે આ વર્ણનની સાર્થકતા જોઈએ.

ધર્માનુસારી શારીરિક ક્રિયાઓને સદાચાર કહીએ, તો સદાચારરૂપી વૃક્ષનું મૂળ ધર્મજ ગણાય. પ્રત્યેક જીવંત વ્યક્તિની પ્રવૃત્તિ કુદરતી રીતે જ અધર્માચરણ તરફ હોય છે. દરેકને વિના રોકટોક ખાવા-ફરવાની ઇચ્છા છે. આ પ્રવૃત્તિ ચાલુ રહી, તો મનુષ્યમાં દેવાંશ વિકસિત ન થતાં, તે પશુસમાન બની જીવનને વેડફી દેશે સદાચારરૂપી અંકુશને કારણે મનુષ્યની નિરંકુશ વૃતિઓ કાબૂમા રહે છે અને તે યથેચ્છ આહારવિહારમાં જ મસ્ત નથી બનતો. પ્રત્યેક કાર્યને નિયમિત રીતે ધર્માનુસારી બનાવવા પ્રયત્ન કરીએ તો આપોઆપ સંયમ પ્રગટશે. મનુષ્યમાં દેવભાવનું પ્રાગટ્ય થતા તે સ્વયં ભગવાન પ્રતિ પ્રગતિ કરશે, તેનું જીવન શતદલ કમલ સમ વિકસિત બની ઈશ્વરનાં ચરણોમાં સમર્પિત થશે અને તેના યશની સૌરભ ચારે દિશાઓને પ્રફુલ્લિત બનાવશે. આથી જ ધર્મને સદાચારનું મૂળ કહ્યું છે સદાચારરૂપી વૃક્ષનું થડ તે આયુષ્ય, અર્થાત સદાચાર પાલનથી આયુષ્ય વધે છે. જિંદગી વધારવાના અનેક ઉપાયોમા સયમ મુખ્ય છે આપણી ઇન્દ્રિયો અને મનની ઇચ્છાઓનો નિગ્રહ કરવાથી આયુષ્ય વધે છે. આપણી જીવનયાત્રા વિવિધ પ્રકારનું અતિપણું આવે છે તેને સંયમિત કરી સદાચાર, તપસ્યા અને સંયમનો ઉપદેશ આપે છે અને એમ આયુવૃદ્ધિમા સહાયરૂપ થાય છે. આથી જ સદાચારી સ્ત્રીપુરુષો દીર્ઘાયુ થાય છે

સદાચાર-તરુની શાખા તે ધન અને પાંદડા તે આપણી વાસનાઓ સદાચાર સર્વ રીતે ધનસગ્રહમા અનુકુળ બને છે. સામાન્ય રીતે ધનલાભને ત્રણ ભાગોમા વહેંચી શકાય-ધન મેળવવુ, તેને રક્ષવું, તેમા વધારા કરવો. હવે જો શરીર બલવાન, કામ કરી શકે તેવું અને ખડતલ હોય, બુધ્ધિ પ્રત્યેક વિષયને યોગ્ય રીતે પકડી શકતી હોય, મન સ્થિર અને ઉત્સાહી હોય અને સ્વભાવ વિશ્વાસુ તથા લોકપ્રેમી હોય, તો તે ધન મેળવવું કંઇ જ મુશ્કેલ નથી સદાચાર પાળવાથી શરીર, બુદ્ધિ અને સ્વભાવમા ઉપલા ગુણો પ્રગટે છે અને ધન મેળવવું સહેલ બને છે ભોગવવાની વૃત્તિને દાબવાથી અને મિથ્યા ડોળ-દેખાવ છોડવાથી

ધનનુ રક્ષણુ થાય છે સદાચાર–પાલનથી ધનનુ રક્ષણુ પણુ સુદર રીતે થાય છે પ્રમાણુસરનો ખર્ચ, પરિણામનુ ભાન અને સામાજિક સુવ્યવસ્થા હોય તો ધનની વૃધ્ધિ થઇ શકે સદાચાર–પાલનથી આ ગુણો કેળવાય છે અને ધનવૃદ્ધિ શકય બને છે સદાચારવૃક્ષના પાન તે કામનાઓ આ કામનાઓનુ સ્વરૂપ એવુ છે કે જેમ અગ્નિમા ઘી રેડતા જ તે પ્રજ્જ્વલી ઊઠે છે, તેજ પ્રમાણે ભોગી થવાથી વાસનાઓ પ્રબળ બને છે વિષયવાસનાઓની વૃદ્ધિથી સ સારમા જીવને ઘણુા દુ ખ ભોગવવા પડે છે વાસનાઓ પર અકુશ રાખવાથી જ સાચા સુખનો અનુભવ થઈ શકે સદાચાર–પાલનથી વાસનાઓ કાબૂમા આવે છે, તેથી જ કામનાઓને સદાચારતરુના પાન કહ્યા છે

સદાચારવૃક્ષનુ ફૂલ યશ છે અર્થાત્ સદાચારીની કીર્તિ સ સારમા ફેલાય છે નમ્રતા, પવિત્રતા, સારુ ચારિ ય, સુશીલ, સ યમ, વગેરે ગુણોથી જ કીર્તિ મળે છે જેનામા આ ગુણ છે, તે સૌને પોતાની તરફ આકર્ષે સદાચારી મનુષ્યમા ઉપર્યુકત ગુણો સ્વય પ્રગટે છે અને સદાચારી વિશેષ કીર્તિમાન બને છે જે ગુણો સૌને માટે ઇચ્છનીય છે, તેના પાલન કરનાર પ્રશ સાપાત્ર બને તેમા શી નવાઇ! વિદ્યાલયમા સુદર અભ્યાસ કરનાર ઇનામ મેળવે છે, તેના જેવુ આનુ છે સદાચારીને કીર્તિલાભ રૂપી ઇનામ મળે છે, અને યશથી તો માનવી અમરતત્ત્વને વરે છે એ કોણ નથી જાણતુ ? શાસ્ત્રસિદ્ધાત મુજબ 'જેની કીર્તિ જીવતી, તે જીવતો' આ જ સદાચાર–વૃક્ષના પુષ્પનુ ફળ છે

સદાચારતરુનુ ફૂલ છે પુણ્ય સદાચારી આપોઆપ પુણ્ય પ્રાપ્ત કરે છે પુણ્યથી પવિત્રતા, નિર્મળતા, નિષ્પાપતા મનની શુદ્ધિ, રજસ્ અને તમસથી વ ચિત સાત્ત્વિકતા, આસુરી સ્વભાવથી વ ચિત દૈવીશીપણુ અને પશુભાવરહિત તેવી આત્માની ઉન્નતિ સમ અનેક લાભ થાય છે શરીરની જડતા, બુધ્ધિની મ દતા મનની ચ ચલતા અને છ દુશ્મનોની પ્રબલતાથી ઉપર દર્શાવેલ સારી વૃત્તિઓ પણ નાશ પામે છે (છ દુશ્મન તે કામ, ક્રોધ, મોહ, મદ, મત્સર, લોભ ) પ્રગતિમા બાધાકારક આવા દુર્ગુણોને સદાચાર દૂર કરે છે આમ, શાસ્ત્રમા સદાચાર રૂપી વૃક્ષનુ સ્વુ સુદર વર્ણન છે !

" રાષ્ટ્રીય જીવનનો તો સદાચાર મેરુ દંડ જ ગણવો જોઈએ. સદાચાર–પાલન વિના કોઈ પણ જાતિ નિજ જીવનને વિશુધ્ધિ અને સદૈવ વિકાસશીલ રાખી શકે જ નહિ. મનુષ્યની આંતરિક અને બાહ્ય પ્રવૃતિઓ વચ્ચે શો સંબંધ છે તેનું નિદાન કરવા બેસીએ તો જણાશે કે બાહ્ય પ્રવૃત્તિ તે આંતર પ્રવૃત્તિનો વિકાસમાર્ગ જ છે. જેવી આપણી અંતરની ભાવના, તેવી જ આપણી બાહ્ય પ્રવૃત્તિ. આ વૈજ્ઞાનિક સિધ્ધાંતનો આધાર લઇને જ સામુદ્રિક શાસ્ત્રીઓ બહારનાં લક્ષણો જોઇને મનોવ્યાપાર પણ કહી આપે છે. આમ, આંતર પ્રવૃત્તિ અને બાહ્ય પ્રવૃત્તિ વચ્ચે એટલો ઘનિષ્ઠ સંબંધ છે કે મનુષ્યની બાહ્ય પ્રવૃત્તિ તેના આંતરિક ભાવોને દર્શાવ્યા વિના રહેતી નથી. પ્રત્યેક મનુષ્યની ખાવા–પીવાની, હરવા–ફરવાની, બેસવા–ઊઠવાની, સાંભળવા–બોલવાની, મનનની, વિચાર કરવાની, અને આચરણની ક્રિયાઓ જોતાવેંત જ તેની જાતિનાં લક્ષણો પણ સ્પષ્ટ થઇ જાય છે. આફ્રિકા, મધ્ય એશિયા તથા યુરોપ, અમેરિકા તેમ જ ભારતવાસીઓની ભાષા, પહેરવેશ. રહેણીકરણી વગેરેમાં ઘણો તફાવત છે અને એ બધું જોઇને તે તે દેશની માનસિકવૃત્તિનો ખયાલ પણ મળે છે. દરેક દેશમા લોકો અને ધર્મ વચ્ચે ઘણું સામંજસ્ય હોવાથી સદાચારી આર્યને પશ્ચિમી લોકોના આચારવિચાર બાલકશાહી લાગશે અને પશ્ચિમ–નિવાસી આર્ય રીતભાત પ્રતિ ઠઠ્ઠા ઉડાવશે. એ જે હોય તે, આપણા રાષ્ટ્રીય ભાવોની રક્ષા કરવી તે આપણી ફરજ છે; કારણકે જે રીતે આતર પ્રકૃતિનું પરિણામ બાહ્ય પ્રકૃતિ પર પડે છે, તેવી જ રીતે બાહ્ય પ્રકૃતિ દ્વારા આંતર પ્રવૃત્તિનું સંગઠન થાય છે આપણા આચાર છોડી બીજાના લેવા જઇશું, તો આપણી હસ્તી જ દુનિયામા નહિ રહે, અથવા જે દેશના રિવાજ અપનાવશું તે દેશમા આપણે ભળી જવું પડશે; અગર આમ કર્યાથી એક નવી પ્રજાનું સર્જન થશે. સામાન્યતઃ હરેક પ્રજામા દીર્ઘદષ્ટિનો અભાવ હોય છે અને કાળબળને કારણે કોઈ દેશ બીજા દેશનું અનુકરણ કરવા માડે છે, પરંતુ આવા અંધ અનુકરણથી રાષ્ટ્રીય જીવન નષ્ટ બને છે. મનુષ્યની પ્રવૃત્તિ નવીનતા તરફ વધુ ખેંચાય છે અને આપણી ઉત્તમ ચીજ પણ આપણે તેનાથી ખૂબ પરિચિત છીએ તો પણ બીજાની નવીન વસ્તુ જોતાં જ આપણને ફિક્કી લાગવા માંડે છે. આવું થાય ત્યારે વિચારશીલ માણસે સમજવું જોઇએ કે જે પરાપૂર્વથી ચાલ્યું આવે છે, તે જ ટકશે.

હરરોજ અનેક સુંદર, નવી વસ્તુઓ પેદા થાય છે અને નાશ પામે છે, તેમના પર મોહવાથી શો ફાયદો ? પરંતુ દુઃખની વાત છે કે જે દેશ પરાધીન છે તેની સામાન્ય જનતા આ વાત વિચારતી નથી અને પોતાના સ્વભાવ મુજબ બીજા દેશને તાબે થઈ જાય છે

જ્યારે કોઇ દેશ અન્ય દેશને જીતી લે, ત્યારે પરાજિત દેશ વિજેતાનાં રીતરિવાજોનું અનુકરણ કરવા માંડે છે દુનિયામા બે પ્રકારની શક્તિ છે– મોટી અને નાની; મોટી શક્તિ નાની શકિતને હંમેશાં તાબે કરી લે છે આથી જ સત્ત્વગુણસંપન્ન ગુરુ શિષ્યને પોતાનો બનાવી દે છે, ધર્મગુરુને અનુયાયીઓ ઈશ્વરનો અવતાર સમજે છે અને પરાજિત દેશ પર વિજેતા પોતાના રીતરિવાજો લાદી શકે છે

ઇતિહાસવાચનથી જણાશે કે વિજેતાની મોટી શકિતએ પરાજિતની ઓછી શક્તિને હમેશ દબાવી દીધી છે, અને અંતે ઓછી શકિતવાળો દેશ વધુ શકિતશાળી દેશમા સમાઈ જઈ નિજ રાષ્ટ્રીયતા ખોઇ બેસે છે આમ જ યુનાન પ્રજા રોમન પ્રજામા ભળી નાશ પામી અને કાળચક્રના પ્રભાવે એ રોમન પ્રજા પણ બીજા દેશથી હાર ખાઇ અંતે આધુનિક ઇટાલિયન જાતિમા પરિણમી માત્ર આર્ય પ્રજા જ એવી છે કે છેલ્લા બે હજાર વર્ષોમા અનેક વિદેશી પ્રજાઓથી પરાજિત બન્યા છતા પોતાનુ સ્વરૂપ સંપૂર્ણત ભૂલી નથી, દુનિયા ભલે આપણી મશ્કરી કરે, આપણને અધમ ગણાવે, પરંતુ હજુ સુધી આપણે આપણું સ્વત્વ ભૂલ્યા નથી એ જ ગૌરવની વાત છે આનુ કારણ તે પ્રજાનુ સદાચાર–પાલન છે જો આપણુ રાષ્ટ્રીયત્વ ટકાવી રાખવુ હોય, તો આપણા સદાચારોના પાલનમા આપણે વધારે ધ્યાન આપવું જોઈએ. જો ભારતના સંતાનો સદાચારપાલન માટે જાગૃત રહેશે તો તેની રાષ્ટ્રીય ઉન્નતિને આ કલિકાળ પણ નહિ રોકી શકે

આર્યશાસ્ત્રોમા પરંપરાથી સદાચાર અને પરમ તત્ત્વ એમા બ્રહ્મનો સંબંધ નિર્દિષ્ટ થયો છે આ પરથી એ સિદ્ધ થાય છે કે જીવ સદાચારી હોય તો બ્રહ્મજ્ઞાનના માર્ગ પર સહેલાઇથી આગળ વધી શકે તે ચોક્કસ છે, સદાચાર-પાલનના પ્રભાવથી મનુષ્ય નિજ જ્ઞાન-માર્ગને સ્વચ્છ રૂપમા જોઇ શકે છે. આ કથનનું શાસ્ત્રીય પ્રમાણ જોઈએ

आचारमूलाः जातिः स्यादाचारः शास्त्रमूलकः ।
वेदवाक्यं शास्त्रमूलं वेदः साधकमूलकः ॥
क्रियामूलः साधकश्च क्रियापि फलभूमिका ।
फलमूलं सुखं देव सुखमानंदमूलकम् ॥
आनन्दो ज्ञानमूलश्च ज्ञानं ज्ञेयस्य मूलकम् ।
तत्त्वमूलं ज्ञेयमात्रं तत्त्वं हि ब्रह्ममूलकम् ।
ब्रह्मज्ञानं त्वैक्यमूलं ऐक्यं स्यात्स्वमूलकं ।
ऐक्यं हि परमेशान भावातीतं सुनिश्चितम् ॥
भावातीतमिदं सर्वं प्रकाश भावमात्रकम् ॥

કોઇ પણ પ્રજાનું મૂલ આચાર છે. સ્વભાવ પ્રવૃત્તિ, ગુણ અને કર્મનાભેદોથી પ્રજાની ઉત્પત્તિ થઇ છે.

વિભિન્ન જાતિઓના સદાચાર પણ વિભિન્ન હોય છે. પોતપોતાની જાતિ અનુસાર સદાચારપાલન કરવાથી રાષ્ટ્રીયતાની રક્ષા થાય છે. આર્ય પ્રજાના સદાચાર શાસ્ત્રમાં સ્થાપિત હોવાથી આર્ય સદાચારોનું મૂળ શાસ્ત્રોમાં છે. શાસ્ત્રોનું મૂળ વેદ છે. સનાતન ધર્મીઓની શ્રદ્ધા છે કે વેદ કોમળ છે. જીવના કલ્યાણ માટે જ ઈશ્વરે વેદ પ્રગટ કર્યા છે. સનાતન ધર્મના સર્વ શાસ્ત્ર વેદનાં અનુયાયી છે અને ત્રિકાળજ્ઞાની મુનિઓએ નિજ નિર્મળ બુદ્ધિની સહાયતાથી વેદમતના પ્રતિપાદન માટે ઘણાં શાસ્ત્રો રચ્યાં છે. તેથી વેદમતનાં અનુયાયી એવાં સર્વ શાસ્ત્રોનાં મૂળમાં શ્રી વેદરૂપી ઇશ્વર બિરાજે છે. જેવી રીતે મલય પર્વત પર ચંદનવાસિત વાયુથી બધાં વૃક્ષોમાં ચંદનની ગંધ પેદા થાય છે, પરંતુ વાસમાં તેવી સુગંધ ઉત્પન્ન થતી નથી, તે જ રીતે સાધનનું જેને જ્ઞાન નથી તેવા જડ હૃદયમાં ઇશ્વરની નિર્મલ જ્યોતિ સમ વેદનો પ્રકાશ ઉત્પન્ન થતો નથી અસાધારણ તપસ્વી અને યોગ જાણકાર સાધકોના નિર્મળ દિલમાં જ વેદનો પ્રકાશ પ્રતિબિંબિત થાય છે. સાધના ન કરે, તો કેવળ ઈશ્વરદર્શનની ઇચ્છાથી જ તેવાં દર્શન થતાં નથી. અસાધારણ તપ તથા યોગસાધનથી જ સાધકોમાં શ્રેષ્ઠ એવા મહર્ષિઓમાં વેદજ્ઞાન પ્રગટયું હતું. તેથી, વેદોનું મૂળ સાધક છે. અમુક ક્રિયાઓ કરવાથી મનુષ્યને સાધકનું પદ મળે છે, તેથી યોગ અને તપ રૂપી ક્રિયાઓને

સાધકોનું મૂળ ગણાવી છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ – આ ચાર ફલ અથવા તેમાંનાં કોઈની ઈચ્છા રાખી, મનુષ્ય ક્રિયાઓ કરે છે. તેથી ક્રિયાઓનું મૂળ ફલ છે; પરંતુ જીવ આ ફલની ઇચ્છા શાને કરે છે ? આ પ્રશ્ન પર વિચાર કરતાં જણાય છે કે જીવ સુખપ્રાપ્તિની આશાથી આ ચાર ફલો માટે પ્રયત્નશીલ બને છે. તેથી ફલનું મૂલ થયું સુખ. અને આગમાગત સુખથી પર તેવો અદ્વૈત બ્રહ્માનંદ તે જ સાચો આનંદ છે: અને જીવ આ આનંદની શોધમાં ભટકતાં ભ્રમવશ બની સાંસારિક સુખોમાં મશગુલ બની જાય છે. તેથી સુખોનું મૂલ આનંદ છે. જીવ પોતાની જ્ઞાનશક્તિથી પારખી લે છે કે માયામૂલક વિષયસુખ તે ખરું સુખ નથી; કારણકે ક્ષણજીવી પદાર્થોથી પ્રાપ્ત થતું સુખ પણ ક્ષણજીવી જ હોય પરમ આત્માનો આનંદ તે જ સાચો આનંદ છે.

આવા આવા વિચારોનું કારણ જ્ઞાન છે અને તેથી આનંદનું કારણ પણ જ્ઞાન જ સમજવું જોઈએ. લક્ષ્ય એટલે કે જાણી શકાય તેવી વસ્તુઓ જાણવા માટે જીવના અંત:કરણમાં જ્ઞાનનો અંકુર ફૂટે છે; તેથી જ્ઞાનનું મૂળ થયું લક્ષ્ય અગર જ્ઞેય, અને જ્ઞેયનો અંત આવે છે પરમ તત્ત્વમાં; એટલે કે પરમ તત્ત્વનો સાક્ષાત્કાર થયા પછી કોઈ વસ્તુ જાણવા યોગ્ય નથી રહેતી તેથી, જ્ઞેય વસ્તુના મૂલ તત્ત્વને અનુભવી જાણવું જોઈએ. તત્ત્વ પણ જેનો પાર ન પામી શકે તેવું પરમ તત્ત્વ એટલે જ સચ્ચિદાનંદ બ્રહ્મનું સ્વરૂપ; તેથી, સર્વ તત્ત્વોનુ મૂલ બ્રહ્મ થયુ પ્રત્યેક શાસ્ત્ર, મત, ક્રિયા અને સાધનમાં એકતા લાવવી અથવા તેના સામંજસ્યની રક્ષા કરવી, તેને જ બધાનુ મૂલ કહેવામા આવ્યું છે. આમ, એકતાપૂર્ણ સર્વદેશીય જ્ઞાન જ બ્રહ્મજ્ઞાનનું મૂલ છે. આ પરમબ્રહ્મ માનવભાવથી પર બનીને સકલ વિશ્વનું પ્રકાશન બન્યું છે. આમ, આર્ય શાસ્ત્રોએ સદાચારમૂલક પ્રજાધર્મ અને બ્રહ્મસદ્‌ભાવપદ વચ્ચે જે પરંપરિત સંબંધ છે તે દર્શાવેલ છે ઉપરના વર્ણનથી એ સ્પષ્ટ થશે કે સદાચારની સાથે, પરોક્ષ તથા પ્રત્યક્ષ સ્વરૂપે, આધિભૌતિક ઉન્નતિ, આધિદૈવિક ઉન્નતિ, આધ્યાત્મિક ઉન્નતિ, સામાજિક તથા રાષ્ટ્રીય તેમજ રાજનૈતિક ઉન્નતિ એમ સર્વ પ્રકારની ઉન્નતિ અતૂટ રૂપથી સંકળાયેલ છે અને તેથી જ મનુ આદિ મહર્ષિઓએ આર્ય શાસ્ત્રોમા સદાચારની આટલી પ્રશંસા કરી છે. ઉદાહરણતઃ

आचारो भूतिजनन आचारः कीर्तिवर्धनः ।
आचाराद् वर्धते ह्यायुराचारो हन्त्यलक्षणम् ॥
आगमानां हि सर्वेषामाचारः श्रेष्ठ उच्यते ।
आचारप्रभवो धर्मो धर्मादायुर्विवर्धते ॥
आचाराल्लभते ह्यायुराचाराल्लभते श्रियम् ।
आचाराल्लभते कीर्तिं पुरुषः प्रेत्य चेह च ॥
आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ।
आचाराद् धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥
दुराचारो हि पुरुषो लोके भवति निन्दित. ।
दुःखभागी च सततं व्याधितोऽल्पायुरेव च ॥
सर्वलक्षणहीनोऽपि यः सदाचारवान् भवेत् ।
श्रद्धानोऽनसूयश्च शतं वर्षाणि जीवति ॥

'આચાર વૈભવનો ઉત્પાદક, કીર્તિ અને આયુને વધારનાર અને ખરાબ લક્ષણોનો નાશ કરનાર છે બધા શાસ્ત્રોમા આચારને જ શ્રેષ્ઠ વસ્તુ માનવામા આવેલ છે, ધર્મ આચારમાથી ઉત્પન્ન થાય છે અને ધર્મપાલનથી આયુષ્ય વધે છે, આચારપાલનથી મનુષ્યને આ લોક તેમ જ પરલોકમા આયુષ્ય, કીર્તિ, અને ધન મળે છે આચારપાલનથી આયુષ્ય, ઇચ્છેલ સતાન અને અખૂટ સંપત્તિ મળે છે અને ખરાબ લક્ષણોનો નાશ થાય છે દુરાચારી મનુષ્ય સસારમા સૌની નિંદા વહોરે છે, હમેશા દુખી, રોગગ્રસ્ત અને ઓછી આવરદાવાળો હોય છે મનુષ્યમા અન્ય ઉત્તમ ગુણ ન હોય પરંતુ તે સદાચારી, શાસ્ત્રોમા શ્રદ્ધા રાખવાવાળો અને બીજાની ઈર્ષ્યા ન કરવાવાળો હોય તો તે સો વર્ષનુ આયુ પામે છે' આવી આર્ય શાસ્ત્રોમા આચારની પ્રથમ અને પરમ ધર્મ તરીકે પ્રશસા કરવામા આવી છે

('આર્ય મહિલા' માસિકમાથી ભાષાન્તર)

